# વર્ષ બારમું [સંપાદકીય]

એક એક કદમ આગળ વધતાં વધતાં 'શ્રી જૈન સત્ય પ્રકાશ' પોતાનાં અગિયાર વર્ષ પૂરાં કરી આ અંકે બારમા વર્ષમાં પ્રવેશ કરે છે. બાર વર્ષ પહેલાં રાજનગર–અમદાવાદના આંગણે ભરાયેલ યાદગાર મુનિસમ્મેલને નક્કી કરી આપેલ નીતિના પગલે પગલે ચાલીને 'શ્રી જૈન સત્ય પ્રકાશે' આજે સમસ્ત શ્રીસંઘના હૃદયમાં એક પ્રકારનું વિશિષ્ટ સ્થાન હાસિલ કર્યું છે એની નોંધ લેતાં અતિ હર્ષ થાય છે.

વિશ્વયુદ્ધથી કપરા બનેલાં છેલ્લાં ૪–૬ વર્ષનાં અતિ વિષમ સમયમાં પણ 'શ્રી જૈન સત્ય પ્રકાશ' પોતાની મજલ વણથંભી રીતે ચાલુ રાખી શક્યું એનું શ્રેય સમસ્ત શ્રીસંઘને છે પોતે જન્મ આપેલ આ સંસ્થા અને માસિકને શ્રીસંઘે કદી વીસારી નથી મૂક્યાં; સદાકાળ એના પ્રત્યે હાર્દિક મમતા, સહાનુભૂતિ અને સહાયતા દર્શાવ્યા જ કરી છે એ હકીકત અમે નત મસ્તકે સ્વીકારીએ છીએ, અને એ માટે અમારી ઊંડી કૃતજ્ઞતા દર્શાવીએ છીએ શ્રીસંઘની આવી કૃપા નિરંતર આ સંસ્થા અને માસિક ઉપર વરસ્યા જ કરો – એવી શાસનદેવ પ્રત્યે અમે પ્રાર્થના કરીએ છીએ.

'શ્રી જૈન સત્ય પ્રકાશ'ના અગિયારમા વર્ષ દરમ્યાન એને એક બહુ ભારી ખોટ આવી પડી તેની નોંધ લેતા અમે ઊંડી દિલગીરી અનુભવીએ છીએ. આ સંસ્થાના જન્મથી જ અને આ માસિકના પ્રારંભકાળથી જ એના પ્રત્યેક કાર્યમાં, ધર્મપ્રેમથી પ્રેરાઈને, હમેશાં ઊંડો રસ લેતા અને સંસ્થાના સુચારુ સંચાલનમાં સદા દુરદેશીભર્યું અને નિખાલસ માર્ગદર્શન કરાવતા, સંસ્થાની વ્યવસ્થાપક કમિટિની એક સભ્ય શેઠ શ્રી પ્રતાપસિંહ મોહોલાલભાઈના અચાનક અવસાનથી સંસ્થાને એક બાહોશ વહીવટદારની ભારે ખોટ આવી પડી છે એની નોંધ લઈએ છીએ

માસિકના જુદા જુદા વિશેષાંકો દ્વારા જૈન ધર્મ, સાહિત્ય અને સંસ્કૃતિનો સળંગ ઇતિહાસ પ્રગટ કરવાની અમારી યોજના, કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચંદ્રાચાર્યના સમય સુધી પહોચીને, આ યુદ્ધકાળના કારણે, ત્રીજા વિશેષાંક પછી સ્થગિત થઈ ગઈ છે, તેને બીજા બે વિશેષાંકો પ્રગટ કરીને પૂર્ણ કરવાની અમે રાહ જોઈએ છીએ; અને કાગળનિયમન ધારો અને મુદ્રણકામની અત્યરની અસાધારણ મોંઘવારી દૂર થતાં, શ્રીસંઘની ઉદાર મદદથી, એ યોજના વહેલામાં વહેલી તકે પૂર્ણ કરવાની અમે ઉમેદ રાખીએ છીએ.

ગત વર્ષમાં જે જે સજ્જનોએ સમિતિને સહાયતા આપી છે, અને જે જે વિદ્વાનોએ લેખો મોકલવાની ઉદારતા દર્શાવી છે તે સૌનો અને પૂ આચાર્ય મહારાજ આદિ સર્વ મુનિવરોનો અમે અંતરથી આભાર માનીએ છીએ. શ્રીસંઘનું આ માસિક શ્રીસંઘની વધુ ને વધુ સેવા બજાવવા બડભાગી બનો!

॥ अर्हम् ॥
अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक मुनिसम्मेलन संस्थापित
श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र

# श्री जैन सत्य प्रकाश

जेशिंगभाईनी वाडी : घीकांटारोड : अमदावाद (गुजरात)

| | | |
|---|---|---|
| वर्ष १२ | વિક્રમ સં. ૨૦૦૨ : વીરનિ. સં. ૨૪૭૨ : ઈ સ. ૧૯૪૬ | क्रमांक |
| अंक १ | આસો વદિ ૫ : મંગળવાર : ૧૫ મી ઓક્ટોબર | १३२ |


સં. ૧૮૪૮ના માગસર વદિ પાંચમે રાધનપુર ભોંયરા શેરીમાં થયેલ

## મહાવીરસ્વામીની પ્રતિષ્ઠાના સમયનું સ્તવન

સં૦—પૂજ્ય મુનિમહારાજ શ્રી જયંતવિજયજી.

( જગજીવન જગવાલહો–એ દેશી )

વીર જિણંદ મુઝ મન વસ્યા, ત્રિશલા માત મલાર લાલ રે;
રાય સિધ્ધારથ કુલતિલો, જસોદા ભરતાર લાલ રે. વીર૦ ॥ ૧ ॥
દુક્કર તપ અતિ આદર્યો, લીધું કેવળજ્ઞાન લાલ રે;
સમોવસરણમાં શોભતા, ભાખે અંગ અગિયાર લાલ રે. વીર૦ ॥ ૨ ॥
રાધનપુર વર મંડનો, વીર જિણંદ અતિધીર લાલ રે;
ચરણ અંગુઠે ચલાવીયો, કનકાચલ ગિરીંદ લાલ રે. વીર૦ ॥ ૩ ॥
મસાલીયા મુખ્ય શોભતા, બાંધવ ચાર ઉદાર લાલ રે;
જીવણ જાત સોહી ભલા, દેવ ગોવીંદ હેમરાજ લાલ રે. વીર૦ ॥ ૪ ॥
વીર જિણંદ પધરાવીયા, સેરી ભુયરા ખાસ લાલ રે;
સંઘચતુવિધિ નોતર્યો, પહોતી મનની આસ લાલ રે. વીર૦ ॥ ૫ ॥
દાને માને આગલા, શિતળ જાસ સભાવ લાલ રે;
સાહ ગોવિંદજીએ લહ્યો, લાછી લાભ ભલે ભાવ લાલ રે. વીર૦ ॥ ૬ ॥
વરઘોડા કીધા ભલા, આદ્ય અંત શુભ રીત લાલ રે;
શાસન સોહ ચઢાવીયો, રાતીજગા રંગ રીત લાલ રે. વીર૦ ॥ ૭ ॥
અઢારસે અડતાલમાં, માગસર વદ બુધ પાસ લાલ રે;
દિન પંચમી પધરાવીયા, વીર જિણંદ સુખવાસ લાલ રે. વીર૦ ॥ ૮ ॥
એ જિન ભવિજન સેવીયે, વિગત થાય વિસરાલ લાલ રે;
પુણ્ય ઉદય હોય જેહથી, પ્રગટે મંગલમાલ લાલ રે. વીર૦ ॥ ૯ ॥

પાટણનિવાસી ભોજક ગિરધરભાઈ હેમચંદના હસ્તલિખિત પ્રાચીન પુસ્તકોના સંગ્રહમાંથી ઉતાર્યું.

# જૈન આચાર (એક ઊડતી દૃષ્ટિ)

લેખકઃ-પૂજ્ય મુનિમહારાજ શ્રી ભદ્રંકરવિજયજી, પાટણ

ધર્મનું મૂળ 'આચાર' કે 'વિચાર'? એ પ્રશ્ન ઘણી વાર ઊભો કરવામાં આવે છે. 'આચાર' વિના 'વિચાર' સુધરે જ નહિ, અગર 'વિચાર' વિના 'આચાર' સુધરે જ નહિ, એવા અંતિમ નિર્ણયો પણ ઘણી વાર આપવામાં આવે છે. સત્ય હમેશાં સાપેક્ષ હોય છે[1]. તેથી કોઈ એક પાક્ષિક નિર્ણય હમેશાં સત્ય તરફ દોરી જવાને સહાય-કારક થતો નથી. એટલે સત્યની ઝંખનાવાળા મનુષ્યને ફરજિયાત બંને બાજુના નિર્ણયોને માન્ય રાખવા પડે છે. જેમ 'આચાર' વિના 'વિચાર' સુધરે નહિ તેમ 'વિચાર' વિના 'આચાર' સુધરે નહિ અથવા જેમ 'આચાર'ને સુધારવા માટે 'વિચાર'ને સુધારવાની જરૂર છે, તેમ 'વિચાર'ને સુધારવા માટે 'આચાર'ને સુધારવાની પણ જરૂર છે. એ બંને વાત 'જીવનશુદ્ધિ' રૂપી સત્યની ઝંખનાવાળાને અવશ્ય અવકાર-દાયક થઈ પડે છે.

'જૈન આચાર', તેનું સ્વરૂપ અને મહત્ત્વ સમજવા માટે 'જૈન વિચાર' અને તેનું સ્વરૂપ તથા મહત્ત્વ સમજવાની અગત્ય અનિવાર્ય થઈ પડે છે, કારણ કે 'આચાર'નું મૂળ 'વિચાર'માં છે, એ વાત આપણે ઉપર જોઈ આવ્યા છીએ.

'જૈન વિચાર' એટલે શ્રી જિનેશ્વર દેવોએ કેવળજ્ઞાન પામ્યા બાદ ફરમાવેલ તત્ત્વ-જ્ઞાન. એ તત્ત્વજ્ઞાનને જે મનુષ્યોએ શ્રદ્ધાપૂર્વક ઝીલ્યું અને જીવનમાં ઉતાર્યું, તે પુરુષોના વિચાર-જૈન તત્ત્વજ્ઞાન જીવના, જગતના અને ઈશ્વરના સ્વરૂપને તથા એ ત્રણના સ્વરૂપને સમજાવનાર જ્ઞાન અને શબ્દના સ્વરૂપને જે રીતે જણાવે છે, તે રીતે તેને સંક્ષેપથી અથવા વિસ્તારથી જાણવું, સમજવું, અને વિચારવું, એ જૈન વિચાર છે. જૈન વિચારનું સ્વરૂપ નિર્દોષ છે. કારણ કે વિચારની પાછળ રહેલા દોષો તેમાં નથી-રાગથી, દ્વેષથી, મોહથી અગર અજ્ઞાનથી વિચારમાં દોષો આવે છે. એ દોષો મૂળમાંથી જ શ્રી જિનેશ્વર દેવોમાં હોતા નથી. તેથી તેઓના વચનમાં કે વિચારમાં કે જ્ઞાનમાં અસત્યપણું કે વિસંવાદિ-પણું કે બીજું અપૂર્ણપણું હોતું નથી. જૈન તત્ત્વજ્ઞાન મુજબ જીવ અનાદિ અનંત, સ્વકર્મનો કર્તા, કર્મના ફળનો ભોક્તા, કર્મના સંબંધથી ચાર ગતિરૂપ સંસારના પ્રત્યેક સ્થાનમાં ઊપજનારો અને નાશ પામનારો તથા અંતે કર્મમુક્ત થઈને મોક્ષમાં જનારો. જૈન તત્ત્વજ્ઞાન મુજબ જગતનું સ્વરૂપ પર્યાય રૂપે ઉત્પન્ન થનારું તથા નાશ પામનારું અને દ્રવ્ય રૂપે સદા કાયમ રહેનારું-જગતની કોઈ પણ વસ્તુનો સર્વથા વિનાશ નથી કે સર્વથા ઉત્પત્તિ નથી; મૂળ રૂપે કાયમ રહીને તેનામાં ફેરફારો થયા કરે છે, તે જગત છે, અને તે પંચ અસ્તિકાય સ્વરૂપ છે. એટલે જીવ, પુદ્ગલ, ધર્મ, અધર્મ અને આકાશપ્રદેશ સમૂહ રૂપે સર્વદા વિદ્યમાન છે. અથવા તે ષટ્દ્રવ્યમય છે એટલે જીવ, પુદ્ગલ, ધર્મ, અધર્મ, આકાશ અને કાળ, એ છ દ્રવ્ય રૂપે રહેલું છે. જીવ સચેતન સ્વરૂપ છે અને બાકીના ચાર અથવા

1 Truth is ralative to our standpoints.

પાંચ અચેતન સ્વરૂપ છે જીવ સહિત ચાર અથવા પાંચ અરૂપી છે અને એક પુદ્ગલ રૂપી મૂર્ત અથવા અહિરિંદ્રિય ગ્રાહ્ય છે. જીવની જેમ તે બધાં પણ અનાદિ અનંત છે. જૈન તત્ત્વજ્ઞાન મુજબ ઈશ્વર તે સકલકર્મમુક્ત જીવ પોતે જ છે. કર્મના આવરણ નીચે રહેલો જીવ સંસારી છે અને કર્મના આવરણ રહિત બનેલો તે જ જીવ સિદ્ધ, અથવા ઈશ્વર અથવા સર્વ શક્તિમાન છે. જીવને કર્મરહિત બનવાના ઉપાય જ્ઞાન, દર્શન, ચારિત્ર, સંવર, નિર્જરા કે રાગાદિ દોષોની પ્રતિપક્ષભૂત ભાવનાઓ અને ધ્યાન છે. શ્રી જિનેશ્વર દેવોએ ફરમાવેલું આ તત્ત્વજ્ઞાન છે અને એનું ગ્રહણ ધારણ, મનન, પરિશીલન એ જ જૈન વિચાર છે. એ વિચારને જણાવનાર શબ્દ કે (શબ્દસમૂહરૂપ) વાક્ય કે (વાક્યસમૂહરૂપ) શાસ્ત્ર, એ જૈન શાસ્ત્ર છે. અને એ શાસ્ત્રમાં અન્ય શાસ્ત્ર વગેરેથી જો કોઈ પણ વિલક્ષણતા કે વિશિષ્ટતા રહેલી હોય, તો તે તેના સાપેક્ષપણાના સ્વીકારમાં છે. જૈન તત્ત્વજ્ઞાન મુજબ કોઈ પણ શબ્દ કે તેના ઉપરથી નિકળતો કોઈ પણ અર્થ નિરપેક્ષ (absolute) નથી, કિન્તુ સાપેક્ષ (relative) છે. એ સાપેક્ષતાને જણાવવા માટે 'સ્યાત્' શબ્દ પ્રત્યેક શબ્દ, શબ્દસમૂહ કે વાક્ય સમૂહની સાથે જોડાયેલો માનીને જ વ્યવહાર કરવામાં આવે છે. તેથી સત્યની એક પણ બાજુ છૂટી જતી નથી કે અસત્યની એક પણ બાજુનું સમર્થન થઈ જતું નથી. સત્યને જાણવા કે જણાવવાની, સમજવા કે સમજાવવાની આ પદ્ધતિને જૈન તત્ત્વજ્ઞાનમાં 'સ્યાદ્વાદ પદ્ધતિ' કે 'અનેકાન્તવાદની પદ્ધતિ' તરીકે ઓળખાવવામાં આવે છે, અને તેથી એકાંત કોઈ પણ પક્ષનો આગ્રહ કે અનાદર જૈન તત્ત્વજ્ઞાનમાં કદાપિ હોતો નથી. જૈન તત્ત્વજ્ઞાનને વિરોધ હોય તો તે એકાંત દૃષ્ટિબિન્દુની સામે હોય છે, નહિ કે કોઈ પણ વાક્ય કે તેના સમૂહની સામે. વિશ્વ અને તેમાં રહેલ પદાર્થો અનંત ધર્મમય છે, તેને જણાવનાર બધા દૃષ્ટિબિન્દુઓને જૈન તત્ત્વજ્ઞાન અનેકાન્ત દૃષ્ટિથી માન્ય રાખે છે, તથા એકાન્ત દૃષ્ટિથી અમાન્ય ઠરાવે છે.

જૈન આચારોનું ઘડતર અનેકાન્ત દૃષ્ટિમય જૈન વિચારમાંથી થયેલું છે. અને તેથી જ તે જીવનશુદ્ધિનાં બધાં અંગોને અપનાવનારું છે. તે કેવળ શારીરિક શૌચમાં કે વાચિક સત્યમાં કે માનસિક પવિત્રતામાં કે હાર્દિક ભાવ અને તેની શુદ્ધિમાં જ રહેલું નથી, કિન્તુ તે સર્વમાં અને તે સર્વની પાછળ રહેલા આત્મદ્રવ્યની સમગ્ર (integral) શુદ્ધિમાં રહેલું છે. આત્મદ્રવ્યની શુદ્ધિ તેના ગુણોની શુદ્ધિ કે પ્રકટીકરણમાં રહેલી છે તેથી આત્માના મુખ્ય ગુણોની સંખ્યા મુજબ જૈન આચારની મૂળ સંખ્યા પણ પંચની જ રાખવામાં આવી છે. જૈન તત્ત્વજ્ઞાન મુજબ આત્માના મુખ્ય ગુણો પાંચ છે—જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ, વીર્ય. અને તેથી જૈન આચાર પણ પાંચ જ છે—જ્ઞાનાચાર, દર્શનાચાર, ચારિત્રાચાર, તપાચાર અને વીર્યાચાર. જ્ઞાનાચારના આઠ પ્રકાર છે, દર્શનાચારના આઠ પ્રકાર છે. ચારિત્રાચારના આઠ પ્રકાર છે. અને તપાચારના બાર પ્રકાર છે. એ રીતે પ્રથમ ચાર આચારના કુલ છત્રીસ પ્રકાર છે. અને એ છત્રીસ પ્રકારમાં જીવનું મન-વચન-કાયાનું છતું બળ અને વીર્ય, શારીરિક અને વાચિક બળ તથા માનસિક અને આત્મિક વીર્ય વાપરવાનું હોય છે. તેથી ૩૬×૩= ૧૦૮ પ્રકારના આચારનું પાલન જૈન શાસ્ત્રોમાં ફરમાવેલું છે. એ પાંચ આચારો અને તેના ૩૬ તથા ૧૦૮ પ્રકારો અને તેને ફરમાવતી ગાથાઓ આવશ્યકસૂત્રકાર શ્રુતકેવળી ભગવાન્ શ્રી સુધર્માસ્વામી અને

આવશ્યકનિર્યુક્તિકાર શ્રુતકેવળી ભગવાન શ્રી ભદ્રબાહુસ્વામી જેટલી પ્રાચીન છે. જૈનધર્મમાં થોડા પણ રસ ધરાવનાર બાળથી વૃદ્ધપર્યંત અને આથી ગુરુપર્યંત તમામને અતિચારની આઠ ગાથાઓના નામથી એ ગાથાઓ આજે પણ પ્રસિદ્ધ છે. એ પ્રત્યેક રાત્રિક, દૈવસિક, પાક્ષિક, ચાતુર્માસિક અને સાંવત્સરિક પ્રતિક્રમણમાં તે ગાથાઓ અતિચારની શુદ્ધિ માટે આજે પણ તેટલા જ ભાવપૂર્વક પાઠ કરાય છે. અને તે ગાથાઓના વિવરણ રૂપે જ પાક્ષિકાદિના દિવસે સભામાં બોલવા કે મનમાં સંભારવા માટે નાના કે મોટા અતિચાર સૂત્રો ભાષામાં પણ, સાધુ તથા શ્રાવકો માટે, ઉતારાયેલાં છે અને તેનો તે તે દિવસ અને સમયે ચોક્કસ વિધિ તરીકે ઉપયોગ કરવામાં આવે છે.

જૈન સાધુ તથા ગૃહસ્થોના સમસ્ત આચારોનું ઘડતર એ ગાથાઓ, એમાં કહેલા આચારો અને એ આચારોની પાછળ રહેલા આત્માના મૂળ ગુણોના પ્રકટીકરણના ઉદ્દેશને અવલંબીને રહેલું છે. એ આચારનું વર્ણન અને એનું વિશદીકરણ એવી ખૂબીથી થયેલું છે કે જે દિવસે જૈન સંઘરૂપી સૂતેલો સિંહ નિદ્રાને તજી, એ આગમોની ગર્જના અને તેની પાછળ રહેલા આત્માના પ્રતિધ્વનિ–પડઘાઓને ધ્યાન દઈને સાંભળવા લાગ્યો, વિચારવા લાગ્યો, જીવનના પ્રત્યેક વ્યવહારમાં આચરવા લાગ્યો, એ દિવસે એની આસપાસ એકત્ર થયેલા કલહો, વિવાદો, વૈમનસ્યોરૂપી ક્ષુદ્ર જંતુઓના જૂથોના જૂથો એક પળવારમાં પલાયન કરી જવાને સરજાયેલા જ છે.

# આધ્યાત્મિક સાસરવેલ અને શણગાર

( લે. પ્રો. હીરાલાલ ર. કાપડિયા એમ. એ. )

ભારતીય તેમ જ અભારતીય સાહિત્યસૃષ્ટિનું અવલોકન કરનારને એ વાત સુવિદિત છે કે 'રૂપક'નો ઉપયોગ અનેક લેખકોને હાથે થયેલો છે. તેમાં જૈનમુનિ સિદ્ધર્ષિની કૃતિ નામે **ઉપમિતિભવપ્રપંચાકથા** એ સંસ્કૃતમાં રચાયેલી રૂપક કથાનો બેનમૂન નમૂનો છે. એમના પછી જયશેખરે વિ. સં. ૧૪૬૨માં **પ્રબોધચિન્તામણિ** નામની 'રૂપક' કૃતિ રચી છે અને એ જ વિષયની ( વિક્રમની ) પંદરમી સદીના ઉત્તરાર્ધની ગુજરાતી કૃતિ તે **ત્રિભુવનદીપકપ્રબંધ** છે. એને **પરમહંસપ્રબંધ** તેમ જ **પ્રબોધચિન્તામણિ-ચોપાઈ** પણ કહે છે. સ્વ. કેશવલાલ હ. ધ્રુવે આનો ગુજરાતીમાં જૂનામાં જૂના રૂપક તરીકે ઉલ્લેખ કર્યો છે. ( જુઓ જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ, પૃ ૪૯૦ )

આમ 'રૂપક' કૃતિઓ કેટલીયે સદીઓ થયાં રચાય છે. તેમાંની એક કૃતિ તે વિનય-પ્રભસૂરિએ રચેલી **આત્મોપદેશસજ્ઝાય** છે. એ ભીમસિંહ માણેકે છપાવેલી **સજ્ઝાયમાલા** (પૃ. ૧૯૪)માં છે. આઠ કડીની આ કૃતિ 'પ્રભાત' રાગમાં **મીરાંબાઈએ** રચેલા અને 'મુજ અબળાને મોટી મીરાંત બાઈ'થી શરૂ થતા પદનું તેમ જ "ગોવિંદો પ્રાણ અમારો રે" એ આ કવયિત્રીના અન્ય પદમાંની નીચે મુજબની પંક્તિનું સ્મરણ કરાવે છેઃ—

" સાસુ અમારી સુષુમણા રે, સસરો પ્રેમ સંતોષ
જેઠ જગજીવન જગતમાં, મારો નાવલીઓ નિર્દોષ. "

આ પંક્તિમાં નીચે પ્રમાણેનાં સમીકરણો છે:—

સાસુ=સુષુમણા. સસરો=પ્રેમ. જેઠ=સંતોષ. નાવલીઓ=જગજીવન.

ઉપર્યુક્ત **આત્મોપદેશસજ્ઝાય** હું અહીં આપું તે પૂર્વે સ્ત્રીના જીવન સાથે ઓતપ્રોત બનેલી પિયર અને સાસરાની વ્યક્તિઓનું—એના પુત્ર અને પુત્રવધૂ સુધીના સંબંધોનું મનોરમ રૂપકો વડે રંગદર્શી ચિત્ર રજૂ કરનારું નીચે મુજબનું ગીત હું "ગીતનું સ્વરૂપ" એ "સુન્દરમ્"ની[1] લેખમાળાના છઠ્ઠા લેખાંકમાંથી અહીં ઉદ્ધૃત કરું છું:—

"હું તો સૂતી રે મારા રંગ રે મહેલમાં
　　　સૂતાં તે સપનાં લાગિયાં જી રે!
ઊંડાં જળહળ રે મેં તો સપનામાં દીઠાં
　　　માન સરોવર ભર્યાં દીઠાં જી રે!
આંગણે હસ્તી રે મેં તો સપનામાં દીઠા
　　　કુંભ કળશ ત્યાં ભર્યા દીઠા જી રે!
આંગણે આંબલો રે મેં તો સપનામાં દીઠો
　　　જાય જાવંત્રી ટૂંગે ટૂંગે જી રે!
મોતીના ચોક રે મેં તો સપનામાં દીઠા
　　　લીલી હરિયાળી ત્યાં બહુ ફળી જી રે!
મેડીયે દીવડો રે મેં તો સપનામાં દીઠો
　　　કંકુ કેસર કેરાં છાંટણાં જી રે!
સૂતા જાગો રે મારી નણદીના વીરા!
　　　સપનાના અરથ ઉકેલજો જી રે!"

આમાં નીચે મુજબનાં નવ રૂપકાત્મક સમીકરણો છે:—

કંથ=મોતીનો ચોક. નણંદ=હરિયાળી. પિયર=ઊંડાં જળહળ. પુત્ર=દીવડો. પુત્રવધૂ=કંકુ. ભાઈ=હસ્તી. સસરો=આંબલો. સાસરુ=માન સરોવર. સાસુ=જાવંત્રી.

## આત્મોપદેશ સજ્ઝાય

"સાસરીયેં અમ જઈયેં રે બાઈ, સાસરીયેં અમ જઈયેં
જિનધર્મ તે સાસરું કહીયેં, જિનવર દેવ તે સસરો
જિનઆણા સાસુ રઢીયાલી, તેના કહ્યામાં વિચરો રે બાઈ. સાસરીયે૦ ૧
આરા ને પરાં ક્યાંહિ ન ભમીયેં, ભમતા જસ નવિ લહીયેં રે બાઈ સા૦ એ આંકણી
શિયલ સ્વભાવ સોહે ઘાઘરીયો, જીવદયા કાંચલડી
સમકિત ઓઢણી ઓઢો રે જીણી, શંકામેલે ન ખરડો રે બાઈ. સા૦ ૨

[1] આ લેખમાળા પ્રબુદ્ધ (સાપ્તાહિક)માં માર્ચ અને એપ્રિલના અંકમાં છપાઈ છે. એમાં એકંદર સાત લેખાંક છે.

નિશ્ચય ને વ્યવહાર તણા બે, પાયે નેઉર ખલકે
બેઉવિધ ધર્મ સાધુ શ્રાવકનો, કાને અકોટા ઝલકે રે બાઈ. સા૦ ૩

તપતણા એ બેરખા બાંહિ, તગતગે તેજે સાગ
જ્ઞાન પરમત તણું તે અર્ચા, માંહે પરિણામની ધારા રે બાઈ. સા૦ ૪

રાગ સિંદૂરનું કીધું ટીલું, શિયલનો ચાંડલો શોહે
ભાવનો હાર હૈયામાં લહેકે, દાનનાં કંકણ સોહે રે બાઈ. સા૦ ૫

સુમતિ સાહેલી સાથે લેઈને, દીઠે મારગ વહીયે
ક્રોધ કષાય કુમતિ અજ્ઞાની, તેહથી વાત ન કરીયે રે બાઈ. સા૦ ૬

મિથ્યાત્વી પીયરમાં ન વસીયે, રહેતાં અલખામણા થઇયે
મોહ માયા માવતર વીરુઆં, દોહિલો કાલ નિગમીયે રે બાઈ. સા૦ ૭

અનુભવ પ્રીતમ સાથે રમતાં, પ્રેમે આનંદપદ લહિયે
વિનયપ્રભસૂરી પ્રસાદે, ભાવે શિવસુખ લહીયે રે બાઈ. સા૦ ૮

આમાં પીયેરિયાં, સાસરિયાં, વસ્ત્ર અને અલંકારને અંગે નીચે મુજબનાં રૂપકો—સમીકરણો અનુક્રમે જોવાય છેઃ—

**પીયેરિયાં** :—પીયર=મિથ્યાત્વી. માવતર=મોહ માયા.

**સાસરિયાં** :—પ્રીતમ=અનુભવ. સસરો=જિનવર દેવ. સાસુ=જિનઆણા. સાસરું=જિનધર્મ.

**વસ્ત્ર** :—ઓઢણી (ઝીણી)=સમકિત. કાંચલડી=જીવદયા. ઘાઘરીયો=શીયલ સ્વભાવ.

**અલંકાર**:—[1]અકોટ=દ્વિવિધ ધર્મ. કંકણ=દાન. ચાંડલો=શિયલ. ટીલું=રાગ સિંદૂર. [2]નેઉર=નિશ્ચય ને વ્યવહાર. [3]બેરખા=તપ. હાર=ભાવ.

આ ઉપરાંત પરમતનું જ્ઞાન તે 'અર્ચા' અને સુમતિ એ 'સાહેલી' છે.

**કર્તા—આત્મોપદેશ સજ્ઝાય** (સ્વાધ્યાય)ના કર્તા **વિનયપ્રભસૂરિ** છે, પણ તેઓ કોના શિષ્ય છે તેમ જ તેમણે આ કૃતિ ક્યારે રચી છે તેનો આ સજ્ઝાયમાં ઉલ્લેખ નથી. **વિનયપ્રભ** નામના કેટલાક મુનિઓ થયા છે, જેમ કે (૧) વિ. સં. ૧૪૧૨માં **ગૌતમસ્વામીનો રાસ** રચનારા, (૨) વિ. સં. ૧૫૦૧માં **ષષ્ટિશતક** ઉપર ટીકા રચનારા તપોરત્નના વિદ્યાગુરુ, અને (૩) વિ. સં. ૧૭૮૪માં **નેમિભક્તામર** રચનારા પૌર્ણમિક ગચ્છના **ભાવપ્રભસૂરિ**ના દાદાગુરુ. આ પૈકી કોઈએ સજ્ઝાય રચી છે કે અહીં નહિ નોંધેલી અન્ય વ્યક્તિએ તેમ કર્યું છે તેનો નિર્ણય કરવા માટેનાં સાધનો મારી પાસે નથી.

ગોપીપુરા, સુરત, તા ૨૮-૮-૪૬

---

૧ "સોપારી ઘાટનું સ્ત્રીઓના કાનનું ઘરેણું, ઘૂઘરીઓનાં ઝૂમખાવાળું લોળિયું" એવો અર્થ 'સાર્થ ગૂજરાતી જોડણીકોશ'માં 'અકોટો' શબ્દનો અપાયો છે. ૨ ઝાંઝર. ૩ સ્ત્રીઓના કોણીના એક ઘરેણાને 'બેરખી' કહે છે, તો શું એ જ આ છે? રુદ્રાક્ષના મોટા મણકાની માળાને 'બેરખો' કહે છે, પણ એ તો અપ્રસ્તુત જણાય છે.

# 'विवाहलउ' संज्ञक अन्य जैन रचनायें

लेखक–श्रीयुत अगरचंदजी नाहटा, बीकानेर

"श्री जैन सत्य प्रकाश" के गत १३०–१३१ वे अंकमें प्रो. हीरालाल र. कापडियाका "विवाहलउ साहित्यनुं रेखादर्शन" शीर्षक लेख प्रकाशित हुआ है उसकी कतिपय भूल–भ्रांतियोंका निरसन करते हुए विशेष ज्ञातव्य प्रकाशित किया जा रहा है।

१. जिनपद्मसूरिका सं. १४८० में स्वर्ग लिखा वह गलत है। उनका स्वर्ग सं. १४०० में हुआ है। संभव है छपनेमें या लिखनेमें भूल रह गई हो।

२. सं. १४०० के लगभगकी लिखित प्रतिमें नेमिनाथद्वादसमासवर्णन गा. १६ अज्ञातकर्तृक उपलब्ध है। पता नहीं वह विनयचंद्रसे पूर्वका है या समकालीन है।

३. बालशिक्षाके रचयिता संग्रामसिंहको 'भरतेश्वर–बाहुबलीरासकी प्रस्तावना पृ. ४१ में खंभातके श्रीमाल दाढाके पुत्र कुमरसिंहका पुत्र लिखा है।

४. विवाहलउकी सूचिमें निर्दिष्ट निम्नोक्त रचनायें हमारे संग्रहमें हैं—

| | | | |
|---|---|---|---|
| (१) ऋषभदेवविवाहलउ | सेवग। | (७) नेमिविवाहलउ | वीरविजय। |
| (२) कीर्तिरत्नसूरिविवाहलउ | कल्याणचंद्र। | (८) शांतिनाथविवाहलउ | ब्रह्म। |
| (३) गुणरत्नसूरिविवाहलउ | पद्ममंदिर। | (९) सुमतिसाधुविवाहलउ | लावण्यसमय। |
| (४) जिनचंद्रसूरिविवाहलउ | सहजज्ञान। | (१०) जंबूविवाहलउ | हीरानंदसूरि[१]। |
| (५) जिनेश्वरसूरिविवाहलउ | सोममूर्ति। | (११) शांतिविवाहलउ | आणंदप्रमोद। |
| (६) जिनोदयसूरिविवाहलउ | मेरुनन्दन। | (१२) नेमिविवाह | केवल (प्रकाशित)। |

इनमेंसे नं. ५–६ हमने अपने संपादित ऐतिहासिक जैन काव्य संग्रहमें प्रकाशित भी कर दिये है। नं. २–३–४ की प्रतिलिपी जैसलमेर भंडारसे लाई गई है, और अन्यत्र अद्यावधि अप्राप्त है।

५. आदिनाथ रास धवल और ऋषभदेवविवाहलउ दोनों एक ही विषयकी रचनाओंके रचयिता एक ही नामवाले 'सेवक' कविका होना विचारणीय है। ऋषभदेव विवाहलउका बहुत ही प्रचार रहा है। उसकी क़रीब ८–१० प्रतियें तो मेरे संग्रहमें ही है।

६. कीर्तिरत्नसूरिविवाहलउके कर्ता कल्याणचन्द्र देवचन्द्रके शिष्य न हो कर

---

१ हमारे संग्रहकी प्रतिमें अंतमें 'हीराणंद'के स्थान पर 'जइप्रभसूरि' पाठ है।

कीर्तिरत्नसूरिके ही शिष्य थे, ऐसा इस विवाहलउके अंतमें निर्देश है। गुणरत्नसूरिविवाहलउके कर्ता पद्ममंदिर ऋषिमंडलवृत्तिके कर्ता ही हैं और वे भी गुणरत्नसूरि (कीर्तिरत्नसूरिजीके पट्टधर) के शिष्य थे। हीरानन्दसूरिकी रचनाओंके निर्देशमें कलिकालका उल्लेख है वहां "रास" शब्द और चाहिये।

७. विवाहलउ संज्ञक दो अन्य राजस्थानी जैनेतर रचनायें मेरे संग्रहमें हैं वे हैं—१ हरीजीका विवाहलउ (पद्ममंगलरचित) और २ गुणविजैविवाह (मुरारिदासकृत)।

८. विवाहसंज्ञक रचनाओंमें जिनप्रभ (आगमिक) कृत 'अंतरंग विवाह' सबसे प्राचीन है। पाटणसूचि पृ. २७२।

९. हमारे संग्रहमें अद्यावधि अज्ञात कई विवाहले उपलब्ध हैं जो इस प्रकार हैं—

(१) आर्द्रकुमार विवाहलउ गाथा २४ अज्ञातकर्तृक (प्रारंभकी ६ गाथा कम) सं. १४९३ लिखित।

(२) नेमिविवाहलउ गाथा २६ जयसागर सं. १५०५ लिखित।

(३) शांतिविवाहलउ गाथा २७ तपोरत्न (१६वीं शताब्दी)

(४) महावीरविवाहलउ गाथा ३२ कीर्तिराज (कीर्तिरत्नसूरि) (१५वीं शताब्दी)

(५) शालिभद्रविवाहलउ लक्ष्मण सं. १५६८ लिखित।

(६) शांतिनाथविवाहलउ गाथा २३ हर्षधर्म (१६वीं शताब्दी)।

(७) आदिनाथविवाहलउ गाथा २५ रत्नचन्द्र (१६वीं शताब्दी)।

(८) अजितशांति विवाहलउ गाथा ३२ मेरुनंदन (१५वीं शताब्दी)

इनमेंसे नं. ६–७–८ को कहीं स्तवन, विनती आदि संज्ञा भी दी है।

१०. विवाहलउ संज्ञक रचनाये सबसे अधिक हमारे संग्रहमें हैं।

## एक सुझाव

विवाहलउ, फागु, संधि, वेलि आदि विविध नामवाली अनेक रचनाये जैन कवियोंकी उपलब्ध हैं। उनका वास्तविक परिचय तो उन सबके सन्मुख होने पर ही मिल सकता है, अतः एक नामवाली जितनी रचनायें उपलब्ध हों उन सबका संग्रह कर स्वतंत्र रूपसे ग्रन्थ प्रकाशित करनेकी ओर जैन एवं गुजराती प्रकाशकोंका ध्यान आकर्षित किया जाता है।

# જૈન દર્શન

લેખકઃ-શ્રીયુત મોહનલાલ દીપચંદ ચોકસી.

( ગતાંકથી ચાલુ )

નવ તત્ત્વમાં જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ, વીર્ય અને ઉપયોગ રૂપ છ વસ્તુને જીવના લક્ષણરૂપ કહી છે. એ છયેનો વિકાસ વ્યક્ત કે અવ્યક્ત જેમાં હોય તે જીવ છે. એથી વિપરીત દશામાં જે જોવાય છે તે સર્વનો સમાવેશ અજીવમાં થાય છે.

અજીવને ઓળખવાનું મુખ્ય ચિહ્ન 'ચેતનાનો અભાવ' છે. અચેતન-જડ-અજીવ આદિ તેના જુદા જુદા નામો છે. નીચે પ્રમાણે એના પાંચ ભેદ પાડવામાં આવ્યા છે—

૧. ધર્માસ્તિકાય, ૨. અધર્માસ્તિકાય, ૩. આકાશાસ્તિકાય, ૪. પુદ્ગલાસ્તિકાય અને ૫. કાળ એમાં ઉપર વર્ણવી ગયા એ જીવાસ્તિકાય ભેળવતાં સંખ્યા છની થાય. એને જ ષડ્દ્રવ્ય તરીકે ઓળખવામાં આવે છે. અને જૈન સાહિત્યના ગ્રંથોમાં એ સંબંધી વિસ્તારથી કહેવામાં આવ્યું છે. અસ્તિકાય એટલે પ્રદેશોનો સમૂહ. પ્રત્યેક જીવના અસંખ્ય પ્રદેશો છે. અને તેવી જ રીતે ધર્મ અને અધર્મ રૂપ દ્રવ્યોના પણ છે. આકાશ દ્રવ્યના પ્રદેશો અનંતા છે, અને પુદ્ગલ દ્રવ્યના સંખ્યાતા, અસંખ્યાતા અને અનંતા પ્રદેશો છે. કર્મનો સમાવેશ આ પુદ્ગળ દ્રવ્યમાં થાય છે. કેવળ કાળ દ્રવ્ય એક જ એવું છે કે જેને પ્રદેશો હોતા નથી. એ કારણે એની ગણના અસ્તિકાય યાને સમૂહમાં કરાતી નથી. અનાગત યાને ભવિષ્ય કાળ અનુત્પન્ન હોવાથી તેમ જ ગત યાને ભૂતકાળ વિનષ્ટ થઈ ગયેલ હોવાથી અને વર્તમાનનો સમય પ્રદેશ રહિત હોવાથી માત્ર નવાજૂનાની અપેક્ષાને આશ્રયી એ દ્રવ્ય કહેવાય છે. ચૌદ રાજલોકમાં ફકત પાંચે અસ્તિકાયનું અસ્તિત્વ છે. વિશેષતા એટલી છે કે આકાશ અને કાળનો સદ્ભાવ એની બહાર અલોકમાં પણ છે તેથી આકાશ દ્રવ્યના લોકાકાશ અને અલોકાકાશ રૂપ બે ભેદ પડે છે. અહીં ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાય રૂપ જે બે પદાર્થની વાત કરવામાં આવી છે તેને ધર્મ અર્થાત્ પુણ્ય અને અધર્મ અર્થાત્ પાપ અથવા તો શુભ-અશુભ કર્મો સાથે કંઈ સબંધ નથી. એનો શબ્દાર્થ એવો થાય છે, છતાં એ અર્થમાં અહીં લેવાના નથી. બીજા કોઈ દર્શનમાં આ પ્રકારના પદાર્થો બતાવાયા નથી, છતાં હવે પછી એ અંગે જે વ્યાખ્યા બાંધવામાં આવી છે એ જોતાં સહજ જણાશે કે આગમમાં કહેલ આ પદાર્થો સહેતુક છે.

૧. ધર્માસ્તિકાય—જીવ-પુદ્ગલોને ગતિ કરવામાં સહાયક છે.

૨. અધર્માસ્તિકાય—જીવ-પુદ્ગલોને સ્થિત થવામાં સહાયભૂત છે.

તાત્પર્ય:-પાણીમાં માછલું ગતિ તો સ્વબળે કરે છે, છતાં પાણીની એને જે પ્રકારની સહાય જરૂરી છે તે પ્રકારની ધર્માસ્તિકાયની સહાય જીવ-પુદ્ગલો સબંધમાં છે. માર્ગે ચાલી રહેલ મુસાફરને થાક લાગતા જ વિશ્રામ લેવાનું મન થાય છે. એ વેળા એકાદ વૃક્ષની શીળી છાયા નજરે પડતાં જ એ થોભે છે તેમ જીવ-પુદ્ગલોમાં સ્થિત થવાની શક્તિ પોતાની છે, પણ વૃક્ષની છાયા માફક અધર્માસ્તિકાય સહાય રૂપ બને છે. આ બન્ને પદાર્થનું અસ્તિત્વ સ્વીકારવામાં ન આવે તો અલોકાકાશમાં જીવ-પુદ્ગલોકા તો સદાકાળ ગતિ કર્યા કરવાનો પ્રસંગ આવે અથવા તો એક જ સ્થિતિમાં રહેવાપણું બને. ચૌદ રાજલોક પર્યંત ઉભય દ્રવ્યનો સદ્ભાવ હોવાથી જીવ-પુદ્ગલો માટે એ આખરી સ્થાન છે. એ ઉપરથી ઉભય પદાર્થનું અસ્તિત્વ તર્કસિદ્ધ છે. અલોકાકાશમાં માત્ર એકલું આકાશ દ્રવ્ય જ છે.

૩. આકાશાસ્તિકાય—અવકાશ આપવાના સ્વભાવવાળું આ દ્રવ્ય જીવ-પુદ્ગલોને સાન્ડામાં જેમ ખીલીને સ્થાન મળે છે એમ પોતામાં સ્થાન આપે છે. ચૌદ રાજલોકમાં એવું એક પણ સ્થાન નથી કે જ્યાં જીવ-અજીવનો સદ્ભાવ ન હોય.

લો. કઃ-ચૌદ રાજલોકના મુખ્ય પણે ઊર્ધ્વ, તિર્યંગ અને અધો એવા ત્રણ ભાગ પડે છે. સાદી ભાષામાં એ વાત મૂકીએ તો જ્યાં દેવોનો વાસ છે એ ઊર્ધ્વ યાને ઉપરનો ભાગ; જેને સ્વર્ગ કહેવામાં આવે છે. જ્યાં નારકો યાને દુઃખથી પીડાતા જીવોનો વાસ છે એ અધો યાને નીચેનો વાસ, જે સાત નરક તરીકે ઓળખાય છે. એ બન્નેમાં રહેલ વચલો પ્રદેશ એ આપણો માનવ યાને તિર્યંગ લોક; એમાં તિર્યંચો અને મનુષ્યો વસે છે. ઉપર મોટા પ્રમાણમાં સુખ છે તો નીચે મોટા પ્રમાણમાં દુઃખ છે, જ્યારે મનુષ્યલોકમાં સુખ અને દુઃખ જોડલા રૂપે રહેલ છે. મનુષ્યલોકની મર્યાદા આ પ્રમાણે કહેવામાં આવી છેઃ મધ્યમાં મેરુપર્વત છે. એને ફરતો એક લાખ યોજનના ઘેરાવાવાળો જંબૂદ્વીપ છે. મેરુ પર્વતની નજીકમાં ઉત્તર-દક્ષિણે મહાવિદેહ ક્ષેત્રના બત્રીશ વિજયો યાને મોટા પ્રદેશો પથરાયેલા છે. એના દક્ષિણ છેડા પર ભરતક્ષેત્ર અને ઉત્તર છેડા પર ઐરવત નામા ક્ષેત્રો છે.

ભરત, મહાવિદેહ અને ઐરવત-એ ત્રણે ક્ષેત્રો કર્મભૂમિ તરીકે ઓળખાય છે. એમાં વસનાર જીવોને પોતાનો વ્યવહાર અસિ, મસી અને કૃષિના જોરે ચલાવવો પડતો હોવાથી કર્મભૂમિ એવું નામ ગુણનિષ્પન્ન છે. ભરત અને મહાવિદેહના વચગાળે તેમ જ ઐરવત અને મહાવિદેહના વચગાળે પર્વતો સરહદ જેના આંતરા પડ્યા છે એવા યુગલીકોના બે બે ક્ષેત્રો આવેલાં છે. એમાં વસનારની જરૂરિયાતો દશ પ્રકારનાં કલ્પવૃક્ષો દ્વારા પૂરી પડતી હોવાથી એ સર્વ પ્રદેશો અકર્મભૂમિ તરીકે ઓળખાય છે.

જંબૂદ્વીપને ફરતો લવણસમુદ્ર વલયાકારે છે. એ સમુદ્રને વલયાકારે ધાતકી ખંડ નામા બીજો દ્વીપ વીંટળાય છે. એને ફરતો કાલોદધિ નામા સમુદ્ર પ્રથમના લવણસમુદ્રની માફક વલયાકારે યાને ગોળાકારે વીંટળાય છે. એ પછી પુષ્કરવર દ્વીપનામા ત્રીજો દ્વીપ વલયાકારે આવેલો છે. એના અર્ધા ભાગે વાડની માફક ગોળ કારે માનુષોત્તર નામા વિશાળ પર્વત ખડો થયો છે. આ પ્રમાણ જોતાં એ દ્વીપના અર્ધા ભાગમાં જ વસતી છે. પ્રથમના જંબૂદ્વીપ માફક પાછળના દ્વીપોમાં કર્મ અને અકર્મ ભૂમિઓ આવેલી છે. દ્વીપોનું પ્રમાણ બમણું થતું હોવાથી એ ભૂમિઓનો વિસ્તાર પણ બમણો થાય છે ત્રીજા પુષ્કરવરમાં એ ન્યાયે ચારગણાં સંભવે, પણ વસતી અર્ધા ભાગમાં જ હોવાથી ત્યાં પણ બમણી ભૂમિઓ છે. આ રીતે માનુષોત્તર પર્વતની મર્યાદામાં કર્મભૂમિઓ તરીકે ઓળખાતાં પાંચ ભરત, પાંચ મહાવિદેહ અને પાંચ ઐરવત સમાય છે અને એ ધોરણે અકર્મ ભૂમિઓના ક્ષેત્રો ત્રીશ થાય છે. આ સમગ્ર પ્રદેશને અઢી દ્વીપ તરીકે ઓળખવામાં આવે છે. એની મર્યાદા પીસ્તાલીસ લાખ યોજનની છે અને એટલો પ્રદેશ મનુષ્યલોક ગણાય છે, કેમકે ત્યાં સુધી જ માનવોની વસતી છે. એટલા ભાગમાં જ માનવોનો જન્મમરણનો સદ્ભાવ છે. એ પછી એક બીજાથી બમણા વિષ્કંભ યાને ઘેરાવાવાળા વલયાકૃતિએ આવેલાં અસંખ્ય દ્વીપ-સમુદ્રો છે એમાં છેલ્લાનું નામ સ્વયંભૂરમણ સમુદ્ર છે.

૪. પુદ્ગલાસ્તિકાય—પુદ્ગલો સ્પર્શ-રસ-ગંધ અને વર્ણે કરી યુક્ત હોય છે. તે અણુ-પરમાણુ અને સ્કંધ પ્રદેશાદિ રૂપના હોય છે. મોટો યાને સમગ્ર ભાગ તે સ્કંધ, એનો અમુક ભાગ તે દેશ, નાનામાં નાનો ભાગ તે પ્રદેશ; જ્યાં લગી એ સ્કંધ સાથે જોડાયેલો

હોય છે ત્યાં લગી પ્રદેશ તરીકે ઓળખાય છે, પણ છૂટો પડી ગયા પછી એની ઓળખાણ પરમાણુ તરીકે થાય છે. આ પરમાણુનો સંભવ એકલા પુદ્‌ગલ દ્રવ્યને જ છે, કેમકે બાકીના જીવ, ધર્મ, અધર્મ અને આકાશ-રૂપ ચાર દ્રવ્યોમાં પ્રદેશો અભિન્ન હોવાથી, એ છૂટા પડવાનો સંભવ જ ન હોવાથી એ દરેકના ત્રણુ ભેદ જ થાય છે. સ્કંધ, દેશ અને પ્રદેશ. ત્યાં ચોથો પરમાણુ છે જ નહીં. આ રીતે પ્રદેશ અને પરમાણુના સ્વરૂપમાં ફેર નથી.

૫. જીવાસ્તિકાય—આ લેખની શરૂઆતમાં જ જીવ સબંધી વિસ્તારથી કહેવામાં આવ્યું છે.

૬. કાળ—એ છઠ્ઠા દ્રવ્ય તરીકે લેખાય છે. એની વ્યાખ્યા અગાઉ આવી ગઈ છે. નવા-જૂનાની વર્તના એનું લક્ષણુ છે. બાકી એ અસ્તિકાય નથી એ વાત જરા પણુ ધ્યાન બહાર થવા દેવાની નથી. ( ચાલુ )

# સતલાસણા સંસ્થાનમાં અહિંસાપ્રચાર

## [ ઠાકોર શ્રી તખ્તસિંહજીનો વટ હુકમ ]

લેખકઃ—વૈદ્ય ચીમનલાલ લલ્લુભાઈ ઝવેરી, મહુવા.

**પ્રાચીન** આર્ય અનાર્ય ધર્મપ્રચારકો દ્વારા મનુષ્યકલ્યાણાર્થે ઉદ્દિષ્ટ થયેલા અને નિયત કરાયેલા ધર્મો પૈકી અહિંસા ઉર્ફે દયા એ સર્વમાન્ય અને સર્વ પ્રકારના ધર્મોમાં મુખ્યતમ ધર્મ છે. ભારતવર્ષની પવિત્ર ભૂમિ ઉપર જૈનધર્મે અહિંસાનું સર્વપ્રધાન ધર્મ તરીકે બીજારોપણુ કર્યું ત્યાર પછી અસંખ્ય બુદ્ધિવિભવવાળા વિદ્વાનોએ તત્ત્વવિવેચનામાં તફાવત કરવા છતાં અહિંસાધર્મ તો તેમને માન્ય જ રાખવો પડ્યો. અને એ જ ધર્મે વર્તમાન જગતના માનવસમાજની આધ્યાત્મિક ઉન્નતિ સાધવામાં સફળતા પ્રાપ્ત કરી. એ સર્વ ધર્મપ્રચારકોમાં પ્રાતઃસ્મરણીય પ્રભુ મહાવીર સર્વત્ર જ્ઞાત છે. બુદ્ધ ધર્મનો સિદ્ધાંત અહિંસાપ્રધાન હોવા છતાં એ અહિંસા નામશેષ થવા પામી છે, જ્યારે ભારતવર્ષમાં વર્તમાનમાં જૈનધર્મ પાળકો મુઠ્ઠીભર હોવા છતાં તેમના અહિંસાના સિદ્ધાંતે વૈદિક ધર્મ ઉપર પણુ ઊંડી છાપ પાડી છે, જે લોકમાન્ય બાલગંગાધર તિલક જેવા સમર્થ દેશનેતાને પણુ માન્ય છે.

ભારતવર્ષમાં જૈનધર્મોપદેષ્ટાઓના પ્રયત્નથી જૈનેતર રાજ્યકર્તાઓએ પણુ અહિંસાધર્મ પ્રત્યે અપૂર્વ માન અને આદરભાવ પ્રદર્શિત કર્યો છે. સમગ્ર ભારતવર્ષમાં અને તેમાં પણુ મુખ્યત્વે ગુજરાત, કાઠિયાવાડ, માળવા, મારવાડ, કચ્છ વગેરે દેશોમાં ચૌલુક્યચક્રવર્તી પરમાર્હત મહારાજાધિરાજ કુમારપાલદેવના સામ્રાજ્યમાં કલિકાલસર્વજ્ઞ પ્રભુ હેમચન્દ્રાચાર્યના ઉપદેશે અહિંસાની જે જડ પ્રજાના હૃદયમાં વાવી તેનાં દર્શન અનેક રાજ્યક્રાન્તિઓ થવા છતાં હજી પણુ થયા કરે છે. એ અહિંસાધર્મના પૂર્ણ પ્રચાર સમયે જ ગુજરાતનું આધિપત્ય ભારતવર્ષમાં સર્વોપરિ હતું.

ભારતવર્ષના મુગલસમ્રાટ અકબરના વિશાળ સામ્રાજ્યમાં પણુ જૈનાચાર્ય હીરવિજયસૂરિ અને તેમના વિદ્વાન શિષ્યમંડળના પ્રબળ ઉપદેશે અકબરના હૃદયમાં પણુ અહિંસાનું બીજારોપણુ કર્યું હતું અને છ માસ જેટલી લાંબી મુદત સુધી મુસલમાની રાજ્યમાં પણુ અહિંસાનો પ્રચાર થઈ શક્યો હતો. એ અતુલપ્રયત્નના પ્રભાવે પણુ પ્રજાના હૃદયમાં અહિંસાધર્મે મજબૂત રીતે વાસ કર્યો. અકબરના પ્રતિસ્પર્ધિ વૈદિક ધર્માનુયાયી મહારાજાઓ પૈકી મેવાડાધિપતિ સિસોદીયાકુલભૂષણ મહારાણા પ્રતાપસિંહજી અને કચ્છના

રાવ ભારમલ વગેરે નાના મોટા રાજ્યકર્તાઓએ પણ અહિંસાધર્મને અપૂર્વ માનથી નિહાળી તેના પાલનમાં પોતાનો હિસ્સો આપવા પાછી પાની કરી નથી. એટલું જ નહિ પરંતુ અકબરના વંશક્રમાગત બાદશાહ જહાંગીર, શાહજહાંન, અને ધર્માંધ ઔરંગઝેબ સુધી પણ દયાનો પ્રચાર કરાવવાની જૈનધર્મોપદેષ્ટાઓની પ્રવૃત્તિ ચાલુ હતી. અને તેના પરિણામે અમુક દિવસ સમગ્ર મુગલ સામ્રાજ્યમાં રાજકીય નિયમ મુજબ અહિંસા પળાવવા ભાગ્યશાળી નિવડી શક્યા હતા, એવં અન્યાન્ય મુસલમાની રિયાસત જેવી કે જુનાગઢનું નવાબી રાજ્ય વગેરે અનેક હીંદુ મુસલમાની રાજ્યોએ અહિંસાના પ્રચાર કરવામાં પોતાનો હિસ્સો આપેલો છે, જેની શિલાલેખો, તામ્રપત્રો, દસ્તાવેજો અને ઐતિહાસિક ગ્રંથો સાક્ષી પૂરે છે.

દયા એ ઉચ્ચતમ માનવ હૃદયનો સર્વોત્કૃષ્ટ ગુણ છે. અને એ દ્વારાએ જ સમસ્ત પ્રાણીવર્ગને સુખનો માર્ગ પ્રાપ્ત થાય છે. એ દયાનો સિદ્ધાંત પાળવા માટે જીવો સંબંધીનું ઊંડું જ્ઞાન હોવું જોઈએ. તે જ્યાં સુધી ન હોય ત્યાં સુધી સર્વોત્કૃષ્ટ દયા પાળવી અશક્ય છે. અતએવ જૈન સિદ્ધાંતોમાં ઘણા પ્રાચીન કાળથી નિર્મળ પ્રાણિવિજ્ઞાન નક્કી ઘડાયું છે. આ પ્રાણીવિજ્ઞાન વિષે અત્રે બે બોલ લખવા જઉં તો લેખ ઘણો લાંબો થઈ જવાનો સંભવ હોવાને લીધે એટલું જ કહીશ કે તેટલી ઉચ્ચ દયા પાળવાના ઇચ્છુકોએ તદ્વિષયક ગ્રંથો જોવા તસદી લેવી. જેઓ મોજ શોખને માટે અથવા શારીરિક પોષણ માટે યા દેવી દેવોની પ્રસન્નતા દ્વારા ઐહિક સુખની પ્રાપ્તિની આશાથી પ્રાણીવધ કરતા હોય છે તેવા માનવસમાજને જાહેર ઉપદેશ દ્વારા અહિંસાની મહત્તા સમજાવી મૂંગા પ્રાણીઓના પ્રાણસંરક્ષણનો પ્રયત્ન કરવો એ સર્વોત્કૃષ્ટ પ્રાણીસુખનો - ને જ કલ્યાણનો તથા અહિંસાનો મૂળ પાયો છે.

એ જાણીને સૌ ધર્મપ્રેમીઓને ખુશી થશે કે આવા પ્રકારની અહિંસાનો પ્રચાર હાલમાં મહાતીર્થ તારંગા પર્વતની પૂર્વોત્તર ખીણના પ્રદેશમાં આવેલા સતલાસણા, ક્રોઠાસણા, ભાલુસણા, ટીંબા અને વાવ એ પાંચ ગામોમાં, અંબોદમાં આવેલી આણસુર-ગચ્છના યતિજીની ગાદીના નાયક પંન્યાસ ઉમેદવિજયજીના શિષ્ય યતિ શ્રી ચંદ્રવિજયજી પંન્યાસ તે તે ગામોમાં જતાં ત્યાંના ગરાસદારોને ઉપદેશ આપી દયાની લાગણી ઉત્પન્ન કરી, જેને મુંબઈના અનુકંપા ફંડના સેક્રેટરી શેઠ ડાહ્યાભાઈ લાલચંદની સૂચના અને અનુમોદન મળતાં, તથા ગઢવાડાના થાણદાર સાહેબ કાંતિલાલભાઈ જેઓ જૈન હોઈ અમદાવાદના રહીશ છે તેમના પ્રયત્નનો ઉમેરો થતાં, અને ત્યાંના વસતા જૈનોની દયા-પ્રચાર માટે અપાર ઉત્કંઠાનો ઓપ ચઢતાં, ત્યાંના ગરાસદારોએ પોતાના સરહદમાં થતો પ્રાણીવધ સદંતર બંધ કર્યો છે. તેને માટે પંન્યાસ યતિ શ્રી ચંદ્રવિજયજી, મુંબઈ ફંડના સેક્રેટરી શેઠ ડાહ્યાભાઈ, ગઢવાડાના થાણદાર સાહેબ કાંતિલાલભાઈ અને ત્યાંના ગરાસદારો ઠાકોર સાહેબ તખતસિંહજી[1] વગેરેને ધન્યવાદ આપીએ છીએ. વધુમાં લેખક અને સમસ્ત જૈન પ્રજા ચહે છે કે આ દયાપ્રચારનો ઘડવામાં આવેલો રાજકીય નિયમ ત્યાંના સર્વે ગરાસદારો પળાવવા સદાને માટે આતુર રહી પ્રજામાંથી કોઈ પણ મનુષ્ય તે નિયમનો ભંગ કરવા દોરાય નહીં એવી સાવચેતી રાખવાની વિનંતિ પૂર્વક લેખક વિરમે છે.

ઉપરોક્ત નિયમ માટે લખવામાં આવેલો દસ્તાવેજ નીચે પ્રમાણે :—

૧ આ ઠાકોર શ્રી કયા ક્ષત્રિય વંશના છે તે જાણવા મળ્યું નથી.

## જાહેરનામું

'અમોને આજ રોજ એટલે તા. ૧૩-૧૦-૧૯૨૬ બુધવારને રોજ'
'પૂજ્ય-આમોદના ગોરજી મહારાજ શ્રી ચંદ્રવીજયજીના ઉપ-'
'દેશથી તેમજ મુંબઈના અનુકંપા ફન્ડના સેક્રેટરી સાહેબ-'
'શેઠ ડાહ્યાભાઇ નાહાલચંદની સુચનાથી ઘણો અંતઃકરણ-'
'માં આનંદ ઉદ્દભવે છે તેમની આવી અભયદાનની સુચ-'
'ના નીચેથી અમારી ગાદી અમર તપે અને વંશવેલડી'
'વધે એવી પ્રેમભરેલી સૂચના તેમજ અમારા સતલાસણા* અને વાવગામ-'
'ના મહાજનની ઉત્કંઠા બર લાવવા અમે આજે ઘણા'
'ખુશીથી અમારી તાલુકાની રૈયતને જાહેર કરીએ છીએ'
'કે કોઈએ કોઇ પણ દીવસ ગરીબ બીચારા મુગાં પ્રાણી-'
'ચોનો ઘાત કરવો નહી અને જે કરશે તે તાલુકાના ગુન્હેગાર'
'થશે અને તેમને તાલુકા દ્રોહી ગણીને ઘટારત કરવામાં'
'આવશે અમો પોતે પણ પરંપરાથી ચાલતા આવેલા.'
'નવરાત્રના તહેવારોમાં દરબારમાં જે મુંગા પ્રાણીયો-'
'નો વધ થતો આવ્યો છે તે રીવાજ ચાલુ સાલથી હમેશને-'
'માટે બંધ કરવા કબુલ થતાં રૈયતને અલ્હાદ આપવા જાહેર'
'કરીએ છીએ અને અમને આશા છે કે-(અ)મારા તાલુકા-'
'ની વફાદાર રૈયત પૈકીમાં સતલાસણા અને વાવનુ મહાજન'
'કે જેમની ખાસ વીનંતી છે તે પણ સંતોષ પામશે સદરહુ જાહેર નામાની એક'
'નકલ આમોદના ગુરુમહારાજ શ્રી ચન્દ્રવિજયજીને આપ-'
'વી તથા એક શેઠ ડાહ્યાભાઈને આપવી અને એક મહેરબાન'
'ધઢવાડા જીલ્લાના થાણદાર સાહેબ તરફ મોકલવી અને'
'બીજી ફાલતુ પ્રતો તાલુકાના ગામોમાં પ્રસિદ્ધ કરવી.'

તા. ૧૩-૧૦-૧૯૨૬




તખ્ત સિંહજી
ઠાકોરશ્રી તાલુકે સતલાસણા.
સંવત ૧૯૮૨ આશ્વિન
પૂર્ણિમા તારંગા

* અત્રે દસ્તાવેજમાં બે ગામનાં નામો જણાવેલાં છે, પરન્તુ કોઠાસણા, ભાલુસણા, અને દીબા એ ત્રણ ગામો પણ ભેગા સમજવાં.-લેખક.

# श्रीकेसरियाप्रभु-द्वात्रिंशिका

कर्त्ताः-पूज्य आचार्य महाराज श्रीविजयपद्मसूरिजी

[आर्याच्छदः]

वंदित्तु नेमिनाहं, सीलहरं नेमिसूरिपयपउमं ॥
सिरिकेसरियापहुणो, रएमि दात्तिंसियं समयं ॥ १ ॥
अण्णाणकट्ठजलणं, मोहघणानिलमुहंबुयालोयं ॥
कारुण्णवाहिजलहिं, भवनिण्णासं पगट्ठमलं ॥ २ ॥
अरिहंतं भगवंतं, तित्थयरं पुरिससीहमिज्जपयं ॥
पवरसयंसंबुद्धं, सइ केसरियापहुं वंदे ॥ ३ ॥ (युग्मम्)
आइगरं गयरोसं, पुरिसुत्तमपुरिसपुंडरीयवरं ॥
पुरिसवरगंधहत्थिं, सिरिकेसरियापहुं वंदे ॥ ४ ॥
लोगुत्तमलोगहियं, लोगपईवं च लोगवरनाहं ॥
लोगुज्जोअगरं तं, सिरिकेसरियापहुं वंदे ॥ ५ ॥
अभयदयं नयणदयं, मग्गदयं सरणदायगं वीरं ॥
बोहिदयं धम्मदयं, सिरिकेसरियापहुं वंदे ॥ ६ ॥
जिणधम्मनायगवरं, जगनाहं धम्मदेसयं धीरं ॥
वरधम्मचक्कवट्टिं, सिरिकेसरियापहुं वंदे ॥ ७ ॥
जगचिंतामणिदेवं, जगरक्खगधम्मसारहिं पुज्जं ॥
विस्सुद्धारणसीलं, सिरिकेसरियापहुं वंदे ॥ ८ ॥
जावयतारगवुद्धं, अप्पडिहयपवोहदंसणं तिण्णं ॥
बोहगमोयगमुत्तं, सिरिकेसरियापहुं वंदे ॥ ९ ॥
सव्वण्णुसव्वदरिसिं, विणट्ठकवडं विहूयघारयं ॥
अइसयसंदोहजुयं, सिरिकेसरियापहुं वंदे ॥ १० ॥
सरमि पसण्णमुहकयं, सग्गपवग्गप्पयाणदक्खपयं ॥
तं भव्वपूअणिज्जं, तिव्वजरप्पमुहरोगहरं ॥ ११ ॥
सिरिकेसरियानाहे, हियअम्मि ठिए विणस्सए विग्घं ॥
पसरइ परमा संती, वड्ढइ सुहभावणा सुहया ॥ १२ ॥
जं दट्ठूणं भव्वा, कसाइया परिचअंति य कसाए ॥
भवरागी भवरागं, दोसी दोसं विसेसाओ ॥ १३ ॥
मूढा विमूढभावं, किलिट्ठभावं गया किलेसं च ॥
भयविहुरा भयविसरं, सोगं सोगंगया मणुया ॥ १४ ॥
पवरधुलेवानयरे, ठियबिंबं दिव्वकंतिनियरधरं ॥
नासियकम्मविलासं, नाभिसुयं पुज्जपयकमलं ॥ १५ ॥
भवपारिहिनिज्जामग-भवाडवीसत्थवाहसंकासं ॥
वंदेमि महागोवं, सुभावणालद्धसिद्धिसुहं ॥ १६ ॥

आणासरणा णेगे, तुह सिद्धिं संगया य गच्छन्ति ॥
ममिहिंति तओ तं मे, भवे भवे नाह ! होउ महं ॥ १७ ॥
मुहदंसणप्पहावा, तुह नाह ! मलक्खओ सुकयवुड्ढी ॥
होज्ज त्ति पइभवं तं, कंखेमि सया पमोयाओ ॥ १८ ॥
सुमरंताण जणाणं, पूअंताणं थवं कुणंताणं ॥
पासंताणमणुदिनं, मंगलमाला परा होज्जा ॥ १९ ॥
चिंतियचिंतामणिणो, जिणवइणो नाभिरायतणयस्स ॥
पयपउमपूयणखणो, भवे भवे मिलउ मह नियमा ॥ २० ॥
तुज्झ नमो नाह नमो, कयजगजीवप्पमोय ! भयहरण !॥
वरमुक्खमग्गदेसग !, विहयासेसत्थपरमत्थ ! ॥ २१ ॥
तिहुयणजणपरमेसर ! अण्णाणतिमिरपणासतरणिकर ! ॥
रइसंतावनिसायर !, विलीणभव ! ते नमो नाह ! ॥ २२ ॥
तुह पायदंसणेणं, भवनिण्णास ! ऽज्ज नाह ! भवय म्हे ॥
करुणासायर ! विहिया, पक्खालियपावपंकभरा ॥ २३ ॥
अज्ज म्हि य ननु जाओ, अज्जेव पइट्ठिओ महारज्जे ॥
पइसवणोऽवि ज्ज म्हि य, पासेमि ज्जे व नयणेहिं ॥ २४ ॥
अज्जाहिलसंतावा-हाजिण्णविरेयणं च संजायं ॥
सम्मग्गसूयगं तुह, मण्णे सुहदंसणं समयं ॥ २५ ॥
नट्ठभवोह ! नमो ते, भवाडवीसत्थवाह ! तुज्झ नमो ॥
जगनित्थारग ! भयहर ! नमोऽत्थु पुण्णाहिहाण नमो ॥ २६ ॥
भत्तीव भव्वजणो, पासइ सक्खं जिणेस ! तं सुद्धं ॥
जम्मजरापरिहीणं, निव्वाणपयसकयवासं ॥ २७ ॥
केसरियापयसरणं, करेइ बहुमाणभत्तिकलिओ जो ॥
सो पावइ कल्लाणं, सव्वत्थऽवि सव्वओ विजयं ॥ २८ ॥
केसरियापयझाणं, मिलउ महं कप्पपायवब्भहियं ॥
विहिओवसग्गविलयं, भवे भवे मुत्तिसुक्खदयं ॥ २९ ॥
नइसुण्णजुयक्खिमिए, वरिसे सिरिणेमिनाहजम्मदिणे ॥
सिरिसूरिमंतसरणं, किच्चा सव्वोवसग्गहरं ॥ ३० ॥
पवरम्मि थंभतित्थे, अहुणा खंभायनामसुपसिद्धे ॥
भव्वजिणालयकलिए, सुगुणायरियाइजम्मथले ॥ ३१ ॥
तवगच्छंबरदिणयर-जुगवरसिरिनेमिसूरिसीसेणं ॥
पउमेणायरिएणं, सिरिथंभणपासभत्तेणं ॥ ३२ ॥
सिरिकेसरियापहुणो, सगुणा दातिसिया मए रइया ॥
पढिया निसुया सययं, संघगिहे मंगलं कुज्जा ॥ ३३ ॥

॥ समाप्ता श्रीकेसरियाप्रभु-द्वात्रिंशिका ॥

# યુગપ્રધાન

લે. N.

[ જૈન–શ્રમણ સંસ્કૃતિના પ્રખર જ્યોતિર્ધર આર્ય શ્રી વજ્રસ્વામીની જીવનકથા ]

## [ ૧ ] પુત્રપ્રાપ્તિની ઇચ્છા

અવન્તિદેશમાં તુંબવન નામનું લક્ષ્મી અને સરસ્વતીના સંગમથી શોભતું નગર હતું. જિનમંદિરો, પૌષધશાળા અને જ્ઞાનશાળાઓથી નગરનાં ધર્મશ્રદ્ધા અને ધર્મજ્ઞાનનું દર્શન થતું. ત્યાં અનેક શ્રીમંતો હતા. એમાં ધનચંદ્ર નામે એક ભાગ્યશાલી શ્રેષ્ઠી હતા. તેમનાં પત્નીનું નામ લક્ષ્મીદેવી હતું. શેઠાણી શીલગુણનો ભંડાર હતાં, અને એમની ધર્મભાવના પ્રસિદ્ધ હતી. તેમને ત્યાં એક સુંદર જિનમંદિર હતું. તેમાં સ્ફટિક રત્નની શ્રીમહાવીર પ્રભુની ભવ્ય મૂર્તિ બિરાજમાન હતી. શેઠ અને શેઠાણી ત્રિકાલ પ્રભુપૂજન કરતાં. યુવાવસ્થામાં પણ શેઠે વિકારોને જીત્યા હતા. ધન, યૌવન અને સત્તા હોવા છતાંયે શેઠને તેનું અભિમાન ન હતું. દેવ, ગુરુ અને ધર્મની ઉપાસના, સ્વામીભાઈઓની સેવા એ નિરંતર કરતા. તેઓ છૂટે હાથે ગરીબોને દાન દેતા. લક્ષ્મીને તેઓ હાથનો મેલ સમજતા હતા. પૂર્વપુણ્યોદયે એ મળી છે, જેટલી વપરાય તેટલી આપણી, એનું એમને બરાબર ભાન હતું.

એક વાર પ્રાતઃકાલમાં જ એમના આંગણામાં એક કૂતરી પોતાનાં નાનાં બચ્ચાં સાથે ઊભી હતી. બચ્ચાંઓને માતા ચાટતી હતી, ધવરાવતી હતી અને બચ્ચાં માતા સાથે ગેલ કરી રહ્યાં હતાં. શેઠાણીએ આ જોયું અને તેનું હૃદય ભરાઈ આવ્યું. સંસારમાં આટલાં વર્ષો ગયાં પરંતુ ખોળામાં રમનાર એકે બાળક ન થયું એનું એને લાગી આવ્યું. ધન્ય છે એ માતાને જેને આંગણે કલ્લોલ કરતાં બાલકો રમે છે, જેના ખોળામાં આવીને બાળકો પડતું મેલે છે, જેના ખોળાને બાળકો ખૂંદે છે. હાય! મેં પૂર્વે એવું કોઈ દુષ્કર્મ બાંધ્યું હશે કે જેને લીધે મને એક પણ સંતાન નથી. આમ વિચારતાં વિચારતાં લક્ષ્મીદેવીને હૃદયમાં ડૂમો ભરાઈ આવ્યો અને આંખમાંથી આંસુ સરી પડયાં. શેઠાણીનો આખો દિવસ સંકલ્પ વિકલ્પમાં જ ગયો. તેમણે રાત્રે શેઠને હૃદય ખોલીને પોતાના દુઃખની વાત કહી.

શેઠાણીની વાત સાંભળી શેઠે આશ્વાસન આપતાં કહ્યું: તને વળી આ શું ઘેલું લાગ્યું છે? "भाग्यं फलति सर्वत्र" એ વાત તું કેમ ભૂલી જાય છે? આપણા નસીબમાં હશે તો એક નહિ અનેક સંતાનો થશે નહિ તો યાદ છે સુભૂમ ચક્રવર્તિ? તે સાઠ હજાર પુત્રોનો પિતા હતો, છતાં આખરે પુત્રવિયોગના દુઃખે દુઃખી થઈ ગયો. અરે, મગધસમ્રાટ શ્રેણિક કેવો ધર્માત્મા, પ્રભુભક્ત હતો એના જ પુત્ર કોણિકના પાપે પિતાને કેવી વેદના અને કેવાં દુઃખ સહેવાં પડયાં! માટે હું તો કહું છું કે एगोऽहं नत्थि मे कोवि એ વાત જ યાદ રાખવી. એક દિવસ બધાયને જવાનું છે; કોઈ અમરપટો લખાવીને નથી આવ્યું. અરે, જેની સાથે પ્રેમથી રમ્યા ખેલ્યા, જેમની સાથે અનેક પ્રેમાલાપ સંલાપ કર્યા તે ગયા અને આપણેયે જઈશું. માટે મારું કહ્યું માની તું દુઃખ મૂકી ધર્મધ્યાનમાં તત્પર થા. તારાથી થાય તે તપ કર, દેવાય એટલું સત્પાત્રમાં દાન દે, શીયલ પાળ અને સુંદર શુદ્ધ ભાવના રાખી તારા રાગ, દ્વેષ, ક્રોધ ને કષાય ઓછા કર.

આચાર્ય ભગવંતોએ કહ્યું છે કે "अहं ममेति मन्त्रोऽयं, मोहस्य जगदान्ध्यकृत्"

આ વચન સાચું છે, એટલે આવી ઇચ્છા થાય અને તને દુઃખ લાગ્યા કરે આમાં તારો દોષ નથી. એમાં મોહરાજાનો પ્રતાપજ કામ કરી રહ્યો છે. મોહરાજાનો એવો સ્વભાવ છે. જ્યાં ધર્મરાજાનો અને ચારિત્રરાજાનો જયજયકાર જુવે ત્યાં મોહરાજાને ઇર્ષ્યા આવે છે અને ધર્મરાજાનો પરાજય થાય એ માટે એની સેનાને મોકલે છે. પરન્તુ જે જીવ ધર્મરાજાનો આશ્રય લઈ દૃઢ રહે છે એનો સદાયે જય જ થાય છે. મોહરાજા શું કરે છે તે સાંભળ—

आत्मानं विषयैः पाशैर्भवासपराङ् मूखम् ।
इन्द्रियाणि निबध्नन्ति मोहराजस्य किंकराः ॥

માટે તું હવેથી આ મોહરાજાના કિંકરોથી સાવધ રહેજે !

## [ ૨ ] પુત્રજન્મ

ઉપર્યુક્ત ઘટના બન્યા પછી પતિપત્ની નિરંતર ધર્મકાર્યમાં મગ્ન રહેવા લાગ્યાં. એક વાર મધ્યરાત્રિના સમયે લક્ષ્મીદેવીએ સુંદર સ્વપ્ન જોયું: સફેદ હાથીનું એક નાનું બચ્ચું તેના ખોળામાં રમે છે. થોડી વાર એ બચ્ચા સાથે લક્ષ્મીદેવી રમે છે; બાલક મોટું થાય છે ત્યાં અચાનક એક ત્યાગી તપસ્વી સાધુજીની પાછળ એ હાથીનું બાળક ચાલ્યું જાય છે. લક્ષ્મીદેવી એના વિયોગે રડવા માંડે છે. ત્યાં એની ઊંઘ ઊડી જાય છે. સ્વપ્નું જોઈ એને બહુ બહુ વિચાર થયા, અને તરત જ પતિને જગાડી સ્વપ્નું કહી સંભળાવ્યું. ધનપાલે કહ્યું: તને એક સુંદર પુત્ર થશે, પરન્તુ તે સાધુ થશે. લક્ષ્મીદેવી આ સાંભળીને ખુશી થયાં.

ધનપાલશેઠને ઘેર પુત્રજન્મ થયો. આખા નગરમાં વધામણી અને ઉત્સવો થયાં. રૂપરૂપનો અંબાર, ખીલતું કમળ હોય એવું એનું નસું હસું થતું મુખ, અષ્ટમીના ચંદ્ર જેવું ચમકતું લલાટ ! બીજના ચંદ્રની જેમ વૃદ્ધિ પામતા બાળકનું નામ ધનગિરિ રાખવામાં આવ્યું. યોગ્ય ઉમ્મરે તે ભણવા બેઠો. એની બુદ્ધિ બહુ તેજ હતી. એક વાર વાંચેલું, સાંભળેલું કે જોયેલું તેને યાદ રહી જતું. બાલ્યાવસ્થા ગઈ અને યુવાની આવી. એના ઘણાયે મિત્રો અને સ્નેહીઓ હતા, પરન્તુ બધામાં ધનપાલના પુત્ર સમિત સાથે ધનગિરિને ગાઢ મિત્રતા હતી. બન્ને સમવયસ્ક, સમાનધર્મી અને સમાન રૂપ–ગુણ–શીલયુક્ત હતા.

આખા તુંબવન નગરમાં બન્ને મિત્રોની પ્રશંસા થતી હતી. ધનગિરિના પિતાને એમ હતું કે પુત્રનું લગ્ન કર્યા પછી સંસાર છોડી નીકળી પડવું, પરન્તુ ભાવિના ગર્ભમાં શું છે તે કોણ જાણી શકે છે ?

ધનચંદ્ર શેઠે તુંબવન નગરના નવરશેઠની પુત્રી સુકોમલા સાથે ધનગિરિનું સગપણ કર્યું; આખા નગરમાં વલવાહ કહેવાયું, યોગ્યને યોગ્ય સ્થાન મળ્યું. સુકોમલા ખરેખર સુકોમલા જ હતી. તેનાં રૂપ–ગુણ–શીલ બધાયે પ્રશંસનીય હતાં. પરન્તુ ધનગિરિને જ્યારે આ સગપણની ખબર પડી ત્યારે તેને બહુ દુઃખ થયુ મારે તો પરણવું જ નથી, સંસારનાં બંધનો મને નથી ગમત , મારે તો મનુષ્યજીવન સફલ કરી **पुनरपि जननं पुनरपि मरणं पुनरपि जननीजठरे शयनं"** મટાડવું છે. એટલે ધનગિરિએ પિતાજીને કહ્યું મારે લગ્ન નથી કરવું, હું તો સાધુ થવાનો છું. મારે માટે તમે કોઈ કન્યાની શોધ ન કરશો. મારું લગ્ન તો દીક્ષાકુમારી સાથે જ થશે, માટે પિતાજી, આપ મારું કહ્યું ખ્યાલમાં રાખશો.

પુત્રની વાત સાંભળી માતા લક્ષ્મીદેવીએ કહ્યું: બેટા, એમ ન બોલીએ ! તારે સાધુ

થવું હોય તો-ખુશીથી થજે, પરન્તુ એકવાર લગ્ન કરી લ્યે, થોડુ સંસારસુખ ભોગવી લ્યે, પછી આપણે બધાં સાથે જ સાધુ થઈશું.

ધનગિરિએ નગરશેઠને ઘેર જઈ કહ્યું શેઠજી, મારે પરણવું નથી. માટે તમને જ્યાં ઉચિત લાગે ત્યાં સુકોમલનું લગ્ન કરશો. બસ, આખા નગરમાં આ વાત વાયુવેગે ફેલાઈ ગઈ. લક્ષ્મીદેવીને આ ન ગમ્યું. ધનચંદ શેઠે એને સ્વપ્નાની યાદ આપી. લક્ષ્મીદેવી સમજી ગયાં. આ પુત્રરત્ન સાધુશ્રેષ્ઠ થઈ જગતનું-એના આત્માનું કલ્યાણ કરનાર થશે. માટે થોડી વાસના થોડી મમતાને ખાતર પુત્રને સંસારના કીચડમાં ફેંકવો ઉચિત નથી આટલું સમજવા છતાંયે માતાએ બીજા એક શેઠની સુમંજુલા નામની કન્યા સાથે પુત્રનું સગપણ કર્યું. ધનગિરિએ ત્યાં પણ ના જ પાડી. નગરના મુખ્ય મુખ્ય શ્રીમંતોની કન્યાઓ સાથે ધનગિરિના સગપણની વાતો માંડી પરન્તુ બહાદુર ધનગિરિએ બધે જઈને ના જ પાડી. કિન્તુ "લખ્યા લેખ મટે નહીં." આ કહેવત અનુસાર ધનપાલ શેઠની પુત્રી સુનંદાએ તો મન વચન અને કાયાથી ધનગિરિ સાથે જ લગ્ન કર્યું હતું. સુનંદાને પરણાવવા માટે એના પિતા ધનપાલે ઘણા ગૃહસ્થોનાં ઘર જોયાં, પરન્તુ સુનંદા તો એકની બે ન થઈ. આખરે પિતાએ પૂછ્યું: તેં શું ધાર્યું છે? એણે કહ્યું—હું મનથી એક પુરુષને વરી ચૂકી છું. એ માને તો ઠીક છે, નહિતર આજીવન બ્રહ્મવ્રત પાળી સાધ્વી થઈશ.

પિતાએ પૂછ્યું-એ પુરુષ કોણ છે? બતાવ તો ખરી!

સુનંદાએ શરમાતાં શરમાતાં કહ્યું: ભાઈના મિત્ર!

પિતા: અરે, તું ગાંડી થઈ છે? એ તો સાધુ થવાનો છે. તારે સાધુ થવું છે? એ તો જન્મવૈરાગી છે. માટે મારું કહ્યું માનીજા. બીજા વર ક્યાં થોડા છે?

સુનંદા: પિતાજી હૃદય એકને જ અપાય છે. મળે તો ધનગિરિ, નહિ તો આજીવન બ્રહ્મચર્ય જ પાળવાનું છે. આ સમાચાર સમિતને મળ્યા. એ પણ આ સાંભળી ચમક્યા; ધનગિરિ અને સમિતે સાથે જ સાધુ થવાનું વિચાર્યું હતું. બન્નેને આ વિઘ્ન આવ્યું. સમિતે બ્હેનને ઘણી સમજાવી, પણ એ એકની બે ન થઈ.

સમિતને આ પ્રસંગથી બહુ જ દુખ થયું. એમણે ધનગિરિને કહ્યું: ભાઈ, મિત્રધર્મ બજાવવાનો સમય આવ્યો છે. એમણે બધી વિગત સંક્ષેપમ કહી, સાથે જ જણાવ્યું—જો તું મારું નહીં માને તો આ લોકો મને નહિ નીકળવા દે આખરે ધનગિરિએ ભોગકર્મની પ્રબલતા સમજી મિત્રના શ્રેય ખાતર સુનંદા સાથે લગ્ન કરવાની હા પાડી. ધનગિરિ અને સુનંદાનું લગ્ન થયું. સમિતે દીક્ષા લીધી અને ધનગિરિ રાહ જોતાં રહી ગયા. સમિતે દીક્ષા લીધી અને આર્ય સમિત બન્યા.

## [ ૩ ] આખરે જીત્યા

સુનંદાને ટૂંકસમયમાં જ ગર્ભવતી થવાનાં ચિહ્નો દેખાયાં. તેની કુક્ષીરૂપી છીપમાં ઉત્તમ જીવમૌક્તિક આવ્યું હતું.

ઉત્તમ ગર્ભના પ્રતાપે સુનંદાને સુંદર સ્વપ્નો આવતાં, સારા સારા દોહદો થતા, અને ધનગિરિ એ દેહદોને પૂરતા પણ ખરા. સાથે જ પતિપત્ની રોજ રાત્રિના તીર્થંકર

ભગવંતોનાં, પૂજ્ય પૂર્વાચાર્યોનાં અને ધર્મને ખાતર જીવન આપનારાં મહાપુરુષોનાં જીવન-ચરિત્ર વાંચતાં, સાંભળતાં અને એમાંથી ત્યાગ ને વૈરાગ્યનું અમૃત પાન કરતાં હતાં. એક વાર ધનગિરિએ સુનંદાને કહ્યું: તું જો રજા આપે તો હવે હું દીક્ષા લઉં. જો તારા ભાઈ સાધુ થયા, હું રહી ગયો. માતાપિતાના અતિ આગ્રહથી મને ચિત્રકર્મ બજાવવા તારી સાથે પરણવાની હા પાડી; અને સાથે તેં પણ પ્રતિજ્ઞા કરી હતી કે પરણું તો ધનગિરિને જ, બીજાને નહિ. આ બધા સંયોગોને આધીન બની મેં લગ્નની હા પડી મિત્રને સન્માર્ગે જવાની અનુકૂળતા કરી આપી. હવે તું રજા આપ તારા ઉદરમાં કોઈ પુણ્યશાળી જીવ છે. આપણાં લગ્નકાર્યનો હેતુ સફળ થયો છે માટે હવે અંતરાય ન નાખીશ

સુનંદા બધું જાણતી હતી. ધનગિરિએ દીક્ષા લેવા માટે પહેલાં ઘણા પ્રયત્નો કર્યા હતા. અરે, મારા કરતાં રૂપસંપન્ન, ધનસંપન્ન અનેક કુમારિકાઓનો ત્યાગ કર્યો હતો. કોઈ રીતે લગ્ન કરવાની ધનગિરિની ઈચ્છા જ ન હતી. એટલે એણે પ્રેમથી કહ્યું: જેવી તમારી મરજી. તમે વિરાગી છો. હું રાગી છું. કોઈક વાર મને સંભારી તારવા માટે પધારજો નાથ! આ થનાર બાળક પણ તમારું જ છે, એને તારવાનું ન ભૂલશો!

ધનગિરિ પ્રસન્ન મુખે ઘર છોડી ચાલી નીકળ્યા. આજે તેમનો આત્મા સાચી શાશ્વત શાંતિના માર્ગે જઈ રહ્યો હતો. સંસારનું કોઈ પણ બંધન તેમને રોકી શકે તેમ ન હતું. આખરે તે જીત્યા અને સિંહગિરિ પાસે જઈ દીક્ષા ગ્રહણ કરી. આર્ય સમિત મળ્યા. બે મિત્રો સન્માર્ગની સીઢીએ સાથે જ આગળ વધવા લાગ્યા. ઉગ્ર વિહાર, ઉગ્ર તપ, અને ઉગ્ર સ્વાધ્યાય ચાલુ કરી સંયમની શોભા વધારી સાધુજીવન ધન્યાર્હ બનાવવા લાગ્યા.

## [ ૪ ] પુત્ર કોનો?—માતાનો કે પિતાનો?

ધનગિરિના જવા પછી થોડા મહિના તો સુનંદાને બહુ અતડું લાગ્યું ત્યાં તો શુભ-સમયે બાળકનો જન્મ થયો. રૂપરૂપનો અંબાર, જાણે સદેહે ભગવાન્ [illegible]-સુરાકંજ આવ્યા હોય એવું એનું શીતલ રૂપ હતું. ખીલેલા સહસ્રદળ કમલ જેવું એનું સુંદર મુખડું હતું, જાણે રત્નદીપક પ્રકાશી રહ્યો હોય તેમ આ બાળકનું તેજ પ્રકાશી રહેતું. બાળકને જોતાં જ સખીઓ બોલી ઊઠી: અરે, આવા ભાગ્યશાળી બાળકના પિતા અત્યારે અહીં હાજર હોત તો પુત્રજન્મોત્સવ ઉજવત. ત્યાં તો એક સખી બોલી—બહેન! ધનગિરિ અહીં હોત તો આ રત્નદીપકને જોઈ દીક્ષાનું નામ જ ભૂલી જાત. અહો! કેવો રાજાના કુંવર જેવો દીપી રહ્યો છે. આ સાંભળી બીજી સખી બોલી—ના રે ના, એમ તો નહિ! ધનગિરિને પહેલેથી પરણવાનું મન જ ન હતું. પરન્તુ આ તો લખ્યા લેખ કાંઈ મિથ્યા થાય છે? પણ આ પુત્રના જન્મ પછી દીક્ષા લીધી હોત તો સારું થાત. રૂપાળા છોકરાનું મોઢું જોઈને દીક્ષા લીધી હોત તો શો વાંધો હતો? ત્યાં તો ત્રીજી સખી બોલી—બહેન! વાતો થાય છે. પુત્રજન્મ પછી દીક્ષા લીધી હોત તોયે કાંઈ સારું કહેવાત ખરું? એનો જન્મોત્સવ કરવો પડત; પછી નામ પાડવું પડત, અરે, પછીયે કેટલીયે ઉપાધિઓ કરવી પડત. ત્યાં તો વળી ચોથી સખી બોલી—મને તો બીજા કોઈનોયે દોષ નથી દેખાતો; પુત્રના ભાગ્યનો જ દોષ છે. એના પુણ્યમાં ખામી, નહિ તો શા માટે એના ગર્ભમાં આવ્યા પછી એને છોડી પિતા ચાલ્યા જાત? હશે બહેન સુનંદા, તું લગારે ચિંતા ન કરીશ બાળક તો કાલે મોટા થઈ જશે. ત્યાં તો પાંચમી સખી પુત્રને જોઈને બોલી—અહો, હૂબહૂ જાણે બીજો

ધનગિરિ જ જોઈ લ્યો. બેટા, તું તારી માને સાચવજે. તારા પિતાની જેમ એને એકલી મૂકી સાધુ ન થઈ જતો.

બાળક બધાની સામે જોઈ આ બધું સાંભળી રહ્યો હતો. બધાના ચેનચાળા અને હાવભાવ જોતાં તેમ જ શબ્દો સાંભળતાં એને જાતિ-સ્મરણ જ્ઞાન થયું. તેને પોતાનો પૂર્વ ભવ યાદ આવ્યો. ઓહોહ, હું પૂર્વભવે વૈશ્રમણનો સેવક તિર્યક્જૃંભક દેવ હતો. એક વાર અષ્ટાપદ પર્વત પર યાત્રાએ ગયો હતો. ગણધર ભગવંત શ્રી ગૌતમસ્વામીએ અને પુંડરીક અધ્યયન સંભળાવ્યું હતું. હું દેવલોકમાંથી ચ્યવીને અહીં આવ્યો છું મારા પુણ્યશાળી પિતા આત્મકલ્યાણના પંથે વિચરી, સાધુ બની, આત્મકલ્યાણ સાધી રહ્યા છે. મારે પણ પિતાના પંથે જ વિચરવું જોઈએ "**महाजनो येन गतः स पन्थाः**" પરન્તુ આ માતા મને એમ દીક્ષા લેવાની રજા કેમ કરી આપે? એ રજા તો ત્યારે જ આપે કે જ્યારે હું એને કાયર કરું; મારા ઉપરનો રાગ, પ્રેમ, સ્નેહ ઓછો થાય એવું કરું. બાળકે પોતાનો માર્ગ નક્કી કરી લીધો, આ બધું સાંભળતો હસતો બાળક હવે રડવા લાગ્યો. બસ, આખો દિવસ રડયા જ કરે. જાણે સંસારથી—જન્મ જરા અને મૃત્યુથી ડરીને રડતો હોય તેમ તેણે રડવાનું જ શરૂ કર્યું. સુનંદા તેને ધવરાવે તોયે રડે, ન ધવરાવે તોયે રડે, પારણામાં નાખીને હીંચોળે તોયે રડે, નીચે સુવાડે તોયે રડે, ન તો માતાને શાંતિથી બેસવા દે, ન ખાવા દે; ન ઊંઘવા દે. ન ક્યાંય જવા દે. આખરે માતા કંટાળી. આ તે બાપ જેવો છે. બાપનેય રોજ દીક્ષા દીક્ષા ને દીક્ષા જ થતી. હવે તો એ આવે તો આનેય આપી દઉં. હું તો આનાથી કંટાળી. એક વાર ખૂબ કંટાળીને એણે બાળકને સંબોધીને કહ્યું: બેટા! હવે છાનો રહી જા. તને દીક્ષા અપાવીશ, તારા બાપને સોંપી દઈશ. બસ, આ સાંભળતાં જ બાળક રડતો બંધ થઈ ગયો. સુનંદા ચમકી: હેં, આ બાળક દીક્ષાનું સમજે છે એમ? શું એના બાપની જેમ આ પણ મને છોડીને ચાલ્યો જશે? અરેરે, મારા ભાગ્યમા શું લખાયું છે? બેટા! તું છાનો રહી જા. આપણે બન્ને દીક્ષા લઈશું. અરેરે, આ છોકરો ગર્ભમાં આવ્યો ત્યારથી દીક્ષા સિવાય બીજી કોઈ વાત જ સાંભળી નથી. હુયે કેવી મૂર્ખી છું, આટલો આટલો ઉપદેશ એમનો સાંભળ્યો, ઉત્તમ પુરુષોના—મહર્ષિઓનાં ચરિત્રો વંચ્યા; છતાં મને કેમ વૈરાગ્ય ન આવ્યો? બેટા, તું છાનો રહે! તને દીક્ષા અપાવીશ. દીક્ષાનું નામ સાંભળીને બાળક રડતો બંધ થઈ જતો. આખરે આ રડવાની વિધિમાં બાલકનો જય થયો. માતાએ નક્કી કર્યું—હવે એ આવે તો એમનો છોકરો એમને સોંપી દઉં. આ બાજુ સિંહગિરિસૂરિ, આર્ય સમિત, આર્ય ધનગિરિ વગેરે વિચરતા વિચરતા તુમ્બવન શહેરની પાસે આવી ઉદ્યાનમા ઊતર્યા. ગોચરીના સમયે (બન્ને મિત્રો અને સાળા બનેવી એવા) આર્ય સમિત અને આર્ય ધનગિરી ગૌચરી માટે તૈયાર થયા ગુરુજીને વિનયથી પૂછ્યું: ભગવંત! આપ આજ્ઞા આપો તો અમે ગામમાં જઈએ. અહીં અમારા સ્વજનો પરિચિતો છે, તેમને ઉપદેશ આપીશું. આ જ સમયે પક્ષીએ શુભ શુકન કર્યાં જ્ઞાની ગુરુદેવે ફરમાવ્યું; મહાનુભાવો! ખુશીથી ગૌચરી જાઓ. આજે તમને મહાન લાભ થશે. તમારા કુંટુંબી પાસેથી જે કાંઈ સચિત્ત કે અચિત્ત મળે તે લાવજો.

બન્ને મુનિપુંગવો ઈર્યાસમિતિનું રક્ષણ કરતા શહેરમાં આવ્યા. બન્નેએ નક્કી કર્યું: પહેલાં સુનંદા પાસે જ ચાલો. જ્યાં સુનંદાના ઘર તરફના ફળીયામાં ગયા કે લોકોએ બન્નેને ઓળખ્યા.

એક સખીએ આગળ દોડી જઈ સુનંદાને વધામણી આપી. બન્ને મુનિવરો ઘરના આંગણામાં આવ્યા. સખીઓનું ટોળું મળ્યું. રડતા બાળકથી બધાં કંટાળ્યાં હતાં. સુનંદા બાળકને લઈને ઊભી થઈ ગઈ. બાળકે મુનિવરને નિહાળ્યા. મોઢું મલક્યું, બોખું મોઢું એવું સરસ હસ્યું કે સુનંદા પણ ચમકી ગઈ, કે કદમ બોલી-જો, તારા બાપાજી આવ્યા, ગમે લાગવું છે? ત્યાં તો એક સખી બોલીઃ બહેન, આ છોકરો રડ રડ જ કરે છે. એક ઘડીયે સુખેથી છાનો રહેતો નથી. એના બાપને સોંપી દે. એ સંભાળશે છોકરાં કેમ સંભાળાય છે, એની એમને ક્યાંથી ખબર પડે? આ સાંભળી બધાં હસી પડયાં. સુનંદાએ પોતાના બાળકની સામે જોઈ પૂછ્યુંઃ બેટા, તારે સાધુ થવું છે? તારા પિતાજી સાથે જવું છે? આ પ્રશ્નોત્તરી સાંભળી નાનો બાળક પિતાની સામે એકીટશે જોઈને હસી રહ્યો હતો.

ત્યાં તો બીજી સખી બોલી-બહેન! બહુ વિચાર કરવા જેવો નથી. એના બાપને સોંપી જ દે. આને જન્મ્યા પછી કદીયે કોઈએ હસતો કે રડવા વિનાનો જોયો છે ખરો? આજે એના બાપને જોઈને હસે છે.

સુનંદા—કેમ, આ છોકરાને લઈ જશો? હું તો કંટાળી છું. દિવસ ને રાત રડ રડને રડ જ કરે છે. એક ઘડીયે ચેન લેવા દેતો નથી. છ મહિનાનો થયો, અરે, છ કલાકે મને સુખે ઊંઘવા દીધી નથી. માટે એને લઈ જાઓ તો મને શાંતિ વળે.

ધનગિરિ—લઈ જઈશું. મને તો કશોયે વાંધો નથી; પણ તને પાછળથી પશ્ચાત્તાપ ન થાય એ વિચારી લે.

સુનંદા—મેં તો ખૂબ જ વિચાર્યું છે. પછી પુત્રની સામે જોઈ બોલીઃ બેટા, જવું છે તારે? લે જા. આમ કહી નીચે મૂક્યો એટલે બાળકે તો પિતાની સામે જ મીટ માંડી અને એમની સામે હાથ લાંબા કરવા માંડયા.

એક સખી—હવે વિચાર શો કરે છે? છોકરાનું મન એના બાપ પાસે છે માટે સોંપી જ દે. આવો અવસર ફરી નહિ મળે. પછી તું તારે નિરાંતે ધર્મધ્યાન કરજે; સુખે સૂજે. બાકી આ છે ત્યાં સુધી તને ચેન નહિ પડવા દે

સુનંદા—છોકરાને લઈ જશો ત્યારે?

ધનગિરિ—જે કરે તે વિચારીને કરજે. ઠીક, આ છોકરો અત્યારે તો સોંપે છે, પણ એનો સાક્ષી કોણ થવા તૈયાર છે? અને અમે તો એને ધર્મલાભ આપીને લઈ જઈશું. પછી એ તને પાછો નહીં મળે.

સુનંદા—આ મારી સખીઓ બધી સાક્ષીમાં છે. અને મારા ભાઈ આર્ય સમિત, જે તમારી સાથે જ ઊભા છે, તે પણ સાક્ષીમાં છે. કેમ ભાઈ, બોલો તો ખરા!

આર્ય સમિત—સાંભળ! તું આ છોકરો સોંપે છે. પછી પાછો નહિ મંગાય. માટે જે બોલે, જે કરે તે વિચારીને કરજે. બાકી તારો પુત્ર સાધુ થશે તો મહાન આચાર્ય, મહાયુગપ્રધાન અને શાસનપ્રભાવક થશે

સુનંદા—લ્યો ત્યારે લઈ જાઓ. એમ કહેતાં જ આર્ય ધનગિરિને પુત્ર સોંપી દીધો. ધનગિરિજી તેને ઝોળીમાં લઈ ધર્મલાભ આપી પ્રસન્ન થતા ચાલી નીકળ્યા

આખરે ધનગિરિ જીત્યા, આખરે નાનો બાળક જીત્યો, અને મોહરાજા સામે ચારિત્ર-રાજાનો જયજયકાર થયો. પુત્રને માતાના બદલે પિતાનો આશ્રય મીઠો લાગ્યો; જગતે જાણે આશ્ચર્યનો અનુભવ કર્યો!

(ચાલુ)

# २०वीं शताब्दीके दो काष्ठोत्कीर्ण उपाश्रय लेख

संपादकः—पूज्य मुनिमहाराज श्री कांतिसागरजी

मध्य प्रान्त और बरारमें जैन इतिहासोपयोगी अनेक महत्त्वपूर्ण साधनसामग्री अत्रतत्र त्रुटित दशामें पड़ी हुई है। कई तो संरक्षणके अभावमें नष्ट हो चुकी। शेष साधनका भी वही हाल होगा, यदि किसीने इस पर ध्यान न दिया तो। इस प्रान्तका यों ही संशोधन बहुत ही अल्प हुआ है, और जैन साहित्य इतिहास और कलाकी दृष्टिसे आजतक यहां पर किसीने अन्वेषण ही नहीं किया; केवल कारंजाके ज्ञानभंडारका और मध्य प्रान्तमें भिन्न २ स्थानों पर अवस्थित हस्तलिखित ग्रन्थोंका सूचीपत्र डॉ. हीरालालजीने १८ वर्ष पूर्व किया था, जो सी. पी. गवर्नमेंटने प्रकट किया, पुरातत्त्वके यहां पर अनेक अवशेष मिलते हैं, जो न केवल जैन धर्म इतिहासकी दृष्टिसे ही महत्त्वपूर्ण हैं अपितु भारतीय उच्च कलाके परिचयका भी है। मुझे ऐसे अनेक खंडहर देखनेका सौभाग्य प्राप्त हुआ है। एतद्विषयक विशेष जाननेके लिये **"मध्य प्रान्तमें जैन पुरातत्त्व"** नामक निबंध देखें जो शीघ्र ही **'वर्णी अभिनंदन ग्रन्थ'** में प्रकट होगा। प्राचीन मूर्तिलेख भी यहां सैंकडोंकी तादाद में उपलब्ध हैं। मैने सभीका संग्रह किया है। प्राचीन हस्तलिखित ग्रन्थोंकी संख्या ३००० तीन हजारसे कम नहीं है, जिनमे कई ग्रन्थ तो ऐसे भी हैं जो अन्यत्र अप्राप्य है!

इस प्रान्तमें पहाडों और मार्गकी अनेक कठिनायोंसे जैन मुनियोंका विचरना बहुत ही कम होता है; यतियोका निवास विशेष रूपसे है। २०वीं शताब्दीके अनेक आदेश-पत्र यहाके ज्ञानभंडारमें देखनेको मिले है, जो मध्य प्रान्तके प्रमुख नगर—नागपुर, कामठी, अमरावती, रायपुर, एलिचपुर, हिंगणघाट आदि नगरोंसे सम्बंधित है।

यतियोने यहां पर रहकर अनेक महत्त्वपूर्ण जैन—जैनेतर साहित्य स्वहस्तसे लिखा और उसका संग्रह किया; इतना विशाल संग्रह जो आज मध्य प्रान्त और बरारमें उपलब्ध होता है वह यतियोके ही सुप्रयत्नोंका फल है।

यहां प्रकाशित दो लेखोंमें प्रथम लेखपट्टिका यतिवर्य्य राष्ट्रसेवी श्री यतनलालजीके पास है जो यहांके पुरातन मंदिर—उपाश्रयमें लगी थी। उस समय रायपुरकी धार्मिक स्थिति अच्छी थी। सं. १९१३ में रत्नविजयजी—जो झंडेबाजके नामसे विख्यात थे—उन्होंने यहां पर दादावाडीमें धर्मनाथ स्वामीके मंदिरकी प्रतिष्ठा करवाई थी, जैसा कि उनके 'उत्कर्षपत्र' से जाना जाता है। यह उत्कर्षपत्र अद्यावधि अप्रकट है। मध्य प्रान्तकी तत्कालीन धार्मिक स्थितिका दिग्दर्शन पत्रसे भलिँभाति हो जाता है।

दूसरा लेख अमरावतीके प्राचीन उपाश्रयके व्याख्यान पीठके पीछे लगा हुआ है; अनजान को तो मालूम ही नहीं होता कि यह लेख है। इसका फोटो मेरे संग्रहमें

पद्य २–६ का आदि वर्ण ओं, न, म सि, ध है

पद्य ७–२२ तक के प्रथम वर्ण अ आ, इ ई आदि है।

पद्य २३–५५ तक के प्रथम वर्ण क, ख, ग, घ, न आदि ह तक।

पद्य ५६–६४ तकके आदि वर्ण लं, ख, मं, ग, लं, मं, हा, श्री, मा है।

उपर के उद्धरणोंसे सिद्ध होता है कि वर्णमाला का उच्चारण ओं नमः सिद्धम् से प्रारम्भ होता था। इसके भी पहले एक और अक्षर या शब्द बोला जाता था। उद्धरणोंके अनुसार इसका नाम और कदाचित् उच्चारण भी "भले" था। आज भी महाजनी लिपि सिखाते समय अध्यापक १ (एक) का अंक लिखकर उसे "एको राम सहाई" पढ़ते है। फिर "औनामासी धौने" जो ओं नमः सिद्धं का अपभ्रंश है बोलकर क, ख, ग, घ, ङ, आदिमे वर्णमालाका उच्चारण करते हैं। पंजाबकी गुरुमुखी लिपिमें भी १ अंकके बाद ओं लिखकर उसे "एकोंकार" पढ़ते है। हुंडी चिट्ठियों पर महाजनीमें पता लिखनेसे पहले ७४ ।। का अंक लिखते है, परंतु यह पढ़ने में इसका उच्चारण नहीं किया जाता। वास्तव में ७४ ॥ इसी ६० ।। का रूपान्तर है। इसमें स्पष्टतया ४ का अंक बिन्दु का विकार है। ७ का अंक गुप्तकालीन लेखोंके आदिमें भी मिलता है। कई विद्वान् इस ७ को सिद्धम् का चिह्न मानते है। इस कथनसे यह बात भली भांति सिद्ध हो गई कि इस प्रकारके चिह्न लिखनेकी प्रथा बहुत प्राचीन है। इसके मूल तथा इतिहास पर किसी आगामी अंकमें विचार किया जावेगा।

प्रतियों के अन्त में [इति] श्रीः, श्रीरस्तु, [इति] शुभम्, शुभमस्तु आदि शब्द होते है। किसी २ प्रति में ॥छ॥छ॥ ॥छ॥छ॥ अक्षर भी होता है। इस छ का कोई अर्थ या प्रयोजन समझ में नहीं आता। उद्धरणोमें वर्णमाला के ह के पश्चात् क्ष आता है। शायद "भले" और ओं नमः सिद्धं की तरह क्ष वर्णमालाका अन्त माना जाता था। इस अवस्थामें प्रतिका अन्तसूचक क्ष हो सकता है। कदाचित् क्ष का ग्रामीण उच्चारण छ होनेसे क्ष के स्थानमें छ लिखनेकी परिपाटी पड़ गई हो। अथवा भले की तरह छ भी कोई चिह्न-मात्र है। इस पर भी विचार करनेकी आवश्यक्ता है।

**आश्विन शुक्ला १२, सं. २००३**
**जैन विद्याभवन, ६ नेहरू स्ट्रीट, कृष्णनगर, लाहौर.**

# આનંદ શ્રાવક ક્ષત્રિય હતા?

## [ એક વિચારણા ]

લેખકઃ—**શ્રીયુત ફતેહચંદ વિઠ્ઠલદાસ બેલાણી**

શ્રીયુત ગોપાળદાસ પટેલે લખેલી 'મહાવીરકથા'મા એક ફકરો મેં વાંચ્યો ત્યારે શું આનંદ શ્રાવક ક્ષત્રિય હતા?—આ પ્રશ્ન થઈ આવ્યો. એ ફકરો આ પ્રમાણે છે—

"વાણિજ્યગ્રામની પાસે ઈશાન ખૂણામા કોલ્લાક નામે સન્નિવેશ હતો. તેમાં આનંદના મિત્રો, જ્ઞાતિઓ અને સગા સંબધીઓ રહેતા હતા. અર્થાત્ આનદ ગૃહપતિ જ્ઞાતૃવંશી ક્ષત્રિય હતો. અને જૈન હોવાને કારણે વેપારવણજ વગેરે વૈશ્યવૃત્તિથી વર્તતો હતો. ભગવાન મહાવીર પણ તે જ વંશનાં તથા તે જ સ્થળના હતા એ વસ્તુ યાદ દેવડાવવાની જરૂર ભાગ્યે જ હોય." —મહાવીરકથા, પૃ. ૨૮૯

ઉપરનો ફકરો વાચીને મનમાં પ્રશ્ન ઊઠયો કે "આનંદ શ્રાવક ખરેખર ક્ષત્રિય હતા?"

જો કે કોઈ પણ પ્રશ્ન ઉપર ચર્ચા કરવી જ જોઈએ એ જરૂરી નથી. પણ એક પ્રશ્ન જ્યારે સામે આવીને ઊભો રહે છે ત્યારે તેની ગવેષણા કે સામાન્ય નિર્ણય જાણવા, વિચારવાની જિજ્ઞાસા મનમાં ઊઠે છે. એટલે 'ઉપાસક દશા' નાં પાના તપાસ્યા તેમાં **गाहावइ** તો આનંદના નામ સાથે ઠેકાણે ઠેકાણે લખ્યું છે. પણ એ '**आणंद गाहावइ**' ક્યાંના રહેવાસી હતા એ વિચારવા માટે પણ થોડાં વાકયો આ પ્રમાણે છે.—

"तत्थ णं वाणियगामे **नयरे** आणंदे नाम गाहावइ परिवसइ।" "जेणेव वाणियगामे **नयरे** जणेव **सये गिहे**...."

"एवं खलु अहं वाणियगामे नयरे बहूणं राईसर....जाव सयस्स वियगं कुडुंबस्स जाव आधारे....तं मित्त(नाइ–नियम–सयण संबंधि) जाव जेट्ठपुत्तं आपुच्छित्ता कोल्लाए सन्निवेसे नायकुलंसि पोसहसालं...."

तएणं से आणंदे समणोवासए जेट्ठपुत्तं मित्तनाइं आपुच्छित्ता **सयाओ गिहाओ** पडिणिक्खमित्ता जेणेव कोल्लाए सन्निवेसे, जेणेव नायकुले, जेणेव पोसहसाला, तेणेव उवागच्छइ ... पोसहसालं पमज्जइ।"

तत्थ णं कोल्लाए सन्निवेसे आणंदस्स गाहावइस्स बहुए मित्त–नाइ–नियय–सयणसंबंधि परिजणे परिवसइ।"

આ સૂત્રો ઉપર વિચાર કરીએ તે પહેલાં વૈશાળીની ભૌગોલિક પરિસ્થિતિનો ખ્યાલ કરવો જરૂરી છે.

વૈશાળી મહાનગરી હતી અને કર્મારગ્રામ, વાણિજ્યગ્રામ, કોલ્લાક સન્નિવેશ, ક્ષત્રિય કુંડ, બ્રાહ્મણકુંડ, વગેરે વૈશાળીનગરીનાં જુદાં જુદાં પરાં હતાં. વચમાં ગંડકી નદી વહેતી હતી. કેટલાંક પરાં ગંડકી નદીને આ કાંઠે હતાં તો કેટલાક પરાં તેને બીજે કાંઠે હતાં. નદીને પાર કરીને એકબીજા પરામાં જઈ શકાતું હતુ, જેમ આજે અમદાવાદ શહેર અને તેના પરારૂપે જૈન સોસાયટી, માદલપુર, પાલડી. બ્રહ્મક્ષત્રિય સોસાયટી, ગોમતીપુર, શ્રીમાળી

સોસાયટી, મહાવીર સોસાયટી વગેરે. અને સાબરમતી પાર કરીને એક બીજે ઠેકાણે જઈ શકાય છે તેમ.

હવે, 'ઉપાસક દશા'નાં સૂત્રો ઉપરથી એટલું તાત્પર્ય કાઢી શકાય છે કે:—

આનંદ ગાહાવઇ વાણિજ્યગ્રામમાં રહેતા હતા તેનાં ઘરબાર પુત્રપરિવાર, સગા સંબંધીઓ વાણિજ્યમાં હતાં. કોલ્લાકમાં પણ તેના સગા સંબધીઓ હતાં. પણ કોલ્લાકમાં તેના ઘરબાર હોવાનો ઉલ્લેખ નથી. પોષધશાળા જ્ઞાતૃકુળની હતી અને કોલ્લાકમાં આવે છે ત્યારે જ્ઞાતૃકુળનો નિર્દેશ કરે છે.

શ્રીયુત ગોપાળદાસભાઈના કકરામાંથી પ્રશ્નો એ ઊઠે છે કે—

૧. આણંદનાં સગાસંબધીઓ કોલ્લાકમાં રહેતાં હતાં માટે તે ક્ષત્રિય હતો?

જો એમ જ હોય તો તેના ઘરબાર, પુત્ર પરિવાર, સગાસંબધી, વાણિજ્યવ્યાપાર તો વાણિજ્યગ્રામમાં હતો તો તે વણિક શા માટે ન મનાવો જોઈએ? અને કોલ્લાકમાં તો એનું ઘર પણ નથી.

૨. આણંદનાં સગાસંબંધીઓ કોલ્લાકમાં રહેતાં હતાં માટે તે કોલ્લાકનો મૂળ રહેવાસી હતો? જો કોલ્લાકમાં સગાસંબધીઓ હોવા માત્રથી જ એ કોલ્લાકનો રહેવાસી કે ક્ષત્રિય મનાય તો તો અર્થ એ થયો કે—

હું અમદાવાદનો રહેવાસી હોઉં અને મારા સગાસબધી સોસાયટી કે બીજા શહેરોમાં હોય તો હુ અમદાવાદનો મટી બીજા શહેરનો રહેવાસી અને બીજી જ્ઞાતિનો પણ મનાઈ શકું. પણ એ વાસ્તવિક માની શકાય છે? વળી મારા ઘરબાર અમદાવાદમાં પણ હોય અને બીજે સ્થળે પણ હોય એટલા ઉપરથી હું અમદાવાદનો મટી બીજા શહેરનો બની શકુ? તો કેવળ સગાસબધીઓ બીજા શહેરમા કે બીજા પરામા રહેવા માત્રથી આનંદને બીજી જ્ઞાતિનો પણ માની લેવો એ વિચારવા જેવો પ્રશ્ન છે.

૩. કોલ્લાક ક્ષત્રિયોનો વાસ કહેવાતો હતો એટલે ત્યાં બીજા કોઈ રહી જ ન શકે? અથવા રહેતા જ નહોતા? અને જે બીજા રહેતા હતા તે બધા ક્ષત્રિયો જ હતા એટલું બધુ માની લઈ શકાય ખરુ?

કાઠિયાવાડ કાઠીઓનુ હતું એટલા માટે કાઠિયાવાડમાં કાઠી ગરાસિયા સિવાય બીજા રહેતા નહોતા? અથવા રહેતા નથી? વરતેજ ગરાસિયાનું ગામ કહેવાય છે એટલે વરતેજમાં ગરાસિયા સિવાય બીજી કોમ રહેતી નથી? બ્રહ્મક્ષત્રિય સોસાયટીમાં એકલા બ્રહ્મક્ષત્રિયો જ રહી શકે અને બીજા ન રહી શકે? અથવા રહેતા નથી? અથવા બીજા જે કોઈ રહેતા હોય તેમને બ્રહ્મક્ષત્રિયો જ માની લેવા જોઈએ?

૪. વાણિજ્યગ્રામમાં આણુદે જેમ **सए गिहे** અને **सयाओ गिहाओ** જેવો ઉલ્લેખ કર્યો છે એવો ઉલ્લેખ કોલ્લાકને વિશે કર્યો નથી. ઉલટું કોલ્લાકના વિષયમાં તો **नायकुलंसि** અને **नायकुले** એવો વ્યવચ્છેદ કર્યો છે. આ વ્યવચ્છેદથી એ સ્પષ્ટ થઈ જતું નથી કે તે પોતે નાય (જ્ઞાત્) કુળથી ભિન્ન છે?

૫. અગર એ કોલ્લાકનો રહેવાસી હોત તો આવા મોટા વ્યાપારી કે જેને ત્યાં ૫૦૦ હળ, હજારો ઢોરઢાંખર અને લાંબી મોટી જાગીર હતી તેણે પોતાના જ ગામમાં પોતાનું ઘર-ખોરડું ન બનાવ્યુ હોત? આ તો એક સામાન્ય બુદ્ધિનો પ્રશ્ન છે.

ઉપરાંત જ્યારે તે નિવૃત્તિ જીવન ગાળવા માટે પોસહસાલામાં રહેવાનું નક્કી કરે છે ત્યારે તે પોતાના પરિવારની આજ્ઞા માગે છે. એ આજ્ઞા માગવા વાણિજ્યગ્રામમાં આવે છે. વાણિજ્યગ્રામમાં પોતાના પરિવારની, સગાસંબંધી નાતીલાઓની આજ્ઞા માગે છે, પણ કોલ્લાકના સગાસંબંધીઓની આજ્ઞા માગવાનું તો એને જરૂરી નથી લાગ્યું. જો ખરેખર એ કોલ્લકનો હોત તો કોલ્લાકમાં તો એના મુરબ્બીઓ ને વડીલો પણ રહેતા હોત એમની આજ્ઞા માગવી તેણે પહેલી જરૂરી માની હોત પણ નિર્દેશ તો વાણિજ્યમાં તેના પરિવારની આજ્ઞા માગવાનો છે.

આ બધા પ્રશ્નો બાદ રાખીને કે એ તરફ ઉપેક્ષા કરીને કેવળ કોલ્લાકમાં તેના સગાસબંધીઓ હતા એટલા ઉપરથી તેને કોલ્લાકનો રહેવાસી માની લેવો અને બીજી જ્ઞાતિનો પણ માની લેવો એ અત્યંત આશ્ચર્ય ઉપજાવે એવી વાત છે વારૂ.

હવે '**गाहावइ**' ઉપર વિચાર કરીએ કે એ શું છે?

'**गाहावइ**' એટલે ગૃહપતિ=ઘરધણી એવો અર્થ મનાતો આવે છે. એ અર્થ તો છે જ ઉપરાંત એનો બીજો અર્થ 'કુળ' તરીકે પણ આગમોમાં છે. **गाहावइकुल गाथापतिकुल** વગેરે.

વાસ્તવમાં '**गाहावइ**' એમને કહેવામા આવતા હતા જેમની પાસે વાડીવજીફા, ઢોરઢાંખર, જમીનજાગીર અને બહોળો પરિવાર વગેરે સામગ્રીઓ રહેતી. અર્થાત્ જાગીરદારને **गाहावइ** તરીકે કહેવામા આવતા હતા અને જાગીરદાર બધા ક્ષત્રિયો હતા એવું તો નહી માની શકાય. આજે પણ ઘણા જૈનો, શિખો, બ્રાહ્મણો, વાણિયા, મુસલમાનો જાગીરદાર છે. બિહાર બંગાળમાં તો પુષ્કળ જાગીરદારો છે. એ બધાને આપણે ક્ષત્રિયો જ માની લઇ શકીશું?

અર્થાત્ **गाहावइ** એટલે જાગીરદાર કહેવામાં અને એ રીતે આણંદને સમજી લેવામાં આવે તો તે વધુ ઉચિત અને સાર્થક છે.

એ જાગીરદારના અવશેષો તો આપણી સામે છે જ, પણ **गाहावइ** શબ્દનો અવશેષ પણ આજે છે. **गाहावइ** શબ્દ બદલાતો બદલાતો આજે **गहोई, गहलोइ गहलोत** વગેરે બની ગયો છે. હિન્દી સાહિત્યના પ્રખર કવિ મૈથિલીશરણ ગુપ્ત અને સીયારામશરણ વગેરે એ **गहोइकुल**ના આજે આપણી સામે છે એ પોતાને **गहोइ** કહેવરાવે છે.

આ તો એક ઐતિહાસિક સત્ય છે ઇતિહાસમાં જો આપણે વજૂદ માનીએ તો આનંદ ગાહાવઇને જ્ઞાતૃકુળમાં લઈ જવાનો શ્રમ બચી જાય અને **नायकुलंसि** અને **नायकुले** નો સંબંધ આણંદ સાથે નહી પણ પોસહસાલા સાથે જ રાખીએ તો વધુ બંધ બેસે અને અન્વર્થક ગણાય.

એટલું માનવા છતાં સમાધાન પુરું થતું નથી, એક પ્રશ્ન તો રહી જાય છે કે તો પછી આણંદ પોતાનું ઘરબાર, પોતાનો પરિવાર, પોતાનું ગામ અને પોષધશાળા (વાણિજ્યગ્રામમાં પોતાની પોષધશાળા હોવી અસંભવિત નથી) વગેરે બધી સગવડ ફ્રીને તે કોલ્લાકમાં શા માટે ગયા?

તેનું સમાધાન વૈશાળીની ભૌગોલિક પરિસ્થિતિમાંથી આપણને મળી શકે છે. વૈશાળી અને તેનાં પરાંઓની સ્થિતિ આપણે જોઈએ. આજે પણ તેના અવશેષો તપાસીએ અને

ઉપાસકદશામાં તેની સ્પષ્ટતા વાંચીએ તો સ્પષ્ટ થાય છે કે દૂઈપલાશ ચૈત્ય અને કોલ્લાક સન્નિવેશ વાણિજ્યગ્રામની ઉત્તર-પશ્ચિમમાં હતા.

तस्स णं वाणियगामस्स नयरस्स वहिया उत्तरपच्छिमे दिसिमाए दूइपलासए णामं चेइए होत्था ।

तस्स णं वाणियगामस्स बहिया उत्तरपच्छिमे दिसिमाए एत्थ णं कोलगए णाम सन्निवेसे होत्था।

અર્થાત્ એ સ્પષ્ટ છે કે દૂઈપલાશ ચૈત્ય વાણિજ્યગ્રામ કરતાં કોલ્લાક સન્નિવેશથી વધારે નજીક હતું, અને વાણિજ્યગ્રામમાં આવતા તે રસ્તામાં પણ આવી શકતુ હતુ. અને ભ.મહાવીર વૈશાલીમા આવતા ત્યારે ઘણુ ખરુ દૂઈપલાશ ચૈત્યમા વાસ કરતા હતા એટલે કોલ્લાકમાં રહેવાથી આણંદને ભ.મહાવીર અને ગૌતમનો સહવાસ સુલભ હતો; અનાયાસ તેને આ લાભ મળી શકતો હતો ઉપરાંત વચમાં નદી-નાળાનો પણ બાધ નહોતો આવતો. એ રીતે ચોમાસાસા પણ અને અનશન કરે તો પણ મહાવીર--ગૌતમનો સહવાસ તેને અત્યંત સુલભ હતો.

ઉપરાત ગૌતમસ્વામી વગેરે વાણિજ્ય વગેરેમાં આસપાસ ગોચરી વગેરે માટે નિકળે તોપણ કોલ્લાક નિવાસ (સ્હેજ કાટખૂણાનો હિસાબ ન ગણીએ તો)વચમાં આવી જતુ હતું. આ બધી સગવડને કારણે તેણે કોલ્લાકમા રહેવાનુ વધારે પસંદ કર્યું હશે.

મારુ આ અનુમાન જો સાચું હોય તો અથવા માનવામાં આવે તો આનંદને **गाहावइ** કુળમાં રહેવા દેવામાં વાંધો નથી બલ્કે એ જ વધુ ઉચિત છે.

અને કોલ્લાકમાં તેના સગા-સંબંધીઓનો નિર્દેશ જે કર્યો છે, તે તો આનંદને પોતાની સગવડ સાચવવામાં બાધ ન આવે એટલે એ જરૂરી છે જેમ વાણિજ્યમાં તેને પરિવારની સગવડ હતી તેમ કોલ્લાકમાં પણ હતી જ, જેથી કોલ્લાક જવાનું પસંદ કરવામાં અગવડ ન રહે.

આટલુ સ્પષ્ટીકરણ કર્યા પછી અને ઇતિહાસ, ભૂગોળ અને આગળની હકીકતો રજુ કર્યા પછી પણ કોઇએ શુ માનવું જોઈએ એ માટે આગ્રહ કે દબાણ કોઈ ઉપર હોવુ ન જોઇએ.

ભારતીય જ્ઞાનપીઠ, બનારસ, તા ૨૫-૧૦-૪૬

## વ્યાકરણસૂત્રો સાથે ન્યાયસૂત્રોનો સંબંધ

લેખક -પૂજ્ય મુનિમહારાજ શ્રીપૂર્ણાનન્દવિજયજી 'કુમારશ્રમણ' શિવપુરી.

વ્યાકરણ ગ્રથના પાઠન સાથે ન્યાયોનો ઘનિષ્ટ સંબધ છે, કારણ કે ન્યાયસૂત્રો પ્રાચીન છે, વ્યાકરણસૂત્રો પછીથી બન્યા છે વ્યાકરણસૂત્રોના કર્તા પાણિનિ ઋષિ, શ્રી હેમચન્દ્રાચાર્ય વગેરે છે, જ્યારે ન્યાયસૂત્રોના કર્તા કોઈ નથી. એ ગુરુપરમ્પરાથી ચાલ્યાં આવે છે. એટલા માટે ન્યાયસૂત્રોને મગજમા રાખીને પછી વ્યાકરણકાર સૂત્રોની રચના કરે છે. જો તેમ ન હોય તો વ્યાકરણસૂત્રોનો પાર જ ન રહે એટલા માટે વ્યાકરણના પઠન-પાઠન સાથે ન્યાયસૂત્રોનુ પઠન--પાઠન પરમાવશ્યક છે, ન્યાયસૂત્રોને નહિ ભણનારો વિદ્યાર્થી અવ્યુત્પન્ન જ રહેવાનો કારણ કે ન્યાયસૂત્રો અને વ્યાકરણસૂત્રો બન્ને મિત્ર તુલ્ય છે; અને એટલા માટે જ હેમહંસગણિ પોતાના ન્યાયસંગ્રહમાં ન્યાયસૂત્રોનો વ્યાકરણ સાથે આનન્તર્ય

સબંધ સૂચવે છે. તે ન્યાયોની સખ્યા લગભગ ૧૪૧ની છે. તેમાથી ફક્ત ૫૭ ન્યાયોને જ હેમચન્દ્રાચાર્યે પોતાના સિદ્ધહેમમાં સ્થાન આપ્યું છે, બાકીના ૮૪ ન્યાયો પણ ઉપયોગી છે. સંપૂર્ણ ન્યાયોનો અભ્યાસ ગુરુમુખથી થાય ત્યાંસુધી સિદ્ધહેમની મજાયે ન આવે અને બીજા વૈયાકરણની સાથે ચર્ચામાં પણ ઊતરી ન શકાય. તે ન્યાયોમાંથી થોડાક ન્યાયો, ઉદાહરણ, જ્ઞાપક, નિત્યાનિત્ય સાથે અહીં આપુ છું.

## अपेक्षातोऽधिकारः ॥१२॥

આ એક ન્યાય સૂત્ર છે. એનો અર્થ એ છે કે વ્યાકરણ શાસ્ત્રમાં અધિકાર (અનુવૃત્તિ વ્યાકરણકારની ઇચ્છાધીન છે. જેમ કે અમુક સૂત્રથી (વિકલ્પ) ની અનુવૃતિ ચાલી તેને કયાં સુધી લઈ જવી એ સૂત્રકારને આધીન છે, એમાં કોઈની શંકાને સ્થાન પણ ન મળે. એટલે આ ન્યાય જ એમ ફેસલો આપે છે કે, અધિકારની પ્રવૃત્તિ અને નિવૃત્તિ સૂત્રકારાધીન છે. ઉદાહરણ તરીકે "**जपमसत्परे स्यादिविधौच**' ॥૨।૧।૬૦॥ આ સૂત્રથી અસતનો અધિકાર અને સ્યાદિ વિધિનો અધિકાર ચાલ્યો હવે આ અધિકારને સૂત્રકાર પોતાની ઇચ્છા પ્રમાણે જ્યાં સુધી લઈ જવો હશે ત્યાં સુધી લઈ જશે અસતનો અધિકાર "**हत्तल**.' ॥૨।૧।૯૦॥ સુધી એટલે ૩૦ સૂત્ર સુધી અને સ્યાદિનો અધિકાર '**नोर्म्यादिभ्य**." ॥૨।૧।૯૯॥ એટલે ૩૯ સૂત્ર સુધી લઈ ગયા હવે જો કોઈ શંકા કરે કે અસતનો અધિકાર ૩૦ સૂત્ર સુધી જ લાવ્યા અને સ્યાદિવિધિનો અધિકાર ૩૯ સૂત્ર સુધી લાવ્યા તો બન્નેને એક જ સૂત્રમા નિવૃત્તિ પમાડી દેવા હતા, નિરર્થક એના અધિકાર જુદા ચલાવ્યા. તો જાણવાનુ કે આવી શકા કરવી અયોગ્ય છે. કારણ કે ઉપરનો ન્યાય જ એમ બતાવી આપે છે કે અધિકારની પ્રવૃત્તિ અને નિવૃત્તિ સૂત્રકારાધીન છે.

હવે આ ન્યાયનો જ્ઞાપક શુ છે અર્થાત્ કયાં સૂત્રથી આ ન્યાય સૂચિત થાય છે એ જોઈએ, જેમ કે **देवानाम्** સાધવું છે તો **देव+आम्** આવી સ્થિતિમાં **ह्रस्वापश्च** ૧।૪।૩૨॥ આ સૂત્રથી **आम्** નો **नाम्** કરવામાં આવશે. હવે કોઈ પૂછે કે સૂત્રમાં તો સૂત્રકારે **ह्रस्व आप** અને **च** મૂકયાં છે અર્થાત્ સૂત્રનો અર્થ તો એ નથી જ નીકળતો કે **आम्** નો **नाम्** થાય છે. અને કરાય છે તો **आम्** નો **नाम्** એટલે સૂત્રકારને સૂત્ર આમ બનાવવું હતું એનો "**ह्रस्वाप आमो नाम्**" પણ આમ ન બનાવતાં '**ह्रस्वापश्च**" આ પ્રમાણે સૂત્ર બનાવ્યું છે. જવાબ એ છે કે સૂત્રકારની દૃષ્ટિમા આ ન્યાય હતો અને આ ન્યાયને લક્ષ્યમા રાખીનેજ સૂત્રકાર સમજે છે કે, "**आमो नाम् वा**"॥૧।૪।૪૧॥ આ સૂત્રની અનુવૃત્તિ "**ह्रस्वापश्च**"આ સૂત્રમા લઈ શકાશે. એટલે સૂત્રમા અક્ષરો વધારવાની જરૂર નથી પણ થોડીવારને માટે સમજો કે--આ ન્યાય સૂત્ર નથી તો "**आमो नाम्वा**" આ સૂત્રની અનુવૃત્તિ "**ह्रस्वापश्च**" આ સૂત્રમાં લઈ જવાનો અધિકાર ન સૂત્રકારનો છે, ન ટીકાકારનો.

આ થઈ અધિકારની પ્રવૃત્તિ. હવે નિવૃત્તિની વાત વિચારીએ—"**ऐदौत्सन्ध्यक्षरै.**" ॥૧।૨।૧૨॥ આ સૂત્રથી સન્ધ્યક્ષરોની સાથે **ऐत्** અને **औत्** થાય છે. કોના સ્થાને થાય છે. એ સૂત્રકારે સૂત્રમા બતાવ્યુ નથી અને ઉપરથી **ऋत्यारुपसर्गस्य** ॥ ૧।૨।૯ ॥ આ સૂત્રથી ઉપસર્ગના અવર્ણની અનુવૃત્તિ ચાલી આવે છે. હવે ઉપરની અનુવૃત્તિથી ઉપસર્ગના

અવર્ણ સાથે પેતુ ઔતુ કરીએ તો રૂપ અનિષ્ટ બને છે, એમ સમજીને સૂત્રકારે આ ન્યાય જ લક્ષ્યમાં રાખીને ઉપસર્ગના અવર્ણની નિવૃત્તિ **पेद्नोत्सन्ध्यक्षरैः** " આ સૂત્રમાં કરી, અને સૂત્રકારને તે ઇષ્ટ પણ છે.

હવે આ ન્યાય અનિત્ય છે. એટલે આ ન્યાય ઉપર સૂત્રકારને વિશ્વાસ રાખવો પાલવે તેમ નથી, એમ સમજીને "**सो नवेतौ**' ॥૧।૨।૩૮॥ આ સૂત્રથી અર્થાત્ વિકલ્પેની અનુવૃત્તિ ચાલી અને વચમાં જ "**प्रत्यये च**" ૧।૩।૨॥ આ સૂત્રમાં **च** મૂકે છે અને "**शापसे शापसं वा**" ॥૧।૩।૬॥ આ સૂત્રમાં મૂકે છે એ બન્ને **च** અને **वा** ન્યાયની અનિત્યતાને સૂચવે છે, તે આ પ્રમાણે-જો અધિકારની પ્રવૃત્તિ અને નિવૃત્તિ સૂત્રકારને જ સર્વથા ઇચ્છાધીન હોય તો બન્ને સૂત્રમા **च** અને **वा** મૂકવાની જરૂર ન હતી, કારણ કે ઉપરથી અનુવૃત્તિ વિકલ્પેની ચાલી જ આવે છે. તેમ છતા સૂત્રમાં **च** અને **वा** મૂકયા તેથી જાણવાનું કે સૂત્રકારની દૃષ્ટિમાં આ ન્યાય અનિત્ય હતો, અને અનિત્ય ઉપર જો વિશ્વાસ રાખે તો, વ્યાકરણના મર્મને જાણનારા પંડિતો પાસે સૂત્રકાર હાસ્યને પાત્ર થાય, એટલે આ ન્યાયની અનિત્યતા ખ્યાલમાં રાખીને જ સૂત્રકારે **च** અને **वा** સહેતુક મૂક્યાં છે. તે હેતુ આ પ્રમાણે **च**થી પછીનાં સૂત્રોમાં વિકલ્પની અનુવૃત્તિ સમજવી અને **वा** થી પછીનાં સૂત્રોમા વિકલ્પની નિવૃત્તિ સમજવી.

હવે આ ન્યાયના પેટામાં "**विशेषातिदिष्टो विधि प्रकृताधिकारं न बाधते**' આ પણ ન્યાય છે, એનો અર્થ એ છે કે વિશેષથી બતાવેલી વિધિ સામાન્ય વિધિને બાધા કરતી નથી. જેમ કે **धातोरिवर्ण** ॥૨।૧।૫૦॥ સૂત્રમાં **धातो** આ સામાન્ય પદ છે, અર્થાત્ આ સૂત્રથી **धातो** એની અનુવૃત્તિ ચાલી, વચમાં "**भ्रूश्नो**" ॥૨।૧।૩॥ સુધી ત્રણ સૂત્રોમાં વિશેષ વિધિ બતાવે છે, તેમ છતા આ સૂત્રોથી ( **इण संयोगात् भ्रूश्नोः** ) સામાન્ય વિધિ બાધિત ન થતાં "**योऽनेकस्वरस्य**"॥૨।૧।૫૬॥ આ સૂત્રમા પાછી **धातो** ની અનુવૃત્તિ આવી ગઇ, તે આ ન્યાયના બલથી જ. આ જ વિભાગમા "**मण्डूकप्लुतिन्याय.**' પણ છે. સંસ્કૃતમા મંડૂક એટલે દેડકો થાય છે. દેડકો જેમ થોડી જમીનને મૂકી દઈ કૂદે છે તેમ સૂત્રકાર પણ અનુવૃત્તિ પોતાને ઇષ્ટ છે ત્યાંસુધી લઈ જાય છે અને વચમાં અનિષ્ટ હોય તો તે સૂત્રોને મૂકી દઈ ફરીથી આગળનાં સૂત્રોમા અનુવૃત્તિ ચલાવી લે છે, જેમ કે **अञ्वर्गात् स्वरे वोऽसन्** ॥૧।૨।૪૦॥ આ સૂત્રથી અસતનો અધિકાર ચાલ્યો. પછી **अइउवर्णस्यान्ते०** ॥૧।૨।૪૧॥ આ સૂત્રમાં અસતનો અધિકાર સૂત્રકારને અનિષ્ટ છે એટલે આ સૂત્રને છોડી દઈ પછી **तृतीयस्य पञ्चमे** ॥૧।૩।૧॥ અને "**प्रत्यये च**" ॥૧।૩।૨॥ આ બન્ને સૂત્રમાં પાછો અસતનો અધિકાર લઈ આવ્યા તે આ ન્યાયના બળથી જ, કેમ કે **ककुम्भेण्डलम् अस्मयम्** , આ બે પદમાં સમાસની અન્તર વિભક્તિનો લોપ થયે છતે **नामसिदय्व्यञ्जने** ॥૧।૧।૨૧॥ આ સૂત્રથી બન્ને પદમા રહેલા મકારની પદસંજ્ઞા થઈ અને પદસંજ્ઞા થવાથી "**तौ मुमो व्यञ्जने स्वौ**" ॥૧।૩।૧૪॥ આ સૂત્રથી અનુસ્વારાનુનાસિક થવુ જોઈએ તો પણ મકાર ઉપરના ન્યાયથી અસત્ માન્યો અને અસત્ થવાથી અનુસ્વારાનુનાસિક ન થયો. આ પ્રમાણે **अपेक्षातोऽधिकार** આ ન્યાય પૂર્ણ થયો. આવાં બીજા પણ ઉદાહરણો **सिद्धहेम**થી જાણી લેવાં.

# શ્રી હૈમ દીક્ષામુહૂર્ત-મીમાંસા

લેખક—**પૂજ્ય મુનિમહારાજ શ્રી—ધુરંધરવિજયજી**

## દીક્ષામુહૂર્તના ઉલ્લેખો

એ દિવસ ફરી ઊગ્યો જ નથી. આ વિષમકાળમાં એ એક જ દિવસ એવો હતો કે જે દિવસે શ્રી હેમચન્દ્રસૂરિજી મહારાજ (ચાગદેવ)ને દીક્ષા અપાવી. તે દિવસની જ એવી મહત્તા હતી કે જેના પ્રભાવે વિષમ સંયોગો પણ સાનુકૂળ બન્યા ગ્રંથોમાં તે દિવસ અંકિત થયો છે. તે દિવસ માઘ શુક્લ ચતુર્દશીનો હતો માઘ માસ એટલે પવિત્ર માસ. ધાર્મિક માણસો અનેક પવિત્ર ધર્મક્રિયા એ માસમાં કરે. તેમાં પણ ૧૪ની પર્વતિથિ. તે દિવસે શનિવાર હતો. એક તો દીક્ષા--વ્રતગ્રહણ વગેરેમાં શનિવાર સર્વોત્તમ છે, શનિ એ દીક્ષાગ્રહ છે ને તેમાં પણ ૧૪ ને શનિવાર એટલે સિદ્ધિયોગ. સંભળાય છે, કે **'शनिभौमगता रिक्ता, सर्वसाम्राज्यदायिनी'** એટલે માસ, તિથિ, વારનો સુન્દર યોગ તે દિવસે થયો હતો.

તે દિવસે પુષ્ય નક્ષત્ર હતું. પુષ્ય નક્ષત્રમાં દીક્ષા વિધિ વિહિત છે દિનશુદ્ધિમાં શ્રી રત્નશેખરસૂરિજી મહારાજે દીક્ષા ને પ્રતિષ્ઠાના નક્ષત્રો જણાવતા પુષ્યને પણ ગણાવેલ છે.

'हत्थणुराहासाइ, सवणुत्तरमूलरोहिणी पुस्सा ॥
रेवइपुणव्वसु इअ दिक्खपइट्ठा सुहा रिक्खा ॥ १२५ ॥

પુષ્ય નક્ષત્રનો ચન્દ્ર એટલે કર્ક રાશિનો ચન્દ્ર હતો કર્ક એ ચન્દ્રની પોતાની રાશિ છે. તેથી ચન્દ્ર સ્વગૃહી હતો. સૂર્ય ધનિષ્ઠા નક્ષત્રનો ને કુંભ રાશિમા હતો. સૂર્યથી ચન્દ્ર ૧૩મા નક્ષત્રમાં હતો. તેથી તે દિવસે ૧૩મો રવિયોગ હતો. જ્યોતિષ ગ્રંથોમાં રવિયોગની ખૂબ મહત્તા વર્ણવી છે. ગમે તેવા અવયોગને રવિયોગ દૂર કરે છે. દીક્ષાલગ્ન વૃષભ હતું, બ્રાહ્મ મુહૂર્ત હતું ને લગ્નકુંડલીમાં ગ્રહો બલવાન બનીને રહ્યા હતા દીક્ષા સમય સૂર્યોદયથી છ કલાક પછીનો હતો એ પ્રમાણે તે દિવસના જ્યોતિષ ચક્રની સ્થિતિ હતી.

આ હકીકતનો ઉલ્લેખ બે સ્થળે ઉપલબ્ધ થાય છે. એક તો શ્રી જયસિંહસૂરિજી કૃત કુમારપાલભૂપાલચરિત્રમાં અને બીજે શ્રી પ્રભાચન્દ્રસૂરિજીરચિત પ્રભાવકચરિત્રમાં. તે બન્ને ઉલ્લેખો નીચે પ્રમાણે છે.

(१) माघमासस्य धवले, पक्षे चातुर्दशेऽहनि ॥
रोहिण्यां शनिवारे च, रवियोगे त्रयोदशे ॥
सप्तग्रहबलोपेते, वृषलग्ने शुभेंशके ॥ (કુ. ભૂ. ચરિત્ર)

(२) मावे सितचतुर्दश्यां, ब्राह्मे धिष्ण्ये शनेर्दिने ॥
धिष्ण्ये तथाष्टमे, धर्म—स्थिते चन्द्रे वृषोपगे ॥
लग्ने बृहस्पतौ शत्रु—स्थितयोः सूर्यभौमयोः ॥ (પ્ર. ચરિત્ર)

આ બન્ને ઉલ્લેખોમાં ઘણીખરી હકીકતો મળતી છે. પણ મુહૂર્ત જણાવવાની ખૂબી

એવી છે કે ઉપર ઉપરથી વાંચનારને કેટલેક સ્થળે ભ્રમ થાય ને એક બીજા ઉલ્લેખો વિરોધી લાગે, પણ ઊંડાણથી વિચાર કરવામાં આવે ત્યારે તે ખૂબી સમન્વય છે. એકબીજાના વિરોધો રહેતા નથી ને બન્ને એક જ અર્થને વાતને કહે છે એમ સ્પષ્ટ જણાય છે.

## ૨. ભ્રામક ને વિરોધી સ્થળો.

(૧) શ્રી જયસિંહસૂરિજી મ.ના ઉલ્લેખમાં 'रोहिण्यां शनिवारे च,रवियोगे त्रयोदशे' એ પદનો ઉપરચોટિયો અર્થ ભ્રામક છે તેનો ગીધો અર્થ એવો સમન્વય કે રોહિણી નક્ષત્રમાં શનિવારે અને તેરમો રવિયોગ છતાં તેમા નીચે પ્રમાણે વિરોધ આવે છે: અમાવાસ્યાને દિવસે સૂર્ય ને ચન્દ્ર એક સાથે હોય છે ત્યાર બાદ ચન્દ્ર હમેશાં સૂર્યથી એક એક નક્ષત્ર આગળ વધે છે. પૌષ–અમાવાસ્યાને દિવસે બહુધા શ્રવણ યા ધનિષ્ઠામાં સૂર્ય–ચન્દ્ર હોય. ત્યાંથી એક એક દિવસે આગળ વધતો ચન્દ્ર માહ શુદિ ૧૪ને દિવસે ૧૩ કે ૧૪ નક્ષત્ર આગળ વધ્યો હોય છે. સૂર્ય પણ ૧૩–૧૪ દિવસે નક્ષત્ર ફેરવે છે એટલે સૂર્ય શ્રવણમાંથી ધનિષ્ઠામાં આવ્યો હોય ને ચન્દ્ર ચતુર્દશીને દિવસે પુષ્યમાં આવેલ હોય, પણ રોહિણીમાં કોઈ પણ રીતે ન હોય. ધનિષ્ઠાથી રોહિણી નક્ષત્ર નવમું છે. એટલે તે નક્ષત્ર તો માહ શુદિ ૮–૯ લગભગ હોય. ધનિષ્ઠાના સૂર્યને રોહિણીના ચન્દ્ર સાથે ૧૩મો રવિયોગ કોઈ રીતે બને નહિ. એટલે માહ શુદિ ૧૪ના દિવસે રોહિણી ને ૧૩મો રવિયોગ એ બે એકબીજાનો વિરોધ બતાવે છે.

(૨) પ્રભાવકચરિત્રકારના કથનમાં 'ब्राह्मे धिष्ण्ये' છે. તેનો પૂર્વના રોહિણીના સંસ્કારે રોહિણી નક્ષત્રમાં એવો જ અર્થ સહસા સમજાય, કારણકે બ્રાહ્મ–બ્રહ્મા છે દેવતા જેનો એવુ નક્ષત્ર-રોહિણી. રોહિણીનો સ્વામી બ્રહ્મા છે આગળ 'धिष्ण्ये तथाऽष्टमे'નો અર્થ આઠમા નક્ષત્રમાં એવો થાય. આઠમુ નક્ષત્ર પુષ્ય છે. હવે જો પુષ્ય નક્ષત્ર લેવામાં આવે તો પ્રથમના બન્ને કથનમા જે રોહિણી છે તેનું શું? એટલે તે પણ એક ગૂંચવણ છે.

(૩) પૂર્વના રોહિણી નક્ષત્રના સસ્કારથી જ પ્રભાવકચરિત્રના 'चन्द्रे वृषोपगे'નો અર્થ વૃષભરાશિનો ચન્દ્ર છતાં એવો કરવામાં આવે. રોહિણી નક્ષત્ર વૃષભરાશિમાં આવે છે. પણ પ્રથમ જણાવ્યુ તેમ માઘ શુદિ ૧૪ને દિવસે રોહિણી ન હોય પુષ્ય હોય ને તેથી જ વૃષભરાશિ ન હોય પણ કર્કરાશિ હોય છે એટલે 'ચન્દ્રે વૃષોપગે'નો અર્થ શું?

(૪) પ્રભાવક ચરિત્રના 'धर्मस्थिते चन्द्रे'નો અર્થ ચન્દ્ર ધર્મસ્થાનમાં રહે છતે એવો થાય, પણ એ કોઈ રીતે બેસતો નથી. એક તો ધર્મસ્થાન નવમુ છે. નવમા સ્થાનમાં ચન્દ્રને રાખીયે તો તે કઈ રાશિનો રાખવો? થયેલ ભ્રમ પ્રમાણે વૃષભનો રાખીયે તો લગ્ન કન્યા રાશિનું રાખવું પડે ને કર્કનો ચન્દ્ર નવમા સ્થાનમાં રાખીયે તો વૃશ્ચિક લગ્ન લેવુ પડે. કન્યા કે વૃશ્ચિક એ બન્ને લગ્નો માહ શુદિ ૧૪ને દિવસે કુંભના સૂર્યને હિસાબે સૂર્યાસ્ત પછી આવે. એટલે તે સમયે દીક્ષાવિધિ સંભવતો નથી. બીજું 'वृषलग्ने शुभेंशके' એ શ્રીજયસિંહસૂરિજી મ. ના કથનનો વિરોધ રહે છે.

(૫) 'शत्रुस्थितयो सूर्यसौम्ययो' એ પ્રભાવક ચરિત્રના કથન પ્રમાણે સૂર્ય અને મંગળ શુભસ્થાનમાં રહે છતે, એવો અર્થ થાય કુંડલીમા છઠ્ઠા સ્થાનને શત્રુસ્થાન કહે છે. કુંભરાશિના સૂર્યને મંગળ છઠ્ઠા શત્રુ સ્થાનમાં ત્યારે જ આવે કે કન્યા લગ્ન ગ્રહણ

કર્યું હોય. પ્રભાવકચરિત્રકારના ઉલ્લેખ પ્રમાણે તો એક વખત કન્યા લગ્ન લેવા માણસ લલચાઈ જાય, કારણ કે કન્યા લગ્ન રાખે એટલે સીધેસીધું '**धर्मस्थिते चन्द्रे वृषोपगे**'ને **चतुस्थितयोः सूर्यभौमयोः** એ બન્નેનું સમીકરણ થઈ જાય છે. '**ब्राह्मे धिष्ण्ये**'ને પૂર્વોકત '**रोहिण्यां**' એ બન્ને ઉલ્લેખો વૃષભનો ચન્દ્ર ગ્રહણ કરવાને પીઠ થાબડે છે. આમ એક બીજા વાકયોનો સમન્વય ઉપર ઉપરથી સમજી સહસા નીચે પ્રમાણે લગ્ન કુંડલી કરી દેવાય.




આમાં આઠમે શુક્ર '**धिष्ण्ये तथाऽष्टमे**'ના આધારે મૂકેલ છે ધિષ્ણ્ય શબ્દનો અર્થ શુક્ર એવો થાય છે જે માટે અભિધાનચિન્તામણિમાં શુક્રના નામો ગણાવતાં-**शुक्रो मघाभवः काव्य उशना भार्गव कविः। षोडशार्चिर्दैत्यगुरु-धिष्ण्य.** ધિષ્ણ્યને પણ ગણાવેલ છે. પણ સર્વ અરસપરસ વિસંવાદી હોવાથી ઘટતું નથી.

પૂર્વોકત બન્ને કથનોનો ઊંડાણથી વિચાર કરીએ ત્યારે આ વિરોધો અને વિસંવાદો દૂર થાય છે. તે વિચારણા આ પ્રમાણે છે.

### ૩. વિરોધોનું સમીકરણ.

(૧) '**रोहिण्यां शनिवारे च, रवियोगे त्रयोदशे**' એ શ્લોકાર્ધમાં રોહિણીનો અર્થ રોહિણી નક્ષત્ર એવો ન કરતાં રોહિણી મુહૂર્ત એવો કરવો એક અહોરાત્રમાં ત્રીશ મુહૂર્તો આવે છે. બબ્બે ઘડીનું એક મુહૂર્ત હોય છે. જ્યોતિષ ગ્રન્થોમાં તે મુહૂર્તોના નામ ને નક્ષત્રના નામ એક સરખા જ છે. કોઈ કોઈ સ્થળે તે તે નક્ષત્રના દેવતાના નામે પણ મુહૂર્તના નામ જણાવ્યા છે. અર્થાત્ જે નામનું મુહૂર્ત હોય છે તે બે ઘડીમાં તે તે નક્ષત્રનું વર્ચસ્વ-બલ હોય છે તે મુહૂર્તમાં તે તે નક્ષત્રમાં વિહિત કાર્યો કરવાથી સિદ્ધ થાય છે ને નિષિદ્ધ કાર્યો ન કરવાથી લાભ થાય છે. નવમુ મુહૂર્ત બ્રાહ્મ--અર્થાત્ રોહિણી છે. એટલે રોહિણ્યાનો અર્થ નવમા મુહૂર્તમાં એવો કરવો.

જ્યારે રોહિણીનો અર્થ તે નામનું નક્ષત્ર એવો કરવામાં નથી આવતો એટલે માહ શુદિ ૧૪ને દિવસે તે નક્ષત્ર ન હોય. ધનિષ્ઠાની સાથે રોહિણીનો નવમો રવિયોગ થાય એટલે ૧૩મો રવિયોગ ન ઘટે વગેરે સર્વ વિરોધો દૂર થાય છે ને આગળનો અર્થ બંધ બેસતો આવે છે.

(૨) પ્રભાવક ચરિત્રમાં '**ब्राह्मे धिष्ण्ये**'નો અર્થ રોહિણી નક્ષત્રમાં એવો જે કરવામાં આવતો હતો તે હવે બ્રાહ્મ મુહૂર્તમાં એવો કરવો એટલે અર્થ પણ સીધેસીધો લાગે ને કોઈ ગોટાળો થાય નહિ અહિથી રોહિણી દૂર થઈ એટલે '**धिष्ण्ये तथाऽष्टमे**' તેનો સીધો અર્થ આઠમા નક્ષત્રમાં એવો કરવો આઠમું પુષ્ય નક્ષત્ર છે. તે માહ શુ. ૧૪ ને દિવસે હોય છે ને પુષ્ય નક્ષત્ર લેતાં ધનિષ્ઠાના સૂર્યથી ૧૩મો રવિયોગ પણ ઘટે છે. એટલે '**रवियोगे त्रयोदशे**' એ કથન પણ અર્થપોષક બને છે.

(૩) '**चन्द्रे वृषोपगे**' નો અર્થ રોહિણીના ભ્રમથી વૃષભનો ચન્દ્ર એવો કર્યો હતો પણ હવે તે છે જ નહિ ચન્દ્ર પુષ્યનો છે એટલે તે કર્કરાશિનો થાય છે. ત્યારે હવે '**चन्द्रे वृषोपगे**'નું શું કરવું ? તેનો ઉકેલ આ પ્રમાણે કરવો. '**चन्द्रे**' ને '**वृषोपगे**' સાથે ન જોડવું, પણ તેને છૂટું પાડી, પૂર્વના '**धर्मस्थिते**' સાથે જ જોડી રાખવું ને '**वृषोपगे**' ને આગળના '**लग्ने**' સાથે જોડવુ, એટલે '**वृषोपगे लग्ने** વૃષભ લગ્નમાં એવો અર્થ થાય. એ અર્થમા પૂર્વનું '**वृषलग्ने शुभेंशके** એ કથન પણ પોષક છે. બીજું વૃષલગ્ન ને બ્રાહ્મમુહૂર્ત તે બન્ને પણ થોડા સમય માટે સહયોગી બને છે.

(૪) જણાવ્યા પ્રમાણે જ્યારે વૃષભ લગ્ન લેવાનો નિર્ણય થયો ત્યારે '**धर्मास्थते चन्द्रे**' નો અર્થ શું ? એ એક પ્રશ્ન થાય કારણ કે ચન્દ્ર પુષ્ય નક્ષત્ર ને કર્કરાશિનો છે તેમાં વિવાદ જ નથી. વૃષભ લગ્ન લઇએ એટલે કર્કરાશિ ત્રીજા સ્થાનમાં આવે. ત્રીજું સ્થાન બન્ધુસ્થાન છે ને ધર્મસ્થાન તો નવમું છે. તેનો ઉત્તર આ રીતે કરી શકાય છે. લગ્નાદિ તે તે સ્થાનનાં જે નામ છે તે મુખ્યત્વે કરીને તે તે સ્થાનમાં જે ફલ જોવાય છે તેને આધારે છે. ત્રીજા સ્થાનમાં બન્ધુનું ફલ જોવાય છે માટે તેનું નામ બન્ધુસ્થાન છે અને નવમા સ્થાનમા ધર્મફલ જોવાય છે માટે તેનું નામ ધર્મસ્થાન છે હવે તે તે સ્થાનોમાં એક એક જ ફલ જોવાતાં નથી, પણ એક સ્થાનમાં અનેક ફલો જોવાય છે. અને તે જુદા જુદા ફલોને આધારે તે તે સ્થાનોના જુદાં જુદા નામો જ્યોતિષ ગ્રન્થોમાં ખૂબ પ્રસિદ્ધ છે. એટલે ત્રીજા સ્થાનમાં કેવળ બન્ધુસમ્બન્ધી ફલ જોવાતુ નથી પણ,

भृत्यविक्रमसहोदरसौख्यमन्तिर्जीविमुखमत्र विलोक्यम् ॥

जातकार्णवनियामकमुख्यैः, साधुतापि सहजाभिधनाम्नि ॥ १९ ॥

એ જાતક ચન્દ્રિકાના પાચમા પ્રબોધના ૧૯મા શ્લોકમા જણાવ્યા પ્રમાણે ત્રીજા સ્થાનમાં સાધુતા એટલે સદાચાર–ધર્મ પણ જોવાય. તેથી **धर्मस्थिते**નો અર્થ ત્રીજાસ્થાનમાં ચન્દ્ર રહે છતે એવો અર્થ કરી શકાય પણ આ અર્થ જરા ક્લિષ્ટ કહેવાય એટલે કેટલાકનું માનવું એમ છે '**धर्मस्थिते**' ને બદલે '**धर्मदृश्ये**' એવો પાઠ કલ્પવો. જ્યોતિષમાં સામાન્ય રીતે પોતાથી સાતમું સ્થાન સમ્પૂર્ણ જોઈ શકાય એવો નિયમ છે એટલે ધર્મદૃશ્યનો–ધર્મસ્થાન છે દૃશ્ય જેને, અથવા ધર્મથી જોઈ શકાય એવું જે સ્થાન–એવો અર્થ કરાય. બન્ને અર્થ પ્રમાણે ત્રીજુ સ્થાન આવે. કારણ કે ત્રીજા સ્થાનથી નવમું સ્થાન સાતમું છે. ને નવમાથી ત્રીજુ સ્થાન સાતમું છે, એટલે બન્ને પરસ્પર એક બીજાને દૃશ્ય છે.

વળી એક એવો પણ આનો ખુલાસો થઈ શકે છે કે '**धर्मस्थिते**' કાયમ રાખવું તેમાં **धर्म** ને સ્થાને **हर्म्य** કે **धाम** એવું કલ્પવું. **धाम** કે **हर्म्य** ને બદલે હાથના લખેલા અક્ષરો હોવાને કારણે **धर्म** એવું વંચાયુ હોય ને છપાયુ હોય. જ્યારે **धामस्थिते** કે **हर्म्यस्थिते** એવું રાખીએ એટલે તેનો અર્થ ઘરમાં રહે છતે એવો થાય. '**कर्कस्य स्वामी चन्द्रमा**, એટલે ચન્દ્રનું ઘર કર્ક છે. અર્થાત્ પોતાના ઘરમાં—કર્કરાશિમાં ચન્દ્ર રહે તે એવો બંધ બેસતો અર્થ થાય. ને એ રીતે પૂર્વોક્ત કોઈ વિરોધ રહેતો નથી.

(૫) '**शत्रुस्थितयो सूर्यभौमयो**' એનો અર્થ અત્યાર સુધી–છઠ્ઠા સ્થાનમાં સૂર્ય ને મંગળ રહેતે એવો કરવામાં આવતો હતો પણ જ્યારે લગ્ન વૃષભ નક્કી થયું એટલે કુંભના નક્કી થયેલા સૂર્યને મંગળ દશમા સ્થાને આવે. હવે દશમા સ્થાને સૂર્ય ભૌમ છે તો

'**शत्रुस्थितयोः**' તેનું શું? તેનો અર્થ **शत्रु** એટલે છઠ્ઠું સ્થાન ન કરતાં શત્રુ જ કરવો. એટલે સૂર્ય ને મંગળ શત્રુના સ્થાનમાં—ઘરમાં રહેતે છતે એવો અર્થ કરવો. કુંભ રાશિ એ શનિનું ઘર છે, તેમાં સૂર્ય ને મંગળ રહ્યા છે. '**रवेः शुक्रशनी शत्रू**' (આરંભસિદ્ધિ) એથી સૂર્યનો શનિ એ શત્રુ છે એટલે સૂર્ય શનિના ઘરમાં રહ્યો છે માટે શત્રુના ઘરમાં છે એ સંભવે છે. '**कुजस्य ज्ञो रिपुर्मध्यौ शनिशुक्रौ**' (આરંભસિદ્ધિ) એ પ્રમાણે મંગળનો શનિ શત્રુ નથી તેમ મિત્ર પણ નથી, સમ છે. મિત્ર નથી એટલે શત્રુના ગૃહમાં કહ્યું હોય. બીજું જ્યોતિષમાં જેમ એકબીજા ગ્રહોને અરસપરસ શત્રુ ને મિત્ર ગણાવ્યા છે તેમ અમુક અમુક સ્થાનોને પણ શત્રુ ને મિત્ર જણાવ્યા છે. તેમાં ૨—૩—૪—૧૨ ને ૧૧ મું એ મિત્ર સ્થાન છે ૧—૫—૭—૯ ને ૮ એ શત્રુસ્થાન છે. એટલે શનિથી ઉપરોક્ત શત્રુસ્થાનમાં મંગળ આવ્યો હોય તો પણ શત્રુસ્થિત કહેવાય.

બાકી પાઠફેર કરવાની છૂટ લેનાર તો **शत्रुस्थितयो** ને બદલે '**पितृस्थितयोः**' એવો પાઠ કલ્પીને દશમા સ્થાનમાં રહેલા એવો સ્પષ્ટ અર્થ કરી શકે.

આ જણાવેલા અર્થો પ્રમાણે એકબીજા વિરોધો રહેતા નથી, બન્ને ઉલ્લેખોની એકવાક્યતા જળવાય છે ને લગભગ મધ્યાહ્નના સમયનું મુહૂર્ત જે જ્યોતિષશાસ્ત્રમાં ઘણું જ ઉત્તમ કહ્યું છે તે આવે છે,

પછીના અર્થને આધારે તે સમયની દીક્ષાલગ્નકુંડલી નીચે પ્રમાણે થાય છે

## દીક્ષાલગ્નકુંડલી




આ સિવાયના અન્ય ગ્રહોનો ઉલ્લેખ મળતો નથી. ગણિતથી તે મેળવી શકાય.

આ સ્પષ્ટીકરણ પૂર્વના ઉલ્લેખોને અંગે થતા વિભ્રમો દૂર કરવામાં સહાયભૂત થશે ને આ સમ્બન્ધમાં કોઈ વિશદ વિચારણા જણાવશે તો વિશેષ લાભ થશે.

આ સ્પષ્ટીકરણમાં જે જે પૂજ્યોએ મને સૂચન ને સમજૂતિ આપ્યાં છે તેમનો હું ઉપકૃત છું.

"જૈન સત્યપ્રકાશ" વર્ષ ૪ના ૯મા અંકમાં 'કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચન્દ્રાચાર્યના વિકાસનાં નિમિત્તો' એ લેખમાં પૃષ્ઠ ૫૨૨ ને ૫૨૩ ઉપર 'મુહૂર્તની મહત્તા' કરીને આ સમ્બન્ધી વિચારણા અમે પ્રથમ દર્શાવી છે. પણ તે આ લેખના બીજા પ્રકરણમાં બતાવ્યા પ્રમાણે કેટલાક વિભ્રમમૂલક યોજાઈ હતી. આ સ્પષ્ટીકરણથી તેનું પણ પ્રમાર્જન થાય છે.

પ્રભુ શ્રી હેમચન્દ્રસૂરિજી મહારાજ જેવા દીક્ષાના યોગો સમયક્ષેત્રમાં ભવ્યાત્માઓને વારંવાર પ્રાપ્ત થાઓ એ જ અભિલાષા.

[જૈન-શ્રમણ સંસ્કૃતિના પ્રખર જ્યોતિર્ધર આર્ય શ્રી વજ્રસ્વામીની જીવનકથા]

(ગતાંકથી ચાલુ)

## [૫] મોહરાજાનું પ્રાબલ્ય: માતૃહૃદયની જાગૃતિ.

આર્ય ધનગિરિ અને આર્ય સમિત બન્ને ગુરુ પાસે આવ્યા. બાળકના વજનથી ભિક્ષાઝોળી વજનદાર બની હતી, તે ભાર ધનગિરિ મહેનત પૂર્વક ઉપાડી શકતા હતા. તેમણે ગુરુ પાસે આવીને ઝોળી ગુરુજીના હાથમાં આપી. ઝોળીનું વજન જોઈ ગુરુજી બોલ્યા: આમાં તો વજ્ર જેવો ભાર છે. પછી ગુરુજીએ ઝોળીમાં જોયું તો શરદ પૂનમના ચાંદા જેવો એક રૂપાળો બાળક એમાં રમી રહ્યો છે. બાળક ગુરુજી સામે જ જાણે, મીટ માંડીને હસી રહ્યો હતો. બાળકની વજ્રસમી કાયા જોઈ ગુરુજીએ એનું વજ્રકુમાર નામ પાડ્યું.

વજ્રકુમારને ઝોળીમાંથી બહાર કાઢ્યો કે જાણે આખી વનની તેજશ્રી પ્રસરી ગઈ. ગુરુએ બાળક વજ્રકુમારને ઉછેરવા માટે શ્રાવિકાઓને સોંપ્યો. સાધ્વીજીઓના વસતી-સ્થાનમાં શય્યાતર શ્રાવિકાઓ દ્વારા એનું લાલન-પાલન થતું હતું. જેમ માનસ સરોવરના કમળોમાં ફરતો રાજહંસ એક કમળથી બીજા કમળ ઉપર જાય તેમ શ્રાવિકાઓના ખોળામાં રમતો, હસતો વજ્રકુમાર બધાંને કલ્લોલ કરાવતો રહેતો.

વસહિકામાં સ્વાધ્યાય કરતી સાધ્વીજીઓના મુખારવિંદથી નીકળતા સ્વાધ્યાયના ધ્વનિને એક ચિત્તે સાંભળી બાળક વજ્ર પોતાનો જ્ઞાનખજાનો ભરી રહ્યો હતો. પોતે જાતિસ્મરણ જ્ઞાનસંપન્ન હોવાથી બાળક વજ્ર શરીર નિર્વાહ માટે પ્રાસુક ભોજન જ કરતો હતો અને બાળક હોવા છતાં એ સંયમી જિતેન્દ્રિય યોગીવત્ રહેતો હતો. એક વૃદ્ધ પુરુષમાં જે ગંભીરતા, જે ધીરતા, દૃઢતા અને સંયમ હોય તે બાળક વજ્રમાં શોભી રહ્યાં હતાં. બાળક વજ્રકુમારે હવે રડવાનું તદ્દન બંધ કર્યું હતું; શાંત ચિત્તે સ્વાધ્યાયશ્રવણ, મંદ મંદ હાસ્ય અને પા પા પગલીએ ચાલવા માંડ્યું હતું.

એક વાર સુનંદાએ સાંભળ્યું કે તમારો બાળક હવે તો ડાહ્યો થયો છે, અને લગીરે રડતો નથી. એ બાળક શાંતિથી બધું સાંભળે છે, મંદ મંદ ચાલે છે અને શ્રાવિકાઓ તથા સાધ્વીઓને પ્રમોદ આપી રહ્યો છે એનું નામ વજ્રકુમાર રાખવામાં આવ્યું છે, છતાં એનાં 'રાજહંસ' 'મનમન' વગેરે નામો પડ્યા છે. સુનંદાનું માતૃહૃદય આ સાંભળી જાગી ઊઠ્યું; મોહરાજાએ તક જોઈ સુનંદાને પોતાના ફાંસલામાં ફસાવી જેને તજીને પોતે એક વખત નિરાંતનો શ્વાસ ખેંચ્યો હતો તેજ પોતાના બાલકને જોવા, રમાડવા સુનંદા ઉપાશ્રયે આવી અને પોતાના બાલકને ખુશખુશાલ જોઈ એને આનંદાશ્રુ આવ્યા એને મનમાં જાણે પસ્તાવો થયો. મેં મૂર્ખીએ કેવી ઉતાવળ કરી છોકરો આપી દીધો! આવો રતન જેવો છોકરો હું ન સાચવી શકી? છોકરા હોય તે રડેય ખરા, એમાં કંટાળો શાનો? હશે; ભલે ને ગમે તે થયું, છોકરો તો મારો જ છે ને?

એણે હિમ્મત એકઠી કરી શ્રાવિકાઓને કહ્યું—બહેનો! તમે રમાડો છો એ છોકરો કોનો છે તેની તમને ખબર છે ખરી?

શ્રાવિકાઓ—ના, બહેન! આ તો ગુરુમહારાજે સોંપ્યો છે તે અમે રત્નનિધાનની જેમ એનું રક્ષણ કરીએ છીએ. પણ હે બહેન! તમારે આ કેમ પૂછવું પડ્યું?

સુનંદા—આ છોકરો મારો છે તેટલા માટે !

શ્રાવિકાએ—બહેન, એ કાંઈ અમે ન જાણીએ.

સુનંદા જરા આવેશમા બોલી—મારો છોકરો મને પાછો સોંપી દ્યો. નવનવ મહિના સુધી મેં એને ઉદરમાં રાખ્યો છે, એનો ભાર ઉઠાવ્યો છે.

શ્રાવિકા—બહેન ! આ વાત તમારે અહી કહેવી ઉચિત નથી. અમને તો ગુરુમહારાજે સોંપ્યો છે તેઓશ્રી જેમ કહેશે તેમ થશે.

સુનદા—અરે રે, હવે શું થાય ? એ આવે ત્યારે ખરા ! તે વખતે વાત. પણ બહેનો, ગુરુમહારાજ આવે ત્યાં સુધી મને હમણા તમારે ત્યાં જ—તમારી સાથે જ—રહેવાની અનુમતિ આપો ! હું આ બાલકને રમાડીશ, ન્હવરાવીશ, ધવરાવીશ અને એની પાસે જ રાત ને દિવસ રહીશ. મને આ બાલુડો મૂકીને ઘેર જવુ નથી ગમતું. ઘેર આના સિવાય ખાવુ, પીવુ, સૂવુ, બેસવું કશુયે નથી ગમતુ. માટે હું તમારી સ્વધર્મી બહેનું છું, અને બાલકની માતા છું એમ સમજી મનને અહી જ રહેવા દ્યો !

શ્રાવિકાઓએ તેની માગણી સ્વીકારી. સુનદા બાલકને જોઈ જોઈને રજી થાય છે. હું નિર્ભાગી, આ રત્નદીપકને હુ સાચવી ન શકી ! હવે એના બાપ અહીં આવે તો, છોકરો મારે ઘેર પાછો લઈ જાઉ.

મોહરાજાનું પ્રાબલ્ય આમ દિવસે દિવસે વધતુ જ જતું હતું અને સુનંદાનું માતૃહૃદય વધુ ને વધુ જાગૃત થતુ જતુ હતું !

### [ ૬ ] રાજદરબારે : અદલ ઇન્સાફ.

આમ કરતાં કરતાં ત્રણ ત્રણ વરસનાં વહાણા વાઈ ગયાં. એક દિવસ સમાચાર આવ્યા કે આર્ય સિંહગિરિસૂરિ સપરિવાર પધારે છે. બાલક વજ્ર આ સાંભળી રાજી રાજી થયો. હવે તો એ બાળકના દિલમાં 'સયમ કબહી મિલે સસનેહી'ની ભાવના ઉત્કૃષ્ટી બની ગઈ હતી. આ બાજુ સુનદાને તો મોહરાજાએ મમત્વનું અફીણ પાયું હતું. તેનાં જ્ઞાન-ચક્ષુ મીચાઈ ગયા હતા. એણે વિચાર્યું—એ આવે છે એટલે મારો છોકરો જરૂર લઈજ લેવાની. એમની શી મજાલ છે કે ના પાડે. ભલે ને મે સાહસથી એ છોકરો એમને સોપી દીધો, પરન્તુ છોકરો તો માતાનો જ કહેવાય ને !

સૂરિજી મહારાજ પધાર્યા. બાલક વજ્રને સૂરિજી મહારાજ પાસે મૂકવામાં આવ્યો ત્યાં હર્ષઘેલી સુંનંદા આવીને બોલી મહારાજ, મારો છોકરો મને પાછો સોંપી દ્યો. હુ એના વિના હવે એક ક્ષણ પણ રહી શકુ એમ નથી.

સૂરિજી—બહેન ! તેં તો આ તારો છોકરો તારા પતિ, આર્ય ધનગિરિને વહોરાવ્યો છે, એટલે હવે આ છોકરો પાછો માંગવાનો તને હક્ક નથી.

સુનંદા (રડતી રડતી)—મહારાજ, મેં મારા સગા હાથે મારો પુત્ર મારા પતિને વહોરાવ્યો છે, એની કયા ના છે ? પરંતુ એ તો મે કટાળાથી એમ કહ્યું હતું હવે તો એ છોકરો ડાહ્યો થયો છે, અને રૂડો રૂપાળો રાજહસ જેવો શોભે છે. માટે મને પાછો સોંપી દ્યો.

સૂરિજી—બહેન ! તને આ બોલવું શોભતુ નથી. તારા ભાઈ આર્ય સમિત સાક્ષી છે, તારી સખીઓ પણ સાક્ષી છે. હવે તું પુત્રને પાછો માગે તે કેમ બને ? અરે બહેન ! યાદ રાખજે, આ પુત્ર, કુટુમ્બ, પરિવાર, બધાયે સ્વાર્થના સગાં છે. તુ પુત્ર પુત્ર કરે છે ! પણ ચેલ્લણાના પુત્ર કોણિકે એની માતા ચેલ્લણાની કેવી ભૂંડી દશા કરી હતી તે યાદ છે ને ? કોનો પુત્ર અને કોની માતા ? આ જીવે સંસારમાં એક વાર નહિ, બે વાર નહિ, અરે, અનંતી વાર આ જીવો સાથે સગપણ કર્યાં છે, પરન્તુ આ જીવડો ધરાયો નહીં. હું તો કહું છું તું પ્રેમથી સમજી જા. અને જે માર્ગે તારા ભાઈ ગયા છે, તારા પતિ ગયા છે એ જ માર્ગે તારા આ પુત્રરત્નને જવાની અનુમતિ આપી મહાભાગી થા !

સુનંદા—મહારાજ ! હવે એ વાત જવા દો ! હું કોઈ પણ રીતે આ છોકરાને લઈને જ માનીશ. મારા જીવતાં એને સાધુ નહીં થવા દઉં. પંચ ભેગું કરીશ, સંઘ ભેગો કરીશ, અરે, જરૂર લાગશે તો રાજદરબારે જઈને પોકાર કરીશ, ગમે તે કરવું પડશે તે કરીશ, પરંતુ મારો છોકરો લીધે જ રહીશ.

ધનગિરિ—સુનંદા, સુનંદા ! આ તુ શું બોલે છે ? કાંઈ વિચાર કરે છે ખરી ? તને આ નથી શોભતુ. તારી પાસે કાંઈ આ બાલક મેં પરાણે નહોતો માગ્યો મેં બાલકની માગણીય નહોતી કરી. તે મને વગર માગ્યે, બધાની સાક્ષી વચ્ચે, એને વહોરાવ્યો હતો. હવે તારી માગણી નકામી છે તેમ જ પુત્ર માટે જેટલો તારો—માતાનો હક્ક છે તેથી લગારે ઓછો હક્ક પિતાનો—મારો નથી એ તો તું પણ જાણે છે જ. માટે ભલી થઈ સમજી જા, અને નકામો કલેશ કરવો છોડી દે.

સુનંદા—એ બધુ હુ જાણુ છુ. પણ પુત્ર પ્રતિનો મારો મોહ હજી છૂટ્યો નથી મને તો એ રાજહંસ એવો ગમ્યો છે કે એના સિવાય હું જીવી નહિ શકું. માટે ગમે તેમ કરો, મારા ઉપર દયા લાવો, પણ મારો બાલુડો મને પાછો આપો.

આર્ય સમિત—બહેન સુનંદા ! આતુ શુ બોલે છે ? એ તો વિચાર કે મને સાક્ષી રાખી તેં આ બાળક અમને આપ્યો હતો. અરે, તે વખતે તું જ કહેતી હતી કે આ છોકરે રડી રડીને મને કાયર કરી છે, એક ક્ષણુ પણ સુખ શાન્તિથી બેસવા નથી દીધી હવે અત્યારે આ શું કરી રહી છે ? સમજી લ્યે, તારા આગ્રહથી કદાચ આ બાળક તને સોંપાવીએ, પણ તારે ઘેર આવ્યા પછી એ પાછો પહેલાની જેમ રડવાનું શરૂ કરશે તો તું શું કરીશ ? અરે, એ માંદો પડશે અને મરી જશે તો તે વખતે તું શું કરીશ ? લગાર વિચાર તો કર, કે તું અત્યારે શુ કરી રહી છે.

સુનંદા—ભાઈ, ગુરુજી, આપ કહો છો તે બધું સાચું છે, એમાં લગારે ખોટું નથી. પરન્તુ મને પુત્રનો મોહ છે. આ રાજાના કુંવર જેવો, મારો દેવનો દીધેલો લાડકવાયો, મને છોડીને જાય, સાધુ થાય એ મને નથી ગમતુ. આટલું બોલી સુનંદાનું હૃદય ભરી આવે છે અને તે જોરથી રડે છે, પણ એને ખાલી હાથે પાછું આવવુ પડે છે.

છેવટે સંઘ, મહાજન પંચ બધે એની ફરિયાદ ગઈ. પરંતુ ન્યાયનો કાંટો કોઈની શરમ,

કોઈની શેહ, કે કોઈનોયે પક્ષપાત નથી સહેતો. બધાએ કહ્યું–તેં તારા પુત્રને હાથે કરીને સોંપ્યો છે, હવે તારે પાછો માંગવાનો હક્ક જ નથી.

પરન્તુ સુનંદા કાંઈ કાચી માટીની ન હતી. એણે રાજા પાસે ધા નાખી ગમે તેમ થાય પણ મારો બાળક–મારો વજ્ર મને પાછો અપાવો. રાજાએ એની બધી વાત સાંભળી. એના માતૃહૃદય ઉપર રાજાને દયા આવી. રાજાએ કહ્યુ જે બન્યું તે બધું બન્ને પક્ષ મૂકી દ્યો અને હુ ન્યાય આપું તે બન્ને માનવાને તૈયાર થાઓ ! આવતી કાલે.રાજસભામાં બાલક, તેની માતા સુનંદા અને પિતા આર્ય ધનગિરિ–એ બધાયે આવે. બાલકને હું કહીશ–જેની પાસે જવું હોય તેની પાસે જાય. જેની પાસે જાય એનો એ બાલક !

સુનંદાને ખાતરી હતી કે આટલા દિવસ મેં તેને ધવરાવ્યો છે, રમાડયો છે એટલે તે મારી પાસે જ આવશે છતાં બાલકને ખેંચવા અનેક જાતનાં વિવિધરંગી નાનાં મોટાં રમકડાં અને મનગમતાં મીઠાઈ મેવા, કપડાં વગેરે એ પોતાની સાથે લઈ ગઈ. આર્ય ધનગિરિ પણ બાલોપયોગી એવી સાધુનાં ઉપકરણો લઈ આવી પહોંચ્યા હતા.

આખી રાજસભા ચિકાર ભરાઈ છે. બાલક રાજસભામાં રમે છે. રાજાનો હુકમ થતાં જ માતાએ બાલકને પોતાની પાસે બોલાવવા માંડયો. પણ વજ્ર તો શાંત ધીર યોગીની માફક અચલ જ બેસી રહ્યો. ઘણાંયે રમકડાં, મીઠાઈઓ, કપડા બતાવ્યાં, પરંતુ વજ્ર તો વજ્રની માફક અભેદ્ય જ રહ્યો; ન હાલ્યો કે ન ચાલ્યો. રાજાએ પણ વજ્રને કહ્યું બેટા ! તારી મા તને બોલાવે છે. તું જો તો ખરો તને રમવાને કેવાં રમકડાં લાવી છે? અરે, તારા માટે તારી મા કેવો મીઠો લાડુ લાવી છે.

આમ રાજાએ, રાજરાણીઓએ અને સુનંદાએ વજ્રકુમારને ઘણો ઘણો સમજાવ્યો, પરંતુ બાલક વજ્રે આંખનો ખૂણો પણ ઉંચે ન કર્યો. એ સમજતો હતો—આ અપૂર્વ સમય હતો, આ ઘડી ચૂકયો તો ચોરાશીના ચક્કરમાં ફસાવાનુ હતું. છેલ્લે રાજાએ આર્ય ધનગિરિને બોલાવ્યા, અને કહ્યુ મુનિવર ! હવે આપ આ બાલકને બોલાવો !

ધનગિરિજીએ નાના પાત્રાં, નાની પુંજણી, નાનો રજોહરણ, નાનો ડાંડો વગેરે મૂકયુ. ત્યાં તો બાલ વજ્ર ઊઠયો, રજોહરણ લઈ ખૂબ નાચ્યો અને ગુરુના ચરણારવિંદમાં હસતો જઇને ઊભો.

સભાએ અને રાજાએ ફેંસલો આપ્યો પુત્ર એના પિતા પાસે જ રહેશે. સુનંદા હારી, થાકી. આખરે એનાં અજ્ઞાનપડલો દૂર હટી ગયા. એને થયું: જે માર્ગે મારા બંધવ આર્ય સમિતિ ગયા, જે માર્ગે મારા પતિદેવ ગયા, અને જે પંથે વિચારવાનું પુત્રે પસંદ કર્યું એ જ માર્ગ મારા માટે કલ્યાણકારી છે.

છેવટે સુનંદાએ દીક્ષા સ્વીકારી. ત્રણ વર્ષના બાલક વજ્રને પણ દીક્ષા આપવામાં આવી. એની માતાના આગ્રહથી તેના રક્ષણની યોગ્ય વ્યવસ્થા ખાતર બાલક સાધુ વજ્રસ્વામીને સ્વાધ્વીજીના ઉપશ્રયે રાખવામાં આવ્યા. ભવિષ્યના જૈન સંઘના મહાન્ નાયક, જન્મથી જ સાધુ, આ વજ્રસ્વામી આઠ વર્ષની ઉમ્મર સુધી સાધ્વીજીથી પાલન કરાયા, સંસ્કાર પામ્યા, જ્ઞાનનિધિ પામ્યા અને એકાદશાંગી ભણ્યા. જય હો એ ચારિત્રરાજનો ! (ચાલુ)

# સંસારસાગર

લેખક—પૂજ્ય મુનિમહારાજ શ્રી મહિમાપ્રભવિજયજી

બહુવા મહાપુરુષોને આ સંસારને 'સંસારસાગર', 'ભવોદધિ' ઇત્યાદિ ઉક્તિ દ્વારા સમુદ્રની ઉપમા આપતા જોઈને, તેની ઘટના કરવા માટે મન લલચાતું. આસો શુદિ પૂર્ણિમાની શુભ્ર રાત્રિ હતી. ચંદ્ર સોળે કળાથી ખીલ્યો હતો, અને પોતાના રૂપેરી કિરણોથી જગતને જાણે શુભ્ર બનાવતો હતો. કુમુદના વનો હસી રહ્યા હતાં. મહાસાગર હૃદયવલ્લભના દર્શનથી તરંગે ઉછળતો હતો કિશોર કિશોરીના ટોળા વિવિધ ક્રિડા દ્વારા મોજ ઉડાવી રહ્યાં હતાં. માનિનીમંડળ હર્ષઘેલું બન્યું હતું. ચકોરચક્ર આનંદમગ્ન બન્યું હતું. પૃથ્વી દેવી જાણે રૂપેરી સાડી ઓઢી અવનવાં દશ્યો દેખાડી વિલાસી વૃન્દના આનંદને પોષતી હતી. ચંદ્ર પોતાની શીતળ કિરણાવલીથી દિવસ ભરના સાંસારિક પરિતાપથી સંતપ્ત બનેલ દુનિયાને સુધાપાન કરાવતો હતો. આવા શાંત સુંદર સમયે '**સંસારસાગર**'ની ઉક્તિનો ઉકેલ કરવા મન લલચાયું.

સાગર જેમ ખારો છે, તેમ વિષયવિલાસરૂપી ખારા જળથી પરિપૂર્ણ હોવાથી સંસાર-રૂપી મહાસાગર પણ ખારો જ છે. સમુદ્રમાં કલ્લોલો ઉછળતા હોય છે, તેમ ભવસમુદ્રમાં પણ જન્મ જરા ને મરણ રૂપી તરંગો ઉછળી રહ્યા છે. સાગરમાં જેમ ભરતી ને ઓટ આવે છે તેમ સંસારમાં પણ સુખદુઃખની ભરતી ને ઓટ આવ્યા કરે છે. દરિયામાં જેમ મોટા મોટા મગરમચ્છો હોય છે, તેમ આમાં પણ રાગદ્વેષાદિ રૂપી મહાન્ મગરમચ્છો વસી રહ્યા છે. સમુદ્ર જેમ અપાર છે, તેમ સંસારરૂપી સમુદ્ર પણ અપાર છે, કારણ કે એ અનાદિ અનંત છે; એટલે કે તેનો આદિ કે અંત નથી. દરિયામાં જેમ મોટા વમળો હોય છે, તેમ સંસારમાં પણ સ્થળે સ્થળે મિથ્યાત્વ, અવિરતિ ને કષાયરૂપી મહાન્ વમળો--મોટી મોટી ભમરીઓ છે, કે જેમાં આવેલી જીવનનૌકા ડૂબે જ ડૂબે. દરિયામાં કોઈ કોઈ સ્થળે ખડકો હોય છે, તેમ સંસારમા પણ કામ, ક્રોધ, લોભ, મદ, માયા ને મમતારૂપી ભયંકર ખડકો ખડકાયેલા છે. આ રીતે સંસારને સાગરની સાથે મહાપુરુષો જે સરખાવે છે તે યથાર્થ ને વાજબી જ છે

આવા ભીષણ અને સંકટોથી વ્યાપ્ત એવા સંસારસાગરને કઈ રીતે તરવો તે એક પ્રશ્ન બાકી રહે છે. જેમ મજબૂત જહાજ તેમ જ અનુભવી નાવિક મળી જાય તો ભયંકર એવો પણ સમુદ્ર સહેજે તરી શકાય, તેમ સંસારસમુદ્ર માટે પણ સમજવું મજબૂત જહાજ તે સદ્ધર્મ અને અનુભવી નાવિક તે ધર્મપ્રરૂપક દેવ અને ધર્મોપદેશક ગુરુ.

કંચન--કામિનીના ત્યાગી, અખંડઆનંદમય મોક્ષના સાધક, નિસ્વાર્થ ભાવે શુદ્ધ તત્ત્વ પ્રરૂપક, પંચમહાવ્રતધારી, નિષ્કારણજગદ્બંધુ, કરુણાનિધાન, પૂજ્ય મુનિપુંગવો એ સાચા સુકાની છે, જેઓ ભવ્યપ્રાણીઓને સંયમ જહાજમા બેસાડી મુક્તિરૂપી ઇષ્ટનગરે પહોંચાડે છે. આ સંયમ ( ચારિત્ર ) એવું ઉત્તમ નૌકારત્ન છે, જે દરિયાઈ મુસાફરીમાં સંભવતાં યા ઉદ્ભવતાં સંકટોને પાર કરે છે, અને પોતાના આશ્રિતોને નિર્વિઘ્ને મોક્ષપુરીરૂપી ઇષ્ટ સ્થાનકે પંહોચાડે છે. સંયમ ચારિત્ર જેટલું પુષ્ટ તેટલું વધુ સહેલાઈથી મોક્ષરૂપી નગરે પંહોચી શકાય છે.-માટે સંસાર--સાગરને તરવાને સંયમ--ધર્મરૂપી મહાન્ જહાજને સૌ અપનાવે કે જેથી શાશ્વત સુખના ધામ રૂપ મોક્ષપદની પ્રાપ્તિ થાય એ જ શુભ ભાવના !

સં. ૨૦૦૨, શરદ પૂર્ણિમા, **મધુપુરી** ( મહુવા ).

# संशोधम

लेखक —श्रीयुत अगरचंदजी नाहटा

१. "श्री जैन सत्य प्रकाश" के गत अंक (क्रमांक १३३) में प्रो. हीरालाल रसिकदास कापडियाने आत्मोपदेश सज्झायके कर्ता विनयप्रभसूरिके लिए ३ व्यक्तिओंमेंसे किसीका अनुमान किया है। पर उनमेंसे खरतरगच्छवाले विनयप्रभ तो संभव नहीं, क्योंकि उनकी भाषा भी प्राचीन थी और उन्हें सूरिपद भी नहीं था। नं. १–२ दोनों अभिन्न हैं, अतः उक्त सज्झाय के कर्ता पौर्णमिक विनयप्रभसूरि ही संभव है।

२. उसी अंकमें 'शोयलनी नव वाड' लेखमें मु. श्री ज्ञानविजयजीने नं. २ के कर्ता जिनहर्षको वस्तुपालचरित्र के कर्ता एवं उस कृतिका रचनाकाल सं. १५२९ लिखा है, यह दोनों गलत है। वास्तवमें 'सत्यविजयरास' के कर्ता खरतरगच्छीय कवि जिनहर्षने इसकी रचना सं. १७२९ में की है। "सूर" से ७ स्पष्ट है, मुनिश्रीने ५ समझकर यह गलती की है।

---

# નવી મદદ

૧૦૧) પૂ. આ. મ. શ્રી. વિજયલબ્ધિસૂરીશ્વરજીના સદુપદેશથી લાલબાગ જૈન ઉપાશ્રય, મુંબઈ.

૧૫) પૂ.પં.મ.શ્રી હેમસાગરજી ગણિના સદુપદેશથી શ્રી. કરમચંદ પૌષધશાળા અંધેરી (મુંબઈ)

૧૧) પૂ. મુ મ. શ્રી. પ્રબોધસાગરજીના સદુપદેશથી શેઠ મંગળદાસ ભુરાભાઈ, કપડવંજ.

૧૦) પૂ આ. મ. શ્રી. વિજયન્યાયસૂરિજીના સદુપદેશથી, જૈન સંઘ, ધોતા.

૫) પૂ પ. મ. શ્રી. ચંદ્રવિજયજીના સદુપદેશથી, શ્રી. નમિનાથ જૈન ઉપાશ્રય, મુંબઈ

૨) પૂ. આ. મ. શ્રી. ઋદ્ધિસાગરસૂરિજીના સદુપદેશથી, જૈનસંઘ, સાલડી.

આ સૌનો અમે આભાર માનીએ છીએ. ૭૫૦

---

કાળધર્મ-મહુવામાં આસો વદિ ૭ ને ગુરુવારના રોજ રાતના પૂ. આ. મ. શ્રી. વિજયલાવણ્યસૂરિજી મહારાજના શિષ્ય પૂ. મુ. મ. શ્રી જયંતવિજયજી મહારાજ ૮૧ વર્ષની વૃદ્ધ વયે કાળધર્મ પામ્યા.

# દરેકે વસાવવા યોગ્ય

## શ્રી જૈન સત્ય પ્રકાશના ત્રણ વિશેષાંકો

### (૧) શ્રી મહાવીર નિર્વાણ વિશેષાંક

ભગવાન મહાવીરસ્વામીના જીવન સંબંધી અનેક લેખોથી સમૃદ્ધ અંક : મૂલ્ય છ આના (ટપાલખર્ચનો એક આનો વધુ)

### (૨) દીપોત્સવી અંક

ભગવાન મહાવીરસ્વામી પછીનાં ૧૦૦૦ વર્ષ પછીના સાતસો વર્ષના જૈન ઇતિહાસને લગતા લેખોથી સમૃદ્ધ સચિત્ર અંકઃ મૂલ્ય સવા રૂપિયો

### (૩) ક્રમાંક ૧૦૦ : વિક્રમ–વિશેષાંક

સમ્રાટ્ વિક્રમાદિત્ય સંબંધી ઐતિહાસિક ભિન્નભિન્ન લેખોથી સમૃદ્ધ ૨૪૦ પાનાંનો દળદાર સચિત્ર અંકઃ મૂલ્ય દોઢ રૂપિયો

## શ્રી જૈન સત્ય પ્રકાશના બે વિશિષ્ટ અંકો

[૧] ક્રમાંક ૪૩–જૈનદર્શનમાં માંસાહાર હોવાના આક્ષેપોના જવાબરૂપ લેખોથી સમૃદ્ધ અંક: મૂલ્ય ચાર આના

[૨] ક્રમાંક ૪૫–ક. સ. શ્રી હેમચંદ્રાચાર્યના જીવન સંબંધી અનેક લેખોથી સમૃદ્ધ અંક : મૂલ્ય ત્રણ આના.

## કાચી તથા પાકી ફાઈલો

'શ્રી જૈન સત્ય પ્રકાશ'ની ત્રીજા, ચોથા, પાંચમા, આઠમા, દસમા, અગિયારમા વર્ષની કાચી તથા પાકી ફાઈલો તૈયાર છે મૂલ્ય દરેકનું કાચીના બે રૂપિયા, પાકીના અઢી રૂપિયા

—લખો—

શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ
જેશિંગભાઈની વાડી, ઘીકાંટા, અમદાવાદ.

મુદ્રકઃ–મગનભાઈ છોટાભાઈ દેસાઈ. શ્રી વીરવિજય પ્રીન્ટીંગ પ્રેસ, સલાપોસ ક્રોસરોડ, પો. બો. નં. ૬ શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય–અમદાવાદ. પ્રકાશક–ચીમનલાલ ગોકળદાસ શાહ. શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ–અમદાવાદ




વર્ષ ૧૨ : અંક ૩ ]  અમદાવાદ : ૧૫-૧૨-૪૬  [ ક્રમાંક ૧૩૫

## વિ ષ ય - દ ર્શ ન



લવાજમ-વાર્ષિક બે રૂપિયા : છૂટક ચાલુ અંક-ત્રણ આના

### શ્રીદાનવિજયવિરચિત

# શ્રીમેત્રાણા તીર્થસ્તવન

### સંગ્રાહક-પૂ. મુ મ. શ્રી રમણિકવિજયજી

વીનંની કરું છું તમને રે લોલ, નાભીગયાનંદ મારા વાલાજી;
રે પ્યારા લાગો છો પ્રેમસું રે લોલ, દરશન દીધુ પ્રેમસું રે લોલ.
દીઠો પ્રભુ દેદાર મારા વાલાજી ॥૧॥

મૂલનાયક આદેસરું રે લોલ, શાંતિજીન બીરાજે હેઠ મારા વાલાજી;
કુંથુ પદ્મ બે પાસમાં રે લોલ, બિંબ અતિસેં ચ્યાર ॥ મારા. ॥૨॥

રીખવ લંછન તે મોભતો રે લોલ, અષ્ટમ પદ્મસાર મારા વાલાજી,
મૃગલંછણ તે સોલમા રે લોલ, સપ્તદશમા છાગ ॥ મારા ॥ ૩ ॥

વદન તે સારદ ચંદલો રે લોલ, અષ્ટમી સસી સમ ભાલ મારા વાલાજી;
લોચન તે અમીકચોલડા રે લોલ, અધર અરુણ પરવાલ ॥ મારા૦ ॥૪॥

મસ્તક મુગટ શોભતા રે લોલ, કાંઈ કાને કુંડલ સાર મારા વાલાજી;
બાંહે બાજુબંધ બેરખાં રે લોલ, કંઠડે નવસરો હાર ॥ મારા૦ ॥ ૫ ॥

હાથે હીરાજડી મુંદરી રે લોલ, ફુલ બીજોરા સાર મારા વાલાજી,
કેડે કંદોરા હેમના રે લોલ, કાંઈ ઘુઘરીએ ઘમકાર ॥ મારા૦ ॥ ૬ ॥

દેશ વિદેશના જાત્રી રે લોલ, આવે મેત્રાણે સાર મારા વાલાજી;
સંગ મીલે તીઆ સામટા રે લોલ, વર્ત્તે છે આનંદપુર ॥ મારા૦ ॥ ૭ ॥

કેસર કુસુમ પૂજીએ રે લોલ, ઠવીએ લાખેણો હાર મા વાલાજી.
વંછીતપૂરણ નાથજી રે લોલ, દાયક શીવપુર સાથ ॥ મારા૦ ॥ ૮ ॥

સવત ઓગણીસ સોલના રે લોલ, કાતિ વદની બીજ મારા વાલાજી;
સુકરવારે ભેટીયા રે લોલ, પાટણ સઘને સાથ ॥ મારા૦ ॥૯॥

સેવો તે શ્રી જીનરાજને રે લોલ, કાંઈ પ્રગટે ગુણ ઉત્તમ મારા વાલાજી;
તસ પદપદ્મની ચાકરી રે લોલ, પ્રગટે આતમ રૂપ ॥ મારા૦ ॥૧૦॥

અમીય રસ તીઆં ઉપજે રે લોલ, કોઈ પામે શોભાગ સામ મારા વાલાજી.
દાનવીજે ઇમ વીનવે રે લોલ, ભવદધિપાર ઉતાર ॥મારા૦ ॥૧૧॥

---

**પ્રતિષ્ઠા:**—સીઆલકોટ (પંજાબ) માં સ. ૨૦૦૩ના માગશર શુદિ ૫ ને શુક્રવારના રોજ, પૂજ્ય આચાર્ય મહારાજ શ્રી વિજયવલ્લભ સૂરીશ્વરજી મહારાજની નિશ્રામાં, ઋષભ દેવાદિ શાશ્વત ચૌમુખ જિન પ્રાસાદની પ્રતિષ્ઠા કરવામાં આવી.

### નવી મદદ

૧૦૧) પૂ. મુ. મ. શ્રી પુણ્યવિજયજીના સદુપદેશથી, જૈન સોસાયટી જૈન સંઘ અમદાવાદ.
૩૦) પૂ. મુ. મ. શ્રી કાંતિવિજયના સદુપદેશથી શેઠ ભગુભાઈ ઋષભચંદ, વીસનગર
૧૦) પૂ. મુ. મ. શ્રી કેસરસાગરજીના સદુપદેશથી જૈન સંઘ, ઉમતા

॥ अर्हम् ॥
अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक मुनिसम्मेलन संस्थापित
श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र

# श्री जैन सत्य प्रकाश

जेशिंगभाईकी वाडी : घीकांटा रोड : अमदावाद (गुजरात)

| वर्ष १२ | વિક્રમ સં. ૨૦૦૩ : વીરનિ. સં. ૨૪૭૩ : ઈ સ. ૧૯૪૬ | क्रमांक |
| --- | --- | --- |
| अंक ३ | માગસર વદિ ૭ : રવિવાર : ૧૫મી ડીસેમ્બર | १३५ |


श्रीदेवविजयगणिविरचितं

## विसलनगराधीश-श्रीआदिनाथस्तवनम्

संग्राहक-पूज्य आचार्य महाराज श्रीविजयपद्मसूरिजी

वृषभजिनवंदनं शिवपुरीस्यंदनं, भविकजननंदनं वचनजितचन्दनम् ।
परमतरपावनं सुकृतवरभावनं, परमपदसाधनं कुगतिगतिबाधनम् ॥१॥
वृषभजिननायकं सुमतिमतिदायकं, जितकुसुमसायकं कनकसमकायकम् ।
रुचितरुचिसुन्दरं धीरतामन्दरं, गतिविजितसिन्धुरं विमलगुणबन्धुरम् ॥२॥
कुमतमतगंजनं योगिमनरंजनं, दुरिततरुभंजनं नयनजितखंजनम् ।
तमतिमिरखंडनं नाभिकुलमंडनं, विगतवृजिनं सदा भजत वृषभं जिनम् ॥३॥
देवमणिर्देवगवी देवपादपलता, फलति रुचिरांगणे जलधितनयालता ।
प्रथमजिनगुणगणा मानवाचालतां, येन विहिता कृता तेन निजसफलता ॥४॥
नाभिधराधववंशविभासन-भासनदिनकरसम ! समतासन ! ।
शायकतत्पर ! देव ! त्वं जय जय ! ॥५॥
रुचिरयशोभरभूषितभूतल ! समुदितशारदसितकरशीतल !
शीतलतावरधाम ! त्वं जय जय ! ॥६॥
कृतनतिकृतितितिसंघशिवंकर ! भविककदंबकबोधदिवाकर ! ।
करकमलाजितपद्म ! त्वं जय जय ! ॥७॥
विकसितदमनकचंपककेतक-कुंदमुकुंदसरोरुहपूजित ! ।
जितभवभयमदवार ! त्वं जय जय ! ॥८॥
मदनमहाभटसंकटवारक ! विनतजनावलिविघ्ननिवारक ! ।
तारकलागुणधाम ! त्वं जय जय ! ॥९॥

गुणमणिरोहणरोहणभूधर ! वदनरमाजितचारुसुधाधर ! ।
नरवरकृतगुणगान ! त्वं जय जय ! ॥१०॥
सुविहितसाधुशिरोमणिनतपद ! निरुपमचरितचमत्कृतकोविद ! ।
परपदकृतवरवास ! त्वं जय जय ! ॥११॥
कनकमहीधरधीर ! विजितमनोभववीर ! ।
सुरपतिविहितनते ! कृतितततिकृतविनुते ! रे जिन जिन ! ॥१२॥
प्राप्तभवोदधितीर ! योगिमनस्तरुकीर !
त्रिभुवनभावगुरो ! सूरिवैरकगुरो ! रे जिन जिन ! ॥१३॥
विदितयथास्थितभाव ! दूरीकृतसमहाव ! ।
विविधगुणांबुनिधे ! सुविहितसाधुविधे ! रे जिन जिन ! ॥१४॥
विहितसंवत्सरदान ! मानवकृतगुणगान ! ।
परहितपरममुने ! गुणगणरत्नखने ! रे जिन जिन ! ॥१५॥
वरमुक्ताफलहारः ललितमनोहरतारः ।
राजति ते हृदये, वृषभविभो ! सदये रे जिन जिन ! ॥१६॥
विजितघनाघननाद ! विद्याधरनतपाद ! ।
चिंतितदेवतरो ! परपदसिद्धिगुरो ! रे जिन जिन ! ॥१७॥
जय जय ! जगदानंद–कारणसुरतरुकंद ! ।
चंपकचारुरुचे ! शारदचंद्रशुचे ! रे जिन जिन ! ॥१८॥
करुणारसभृंगार ! नाभिकुलैकशृंगार ! ।
जय जय ! तीर्थपते ! जितभवभीतिरते ! रे जिन जिन ! ॥१९॥
परममनोहररूप ! भक्त्या नतवरभूप ! ।
दुरिततमस्तरणे ! वांछितदेवमणे ! रे जिन जिन ! ॥२०॥
चर्चितचंपकदेह ! केवलकमलागेह ! ।
गतिजितदेवकरे ! सुकृतपयोधिहरे ! रे जिन जिन ! ॥२१॥
चामीकरकोटीर–रचितमनोहरहार ! ।
नौमि भवंतमहं, कृतशिवसौख्यमहं रे जिन जिन ! ॥२२॥
अमृताशनसुविनीत–चन्द्रमुखीकृतगीत ! ।
भवभवभीतिहृते ! परमानन्दकृते ! रे जिन जिन ! ॥२३॥
सुरपतिकृतसुविशाल–रजतकनकमणिमाल ! ।
विलसति ते करणं, कलिमलसंहरणं रे जिन जिन ! ॥२४॥

अष्टमीशशिसमभाल ! गतिजितबालमराल !।
भविकपयोजरवे ! प्रमुदितसर्वकवे ! रे जिन जिन ! ॥२५॥

॥ शार्दूलविक्रीडितवृत्त ॥

इत्थं निर्भरभक्तियुक्तमनसा नीतः स्तुतेर्गोचरं,
श्रीमन्नाभिनराधिराजतनयो देवाधिदेवो मुदा।
श्रेयः श्रीमुनियुक्तियुक्तविजयश्रीवाचकग्रामणी–
शिष्येणाद्भुतसंपदं प्रतिदिनं देयादभीष्टं सताम् ॥२६॥

इति श्रीविसलनगराधीश–श्रीआदिनाथस्तवनं पं. श्रीदेवविजयगणिकृतम् । गुजरात पाटणना गिरधरभाई हेमचंदना प्राचीन हस्तलिखित पुस्तकोना संग्रहमाथी ॥ शासनसम्राट् विजयनेमिसूरिशिष्यविजयपद्मसूरिए सं. १९९९ना जेठ वदी १४ गुरुवारे गुजरात पाटणना जिनगुणगायक (भोजक) मोहन गिरधरपासे महुवाबंदरे महावीरदेवप्रासादे लखाव्युं ॥ महावीरस्वामिप्रासादे । महुवाबंदर । शुभं भवतु ॥

[ પૂજ્ય ઉપાધ્યાય શ્રીવિનયવિજયજી મહારાજરચિત શાંતસુધારસ કાવ્ય કે મહાકવિ જયદેવવિરચિત ગીતગોવિંદની એકાદ મનોરમ પદાવલીનો અનુભવ કરાવતી પં શ્રીદેવવિજયજી ગણિની આ કૃતિ વાચકોને કાવ્યમાધુર્યનો જરૂર અનુભવ કરાવશે, એવી આશા છે. ]

# क्या कालकाचार्य देशद्रोही थे ?

लेखकः—**पूज्य मुनिमहाराज श्रीकांतिसागरजी**

वर्तमान संसारके मानव–समाजका मस्तिष्क इस प्रकारका बन चुका है कि विज्ञानकी कसौटी पर कसे जानेके बाद जो सत्यांश निकलता है उसे ही उसके मस्तिष्कमें स्थान मिलता है। कहनेका तात्पर्य्य यह है कि वर्तमान मनुष्य–समाज संसारकी प्रत्येक वस्तुको वैज्ञानिक दृष्टिसे देखना चाहता है, परन्तु फिर भी ऐसी ऐसी गलतियां भारतवर्षके विद्वानों द्वारा हो रही है जिनको एकाएक क्षमा नहीं किया जा सकता। भारतवर्षका राजनैतिक, सामाजिक, धार्मिक और सांस्कृतिक इतिहास सर्वांगपूर्ण उपस्थित नही, परन्तु एतद्विषयक साधनसामग्री प्रचुर प्रमाणमें यत्र तत्र सर्वत्र उपलब्ध होती है। उन सभीका विभिन्न दृष्टिकोणोंसे अध्ययन कर निचोड़ निकालना यह महान अध्ययन, मनन और अध्यवसायके बाद ही संभव है। साथ ही ऐसे महाभारत कार्योंके लिए सांप्रदायिक असहिष्णुतासे परे रहना प्रत्येक व्यक्तिके लिए आवश्यक ही नहीं पर अनिवार्य है। क्योकि भारतका सच्चा इतिहास उस समयकी जनता–मानवजातिका इतिहास है। भारतमें वसनेवाली मानवजाति पृथक् पृथक धर्मोंमें विभाजित है। आर्यावर्तके पूर्व इतिवृत्त और साहित्य हमें स्पष्ट रूपेण

वतला रहे हैं कि मानवसंस्कृतिके उत्थानमें ऋषि मुनियों द्वारा चिन्तित एवं गवेषित तत्त्वों ने भारी सहायता प्रदान की है। क्योंकि सांसारिक भौतिक लिप्साओंसे सर्वथा विमुख रहनेवाले तत्त्वचिन्तकोंका प्रभाव संसारमें अनुरक्त रहनेवाले जीवों पर अधिक रूपसे पड़ता है। उन्हीं लोगोंको मानवसंस्कृतिमें प्रविष्ट हुई विकृतिको हटानेके लिए कड़ीसे कड़ी आलोचनाएं करनेका पूर्ण अधिकार है, चाहे श्रीमन्त हो या अकिञ्चन। ऊंचेसे ऊंची विचारधारा भी सार्वकालिक पथप्रदर्शनके सौभाग्यसे मंडित नहीं हो सकती। हो सकता है कि इस नियमके अनुसार २००० वर्ष पूर्वके क्रियाकलाप आजकी दृष्टिमें क्षुद्र मालूम होते हों, परन्तु उन क्रियाकलापोंको विकृतरूप देकर उस व्यक्तिको अनर्गल सम्बोधनसे सम्बोधित करना मानवता नहीं है।

महाराजा विक्रमादित्यके अस्तित्वको सूचित करनेवाले एक निबन्ध "विक्रमसंवत्" (प्र०—नागरी प्रचारणी पत्रिका सं. २००२, पृ. ८५, लेखक—अनन्तसदाशिव अलतेकर एम. ए., एलएल. बी., डी.लिट) में आचार्य कालकाचार्यको देशद्रोही ठहरानेका लेखकने कुत्सित प्रयास किया है, जो इस प्रकार है:—

"देशद्रोही कालकाचार्यकी सहायता जिस शक राजाने की उसके पराक्रमका वर्णन तो अनिवार्य है। परन्तु आगे चलकर विक्रमादित्यने शक राजाका पराभव किस प्रकार किया इसका वर्णन अप्रासंगिक जान पड़ता है।"

पाठक देखेंगे कि कालकाचार्य जैसे मानवसंस्कृतिके उन्नायक आचार्यको भी "देशद्रोही" कहनेमें भारतके उच्च शिक्षाप्राप्त विद्वानको तनिक भी हिचकिचाहट नहीं होती, यह कम खेदका विषय नहीं। आजके राष्ट्रीय युगमें संसारके किसी भी मानवसमाजका सदस्य, चाहे वह अत्यन्त निम्न श्रेणीका ही क्यों न हो, अपने पूर्वजके प्रति ऐसे अपमानजनक शब्दको बर्दास्त नहीं कर सकता। और जैन समाज तो कालकाचार्यको एक महान् आचार्यके रूपमें स्थान दिये हुए है। हम नहीं समझ पाते हैं कि त्यागी आचार्य पर इस प्रकारका आक्षेप कर लेखकने कौनसा लाभ प्राप्त किया? भारतीय संस्कृतिके उज्ज्वलतम प्रतीककी कीर्तिकौमुदीमें इस प्रकारके आक्षेप कोई मूल्य नहीं रखते। आचार्यश्रीके जीवनमें कोई भी ऐसी बात नहीं पाई जाती जिससे उनकी देशद्रोहिता प्रमाणित हो सके। एक घटना उनके जीवनमें अवश्य घटी है जिसके मूलगत रहस्यको समझे बिना ही अलतेकर महोदयने अपनी भ्रमपूर्ण धारणा शायद बना ली हो तो हम ना नहीं कह सकते। वह घटना इस प्रकार है:—

आर्य कालक राजकुलमें उत्पन्न हुए थे। उन्हें सरस्वती नामक भगिनी थी। उस समय आत्मवृत्तिवालोंमें ही आध्यात्मिक विद्याका अत्यधिक प्रचार एवं चिन्तन था। क्रमशः समय

पाकर आत्मकल्याणकारिणी स्रोतस्विनीका प्रवल प्रवाह वन्धु—भगिनीके हृदयमें उमड आया। फल स्वरूप दोनोंने जैनधर्म की मुनिदीक्षा स्वीकार की। कालकाचार्य राजपुत्र होनेके नाते भिन्न भिन्न कलाओंमें निष्णात थे। सरस्वती भी एक आदर्श विदुषी होनेके नाते अपने मूल नामको चरितार्थ करती थी। क्रमशः पर्य्यटन करते करते इनका आगमन उज्जैनी नगरीमें हुआ, जहांपर गर्दभिल्ल नामक राजा राज्य करता था। उसकी मनोवृत्ति माताओं और वहिनोंके प्रति बड़ी क्रूर थी; स्पष्ट कहा जाय तो राजा अपनी विषयवासनाकी पूर्तिके लिए हरेक काम कर सकता था। सरस्वती राजकुलोत्पन्न सन्नारी होनेसे अत्यन्त रूपवती सुन्दरी थी। राजाकी दृष्टि पड़ते ही राजाने अपने अनुचरों द्वारा सती—साध्वीको अपहृत कर अपने महलमें बुलवाया। जब आर्य कालक, जो उद्यानमें ठहरे हुए थे, उन्हें यह विदित हुआ कि नराधम गर्दभिल्ल द्वारा मेरी भगिनीका अपहरण हुआ है तब वे बहुत व्याकुल हुए। उन्होंने राजाको सब प्रकारसे समझाया, बुझाया, परन्तु उस पाषाणहृदय पर कुछ असर न हुआ। तत्पश्चात् वहांके नागरिकोंने भी सामूहिक रूपसे राजासे प्रार्थना की कि एक सती—साध्वी स्त्रीका अपहरण करना आपके लिए उचित नहीं है, क्यों कि इनके ज्येष्ठ बन्धु, जो कि मानवसमाजके एक प्रतिष्ठित आचार्य हैं वे सर्वशक्तिसम्पन्न व्यक्ति हैं अतः अभी भी यदि आप सरस्वतीको उन्मुक्त कर दें तो आपका भविष्य खतरेसे बच सकता है। परन्तु इतने अनुनय—विनयके बाद भी विषयान्ध नरेश अपना मत परिवर्त्तन करनेको तैयार नहीं हुआ। कवियोंने असत्य नहीं कहा है कि—"विनाशकाले विपरीत बुद्धि"। अब कालकाचार्यने निश्चय किया कि कैसी भी परिस्थिति क्यों न खड़ी हो, पर मैं अपनी वहिन—साध्वीको अवश्य मुक्त करवाऊंगा। अब कालकाचार्यने अपना भावी कार्यक्रम निर्धारित किया और क्रमशः शकोंको लाकर गर्दभिल्लको परास्त कर स्वभगिनी सरस्वती साध्वीकी मुक्ति कराई। तदनन्तर कुछ वर्षोंके बाद कालिकाचार्यके भानजे बलमत्र और भानुमित्र ( जो भरौंचके राजा थे और गर्दभिल्लको परास्त करनेमें पर्याप्त सहायक भी थे ) ने शकोंको भी परास्त कर स्वशासन अर्थात् भारतीय शासन कायम किया। कहनेका तात्पर्य्य यह कि इनको भी अवन्ती पर शकोंका शासनका रहना अभीष्ट नहीं था।

उपर्युक्त घटनाको यदि लेखक महोदयने हृदयंगम किया होता तो वे कालकाचार्यको देशद्रोही कहनेका दुस्साहस कदापि न करते। संसारमें जिन्दादिल ऐसी कौन व्यक्ति होगी जो अपनी माता और बहिन पर ढोते हुए अत्याचारोंको देखकर भी मौन रह सके। आर्य कालकने यदि गर्दभिल्लको शिक्षा न दी होती तो पिछले राजा ऐसे घृणित कार्य करते तनिक भी न हिचकिचाते। यदि आर्य संस्कृतिमें सर्वत्र व्याप्त सत्यकी रक्षाके लिए और शैतान शासकको दण्ड

देने के लिए कालकाचार्यने यह काम किया तो नैतिकदृष्टिसे कोई बुरा काम नहीं किया। हां, इतना अवश्य है कि यदि शकोंका अधिक समय तक उज्जैनीमें शासन रहता और बलमित्र भानुमित्रने शकोको परास्त करनेके लिए किसी प्रकारके प्रयत्न न किए होते तो शायद देशद्रोहीका विरूद आंशिक रूपसे सार्थक होता। हम लेखक महोदयसे केवल इतना ही पूछना चाहते हैं कि आत्मरक्षाके लिए यदि कोई किसीकी सहायता लेकर प्रतिपक्षीको हटानेका प्रयास करता है तो क्या आप उन्हें देशद्रोही कह सकते हैं? यदि हां, तो भारतके ही नहीं पर सारे संसारके मान्य श्री सुभाषचन्द्र बोस, जिन्होने भारतमाताकी परतन्त्रताकी शृंखलाको तोड़नेके लिये, स्वमान रक्षा पूर्वक, जापानियोंकी सहायता ली थी, उन्हें आप कौनसे संबोधनसे संबोधित करेंगे? कालिकाचार्यका प्रश्न मातृजातिकी रक्षासे संबन्ध रखता है, एवं श्रीयुत् बोस महोदयका संबन्ध सारे राष्ट्रसे है। इन दोनों समस्याओं पर विचार करना एवं दोनोका परस्पर मिलान करना सत्यकी खोजके लिए जरूरी है। अपेक्षित ज्ञानकी अपूर्णताके बल पर या संकुचित दृष्टिके कारण बिना सोचे समझे ही इस प्रकार जो कुछ भी लिखा जाता है उस पर लोगोंने निर्मल वृत्तिसे गौर करना चाहिए; और इस प्रकार लिखनेवालोंने भी अपनी कलमको द्वेष या असत्योन्मुख बनते रोकना चाहिए; तभी किसी घटनाका हार्द एवं सच्चा स्वरूप प्रतीत हो सकता है।

कलकत्ता. ता. २६-७-४६

# જૈન દર્શન

## લેખક—શ્રીયુત મોહનલાલ દીપચંદ ચોકસી

[ ક્રમાંક ૧૩૩થી ચાલુ ]

પાંચ અસ્તિકાય કિંવા ૭ દ્રવ્યોમાં પ્રથમ ઊડીને આંખે વળગે અગર તો જેની આસપાસ સારીયે સંસારની સંકલના કરાયેલી દૃષ્ટિગોચર થાય છે એ બે દ્રવ્યો યાને પદાર્થો તે એક જીવ અને બીજો અજીવ. આજના વિજ્ઞાને પણ Soul યાને જીવ, અને Matter યાને જડ અથવા તો અજીવ રૂપ એ વસ્તુઓ પર ઓછો ભાર મૂકયો નથી. ઉભયની વિચારણા અંગે ઓછું નથી લખાયુ. જેમ જેમ વિજ્ઞાનનો વિકાસ થતો જાય છે, તેમ તેમ જગતને ઘણું અવનવું જાણવાનું મળે છે. શ્રી અર્હન્તદેવ પ્રણીત આગમ-ગ્રંથોમાં ચેતન અને જડ કિંવા જીવ અને પુદ્ગલ અથવા તો આત્મા અને કર્મરૂપ જોડલીના સંબંધમાં અતિ વિસ્તારથી કહેવામાં આવ્યું છે. એનું સૂક્ષ્મતાથી નિરૂપણ કરનાર, એ તત્ત્વોમાં છુપાયેલી અગાધ શક્તિનો પરચો બતાવનાર, એ ઉભયના સહકારથી થતી ક્રિયાઓનું વૈવિધ્ય દાખવનાર, જુદી જુદી દૃષ્ટિએ લખાયેલા ગ્રંથો સારા પ્રમાણમાં વિદ્યમાન છે, એટલું જ નહીં પણ આજના યુગના તત્ત્વચિંતકોની વિચારસરણી સાથે એની તુલના કરવામાં આવે તો બન્નેમાં ઘણું સામ્ય રહેલું છે એમ જોતા જ જણાઈ આવે તેમ છે.

જીવોની સૂક્ષ્મતા સંબંધમાં જૈનધર્મના ગ્રંથોમાં જે વર્ણન ઉપલબ્ધ થાય છે એ અને આજના યુગમાં વિજ્ઞાનવેત્તાઓ તરફથી જાહેર થયેલ છે કે 'થેકસસ' નામના જંતુઓ સોયના અગ્ર ભાગ ઉપર એક લાખ જેટલી સંખ્યામાં આસાનીથી બેસી શકે છે એ વાત વિચારતાં–ઉભય વિચારશ્રેણી એક જ દિશામાં જતી અને સરખો નિષ્કર્ષ કહાડતી નયનપથમાં આવે છે. આજના યુગના મહાન વિજ્ઞાનશાસ્ત્રી શ્રી જગદીશચંદ્ર બોઝની વનસ્પતિમાં પણ જીવ છે એ શોધે, ફોનોગ્રાફ અને રેડીયો જેવાં સાધનો દ્વારા પકડાતાં વાણીના પુદ્ગલોએ, વિદ્યુતના બળથી દૂર દૂર પ્રદેશ સુધી ગતિ કરતાં ભાષાવર્ગણાના પરમાણુઓએ, અને તાજેતરમાં એટમ બોંબે પુદ્ગલની શક્તિઓ ઉપર એટલો બધો પ્રકાશ પાથર્યો છે કે અભ્યાસી વર્ગ તરફથી પ્રભુ શ્રી મહાવીરકથિત આગમવચનો સાથે સમન્વય કરવામાં આવે તો સહજ સમજાય કે હજારો પ્રયોગો અને સેંકડો વર્ષોની સખત મહેનત પછી જે ફળ નજરે જોવા મળ્યું એનાં મૂળ તો પચીસ સો વર્ષ પૂર્વે કરાયેલા પ્રવચનમાં સગ્રહાયેલાં પડયાં હતાં. ઉપરની વિચારણા પરથી ફલિતાર્થ એ કહાડવાનો છે કે દરેક જિજ્ઞાસુએ અને ખાસ કરી પ્રત્યેક જૈન સંતાને જૈન દર્શનના મૂળ તત્ત્વો અર્થાત્ એમાં અગ્ર ભાગ ભજવતા આત્મા અને કર્મ નામના પદાર્થો સંબંધી ઊંડુ જ્ઞાન મેળવવા ખાસ પ્રયાસ કરવો જરૂરી છે. એ જે પદ્ધત્તિએ લખાયેલુ પ્રાપ્ત થાય છે અને આજના સમયમાં જ્ઞાન આપવાની જે પદ્ધત્તિ મોજૂદ છે એમાં જરૂર મોટો તફાવત છે. જૂની રીતે પીરસાયેલ વાની ચાલુ કાળના અભ્યાસીને સમજવી કઠણ ને પચાવવી ભારે પડે તેવી છે, છતાં એ વાની ચાખવા જેવી તો છે જ એ માટે બે મત નથી જ દેશ–કાળને નજરમાં રાખી જ્ઞાતાઓએ જેમ એને સરળ ને સહજ ગળે ઊતરે તેવી બનાવવા યત્નશીલ થવાનું છે તેમ જૈન સંતાનોએ જરા વધુ પરિશ્રમ સેવી—દરદ નાબૂદ કરનાર દવા પીતાં કડવી લાગે યા આંખને અણગમો ઉપજાવે છતા એ લાભકારી છે એવી પ્રતીતિ હોવાથી પાન કરાય છે, એ મુદ્દો ધ્યાનમા રાખી—ખંતથી એની પાછળ એકચિત્ત બનવાનું છે. તત્ત્વગવેષક અંતર જેમ ઊંડાણમાં પગલાં માંડશે તેમ જરૂર એને આનંદ પ્રાપ્ત થશે. જૈન સિદ્ધાંત એ પૂર્ણજ્ઞાની વિભૂતિનો અનુભવે કરાયેલ નિચોડ છે અને એમાં તર્કસિદ્ધિ ડગલે ને પગલે કામ કરી રહેલ છે. "**बाबावाक्यं प्रमाणम्**" કરવાની સૂચના ત્યાં છે જ નહીં. નવ તત્ત્વનું જે મહત્ત્વ જૈનધર્મમાં મનાય છે એ ઉપર વર્ણવેલા બે મૂખ્ય તત્ત્વોથી નિરાળું નથી. નવનો આંક વિલક્ષણ હોવાથી તેમ વધુમાં વધુ વિસ્તાર એ પર્યંત પહોંચતો હોવાથી, ભલે એ મહત્તા કાયમ રહે, બાકી સંક્ષેપવાની દૃષ્ટિએ સાત તત્ત્વો શ્રી તત્ત્વાર્થ સૂત્રમાં પૂજ્ય ઉમાસ્વાતિ મહારાજે કહ્યાં છે. અને યુક્તિ પૂર્વકની વિચારણામાં આગળ વધીએ તો જીવ–અજીવ રૂપ બે તત્ત્વ પર સહજ આવી જવાય તેમ છે.

જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રય, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ આ નામનાં નવ તત્ત્વ છે. એમાંના પ્રથમના બે સંબધમાં અગાઉ આપણે વિચારી ગયા પુણ્ય એટલે સ્વર્ગાદિ પ્રશસ્ત ફળ સંપાદન કરાવી આપવાની જેમા શકિત છે એવી જીવ વડે ઉત્પન્ન કરાયેલી પ્રશસ્ત કર્મવર્ગણા; અથવા તો સુખાનુભવ કરાવનાર કર્મ. પાપ એટલે અપ્રશસ્ત કર્મવર્ગણા અથવા દુ:ખનો અનુભવ કરાવનાર કર્મ. આશ્રવ એટલે ઉપરના જે બે પ્રકાર દર્શાવ્યા તેનું અર્થાત્ શુભાશુભ કર્મોનું આવવાપણું કર્મગ્રહણમાં ૧ મિથ્યાત્વ, ૨ અવિરતિ, ૩ કષાય અને ૪ યોગ એ ચાર મુખ્ય ભાગ ભજવે છે.

... ). —") S ! म नोंदतां: K+ Pi Das Das D

૧ મિથ્યાત્વ એટલે વસ્તુ સ્વરૂપનો વિપરીત રીતે ભાસ થવો દાખલા તરીકે જીવને અજીવ માનવો કિંવા સત્યને અસત્ય તરીકે લેખવું.

૨ અવિરતિ એટલે કોઈ પણ જાતની મર્યાદાનો અભાવ, અર્થાત્ પચ્ચખાણ ત્યાગ-વિહૂણો વર્તાવ; હિંસા, અસત્ય, ચોરી, મૈથુન અને પરિગ્રહરૂપ પાંચ મોટા આરંભના કાર્યો-માંથી સર્વાંશે વા અલ્પાંશે પાછા વળવાના નિયમોનું ન લેવાપણું.

૩ કષાય એટલે મહાદોષો—સંસારમાં ભ્રમણ કરાવવામાં જો કોઈ પણ અગ્ર ભાગ ભજવનાર હોય તો આ ચાર મુખ્ય છે ક્રોધ, માન, માયા અને લોભ એનાં નામ છે; એને ચંડાળ–ચોકડી કહેવામાં આવે છે. આત્મસાક્ષાત્કાર કરવાની ઇચ્છાવાળા આત્માના આ પાકા દુશ્મનો છે. એ પર જેટલા પ્રમાણમાં કાબુ આવતો જાય એટલા પ્રમાણમાં પ્રગતિનો પારો ઊંચે ચઢે છે એટલા માટે જ 'कषायमुक्तिः किल मुक्तिरेव' જેવું વચન જ્ઞાની પુરુષોને આલેખવું પડયું છે.

૪ યોગનો સામાન્ય અર્થ તો વિચારો કે પ્રવર્તના કરાય એના ત્રણ પ્રકાર તે મન વચન અને કાયાના વ્યાપારો કહી શકાય. એમાં શુભ વિચારો પુણ્યના હેતુભૂત છે જ્યારે અશુભ વ્યાપારો પાપના નિમિત્તભૂત છે.

આ સ્વરૂપ જોતાં સહજ સમજાય છે કે 'અશુભ' વધુ પ્રમાણમાં એકઠું કરે તેવી સામગ્રી સવિશેષ છે; મિથ્યાત્વ, અવિરતિ કષાય એ તો એને જ આણનારા છે. યોગમાં શુભ લાવવાની શક્તિ છે, છતાં એનો આધાર આત્માના વીર્ય પર અવલંબે છે. તેથી આશ્રવનો તો રોધ જ ઇષ્ટ છે એમ ખુલ્લું કહેલું છે.

સંવર એટલે શુભાશુભ કર્મોને દાખલ થતા અટકાવનાર તત્ત્વ. એનાં સાધનો આશ્રવમાં જે માર્ગો બતાવ્યા તેથી સામી દિશામાં જનારા માર્ગો છે. દાખલા તરીકે-સમ્યગ્દર્શન વગેરે. મિથ્યાત્વ શોધન અર્થે સમ્યક્ત્વ, અવિરતિ સામે દેશવિરતિ કિંવા સર્વ-વિરતિ, ક્રોધાદિ રિપુઓ સામે ક્ષમાદિ ગુણો, યોગની સામે સમિતિ અને ગુપ્તિ. આથી એટલું તો સ્પષ્ટ થાય છે કે સંવર પર આત્મા જોર કરે તો નવા કર્મોનું આગમન બહુ મોટા પ્રમાણમાં ઓછું થાય.

નિર્જરાનુ કાર્ય તપ વગેરે કરણીઓ દ્વારા જીવ સાથે જોડાયેલાં કર્મોને ખેરવી નાંખવાનું છે કેટલાંક કર્મો એવાં ગાઢ હોય છે કે એને ભોગવીને જ ખપાવાય છે ( જેને નિકાચિત કર્મ કહે છે ); એ આ નિર્જરાદ્વારા નથી છૂટતાં.

બંધ એટલે નિરંતર કર્મપુદ્ગલોથી વ્યાપ્ત એવા આ લોકને વિષે કર્મોનું આત્મા સાથે ક્ષીરનીર પેઠે મળી જવાપણુ. જ્યા લગી આત્મા બળવાન બની સર્વથા કર્મોથી છૂટકારો નથી મેળવતો ત્યાં લગી આ ક્રિયા ચાલુ રહે છે. પણ એમાં તર–તમતા રહેલી છે. પ્રગતિસાધક આત્મા સાથે કર્મ બંધાય છે ખરા, છતાં બહુ પાતળાં અને ઓછા પ્રમાણમાં.

મોક્ષ એટલે કાયમને માટે કર્મોથી છૂટકારો–સદાને માટે જન્મ મરણના ફેરાનો છેદ. સત–ચિત–આનંદમય દશા.

જીવ–અજીવ સાથે જ બાકીના સાતે તત્ત્વની ગૂંથણી છે. (ચાલુ)

# શ્રીહેમવિમલસૂરિકૃત " તેર કાઠીયાની સજઝાય"

લેખિકા–શ્રીમતી શાર્લોટે ક્રાઉઝે, પી. એચ. ડી., ભારતીયસાહિત્યવિશારદા,
ક્યુરેટર, સિંદિયા ઓરિએંટલ ઇન્સ્ટિટ્યૂટ, ઉજ્જૈન

શ્રીસુમતિસાધુસૂરિની પાટ ઉપર થયેલા, તપાગચ્છના ૫૫મા અધિપતિ **આચાર્ય શ્રીહેમવિમલસૂરિજી** ( અસ્તિત્વકાળ વિ. સં. ૧૫૨૨–૮૩ ) વિશેષત ક્રિયોદ્ધારક અને સાહિત્યના ભિન્ન ભિન્ન ક્ષેત્રોમાં નામાંકિત એવા શિષ્યો અને પ્રશિષ્યોના એક વિશાળ સમુદાયના કુલપતિ તરીકે પ્રસિદ્ધ છે–કે જેમના જીવનચરિત્રની આશ્ચર્યકારક વિગત ઘણાખરા ગ્રંથોમાં મળી આવે છે.[1]

સાહિત્યસર્જનમાં તેઓશ્રીએ પોતે જ વિશેષ ફાળો આપ્યો નથી એમ વિશેષજ્ઞ વિદ્વાનોનું મંતવ્ય છે, કારણ કે હજુ સુધી આ મહાન આચાર્યની ફક્ત એક જ સંસ્કૃત કૃતિ પ્રસિદ્ધિમા આવી[2] છે, તે એક સુંદર "**पार्श्वनाथस्तवन**" છે કે જે પૂજ્ય મુનિ શ્રી ચતુરવિજયજી સંપાદિત જૈન સ્તોત્ર સંદોહના બીજા ભાગમાં ( પૃ ૨૧૭–૨૨૬ ) પ્રકાશિત થયું છે અને જેનાં ૩૨ પદ્યોમાંના હરેક પદ્યમાં ચાર વાર આવેલા "કમલ" શબ્દના ભિન્ન ભિન્ન શ્લેષો કવિની અપૂર્વ નિપુણતાની અને વિદ્વત્તાની સાક્ષી પૂરે છે.

---

૧ (૧) **વીરવંશાવલી,** કે જેમાંનાં ઉદ્ધરણો માત્ર હસ્તગત છે: જૈન ગુર્જર કવિઓ ૨, પૃ. ૭૨૩, નોટ; જૈન સ્તોત્ર સંદોહ ૨, પ્રસ્તાવના, પૃ. ૧૦૮ નોટ.

(૨) **લઘુ પોશાલિક પટ્ટાવલી,** કે જે આવી જ રીતે હસ્તગત છે: જૈન ઐતિહાસિક ગુર્જર કાવ્ય–સંચય, સંપાદક શ્રીમાન જિનવિજયજી, પરિશિષ્ટ પૃ ૯૬; જૈન ગુર્જર કવિઓ ૨, પૃ ૭૪૩; જૈન સ્તોત્ર સંદોહ ૨, પ્રસ્તાવના, પૃ. ૧૦૯

(૩) **હેમવિમલ ફાગ,** ધનવર્દ્ધનશિષ્ય મુનિ શ્રીહંસધીરકૃત ( વિ. સ. ૧૫૫૪ ): જુઓ જૈન ઐતિહાસિક ગુ. કા. સં., પૃ ૧૮૬–૧૯૦ ( જૈન સ્તોત્ર સંદોહ ૨, પ્રસ્તાવના પૃ ૧૧૫મા કર્તાના ગુરુનુ નામ દયાવર્દ્ધન લખ્યું છે ).

(૪) **હેમવિમલસૂરિ સજઝાય** ( જૈ. ઐ ગુ. કા. સ., પૃ. ૧૯૦–૯૨ ).

(૫) **ગચ્છનાયક પટ્ટાવલી સજઝાય,** શ્રીસોમવિમલકૃત ( વિ. સં. ૧૬૦૨ ) જુઓ જૈન ગુર્જર કવિઓ ૧, પૃ. ૧૮૯; જૈ. ઐ. ગુ. કા. સ., પરિશિષ્ટ પૃ. ૯૬.

(૬) **હેમવિમલસૂરિ સજઝાય.** શ્રીસુંદરહંસકૃત, જૈન ગુર્જર કવિઓ ૩, પૃ. ૫૫૩માં ઉલ્લિખિત ( હસ્તગત નથી ).

(૭) **તપાગચ્છ પટ્ટાવલી સૂત્ર,** ઉપાધ્યાય શ્રીધર્મસાગરકૃત, ( વિ. સં. ૧૬૪૬ ): જુઓ પટ્ટાવલીસમુચ્ચય ૧, પૃ. ૬૮ આદિ.

(૮) **મહાવીર–પટ્ટ–પરંપરા,** શ્રીદેવવિમલગણિકૃત ( પટ્ટા સમુ. પૃ. ૧૩૪, પદ્ય ૧૩૧ ).

(૯) **સૂરિપરંપરા**–શ્રીવિનયવિજયજીકૃત ( વિ. સં. ૧૭૦૮ ) ( પટ્ટા. સમુ., પૃ. ૧૪૫, પદ્ય ૨૨ આદિ ).

(૧૦) **પટ્ટાવલી સારોદ્ધાર,** રવિવર્દ્ધનકૃત ( વિ. સં. ૧૭૩૯ ): પટ્ટા. સમુ., પૃ. ૧૫૭.

(૧૧) **ગુરુપટ્ટાવલી:** પટ્ટા. સમુ., પૃ. ૧૭૨.

૨ **જૈન સ્તોત્ર સંદોહ,** ભા. ૨, મુનિ શ્રીચતુરવિજયજીની પ્રસ્તાવના, પૃ. ૧૨૨.

તેઓશ્રીની એક બીજી સંસ્કૃત કૃતિ, હમણાં જ ઉજ્જૈનસ્થ **શ્રી સિંદિયા ઓરિએંટલ** ઇન્સ્ટિટ્યૂટના હસ્તલિખિત ગ્રંથસંગ્રહની એક પ્રતમાં પ્રાપ્ત થયેલું **ભક્તામર** અને **કલ્યાણમંદિર સ્તોત્રની** પાદપૂર્તિરૂપ ૪૬ પદ્યોનું અત્યંત મનોહર **'વરકાણ-પાર્શ્વનાથ-સ્તવન"** છે, કે જે ઉપર્યુક્ત કાવ્યની સાથે ગુણસંપન્નતામાં સફળ સ્પર્ધા કરે તેવું છે, અને જે થોડા સમયમાં બીજી અપ્રકાશિત જૈન સંસ્કૃત કૃતિઓ સાથે બહાર પાડવાનો ઇરાદો છે.

ગુજરાતી સાહિત્યના ક્ષેત્રમાં શ્રીહેમવિમલસૂરિજીના હાથની એક **"મૃગાપુત્ર સજ્ઝાય"** જૈન ગુર્જર કવિઓ ભાગ ૧, પૃ. ૬૮માં અને એક **"મૃગાપુત્ર ચોપઇ"** ભાગ ૩, પૃ. ૫૦૩માં ઉલ્લિખિત છે. યદ્યપિ આ બન્ને કવિતાઓમાથી આપેલાં ઉદ્ધરણો ભિન્ન ભિન્ન દેખાય છે, તથાપિ શ્રી. મો. દ. દેશાઈજી બન્નેને એક જ કૃતિ ગણે છે તેમ લાગે છે. મૂળ ગ્રંથોને જોયા વગર આ સંબંધી વધારે વિગત જાણી શકાય તેમ નથી. અસ્તુ ! તે સિવાય આ આચાર્યની કોઈ પણ બીજી ગુજરાતી કૃતિ હજુ સુધી જાણવામાં આવી હોય તેમ દેખાતું નથી.

આવા સંજોગોમા હમણાં જ **શ્રી સિંદિયા ઓરિએંટલ** ઇન્સ્ટિટ્યૂટની સ્તવનો અને સજ્ઝાયોના સંગ્રહની એક હસ્તલિખિત પ્રતમાં શ્રીહેમવિમલસૂરિકૃત **તેર કાઠીયાની સજ્ઝાય"** નામની જે ગુજરાતી કૃતિ હસ્તગત થયેલી છે તેને ખરેખર મહત્ત્વની વસ્તુ સમજવી જોઈએ.

પ્રસ્તુત પ્રતનો નંબર ૫૦૯૭ છે. તેના ૪$\frac{3}{4}$"×૧૦" ના દેશી કાગળના ૧૧ પત્રો છે. હરેક પત્ર ઉપર કાળી શાહીથી સાધરણ દેવનાગરી લિપિની ૧૫ લીટીઓ લખેલી છે. માત્ર અંતિમ પત્રનુ એક પૃષ્ઠ ખાલી છે. અંતમાં નિમ્નલિખિત લહિયા પ્રશસ્તિ છે.

**"सं १८४६ रा वेसाष वद ९ शनिवारे साकथली नगरे सांतीनाथजी प्रसादात् पं मोजीजी वांचनार्थ श्री श्री श्री लिषतं हरिविजय श्री श्री श्री।"**

પ્રતનું પહેલું પત્ર ખોવાઈ ગયું છે. પ્રસ્તુત સજ્ઝાય પત્ર ૮ પર લખેલી છે. તેના અંતમાં "इति सज्झाय" આટલો જ ખુલાસો છે. કવિતા આ પ્રમાણે છે:—

## તેર કાઠીયાની સજ્ઝાય

પ્રણમું શ્રીગોતમ ગણધાર, બિજો સુહ[1]ગુરુ તણો આધાર ।
**તેર કાઠીયા** જિનવર[2] કહ્યા, વિવર કહું, સુણજ્યો જીમ થયા ॥૧॥
પહિલં **આલસ** આણે અંગ,[3] મોડે કાયા નવ નવ ભંગ ।
જાઉં જાઉં કરતાં આલસ થયો, ધર્મ કામ આલસે રહ્યો ॥૨॥
બીજો સબલ **મોહ** કાઠીઉ, પુત્ર કલિત્ર ધન વિટી રહ્યો ।
મોહજાલ બાંધ્યો ઘર રહે, થયો અસુર પછે ઇમ કહે ॥૩॥

૧ પ્રતમા "સહ." ૨ "જીનવર." ૩ "અંગ."

તીજે **અવજ્ઞાની**[4] ચિતંવે, કિસ્યાં દેવ ગુરૂ સુષ[5] ઇમ લવે ।
જોરૂ લીએ તો સુષ પાઈએ, તિહાં જઈ મોટી સું થાઇએ ॥૪॥

ચોથે થાનીક **મોટીમ** કરે, જીણુ જીણુ વ્રત વંદણુ કુણુ કરે ।
અહંકાર પુર્યો તડફડઇ, દેવ ગુરૂ વંદણુ ગાઢો અડે ॥૫॥

પાંચમે **ક્રોધ** વસે મન ધરે, અમને કી નવી આદર કરે ।
રીસે ધર્મ ઠામ નવી ગયો, કાલે ગુરૂ ધર્મલાભ નવી[6] કહ્યો ॥૬॥

છઠે ઠામે ઘણો **પ્રમાદ**, નિદ્રા વિકથા કરે વિવાદ ।
ધન કારણુ હીમે ઝલફલ્યો, ષેત્રપાલરા વાહણુને મીલ્યો ॥૭॥

સાતમે મન **કૃપણુાઇ** ઘણિ, ધર્મ ઠામ તે નામે સુણી ।
જે થલ પાયગો હોસી હાણુ, લોભે પેઠો આણે કાણુ ॥૮॥

આઠમે **ભય** મન માંહી અપાર, ગુણુ શ્રાવક આદેસ વિચાર ।
બીહતો ધર્મ ઠામ નવી ગયો, ભય કરી પગ ભારી ઇમ થયો ॥૯॥

નોમે **સોગ** અછે ઈમ કહે, ઘરકો કામ એકો નવી રહે ।
ઘર કાજ સોગ પરીહરે, ધર્મ કામ ઉત્તર વીસરે ॥૧૦॥

**અજ્ઞાનપણો** દસમો હોય ઇસ્યો, ધર્મતત્ત્વ તે કહીએ કીસ્યો ।
ન જાણું જીવ, ધરમ,[7] અધર્મ, અજ્ઞાનપણે જીવ બાંધે કર્મ ॥૧૧॥

ઇગ્યારમે જીવ ચિંતવે ઇસ્યો, એ ગુરૂ કાથો કુંટે કીસું ।
**વિકથા**[8] ઉપરિ બહુ રૂચિ થાઇ, **હાસો**[9] કતુહલ તીહાં મન જાય ॥૧૨॥

બારમે ધર્મ વીષયા[10] પરીહરી, **કોતીક**-જોયણુા જોયણુા ફેરી ।
તીહાં હલો તે માંડે કરણુ, નાઠી નિદ્રા, દુષે ચરણુ ॥૧૩॥

**વિષય** કાઠીયો સુણો તેરમો, કોઈ નહી દુરજન તેહને સમો ।
વિષય લોલવ્યા જગમે ભમે, ન કરે ધર્મ, પાપ મન રમે ॥૧૪॥

**તેર કાઠીયા** એ વસી કરી, ધર્મ કરો, મન ઉલટ ધરી ।
પાંચમી ગત પામીજે સહિ, **હેમવિમલસૂરીસે** કહી ॥૧૫॥

તેર કાઠીયાનાં ઉપર્યુક્ત નામો અને તેઓનો ક્રમ વાસ્તવમાં **श्रीरत्नसञ्चयग्रन्थ**[11]ના પત્ર ૧૧૮માં આપેલી વિગત સાથે ઠીક મળતાં આવે છે કે જે નિમ્નલિખિત પ્રમાણે છે.

**आलस्स १ मोह २ वन्ना ३, थंभा ४ कोहा ५ पमाय ६ किविणत्ता ७ ।**
**भय ८ सोगा ९ अन्नाणा १०, वक्खेव ११ कुवूहला १२ रमणा १३ ॥**

---

૪ "અવજ્ઞાંની." ૫ "સુષ." ૬ "નવી" પ્રતમા નથી. ૭ "અરમ." ૮ "વિકતાં." ૯ "હાથો." ૧૦ "વીષથા."

૧૧ "સંપાદક શેઠ ચતુરભુજ તેજપાલ, હુબ્લી, વિ. સં. ૧૯૮૪, પૃ. ૫૩.

આ પદ્યથી સ્પષ્ટતાથી જ્ઞાત થાય છે કે ત્રીજા કાઠીયાનુ અસલી નામ "અવજ્ઞા", પાંચમાનું "માન", દસમાનું "વ્યાક્ષેપ", બારમાનું "કુતૂહલ", અને તેરમાનું "વિષય વાસના" સમજવું જોઈએ. પ્રસ્તુત વિષય સબંધીનું બીજું સાહિત્ય અવશ્ય વિદ્યમાન હશે, જેમાંની મારા જાણવામાં માત્ર **શ્રીઉત્તમસાગરજી**કૃત એક "તેર કાઠીયા સજઝાય" આવી છે કે જે મેં પૂજ્યપાદ ઉપાધ્યાય શ્રીલબ્ધિમુનિજી મહારાજના મુખકમલથી સાંભળી છે અને જેની અંતિમ બે લીટીઓ આ પ્રમાણે છેઃ—

કુશલસાગર વાચક તણોજી
શિષ્ય **ઉત્તમ** ગુણ ગેહ ॥

આચાર્ય શ્રી હેમવિમલસૂરિજીની કવિતા ટૂંકી જ, પરંતુ ઘણી સરસ અને અસરકારક છે. વાંચતા એમ લાગે છે કે આ મહાન ગચ્છપતિ પોતાના શ્રાવકોની આદતો સારી રીતે ઓળખી ગયા હતા અને સહજ હાસ્યરસના ઉપયોગ પૂર્વક તેઓની કમજોરીઓની આલોચના કરતાં પોતાના ઉદાર હૃદયમાં ભાવદયા ચિંતવતા અને બધાઓનેય—પેલા ક્ષેત્રપાલના વાહનની ઉપમાથી અંકિત વિકથાની શોખીન વ્યકિતને તથા ગુરુમહારાજનો ધર્મલાભ નહીં પ્રાપ્ત થયાના કારણથી રીસાયેલા મહાનુભાવને નહીં છોડી—હિતબુદ્ધિ અને મૈત્રીની અમીદૃષ્ટિથી જોતા હતા.

શ્રીહેમવિમલસૂરિનો પ્રભાવ એમના સમકાલીન જૈન સમુદાયમાં ઘણો મોટો હતો એમ તત્સંબંધી સાહિત્યમાંથી જ્ઞાત થાય છે. દાખલા તરીકે "લઘુ પોશાલિક પટ્ટાવલી" અનુસાર ૫૦૦ સ્ત્રી-પુરુષોએ એમના હાથથી ચારિત્ર લીધુ હતું, અને શ્રીદેવવિમલ ગણિની "મહાવીર-પટ્ટપરંપરા" પ્રમાણે ૧૮૦૦ મુનિવરો એમની આજ્ઞામાં રહેતા હતા કે જેઓમાં શ્રીઆનંદવિમલસૂરિ, શ્રીહર્ષકુલ ગણિ, શ્રીચારિત્રરત્ન, શ્રીસૌભાગ્યહર્ષસૂરિ જેવાં શાસનપ્રભાવકો હતા. શ્રાવકવર્ગમાં એમની અસર કેવી અસાધારણ હતી તેનું અનુમાન એમના પ્રતિષ્ઠાલેખોની સંખ્યાથી અને એમના સન્માનમાં ઉજવાયેલા પ્રવેશોત્સવો સંબંધીના વિવિધ ઉલ્લેખો ઉપરથી કરી શકાય તેમ છે. "લઘુ પોશાલિક પટ્ટાવલી" અનુસાર સં. ૧૫૭૨મા કપડવંજના શ્રીસંઘે ઇડરથી ખંભાત વિહાર કરતા ગુરુમહારાજનું સામૈયુ ભક્તિના ઉમંગમાં એટલી બધી ધામધૂમથી કર્યું કે તેનો અદૃષ્ટપૂર્વ ઠાઠમાઠ એક બાદશાહને યોગ્ય કહેવાયો અને ખરેખર બાદશાહ મુજફ્ફર શાહે તેના સમાચાર સાંભળતાં, ઈર્ષ્યાથી પ્રજ્વલિત થઈને, સૂરિજીને ગિરફતાર કર્યા અને શ્રીસંઘથી ૧૨૦૦૦ ટંક જીર્ણ નાણું વસુલ કર્યા પછી જ તેઓશ્રીને છોડયા હતા.

આટલી બધી ભકિતના પાત્રભૂત પૂજ્ય આચાર્યનો આવો અતિશયયુકત પ્રભાવ જોતાં તેઓશ્રીના હાથની એક અપ્રસિદ્ધ કવિતા પ્રકાશમાં લાવતાં આ લેખિકાને અપૂર્વ આનંદ થાય છે. આવા પ્રસિદ્ધ આચાર્યની આવી સુંદર કૃતિ આજ સુધી વિસ્મૃત રહી તે ખરેખર આશ્ચર્યની વાત છે

ઉજ્જૈન, વિ સં. ૨૦૦૩, કાર્તિક શુકલા પૂર્ણિમા.

---

૧, મુનિ શ્રીચતુરવિજયજી મહારાજ, जैनस्तोत्रसन्दोह ભાગ ૨ની પ્રસ્તાવના પૃ. ૧૧૩-૧૧૭
૨. જૈન ગુર્જર કવિઓ, ભાગ ૨, પૃ. ૭૨૩ નોટ,

# અસત્યનાં ત્રીસ નામો

( લે. પ્રો. હીરાલાલ ર. કાપડિયા એમ. એ. )

જૈન આગમ તરીકે ઓળખાવાતા **પણ્હાવાગરણ**ના બે વિભાગ છે. એ બંનેને સુયક્ખંધ (શ્રુતસ્કન્ધ) કહે છે. વિશેષમાં પહેલા-સુયક્ખંધને આસવદ્દાર (આશ્રવ-દ્વાર) અને બીજાને સંવરદ્દાર (સંવર-દ્વાર) તરીકે આ આગમના પુસ્તકાન્તરમાં આપેલા ઉપોદ્ઘાતગ્રન્થમાં ઓળખાવેલ છે. એ ઉપોદ્ઘાત-ગ્રન્થ **અભયદેવસૂરિ**એ આ આગમની વૃત્તિમાં આપ્યો છે એ ઉપરથી એ પણ જાણી શકાય છે કે આ પ્રત્યેક દ્વારનાં પાંચ પાંચ અજ્ઝયણ (અધ્યયન) છે. પહેલાં પાંચ એ હિંસા, અસત્ય, અદત્તાદાન. અબ્રહ્મ અને પરિગ્રહ એ પાંચ આશ્રવનાં દ્વારો—અધર્મ દ્વારો-પાપ-સ્થાનો ઉપર પુષ્કળ પ્રકાશ પાડે છે, જ્યારે બાકીનાં પાંચ અજ્ઝયણો, અહિંસા, સત્ય, અદત્તાદાનવિરમણ, બ્રહ્મચર્ય અને પરિગ્રહ-વિરતિ એ પાંચ સંવરનાં દ્વારો—ધર્મ-દ્વારો સંબંધી અનેકવિધ માહિતી આપણને આપે છે.

સમગ્ર વ્રતોમાં 'અહિંસા' એ એક જ વ્રત છે, બીજાં તો સહાયક છે. આ પ્રમાણેનું જૈનોનું વિશિષ્ટ મંતવ્ય હોવાથી મેં એક વર્ષ ઉપર હિંસાને અંગે "પણ્હાવાગરણ અને હિંસાના ગુણનિષ્પન્ન નામ" એ નામનો લેખ લખ્યો હતો. એ લેખમાં મેં **પણ્હાવાગરણ** અને એના વિવરણાત્મક સાહિત્ય વિષે કેટલીક હકીકત રજુ કરી છે એ લેખ "જૈન સત્ય પ્રકાશ" (વ. ૧૧, અં ૧) માં પ્રસિદ્ધ થયો છે. "અહિંસાના સાઠ પર્યાયો" એ નામનો મારો લેખ પણ આ જ માસિકમાં (વ. ૧૧, અં. ૨માં) પ્રસિદ્ધ થયો છે. વિશેષમાં મુંબઈ વિદ્યાપીઠ તરફથી સંશોધન-દાન મળતા મેં 'જૈન આગમોમાં અહિંસાનો સિદ્ધાન્ત' એ શીર્ષકવાળો નિબંધ અંગ્રેજીમાં તૈયાર કર્યો છે. એ બે ત્રણ હપ્તે મુંબઈ વિદ્યાપીઠના વાર્ષિકમાં છપાશે પહેલો હપ્તો નવેમ્બરમા પ્રસિદ્ધ થશે એમ લાગે છે.

આમ મેં અહિંસાને અંગે મારાથી બન્યો તેટલો વિચાર કર્યો છે તેમ કરતી વેળા મેં સત્ય માટે પણ કેટલીક તૈયારી કરી છે તેનું એક ફળ તે પ્રસ્તુત લેખ છે.

**પણ્હાવાગરણ**માં જેમ હિંસાનાં ત્રીસ ગુણનિષ્પન્ન નામો છે તેમ અસત્યથી માંડીને પરિગ્રહ સુધીનાં ચારે અધર્મ-દ્વારનાં ત્રીસ ત્રીસ નામો છે, પરંતુ અહિંસાના જેમ સાઠ પર્યાયો છે તેમ સત્યાદિના પર્યાયો એમાં અપાયેલા નથી, જો કે એ ઉપજાવી શકાય

**પણ્હાવાગરણ**ના પાચમા સુત્ત (સૂત્ર)માં અસત્યનાં જે ત્રીસ નામો છે (વૃત્તિ વગેરે પ્રમાણે તો વિશેષ નામો છે) તે હું અહીં અકારાદિ ક્રમે રજુ કરું છું સાથે સાથે એનાં સંસ્કૃત સમીકરણ અને અર્થ પણ આપું છું. વિશેષમાં મૂળમા નામો પહેલી વિભક્તિમાં અપાયાં છે એટલે હુ પણ એમ જ આપું—

| પાઇય | સંસ્કૃત | અર્થ |
|---|---|---|
| अट्ट (१६) | आर्त्तम् | આર્ત્ત. પીડા પામેલાનું વચન હોવાથી આર્ત્ત. (૨) આર્ત (ધ્યાન) (ભાષાન્તર)[1] |
| अणज्ज (३) | अनार्यम् | અનાર્ય. અનાર્યનું વચન હોવાથી અનાર્ય. |
| अणुज्जुकं (५) | अनृजुकम् | સરળ નહિ તે એટલે કે વાંકું (વચન). |

૧ 'ભાષાન્તર'થી શ્રી નગીનદાસ નેમચંદ શાહે છપાવેલ મૂળ સાથેનું ભાષાન્તર સમજવું.

| | | |
|---|---|---|
| अप्पच्चओ (२४) | अप्रत्ययः | વિશ્વાસનો અભાવ. અવિશ્વાસ ઉત્પન્ન કરનારું વચન (ભા.) |
| अब्भक्खाणं (१७) | अभ्याख्यानम् | અવિદ્યમાન દોષોનું કથન. આળ મૂકનારું કથન. |
| अलिय (१) | अलीकम् | જૂઠું, સારા ફળની અપેક્ષાએ એ નિષ્ફળ છે. |
| अवलोवो (३०) | अवलोप. | વસ્તુના સદ્ભાવને ઢાંકનારું વચન. |
| अवहीय[2] (२८) | अपधीकम् | નિન્દ્ય બુદ્ધિવાળું વચન. અવહેલનાવાળું વચન (ભા.) |
| असच्चसंधत्तणं (२६) | असत्यसन्धत्वम् | અસત્યને સાંધનારું—જોડનારું વચન. ખોટી પ્રતિજ્ઞા (ભા.) |
| असमओ[3] (२५) | असमय | અશુદ્ધ આચરણ. અશુદ્ધ આચારાવાળું વચન. |
| उक्कुल[4] (१५) | उत्कूलम | સન્માર્ગમાંથી ખસેડનાર. (૨) ન્યાયરૂપ નદીના પ્રવાહતટની ઉપરનું અર્થાત્ ન્યાયથી ઉપરવટ વચન. |
| उच्छन्न[5] (१४) | अपच्छन्नम्, उत्पलम् | પોતાના દોષને કે પારકાના ગુણને ઢાંકનારું વચન. ન્યૂનતા-(વાળું વચન.) |
| उवहिअसुद्धं (२९) | उपध्यशुद्धम् | કપટવડે અશુદ્ધ (વચન). |
| कक्कणा (१०) | कल्कना | પાપ કે માયાને સેવનારું (વચન). |
| किव्विस (१८) | किल्बिषम् | પાપ પાપના કારણરૂપ હોવાથી પાપ. મલિન વચન (ભા). |
| कूडकवडमवत्थुग (६) | कूटकपटावस्तुकम्[6] | કૂડું, કપટવાળું અને નિરર્થક વચન, ઓછું, અધિક અને નિરર્થક બોલવું તે (ભા.). |

---

૨ અભયદેવસૂરિ પણ્હાવાગરણની વૃત્તિ (પૃ. ૨૭ આ)માં આને બદલે आणाइयं એવું પાઠાન્તર આપે છે. એનું સંસ્કૃત રૂપાન્તર 'आज्ञातिक्रम्' છે અને એનો અર્થ (તીર્થંકરની) આજ્ઞાને નહિ ગણકારનારું એવો થાય છે. જ્ઞાનવિમલસૂરિએ કપટનું ઘર એવો અર્થ કર્યો છે, કેમ કે તેમની સામે 'उवहीय' એવો પાઠ છે.

૩ 'જ્ઞાનવિમલસૂરિએ' ખોટું આચરણ, અસમત, એવો અર્થ કર્યો છે. કેમકે એમની સામે असमओ પાઠ છે.

૪ उक्कल એવું પાઠાન્તર અભયદેવસૂરિ નોંધે છે, એનું સંસ્કૃત રૂપ उत्कलम् છે, અને એનો અર્થ '(ધર્મરૂપ) કળાને ઓળંગનાર વચન' એવો થાય છે.

૫ જ્ઞાનવિમલસૂરિએ 'ઉત્સૂત્ર' એવો ઉલ્લેખ કર્યો છે તે 'ઉસ્સુત્ત' જેવા પાઠને આભારી છે.

૬ સામાને છેતરનારું ઓછુંવત્તું કથન તે 'કૂટ'. અવિદ્યમાન પદાર્થને અંગેનું વચન તે અવસ્તુક.

| | | |
|---|---|---|
| गहणं (२०) | गहगम् | ગહન. વનના અંતની જેમ દુર્લક્ષ્ય હોવાથી ગહન. અર્થાત્ ગૂઢ વચન. |
| निययी(ई) (२३) | निकृतिः | (પોતાના) કપટને ઢાંકવા માટેનું (વચન). માયા વડે સામાના ગુણોને ઢાંકવા તે (જ્ઞાન.) |
| निरत्थयमवत्थय (७) | निरर्थकमपार्थकम्[7] | નિરર્થક. સાચા અર્થ વિનાનું (વચન). એટલે અમસ્તું. |
| नूमं[8] (२२) | (प्र)छादनम् | ગૂઢ આચરણવાળું વચન. પારકાના ગુ-ઢાંકનારું ઢાંકણ (જ્ઞાન.) |
| मम्मण (२१) | मन्मनम् | અસ્પષ્ટ (વચન). મર્મયુકત વચન (ભા.). |
| मायामोसो (४) | मायामृषा | (કપટથી ભરેલું હોવાથી તેમજ અસત્ય હોવાથી) માયામૃષા. |
| मिच्छापचछाकडं[9] (१२) | मिथ्यापश्चात्कृतम् | મિથ્યા છે એમ કહી ન્યાયવાદીઓએ દૂર કરેલું. 'મિથ્યા કહું' એમ કહેવા છતાં પાછળથી તેવું જ કરવું તે (ભા.). |
| वचणा (११) | वञ्चना | ઠગાઈ (ભર્યું વચન). |
| वलयं (१९) | वलयम् | વાકું બોલવારૂપ હોવાથી) વલય. વલયની જેમ વાંકું હોવાથી વલય (જ્ઞાન). |
| विद्देसगरहणिज्जं (८) | विद्वेषगर्हणीयम् | વિદ્વેષપૂર્વક જેની ગર્હા કરાય છે તે. મચ્છરવાળું હોવાથી નિન્દાને પાત્ર (જ્ઞાન.). |
| विवक्खो (२७) | विपक्ष. | સત્ય તેમજ સત્કાર્ય પ્રત્યે શત્રુતા (ભર્યું વચન). |
| सढ (२) | शठम् | શઠ. શઠનું એ કાર્ય હોવાથી શઠ. |
| साती (१३) | सातिः | અવિશ્વાસ, અવિશ્વાસુ વચન (ભા.). |

**ગોવાલિય** મહત્તરના શિષ્યે ઉત્તરજ્ઝયણચુણ્ણિ રચી છે. એના ર૯મા પત્ર ઉપરની નીચે મુજબની પંકિત પાઇયમાં અનૃત કે સુનૃતને અનુરૂપ શબ્દ નથી તે બાબત પર પ્રકાશ પાડે છે:—

**"ऋतं-सत्यम्, न ऋतमनृतम्, पागते तु तमेव अलियं"**

ભાષાન્તરમાં અમુક અમુક અર્થ જે અપાયેલ છે તે વિચારણીય છે જેમકે मम्मणનો અર્થ મર્મયુકત વચન.

ગોપીપુરા, સુરત, તા. ૨૫–૫–૪૬.

---

કૂટ, કપટ અને અવસ્તુ એ ત્રણે પદો કોઈક રીતે સમાન અર્થવાળાં હોવાથી ગમે તે એક જ ગણવુ, જેથી નામની સખ્યા વધે નહિ **જ્ઞાનવિમલસૂરિએ** 'ગાયના પૂછડામા દેવો વસે છે' એ કથનને અવિદ્યમાન વસ્તુના કથનરૂપે ગણાવેલ છે.

૭ અહી પણ બંને પદો સમાન અર્થવાળાં હોવાથી એક ગમે તે લેવું, જેથી નામની સંખ્યા વધે નહિ.

૮ આ 'દેશ્ય' શબ્દ છે, એના બીજા પણ અર્થ છે.

૯ "मिथ्यात्वादिनिराकृत मिच्छापच्छाकरण न्यायवादिभिर्वारितं" એમ **જ્ઞાનવિમલસૂરિએ** આનું સ્પષ્ટીકરણ કર્યું છે.

# કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચંદ્રાચાર્યવિરચત

# છન્દોનુશાસન

લેખક—પૂજ્ય મુનિમહારાજ શ્રીધુરંધરવિજયજી

**છન્દોજ્ઞાનની આવશ્યકતા**—કાવ્યની મધુરતાએ કોને નથી આકર્ષ્યા ? જેને હૃદય છે તેને કાવ્ય અવશ્ય પોતાની મોહનીમાં ખેંચે છે. કાવ્યમાં એવાં કયાં તત્ત્વો છે કે જેથી સહૃદયો તેમાં આસક્ત બને છે ? કાવ્યમાં આકર્ષક મુખ્યત્વે બે તત્ત્વો છે. એક તો પ્રસંગ અને બીજું પ્રસગને અનુરૂપ કવિની સંઘટના પ્રસંગને કવિ ભાષામાં વસ્તુ કહેવામાં આવે છે. વસ્તુ અને સઘટના એ બેમાં પણ આકર્ષણ કરવામાં સઘટનાની સુન્દરતાનો હિસ્સો વિશેષ છે. સાધારણ વસ્તુ પણ સુન્દર સઘટનાને યોગે દીપી ઉઠે છે ને વાચકને પોતામાં જકડી રાખે છે. ઉદાત્ત વસ્તુવાળા ઘણાંએ કાવ્યો મદ સઘટનાના કારણે પાના પર જ રહ્યાં છે. કાવ્યસંઘટનાના અનેક અગો છે, તેમાં છન્દસ્ એ એક પ્રધાન અગ છે. છન્દસ્ એ કાવ્યચિત્રનો પડદો છે, એમ કહી શકાય. આ છન્દોજ્ઞાનની અપૂર્ણતાથી ઉદ્ભવેલા કાવ્યો, ભલેને તેમાં પ્રસંગની સારી છણાવટ હોય તોપણ, રસિકોને આનન્દ આપતાં નથી. મિષ્ટ ને અભીષ્ટ ભોજન કરતાં વચમા કાકરો આવે ને જેમ ભોજનનો સ્વાદ માર્યો જાય છે તેમ સુન્દર કાવ્ય પણ છંદોભગ થાય ત્યારે તેવુ જ વિરસ થઈ જાય છે વળી છન્દોભંગ ન થતો હોય તોપણ પ્રસંગને અનુરૂપ છન્દસ્ ન હોય તો કાવ્ય રુચિકર બનતું નથી. કરુણ-રસપ્રધાન કાવ્યોમાં સગ્ધરા કે શાર્દૂલ જેવા ઉદાત્ત અને વીરરસના કાવ્યોમાં તોટક, દ્રુત-વિલમ્બિત કે હરિણી જેવા મૃદુ છન્દસ્ વપરાયા હોય ત્યારે કાવ્ય રસહીન હોય એવું લાગે છે માટે કાવ્ય કરનારે અને કાવ્યની મજા અનુભવવાના ઇચ્છુકે છન્દોજ્ઞાન અવશ્ય મેળવવું જોઈએ.

**છન્દસ્ શબ્દનાં અર્થો અને વ્યુત્પત્તિઃ**—છન્દસ શબ્દ વેદ, સ્વચ્છન્દ, અભિલાષ, ગણમેળ–માત્રામેળ ને અક્ષરમેળથી બનતા ચાર ચરણના શ્લોકરૂપ વૃત્ત, ગાયત્રી વગેરે છન્દસ્ અને પદ્ય એટલા અર્થમાં વપરાય છે, તેમાં 'છન્દોનુશાસન'માં વપરાયેલ 'છન્દસ્' શબ્દ ગણમાત્રા ને વર્ણમેળથી બનતા પદ્યશ્લોકના ચરણ અર્થમાં વપરાયેલ છે. વૃત્ત અર્થમાં વપરાતા છન્દસ્ શબ્દની વ્યુત્પત્તિ બે રીતે બતાવેલ છે. એક તો छद् ધાતુ આચ્છાદન કરવા અર્થમાં છે તેથી अस् પ્રત્યય લાવી छाद्यतेऽनेन प्रस्तारात् भूरिति छन्दः (જેના વડે પ્રસ્તારથી ભૂમિ ઢંકાય છે તે છન્દસ્), છન્દસ્ના પ્રસ્તારનો વિસ્તાર એટલો વિસ્તૃત છે કે તેથી પૃથ્વી પણ ઢંકાઈ જાય. બીજુ આહ્લાદન કરવાના અર્થવાળા चद् ધાતુથી अस् પ્રત્યય લાવવાથી छन्दस् શબ્દ બને છે. चन्दनात् आह्लादनात् छन्दः । અર્થાત્ આહ્લાદ–આનન્દ અર્પવાને કારણે છન્દસ્ કહેવાય છે. પૂ. શ્રી. હેમચન્દ્રસૂરિજી મહારાજને ઉપર બતાવેલ બન્ને વ્યુત્પત્તિઓ અભિમત છે. પ્રથમ વ્યુત્પત્તિ તેઓશ્રીએ અભિધાન-ચિન્તામણિ કોષની ટીકામાં छन्दस् શબ્દની સાધનિકા દર્શાવતા જણાવી છે, ને બીજી વ્યુત્પત્તિ છન્દોનુશાસનની વૃત્તિમાં જણાવેલ છે. પ્રથમ કરતા બીજી વ્યુત્પત્તિમાં તેઓ-શ્રીની રુચિ વિશેષ છે તે હકીકત સ્વાભાવિક સમજાય તેમ છે. કારણ કે છન્દોગ્રન્થમાં તેઓશ્રીએ એ દર્શાવેલ છે.

**છન્દસ્‌ના વિભાગો**—વૃત્ત અર્થમાં વપરાતા છન્દસ્‌ના અનેક પ્રકારો છે વેદ અર્થનો ત્યાગ કરીએ તોપણ વેદમાં વપરાયેલ વૃત્તો માટે ખાસ શબ્દ છન્દસ્ છે. *કેવળ વેદમાં વપરાયેલ છન્દસ્‌નું વિવેચન કરતો પિંગલાચાર્યનો 'છન્દઃશાસ્ત્ર' નામનો વિસ્તૃત ગ્રન્થ વિખ્યાત છે. વેદના છન્દસ્‌ને વૈદિક છન્દસ્ કહેવામાં આવે છે ને તે સિવાયના લૌકિક છન્દસ્ કહેવાય છે. એ રીતે છન્દસ્‌ના મુખ્ય બે વિભાગ પડે છે. ૧ વૈદિક, ૨ લૌકિક. તેમા વૈદિક છન્દસ્‌ના મુખ્ય સાત ભદ છે. ૧ ગાયત્રી, ૨ ઉષ્ણિગ્, ૩ અનુષ્ટુબ્, ૪ બૃહતી, ૫ પંક્તિ, ૬ ત્રિષ્ટુબ્ અને ૭ જગતી. તે દરેક ભેદોના આર્ષ, દૈવ, આસુર, પ્રાજાપત્ય, યાજુષ, સામ્ન, આર્ચ ને બ્રાહ્મ એમ આઠ આઠ ભેદો પડે છે. એ રીતે વૈદિક છન્દસ્‌ના પ્રધાનપણે ૫૬ ભેદો થાય છે. લૌકિક છન્દસ્‌ના મુખ્ય બે ભેદ છે. ૧ પદ્યકાવ્યોપયોગી ને ૨ ગદ્યકાવ્યોપયોગી. જો કે ગદ્યકાવ્ય છન્દોબન્ધન રહિત હોય છે, ને તેથી તેમાં છન્દસની આવશ્યકતા નથી હોતી. બહુ પ્રચલિત મત પ્રમાણે જ છે. પૂ શ્રી હેમચન્દ્રસૂરિજી મહારાજ પણ છન્દોનુશાસનના પ્રારંભમાં

**वाचं ध्यात्वाऽऽर्हतीं सिद्ध–शब्दकाव्यानुशासनः ॥**
**काव्योपयोगिनां वक्ष्ये, छन्दसामनुशासनम् ॥ १ ॥**

એ મંગલશ્લોકની વૃત્તિમાં '**काव्योपयोगिनाम्**' એ પદનુ સ્પષ્ટીકરણ કરતા જણાવે છે જે '**काव्योपयोगिनामिति गद्यकाव्येन छन्दसामुपयोग इत्यर्थात् पद्यं काव्यमिह गृह्यते**। તોપણ વાગ્વલ્લભ વગેરે છન્દોગ્રન્થમાં+ ગણ–માત્રા કે અક્ષરના મેળ વગરનું ગદ્ય ચાર પ્રકારનું ગણાવેલ છે. ૧ મુકત, ૨ ચૂર્ણક, ૩ વૃત્તગન્ધિ ને ૪ ઉત્કલિકાપ્રાય. તેમાં ૧ સમાસ બિલકુલ ન હોય એવું ગદ્ય મુકતક કહેવાય છે, ૨ ઓછા સમાસ હોય તે ચૂર્ણક, ૩ પદ્યના કોઈ કોઈ ચરણ બંધ બેસતાં આવતાં હોય તે વૃત્તગન્ધિ અને ૪ ઘણા સમાસ હોય તે ઉત્કલિકાપ્રાય કહેવાય છે. પદ્યોપયોગી છન્દસ્‌ના ત્રણ પ્રકાર છે ગણમેળવાળા, માત્રામેળવાળા ને અક્ષરમેળવાળા. તે ત્રણેના સમ, અર્ધસમ અને વિષમ એમ ત્રણ ત્રણ ભેદો છે. પછી તો તેના ઉક્તાદિ ઘણા ભેદો થાય છે. એ રીતે આ સર્વ ભેદોનો વિસ્તાર નીચે પ્રમાણે થાય છે.




*છન્દઃશાસ્ત્રના ચોથા અધ્યાયના આઠમા સૂત્રથી લૌકિક છન્દસ્‌નું સ્વરૂપ પણ '**अत्र लौकिकम्**' ॥ ૪॥ ૮ ॥ કરીને દર્શાવેલ છે. પણ પ્રધાનતા વૈદિક છન્દસ્‌ની હોવાથી આ પ્રમાણે કહેલ છે.

**છન્દસૂનો ઇતિહાસ**—વિશ્વ અને વિશ્વમાં વર્તતો વચનવ્યવહાર જેટલો પ્રાચીન છે તેટલી જ પ્રાચીનતા છન્દસ્ની છે. છન્સદ વગરનો કોઈ સમય ન હતો, નથી ને નહિ હોય, તોપણ અહીં પ્રચલિત છન્દસ્ની પ્રાચીનતા અંગે નીચે પ્રમાણે એક વિચારણા અન્યોની છે.

ચાલુ મળતા છન્દોગ્રન્થમાં સૌથી પ્રાચીન પિંગલાચાર્યનું છન્દ; શાસ્ત્ર છે. તે ગ્રન્થ મુખ્યત્વે વૈદિક છન્દસ્નો છે. તેની એક ટીકામાં ટીકાકાર જણાવે છે કે ×આ છન્દોજ્ઞાન **ભગવાન શંકર** પાસેથી ઇન્દ્રે મેળવ્યું. તેની પાસેથી દુશ્ચ્યવન નામના ઋષિએ, તેથી બૃહસ્પતિએ, તેથી માંડવ્યે, તેથી સૈતવે, તેથી યાસ્કે, ને તેથી પિંગલાચાર્યે મેળવ્યું. પિંગલાચાર્ય પાસેથી પૃથ્વી પર પ્રસર્યું. પિંગલાચાર્યકૃત છંદ:શાસ્ત્ર પછીનો પ્રાચીન છન્દો-વિચારવાળો ગ્રંથ ભરતમુનિવિરચિત નાટ્યશાસ્ત્ર આવે છે. નાટ્યશાસ્ત્રના ૧૪મા ને ૧૫મા અધ્યાયમાં છન્દ સ્વરૂપ દર્શાવેલ છે. લૌકિક છન્દસ્ માટે તે ગ્રંથ જ વિશેષે પ્રમાણભૂત ને અનુકરણીય થયો છે.

કલિકાલસર્વજ્ઞ શ્રી. હેમચન્દ્રસૂરિજી મહારાજ છન્દોનુશાસનની વૃત્તિમાં છન્દોજ્ઞાનના મૂળ તરીકે અર્હદાગમને જણાવે છે. જો કે તેઓશ્રીના જણાવવા પ્રમાણે તે સમયે તેઓશ્રીને છન્દોવિચાર વિશદ રીતે વર્ણવતો કોઈ જૈન ગ્રંથ ઉપલબ્ધ નહિ થયો હોય તોપણ ગુરુપર્વાનુક્રમે છન્દોજ્ઞાન ચાલ્યું આવતું હશે ને વિચ્છિન્ન પૂર્વગ્રન્થોમાં તે વિચાર વ્યવસ્થિત સાંગોપાંગ હતો એટલે અબાધિત કોઇ પણ વિચારણા, ભલે પછી તે ગમે તે સ્થળે હોય, તેને અર્હદુપદેશમૂલક માનવામાં કોઈ પણ જાતની બાધા નથી એટલે જ તેઓશ્રી નિ:શંકપણે જણાવે છે જે

नहि सूक्तं किञ्चिदार्हतमुपदेशमन्तरेण जगत्यस्ति ।

પોતાના આ કથનની પુષ્ટિમા મહાતાર્કિક શ્રી સિધ્ધસેનના વચનનો તેઓશ્રી ઉલ્લેખ કરે છે, તે આ પ્રમાણે·

सुनिश्चितं नः परतन्त्रयुक्तिषु, स्फुरन्ति याः काश्चन सूक्तसम्पदः ॥
तवैव ताः पूर्वमहार्णवोद्धृता, जगत्प्रमाणं जिनवाक्यविप्रुषः ॥

મળી આવતા છન્દોગ્રન્થોમાં છન્દ શાસ્ત્ર, નાટ્યશાસ્ત્ર ને શ્રુતબોધ એ ત્રણને

---

\+ ....भवेदनियमात्, गद्यं गणानामथो ॥ (૮૧મા પાનાની આ ફૂટનોટ છે.)
प्रोक्तं तच्च चतुर्विधं भगवता, चक्षुः श्रवस्स्वामिना ।
मुक्तं चूर्णकवृत्तगन्धिकलिका-प्रायं यथा लक्षणम् ॥ ४९ ॥
मुक्तकमसमासं स्या-दल्पसमासं च चूर्णकं कथितम् ॥
उत्कलिकाप्रायं बहु-समासमन्यच्च वृत्तभागयुतम् ॥ ५० ॥

વાગ્વલ્લભ

×छन्दोज्ञानमिदं भवाद्भगवतो, लेभे सुराणां पति-
स्तस्माद् दुश्च्यवनस्ततः सुरगुरु-र्माण्डव्यनामा ततः ॥
माण्डव्यादपि सैतवस्तत ऋषि-र्यास्कस्ततः पिङ्गल—
स्तस्येदं यशसा गुरोर्भुवि धृतं, प्राप्यास्मदाद्यैः क्रतम् ॥

બાદ કરતાં છન્દોનુશાસન એ સમયની અપેક્ષાએ પ્રાચીન છે. તેમાં પણ છન્દશાસ્ત્રમાં મુખ્યત્વે વૈદિક છન્દસ્ છે, નાટયશાસ્ત્રમાં ગૌણપણે લૌકિક અમુક છન્દસ્ છે, ને શ્રુતબોધમાં બાળોપયોગી ગણત્રીના જ છન્દસ્ છે. એટલે છન્દોજ્ઞાન માટે વિસ્તૃત, વિશદ ને વ્યવસ્થિત, પ્રાચીન ને પ્રથમ ગ્રન્થ કોઈ હોય તો તે છન્દોનુશાસન છે.

પૂ. શ્રી. હેમચન્દ્રસૂરિજી મહારાજ પણ છન્દોનુશાસનવૃત્તિમાં મતમતાન્તરોનો ઉલ્લેખ કરતાં ભરત, સૈતવ, પિંગલ, જયદેવ, કાશ્યપ અને સ્વયંભૂ એટલાને નામોલ્લેખપૂર્વક જણાવે છે ને બીજાઓને **एके, केचित्, अन्ये** વગેરે શબ્દોથી દર્શાવે છે. એટલે તેઓ-શ્રીના સમયમાં બતાવેલ નામોમાના કેટલાકના અત્યારે ગ્રન્થો નથી મળતા. તે ગ્રન્થો કે અન્ય ગ્રન્થોમા તેમના મતો ઉપલબ્ધ હશે. **एके, केचित्, अन्ये** વગેરે શબ્દોથી કોણ સમજવા અને જયદેવ સ્વયંભૂ કોણ? કયારે થયા? તેમના ગ્રન્થો કયા? વગેરે વિચારો હજુ અણઉકલ્યા જ છે.

**છન્દોગ્રન્થોની શૈલી**—અન્ય શાસ્ત્રોની માફક છન્દઃશાસ્ત્રો પણ વિવિધ પધ્ધતિએ લખાયેલાં છે. તેમાં મુખ્યત્વે ત્રણ શૈલીઓ જોવામાં આવે છે. ૧ સૂત્રશૈલી, ૨ પદ્યશૈલી, ને ૩ લક્ષ્યાનુસારી લક્ષણશૈલી. તેમાં સૂત્રશૈલીના ગ્રન્થો છન્દઃશાસ્ત્ર, છન્દોનુશાસન વગેરે છે પદ્યશૈલીના ગ્રન્થો નાટયશાસ્ત્ર, સુવૃત્તતિલકાદિ છે. અને લક્ષ્યાનુસારિલક્ષણશૈલીના ગ્રન્થો પ્રાકૃતપિંગલ, શ્રુતબોધ, વૃત્તરત્નાકર, વાણીભૂષણ, છન્દોમંજરી વાગ્વલ્લભ વગેરે છે.

સૂત્રશૈલીમાં લાઘવ અર્થાત્ ઓછા શબ્દોમાં ઘણા અર્થનો સમાવેશ કરવા ઉપર વિશેષ લક્ષ્ય રાખવામાં આવે છે. અને એ જ કારણે તેમા થતી કઠિનતા પણ રમ્યતાને ઉપજાવે છે. છન્દોનુશાસનમાં તેની સફળતા સારી રીતે સાંપડી છે. લગભગ ૪૫૦—સાડી-ચારસો શ્લોક પ્રમાણ ગ્રન્થમાં આચાર્યશ્રીએ છન્દસૂતે લગતા દરેક વિષયો સ્પષ્ટ રીતે ગૂંથ્યા છે.

સરલતાને ઇચ્છતા મૃદુમતિવાળા જિજ્ઞાસુઓ સૂત્રશૈલીને, અન્ય શૈલીવાળા ગ્રન્થો મળતા હોય ત્યારે, બહુ અપનાવતા નથી, તોપણ તેથી તેની ઓછી આવશ્યક્તા કે ઉપ-યોગિતા સિદ્ધ થતી નથી. થોડા શબ્દોમાં ઘણા વિષયોનું જ્ઞાન મેળવનારને માટે સૂત્ર-શૈલી જ વિશેષે આદરણીય છે. નીચેના એક ઉદાહરણથી સમજી શકાશે કે અન્ય ગ્રન્થો કરતાં છન્દોનુશાસનમા કેટલું અર્થ ગાંભીર્ય, માધુર્ય ને લાઘવ છે. જુદા જુદા છન્દો-ગ્રન્થોમાં નીચે પ્રમાણે ‘ શાલિની ’ છન્દસનું લક્ષણ છે.

(૧) **शालिनी म्तौ तगौ गू समुद्रऋषय.** ॥ ६ ॥ १९ ॥ ( છન્દશાસ્ત્ર )

(૨) **ह्रस्वो वर्णो जायते यत्रषष्ठ., कम्बुग्रीवे तद्ददेवाष्टमान्त्य.** ॥
**विश्रामःस्या-त्तन्वि ! वेदैस्तुरङ्गै-स्तां भाषन्ते शालिनीं छान्दसीया.** ॥(શ્રુતબોધ)

(૩) **शालिन्युक्ता म्तौ तगौ गोऽब्धिलोकैः** । ( વૃત્તરત્નાકર )

(૪) **मात्तौ गौ चे-च्छालिनी वेदलोकैः** । ( છન્દોમંજરી )

(૫) **कृत्वा कर्णौ मण्डितौ कुण्डलेन, शङ्खं हारं नूपुरं रावयुक्तम्** ॥
**धृत्वा युग्मं चामरं चावभाति, शालिन्येषा प्रेयसो पिङ्गलस्य** ॥ *( વાણીભૂષણ )

* આ વાણીભૂષણ ગ્રન્થમાં દામોદર કવિએ છન્દોલક્ષણો નવીન છટાથી નિરૂપ્યા છે. લક્ષણના શ્લોકો શ્લિષ્ટ ને લક્ષ્યાનુસારી છે. આ બતાવેલ લક્ષણ શાલિનીનુ છે, એવું તેની પરિભાષા

(૬) पूर्वाक्षरचतुष्कान्त-विरतिर्मततान्विता ॥
गुरुर्द्वितययुक्ता च, शालिन्येकादशाक्षरा ॥ (સુવૃત્તતિલક)
(૭) मात्तौ गो चे-च्छालिनी वेदलोकैः । (વાગ્વલ્લભ)

આ સાત શાલિનીના લક્ષણો સાથે છન્દોનુશાસનનું લક્ષણ સરખાવો. તે આ પ્રમાણે છે. **मस्तौ गौ शालिनी वै । २ । १३५ ।** (છન્દોનુશાસન).

અન્ય સર્વ લક્ષણો કરતાં આ લક્ષણમા ઓછા અક્ષરો છે. શાલિનીને અંગે બીજા લક્ષણમાં બતાવેલ એક પણ વિષય છૂટયો નથી, તેમ જ બોલવામાં જીભ લોચો વળી જતી હોય એવું બનતુ નથી. પદ્યશૈલીના ગ્રન્થોમાં કાંઇક શબ્દ ગૌરવ તો આવે જ છે, પણ યાદ કરનારને સુગમતા રહે છે.

લક્ષ્યાનુસારિ લક્ષણશૈલીમાં બે પદ્ધતિઓ જોવાય છે. એક ગુરુલઘુ અક્ષરો બતાવવાની અને બીજી ગણમેળથી લક્ષણ કરવાની. શ્રુતબોધ અને વાણીભૂષણમાં ગુરુલઘુ અક્ષરો દર્શાવવાની પદ્ધતિ છે ને એ રીતે લક્ષણો કરતા દરેક લક્ષણને માટે આખો શ્લોક કરવો પડેલ છે. વૃત્તરત્નાકર વગેરે બીજા ગ્રન્થોમાં ગણપદ્ધતિ સ્વીકારવામા આવી છે. ને એ રીતે એક પાદમાં છન્દનુ લક્ષણ રચાયુ છે, અન્ય ઉદાહરણ શોધવાની કડાકૂટમાં ઊતરવાની મહેનત આ રીતોમાં ઓછી થતી હોવાથી હાલમાં એ પદ્ધતિના ગ્રન્થો અધ્યયનમાં વિશેષે ચાલે છે.

**છન્દોનુશાસન અને તેના કર્તા**—છન્દોનુશાસનના કર્તા કલિકાલસર્વજ્ઞ શ્રી. હેમચન્દ્રસૂરિજી મહારાજ છે. તેઓશ્રીના જીવન ને કવનથી ભાગ્યે જ કોઈ અભ્યાસી અપરિચિત હશે. સાહિત્ય અને સંસ્કૃતિની ઉન્નતિ એ તેમનું જીવનલક્ષ્ય-ધ્યેય હતુ. તેમણે એ ધ્યેયની સિદ્ધિ માટે પૂર્ણ પરાક્રમ ફેરવ્યુ હતું ને સિદ્ધિ પ્રાપ્ત કરી હતી. પરનો પૂર્ણ પરિચય છતા તેમનામા અજોડ શ્રદ્ધા ને સ્વદર્શન ભક્તિ હતાં. પરમતસહિષ્ણુતા છતાં તેઓશ્રીએ પરમતના અસત્યોને મર્મભેદી શૈલીથી ખુલ્લા કરવામા શરમ રાખી ન હતી. પરસ્પરવિરોધી તત્ત્વોને સાચવવાની કુશળતા **सिद्धि· स्याद्वादात्** જેવા સિદ્ધાન્તથી જ તેમનામા સ્વયસિદ્ધ હતી. તેઓશ્રી વિમુક્તબન્ધન રાજવી હતા. રાજ્યસૂત્રનું સંચાલન શાસ્ત્રસૂત્રના સચાલન જેવું જ તેઓ કરી શકતા ને નિર્લેપ રહી શકતા. વિશેષ તો શું પણ તેઓ અકલ હતા ને અવિકલ–સકલ–કલા–કોવિદ હતા.

છન્દોનુશાસન એ તેઓશ્રીનો અનુશાસન અભિધાનવાળો ચોથો ગ્રન્થ છે શબ્દાનુશાસન, લિંગાનુશાસનને, કાવ્યાનુશાસન પછી આ ગ્રન્થ તેઓશ્રીએ રચ્યો છે. જે માટે

ન જાણનાર સમજી શકે નહિ. તેને તો એમ લાગે કે–'પિંગલની આ સુન્દર પ્રિયતમા કુડલ વડે બંને કર્ણને વિભૂષિત કરી, શખ. હાર, ઠમઠમ અવાજ કરતા ઝાંઝર અને બે ચામર ધારણ કરીને શોભે છે.' પણ કેવળ એમ નથી. એમાં મુકાયેલ કર્ણ વગેરે શબ્દો પારિભાષિક છે. કર્ણ=બે ગુરુ–વર્ણ, કુડલ=એક ગુરુ, શખ=એક લઘુ, હાર ને નૂપુર=એક ગુરુ, રાવ=એક લઘુ, ને ચામર=એક ગુરુ વર્ણને સમજાવે છે. શ્લોકમા બતાવેલ સ્વરૂપ પ્રમાણે ડડડડડા ડડાડડ એ પ્રમાણેનું શાલિનીનું લક્ષણ ફલિત થાય છે.

મંગલશ્લોકમાં જ સૂચવ્યું છે જે—सिद्धशब्दकाव्यानुशासन । छन्दोनुशासनम । પણ શબ્દાનુશાસન અને કાવ્યાનુશાસનની માફક આઠ અધ્યાયો છે. તે આઠ અધ્યાયોમાં નીચે પ્રમાણે વિષયોનું નિરૂપણ છે:—

પહેલા અધ્યાયમાં વર્ણગણ, માત્રાગણ લઘુ–ગુરુ–હ્રસ્વ–દીર્ઘ, તેની માત્રા, પાદ વૃત્ત સમ અર્ધસમ વિષમ યતિ વગેરેનું વિશદ વિવેચન છે. તેનાં સૂત્રો સોળ છે. આ અધ્યાયને 'સંજ્ઞાધ્યાય' કહેવામાં આવે છે. બીજા અધ્યાયમા એકાક્ષર વૃદ્ધિથી બનતા ઉક્તાદિ ભેદો, તેમાં રહેલા વિવિધ પ્રસિદ્ધ છન્દસ્‌ના લક્ષણો, દંડકના જુદા જુદા ભેદો વિસ્તારથી દર્શાવ્યા છે. આ અધ્યાયમાં સર્વ સમ વૃત્તો છે, એટલે તેનું નામ–'સમવૃત્ત વ્યાવર્ણન' છે તેમાં ૪૧૫ સૂત્રો છે ૪૧૧ છન્દસ્‌નું સ્વરૂપ છે ત્રીજા અધ્યાયમાં અર્ધ-સમ ને વિષમ વૃત્તો, તથા વૈતાલીય વગેરે માત્ર સમ છન્દસ્ વર્ણવ્યા છે. ૭૩ સૂત્ર ને ૭૨ છન્દસ્ છે, તેનું નામ 'અર્ધસમવિષમવૈતાલીયમાત્રા–સમકાદિવ્યા–વર્ણન' એવું છે. ચોથા અધ્યાયમાં આર્યા–ગાથાનું વિસ્તૃત સ્વરૂપ, ગલિતક, ખંજક ને શીર્ષક વગેરે માત્રાછન્દસ્‌નું સ્વરૂપ છે. 'આર્યા–ગલિતક–ખંજક–શીર્ષક–વ્યાવર્ણન' તેનું નામ છે. તેમાં ૯૧ સૂત્રો છે. પાચમા અધ્યાયમા ઉત્સાહ રાસક વગેરે વિશેષે ભાષાપ્રસિદ્ધ વૃત્તોનું વર્ણન છે. 'ઉત્સાહાદિ–પ્રતિપાદન' એનુ નામ છે. તેમા ૪૯ સૂત્રો છે. છટ્ઠા અધ્યાયમાં કડવક, ધત્તા, ધ્રુવનું સ્વરૂપ ને ષટ્પદી તથા ચતુષ્પદીનું વર્ણન છે તેનું નામ 'ષટ્પદી ચતુષ્પદીશાસન' છે તેમાં ૩૦ સૂત્રો છે. સાતમા અધ્યાયમાં ભાષાપ્રસિદ્ધ દ્વિપદીઓનું સ્વરૂપ છે. તેમાં ૭૩ સૂત્રો છે, ને તેનું નામ 'દ્વિપદીવ્યાવર્ણન' છે. આઠમા અધ્યાયમાં પ્રસ્તાર–નષ્ટ ઉદ્દિષ્ટ વગેરેનું સ્વરૂપ છે. 'પ્રસ્તારાદિવ્યાવર્ણન' એનુ નામ છે. એમાં ૧૭ સૂત્રો છે.

એ પ્રમાણે આઠ અધ્યાયમાં ૭૬૪ સૂત્રોમાં છન્દસ્‌ને લગતા સર્વ વિષયોને વિસ્તાર-પૂર્વક ચર્ચ્યા છે.

છન્દોનુશાસન ઉપર સ્વોપજ્ઞ વિસ્તૃત વૃત્તિ છે. તેમાં મૂકેલાં ઉદાહરણો સ્વરચિત છે. તેમાં ઐતિહાસિક વિષયો પણ અનેક ગૂંથાયેલ છે. ભાષાછન્દસ્ ને માટે તો આ ગ્રન્થ અજોડ છે.

હૈમસમીક્ષામાં છન્દોનુશાસનની સમીક્ષા કરતાં શ્રી મધુસૂદન મોદી પણ જણાવે છે, જે–"શાસ્ત્રીય દૃષ્ટિએ આ ગ્રન્થનું મહત્ત્વ અમૂલ્ય છે અર્વાચીન છન્દો–વર્ણમેળ–માત્રા–મેળ–લયમેળની પૂર્વપીઠિકા, સંસ્કૃત, પ્રાકૃત અને અપભ્રંશ છન્દોમા છે; અને તે બધા છન્દોની સંપૂર્ણ અને શાસ્ત્રીય વિવેચના કરતો આપણી પાસે છન્દોનુશાસન એ એક જ ગ્રન્થ છે. એ દૃષ્ટિએ હેમચન્દ્રાચાર્યની સેવા છન્દશાસ્ત્ર માટે જેવી તેવી નથી."

છન્દોજ્ઞાન મેળવવાની અભિલાષાવાળા આ ગ્રન્થનું અધ્યયન, મનન ને ચિન્તન કરે ને છન્દોવિદ્વિશારદ બને એ જ અભિલાષા.

**રામનગર ( સાબરમતી ), સ. ૨૦૦૩ કાર્તિક વદિ ૭**

# सोमसेनकृत " त्रिवर्णाचार "

—[ एक दिगम्बरीय ग्रन्थकी रचनाका परिचय ]—

**लेखक : पूज्य मुनिमहाराज श्रीदर्शनविजयजी (त्रिपुटी)**

मूलसंघके सेन संघके पुष्करगच्छीय आचार्य (भट्टारक) गुणभद्रसूरिके पट्टधर आ० भट्टारक सोमसेनसूरिने तो ग्रंथरचनामें अपने दिगम्बर आचार्योंसे दो कदम आगे बढाये है। इससे पहले दिगम्बरीय ग्रंथोकी रचनाके बारेमें जो कुछ लिखा गया है इससे साफ है कि—श्रीमद् वट्टेरकाचार्य वगैरहने तो जैन-ग्रंथो से ही नये ग्रंथ बनाये है, मगर भ. सोमसेनजीने तो दूसरे विद्वानोके ढेरके ढेर वाक्योको ज्यो का त्यों उठाकर या उनमें कुछ साधारण सा अथवा निरर्थक सा परिवर्तन करके एक अच्छा खासा संग्रह-ग्रंथ बना लिया है, जिसमें दुर्भाग्यसे अजैनोके बहुत से साहित्यके आधार पर जैन साहित्य प्रकट किया गया है।

भ० सोमसेनजीने वि० सं० १६६५ में कार्तिक शुक्ला १५ रविवारके दिन सिद्धियोग और अश्विनी नक्षत्रमें "त्रिवर्णाचार" ग्रंथ बनाया है; जिसका दूसरा नाम "धर्मरसिक" ग्रंथ है (त्रि० अ० १३, श्लोक २१७), जो ग्रंथ सोलापुरवाले दोशी रावजी सखारामने इ. स. १९१० मे मराठी-भाषातरके साथ मुद्रित किया है।

१—"त्रिवर्णाचार" यानी "धर्मरसिक" ग्रंथमें १३ अध्याय है, २०४६ पद्य हैं, करीब ६०० श्लोकप्रमाण गद्य है, ३२ अक्षरके श्लोककी गणनाके अनुसार २७०० श्लोकप्रमाण ग्रंथका कलेवर है।

२—इस ग्रंथमें आ० जिनसेन, आ० समंतभद्र, भट्टाकलंक, विबुधब्रह्मसूरि, पं० आशाधर और गुणभद्र मुनिके कथनको संग्रह करनेकी भ० सोनसेनजीने प्रतिज्ञा की है (त्रि० अ० १, श्लोक ९)।

३—भट्टारकजीने सारा मंत्रविभाग यानी गद्यविभाग और १६९ पद्य ज्योंका त्यों, और कुछ मंत्रविभाग और १७७ पद्य, कुछ परिवर्तनके साथ ब्रह्मसूरिके त्रिवर्णाचारसे उठाकर अपने ग्रन्थमें रख दिए है (ग्रं० प०, भा० ३, पृ. १०)।[१]

---

१ एक गोविंदभट्ट नामके विद्वानने "देवागम" स्तोत्र सूनकर जैनधर्म स्वीकारा और उनके वंशज भी जैनी बने रहे। उसके वंशमें विजयेंद्रके पुत्र ब्रह्मने दिगम्बर दीक्षा ली, जो ब्रह्मसूरिके नामसे जाहिर हुए। उन्होने 'जिनसहितोद्धार' व 'त्रिवर्णाचार' बनाए है। उनके भानजे प्रहस्य विद्वान् नेमिचन्द्रजीने 'नेमिचन्द्रसहिता' बनवाई है। उस जमानेमे कई सहिताग्रन्थ बने हैं।

"ब्रह्मसूरिके पूर्वज जैनधर्ममें दीक्षित होनेके समय हिन्दु धर्मके कितने ही सस्कारोंको अपने साथ लाए थे, जिनको उन्होंने स्थीर ही रक्खा बल्कि उन्हें जैनका लिबास पहिनाने और त्रिवर्णाचार जैसे ग्रन्थों द्वारा उनका जैन समाजमे प्रचार करनेका भी आयोजन किया है।"

(ग्रन्थपरीक्षा भा. ३ पृष्ठ-१०, ८, ९)

४—सोमसेनकृत त्रिवर्णाचारमें आ० जिनसेन वगैरहके ग्रन्थोंके अनेक श्लोक दर्ज हैं, वैसे ही (राजवार्तिक) शुभचन्द्राचार्यका ज्ञानार्णव, भ० एकसंधिकी जिनसंहिता, वसुनन्दिका प्रतिष्ठापाठ व श्रावकाचार, गोमट्टसार, मूलाचार, कवि भूपालकी चतुर्विंशतिका, आ. सोमदेवका यशस्तिलक, पूज्यपादका उपासकाचार, व पद्मनन्दीकृत पंचविंशतिका वगैरह अनेक दि० ग्रन्थोंके श्लोक अपनाए हैं।

५—इस ग्रन्थमें क० स० श्रीहेमचन्द्रसूरिके "योगशास्त्र" और आचार्यवर्य श्री सोमप्रभसूरिके "सिन्दूरप्रकर" के श्लोकोंका भी अवतरण है। जैसेकी—

अह्नोमुखेऽवसाने च यो द्वे द्वे घटिके त्यजन्।
निशाभोजनदोषज्ञोऽश्नात्यसौ पुण्यभाजनम्॥ यो० ३—६३॥

इसमें—त्यजन्=त्यजेत्। पुण्यभाजनम्=पुण्यभोजनम्। इतना ही फरक है।
। त्रि० १०—८६॥

६—भ० सोमसेनजीने मनु, याज्ञवल्क्य, कात्यायन, अंगिरा, आह्निककारिकाकार, दक्ष, शातातप, बौद्धायन, नरसिंहपुराणकार, गोभिल, पराशर, गर्ग, कश्यप, समुद्र, पैठीनसि, उशनस्, श्रीपति, वशिष्ठ, नारद, ज्योतिर्निबन्धकार, मरीचि, विष्णुपुराणकार, विष्णुसंहिताकार, वगैरह जैनेतर ऋषि महर्षि और विद्वानोंके ग्रन्थोंके श्लोक व मंत्र उठाकर इस ग्रन्थमें लिख दिये है और विना नामोल्लेख अपनेसे बतलाये हैं। देखिये इसका नमूना—

सन्तुष्टो भार्यया भर्ता भर्त्रा भार्या तथैव च।
यस्मिन्नेव कुले नित्यं कल्याणं तत्र वै ध्रुवं॥
—मनुस्मृति ३—६०॥ त्रिवर्णाचार ८—४६॥

सिंहकर्कटयोर्मध्ये सर्वा नद्यो रजस्वलाः।
तासुस्नानं [तासांतटे] न कुर्वीत वर्जयित्वा समुद्रगाः॥
कात्यायनस्मृति खं० १० श्लो० ५॥ त्रि० ३—७८॥

मांत्रं भौमं तथाग्नेयं वायव्यं दिव्यमेव च।
वारुणं मानसं चैव सप्तस्नानान्यनुक्रमात्॥
(आह्निकसूत्रावली—स्मृतिरत्नाकर) याज्ञवल्क्य॥ त्रिवर्णाचार ३—५२॥

कृत्वा यज्ञोपवीतं च पृष्ठतः कण्ठलम्बितम्।
विण्मूत्रे तु गृही कुर्यात् वामकर्णे समाहितः [व्रतान्वितः]॥
अंगिरा० (आ० स्मृ०)। त्रि० २—२७॥

शौचे यत्नः सदा कार्यः शौचमूलो द्विजः [गृही] स्मृतः।
शौचाचारविहीनस्य समस्ता निष्फलाः क्रियाः॥
—दक्षस्मृति, अ० ५, श्लो० २॥ त्रि० २—५४॥

अलाभे दन्तकाष्ठानां प्रतिषिद्धदिनेष्वपि [निषिद्धायां तिथावपि] ।
अपां द्वादश गण्डूषैर्मुखशुद्धिर्भविष्यति [:प्रजायते] ॥
—(स्मृ० र०) व्यास० ॥ त्रि० २–७३ ॥

उच्चारे मैथुने चैव प्रस्रावे दन्तधावने ।
श्राद्धे [स्नाने] भोजनकाले च षट्सु मौनं समाचरेत् ॥ हारीत० ॥
प्रभाते मैथुने चैव प्रस्रावे दन्तधावने ।
स्नाने च भोजने वान्त्यां सप्त मौनं विधीयते ॥ त्रि० २–३१ ॥
खदिरश्च करंजश्च कदम्बश्च वटस्तथा ।
तित्तीणी वेणुपृष्ठश्च आम्रनिम्बौ तथैव च ।
—नरसिंहपुराण ॥ त्रिवर्णा० २–६३ ॥

एकपंक्त्युपविष्टानां, विप्राणां [धर्मिणां] सह भोजने ।
यद्येकोपि त्यजेत्पात्रं, शेषमन्नं न भोजयेत् [शेषैरन्नं न भुज्यते] ॥
—( आ० स्मृ०) पराशर० ॥ त्रिवर्णाचार ६–२२० ॥

पूर्वमायुः परीक्षेत पश्चाल्लक्षणमेव च ।
आयुर्हीनं नराणां चेत् [—जनानां च,] लक्षणैः किं प्रयोजनं ॥
—सामुद्रिकशास्त्र ॥ त्रिवर्णा० ११–८ ॥

ज्वराभिभूता या नारी, रजसा चेत्परिप्लुता ।
कथं तस्या भवेच्छौचं, शुद्धिः स्यात् केन कर्मणा ॥
--( याज्ञ० स्मृति मीताक्षरा, स्मृ० र०) उशनस् स्मृति ॥ त्रि० १३–८६ ॥
उदद्गते भास्वति पंचमेऽब्दे, प्राप्तेक्षरस्वीकरणं शिशूनाम् ।
सरस्वतीं विघ्नविनायकं च [क्षेत्रसुपालकं च]
गुडोदनाद्यैरभिपूज्य कुर्यात् ॥ (पीयूषधारा) वशिष्ठ० ॥ त्रि० ८–१६९ ॥
समे च दिवसे कुर्यात्, देवतोत्थापनं बुधः ।
षष्ठे च विषमे नष्टं, त्यक्त्वा पंचमसप्तमौ ॥
—नारदवचन (मुहूर्तचिंतामणि—पियूषधारा) । त्रि० ११--१८० ॥
तृणराजसमोपेतं, यः कुर्याद्दन्तधावनम् ।
नरश्चांडालयोनिः स्या -द्यावद् गंगां न पश्यति । गोभील (स्मृ०) ॥
तृणराजसमोपेतो यः कुर्यात् दन्तधावनम् ।

सन्ध्या येन न विज्ञाता, सन्ध्या येनानुपासिता ।
[सन्ध्याकाले तु सम्प्राप्ते, सन्ध्या नैवमुपासते] ।
जीवमानो भवेच्छूद्रः मृतः श्वा चैव जायते ॥
—मरीचि० आह्निकसूत्रावली ॥ त्रि० ३–१४१ ॥

पितृवेश्मनि या कन्या, रजः पश्येदसंस्कृता ।
सा कन्या वृषली ज्ञेया, तत्पतिर्वृषलीपतिः ॥ त्रि० ११–१९६ ॥
—विष्णुसंहिता २४–४१ ॥ उद्वाहतत्त्व ॥ ब्रह्मवैवर्त पुराण ॥

ऋतुस्नाता तु या नारी भर्त्तारं नोपसर्पति ।
सा मृता नरकं याति विधवा च पुनः पुनः ॥ पाराशरस्मृति ४–१४॥

ऋतुस्नाता तु या नारी भर्तारं नोपसर्पति ।
शुनी वृकी शृगालीस्या—च्छूकरी गर्दभी च सा ॥ त्रि० ८–५० ॥

इन उल्लेखोंमें त्रिवर्णाचारके कर्ताका जो पाठभेद है वह [ ] इस प्रकार कोष्टकमें बतलाया है ।

७—इसमें कई बातें आ० जिनसेनके वचन (आदिनाथपुराण) से खिलाफ भी है । देखिए—

५३ क्रियाओंके स्थानमें ३३ क्रियाएं बतलाई (अ. ८ श्लो० ४ से ८)। प्रीति, सुप्रीति, वधृति क्रियाएं उडा दी (८–५१, ५२) । पुंसवन और सीमन्त क्रिया बढा दी (८–६३, ७२ ) । गर्भाधान और पुंसवनका कालपरावर्तन (८–८०) । चारो वर्णोंके बालकोंका नाम रखनेके लिए दिवस—परावर्तन (८–१११) । कर्णवेधन व आंदोलारोपण क्रिया बढा दी। गमनक्रिया भी बढा दी (८–१४०)। उपनयनसे पहले शास्त्र पढनेका विधान (८–१८१) । लिपि संस्थान संग्रहमे मुहूर्तकथन एवं क्षेत्रपाल—पूजाकथन (८–१६५, १६९) । योनिस्थ देवपूजन, विधि, मंत्र (८–४२) ॥ झूठे मंत्र बना दिये (अ. ५, ८ वगैरह) ॥ १५ व १९ क्रियाओंकी संख्याका भंग (८–१८२) । उपनयनकालमें वर्ण—भेद घुसाया (९–३से६) । व्रतावतरण क्रियाके स्थानमें असंगतपना । स्वयंवर विधिकी आवश्यकतामें ख्याल—भेद (११–८३) । विवाहके ८ भेदका विधान (११–७० से ७८) । जलदेव गृहदेव नाग-देव वगैरहका पूजनविधान (अ. ११ श्लो. ६१, ६३, १३३, १३४, १६४ ) ॥ अघोर मंत्रका विधान ॥ नये वर और वधूको ७ के बजाय ३ दिन ब्रह्मचर्यपालनका फरमाना (११–१७२, १७३, १७८) वस्त्रवालेकोभी नंगा बताना (३–२१,२२,२३)।

८. त्रिवर्णाचारमें ज्ञानार्णवकी कई बातोंसे भी विभिन्नता है, जैसे कि—

अपायविचय ध्यानका लक्षण, पिंडस्थ रूपस्थ वगैरह ध्यानके लक्षण, मंत्राक्षरी ध्यानका विधान, और विद्वेषणादि दूर्मन्त्रे वगैरह वगैरह।

९—भ. सोमसेनजीने केवल जैनेतर ग्रन्थोंके श्लोक ही नहीं उठाए मगर उनसे आचार-विचार भी उठा लिये है। और न केवल दिगम्बर शास्त्रोंसे ही खिलाफ लिखा, वल्कि जैन मान्यतासे भी उलटा लिख मारा है। कितनेक विरुद्ध—कथन इस प्रकार है।

१. सबेरे शौचमें कुरला करनेवालेकी चारों ओर देव व्यन्तर और ऋषि वगैरह आकर खडे रहते हैं। २—६०।

२. रविवारको स्नानादिकी मना। २—९७।

३. ठंडे जलसे स्नानका निषेध और बगैर स्नान तिलकका निषेध। ३—३५।

४. सात दिन तक स्नान नहीं करनेवाले गृहस्थको शूद्र मानना। २—९७।

५. ब्रह्मचर्यावस्थामें कन्याको रजोदर्शन हो, तो उसके माता पिता व भाई वगैरहको नरकप्राप्ति। ११—१९५। ( यानी आबाल ब्रह्मचारिणी रहनेकी मना। )

६. खाने पीनेके बाद झूठा छोडनेका फरमान। ६—२२५ (स्मृ० र०)।

७. भोजनके समय मंडल करनेका विधान। ६—१६४।

८. दर्भके सिवाय पूजनकी मना। ३—९३, ९५, ९७।

९. पिप्पलके दरख्तकी पूजा—विधि। ९—४५ से ५२।

१०. पुरुषोंका तिसरा विवाह अर्क (आक)के साथ करनेका फरमान। अ० ११—२०४, २०५।

११. शूद्रके दर्शनादिमें विचित्र—आज्ञा। ३—१२५, ७—१३०, १३१।

१२. ऋतुकालोपसेवन, ऋतुस्नाता स्त्रीके लिए उपसेवनका फरमान। ऋतुस्नानके दिन मैथुन नहीं करनेवाले मर्द व स्त्रीका भविष्य—फल। ८—४८, ४९, ५०। यानी ब्रह्मचर्य पालनकी सख्त मना, और मैथुनक्रियाका उपदेश। व्रत नियम और तिथि मर्यादाके भंगका फरमान।

१३. मैथुन सेवनमें दीपप्रकाशकी आवश्यकता व परस्पर ताडना क्रोध रोष और उच्छिष्ट खानेकी छूट वतलाना। अ. ८ श्लो. ३७। ताम्बूल (पान) खानेकी अनिवार्यता एवं मुखमें पान न रखनेवाली स्त्रीसे भोगका निषेध, अ० ८ श्लो, ३८, ३९। सम्भोग-विधि और कामसेवनमंत्रका विधिविधान कथन। अ. ८ श्लो. ४१ से ४५। इत्यादि न लिखा जाय ऐसा अश्लील वर्णन किया है। २

२ त्रिवर्णाचारका हिंदी अनुवाद करनेवाले पं. पन्नालालजी सोनी और मराठी अनुवाद करनेवाल पं कलाप्पा भरमाप्पाने भी उन गाथाओंका सच्चा अर्थ लिखनेमें शरम आनेसे अंट

# યુગપ્રધાન

લેખક—N.

[જૈન-શ્રમણ સંસ્કૃતિના પ્રખર જ્યોતિર્ધર આર્ય શ્રી વજ્રસ્વામીની જીવનકથા]

( ગતાંકથી ચાલુ )

## [ ૭ ] જેમાં વજ્રમુનીશ્વરની પરીક્ષા થાય છે.

વજ્ર મુનીશ્વરની ઉમ્મર આઠ વર્ષની થઈ એટલે તેમણે પોતાના પિતા અને ગુરુ શ્રીધનગિરિ સાથે વિહાર શરૂ કર્યો. એક વાર અવન્તી દેશ તરફ વિહાર કરતાં રસ્તામાં મેઘરાજાએ ખૂબ જ વૃષ્ટિ કરી. સર્વત્ર પાણી પાણી થઈ ગયુ. વિહાર કરતાં મુનિપુંગવો ગામ બહાર એક યક્ષના મંદિરમાં રહ્યા. બધા મુનિવરોને તે દિવસે ઉપવાસ કરવો પડયો. બાલમુનિ વજ્રમુનિને પણ ઉપવાસ થયો બીજે દિવસે પણ મધ્યાહ્ન સુધી વરસાદ ચાલુ જ રહ્યો. ત્યાં વરસાદ લગાર ધીમો પડયો એટલે બેચાર શ્રાવકો ગોચરી માટે વિનંતિ કરવા આવ્યા આચાર્ય મહારાજે પૂછ્યું મહાનુભાવો ! તમે અહીં કયાથી? કઈ તરફ પ્રયાણ કરવાના છો ? શ્રાવક—ગુરુ મહારાજ ! અમે અવન્તિથી આમ જતા હતા ત્યા વરસાદ બહુ પડયો, એટલે આ ધર્મશાળાના પાછલા ભાગમાં અમારો ઉતારો છે. સાંભળ્યુ, આપ બિરાજો છો, રસોઈ તૈયાર થઈ હતી, એટલે વિચાર્યુ ધન્ય ભાગ્ય, આવા મહાત્માઓનો યોગ મલ્યો !

આચાર્ય મહારાજે બે સાધુઓને કહ્યુ સાધુઓ ! ગોચરીનો સમય થયો છે. વરસાદ પણ નથી. તો ઉપયોગ કરો. બે સાધુઓ ગોચરી માટે તૈયાર થયા એટલે શ્રાવકોએ કહ્યુ . ભગવંત ! આ તેજસ્વી બાલમુનિવરને ગોચરી માટે અમારે ત્યા જરૂર મોકલો !

---

१४. भोगमें भोजनकी अनिवार्यता, योनिपूजन, मत्र, विलेपन, आलिंगनमंत्र, रेतोदान वगैरह विधान। ८–४१ से ४५ और गद्य पाठ। यानी रात्रिमें भोजन व कामासक्तिवर्धक साधनोका उपदेश।

१५. पुत्रके जरिए स्त्रीको तलाक देनेका फरमान। ११–१९७, १९८।

१६. चतुर्थी कर्मके बाद भी स्त्रीका पुनर्लग्नका एवं विधवाविवाहका फरमान। ११–१७४, १७५, १७६; अ. ८ श्लो० ११६–११७।

१७. तर्पण श्राद्ध और पिण्डदानके विधिविधान २–१०५। ३–७ से १८,७७। ९–१९। १३–१६९ से १७८, ११३, १९४ वगैरह वगैरह।

इससे पाठकगणको अनुभव हुआ होगा कि–"सोमसेन–त्रिवर्णाचार" नामक दिगम्बर ग्रंथ कैसे बना है। पं. जुगलकिशोरजीके शब्दोंमे लिखुं तो "त्रिवर्णाचार" वास्तवमें कोई जैन ग्रंथ नहीं किन्तु जैन ग्रन्थोका कलंक है (प. ग्रं० भा०३ पत्र २३४)"।

नतीजा यह है कि–सारा ग्रन्थ जैन एव जैनेतर विद्वानोके कथनका खासा संग्रह है।

---

सट, अर्थ लगा दिया है, और ४२, ४५ व ४६का अर्थ तो "अश्लीलता और अशिष्टाचारका दोष आनेके कारण" उस निमित्तको बताकर छोड दिया है। न मालूम भट्टारकजीकी भोगविधि इन श्लोकोंके विना शायद अधूरी ही रह जाती।—(परीक्षाग्रथ भा० ३ पत्र १७७से१८४)

આચાર્ય મહારાજની આજ્ઞાથી વજ્રમુનિ અને બીજા એક મુનિવર ગોચરી માટે નીકળ્યા. એચાર ડગલા મૂક્યાં હશે ત્યાં વજ્રમુનિવર બોલ્યા પાછા વળો, હજુ જ ઝીણા ઝીણા છાંટા આવે છે આ સાંભળી એક શ્રાવકે કહ્યું ' ગુરુવર ' એમાં કાંઈ નહિ; એ તો એમ જ ચાલે. કાલના આપને સર્વને ઉપવાસ છે, માટે પધારો. આ ઝીણા છાંટા તો હમણાં બંધ રહી જશે વજ્રમુનિઃ—મહાનુભાવ! એમ ન ચાલે! વરસાદમાં અમારાથી ગૌચરી નિમિત્તે બહાર ન જવાય, એક ઉપવાસ થયો છે તો બીજો ભલે થાય. આ શરીર તો જેટલું કસીએ એટલું જ કામનું છે. સંયમની આરાધના એ મુખ્ય કર્તવ્ય છે. એમ કહી એ પાછા વળ્યા.

પા કલાકમાં વરસાદ તદ્દન બંધ રહ્યો, એટલે સાથેના મુનિવરની પ્રેરણાથી જયણા પૂર્વક ચાલીને ગૌચરીના સ્થાનકે પહોંચ્યા રસોઈના મોટાં મોટાં તપેલા નીચે ઉતારેલાં હતાં. નોકરો આમથી તેમ ફરતા હતા. કેટલાક માણસો જમતા હતા વજ્રમુનિવર બરાબર એષણા સમિતિ તપાસી રહ્યા હતા આહાર વહોરાવવા શ્રાવકે કોળાપાક લીધો. વજ્રમુનિએ વિચાર્યું: આ પ્રદેશમા અત્યારે કોળાં પાકતા જ નથી. વરસાદની શરૂઆતમાં કોળાં પાકે પણ નહિ. વહોરાવનાર દાતાની આંખના પલકારા પણ જોવાતા નથી. તરત જ પોતે સમજી ગયા કે–આ બધી દેવમાયા છે. વહોરાવનાર દેવ છે દેવશકિતથી જ કોળાપાક બનાવ્યો છે. અરે, તેમના પગ નીચે નથી અડતા, ત્યારે એ દેવતા છે એ ચોક્કસ. ' દેવપિંડ ' સાધુઓને ન કલ્પે, એટલે પોતે વહોર્યા વિના જ પાછા વળ્યા. શ્રાવકોએ ફરી આગ્રહ કર્યો એટલે વજ્રમુનિવરે કહ્યુ દેવપિંડ સાધુઓને ન કલ્પે. તમે મનુષ્ય નહિં પરંતુ દેવ છો.

શ્રાવકો—પ્રભુ! વાત તો સાચી છે. અમે આપના પૂર્વજન્મના મિત્રો–દેવો છીએ, માટે આહાર લઈ લ્યો. વજ્રમુનિવર—મહાનુભાવો! સાધુઓને દેવપિંડ ન કલ્પે

દેવતા વજ્રમુનિવરની સંયમધર્મ પ્રતિની દઢતા ધીરતા અને સયમપ્રેમ જોઈ પ્રસન્ન થયા અને પોતે કબૂલ્યુ કે આ બધી અમારી દેવ માયા જ છે. ધન્ય છે તમારા સંયમ–પ્રેમને! અમે પ્રસન્ન થઈને આપને વૈક્રિયલબ્ધિ વિદ્યા આપીએ છીએ. શ્રી વજ્રમુનીશ્વર ત્યારથી વૈક્રિયલબ્ધિ ધારક થયા.

ફરી એક વાર વજ્રમુનિની આવી જ પરીક્ષા થઈ તે આ પ્રમાણે જેઠ મહિનાની સખત ગરમી પડી રહી હતી. સાધુ મહાત્માઓ વિહાર કરતા હતા. એક વાર વિહાર લાંબો થયો. ગરમી સખત પડતી હતી. બધા મહાત્માઓનાં ગળા તરસથી શોષાવા લાગ્યાં. ત્યાં અકસ્માત ગાડાં આવતા દેખાયાં. ગાડાંમાથી એચાર શ્રાવકો ઊતરી આચાર્ય મહારાજ પાસે આવ્યા અને બોલ્યા ભગવન્, ગરમી ઘણી જ પડે છે અમારી પાસે પ્રાસુક જળ અને આહાર તૈયાર છે, લાભ દ્યો. સામે પડાવ છે ત્યા બિરાજો અને ગૌચરી પાણી કરી, સાંજે સામે ગામ પધારજો.

આચાર્ય મહારાજે બધા મુનિવરોની સામે જોયું; બધાની મરજી હતી. પડાવમાં ઊતર્યા, બધી વિધિ કરી અને બે મુનિપુંગવો ગૌચરી માટે ઊઠયા ત્યાં શ્રાવકો બોલ્યા પ્રભુ આ બાલમુનીશ્વરને ગૌચરી મોકલો. ગુરુઆજ્ઞાથી બાલમુનિવર અને બીજા ગૌચરી ગયા. વજ્રસ્વામીએ દ્રવ્ય ક્ષેત્ર કાળ ભાવથી જોયુ વહોરાવવા માટે બહુ જ સુગંધીદાર ઘેબર કાઢયાં. બસ પાત્રાં જ ભરી દેવાની વાર હતી, ત્યાં વજ્રમુનિજી બોલ્યાઃ સબુર, ઉતાવળ ન કરશો! તમે કોણ છો? શ્રાવકો બોલ્યા કેમ એમ પૂછો છો? જુઓ ગરમી સખત પડે છે, બધાને ભૂખ અને તરસ લાગી છે. તમારા હોઠ સુકાયા છે. અત્યારે અમે કોણ છીએ એ ન પૂછશો, વહોરી જ લ્યો, ગૌચરીના દોષ પછી આલોવજો! વજ્રમુનિવર બોલ્યાઃ મહાનુભાવો

તમે મનુષ્ય નહીં દેવ છો 'દેવપિંડ' સાધુઓને અકલ્પ્ય છે. ભલે અમને ક્ષુધા કે પિપાસા લાગી. અમારે તો પરિષહ સહેવાના જ છે પરંતુ અકલ્પ્ય આહાર ન જ લેવાય.

ખરેખર, વહોરાવનારા દેવો જ હતા, બધી દેવમાયા જ હતી. વજ્રમુનીશ્વરની દઢતા, ધીરતા અને સંયમશુદ્ધિનો પ્રેમ જોઈ દેવો પ્રસન્ન થયા, અને વજ્રમુનીશ્વરને 'આકાશ-ગામિની' વિદ્યા આપી. આ બધી બીના આચાર્ય જાણી પ્રસન્ન થયા.

ધન્ય છે એ ગચ્છને, જેમાં આવા ત્યાગમૂર્તિ બાલમુનિવરો વિચરે છે. વજ્રમુનીશ્વર ત્યાગી હતા, તપસ્વી હતા, આત્મધર્મમાં દઢ હતા, સાથે જ મહાજ્ઞાની અને ગભીર હતા.

## [ ૮ ] જેમાં વજ્રમુનીશ્વર વાચનાચાર્ય બને છે.

એક વાર વજ્રમુનિવર સ્વત વિચારે છે આજે ઠીક સમય મલ્યો છે. ગૌચરીનો સમય છે એટલે બધાયે ગૌચરી માટે ગયા છે. એમા વળી આજે પૂજ્ય આચાર્ય ભગવંત પણ અત્યારે સ્થંડિલ ગયા છે. સમય તો મઝાનો છે. આચાર્ય ભગવંત બધાયને સૂત્રવાચના આપે છે, પણ મને એ આવડે છે કે કેમ તે આજે જોઈ લઉ. બધાય સાધુઓના વીંટિયાં લઈ વ્યાખ્યાનશાળામા ગોઠવી દીધા, પોતે વચ્ચે બેઠા અને જાણે બધા વાચના લેતા હોય તેમ વાચના શરૂ કરી. પોતે બધાયને સારી રીતે સમજાવતા હતા. જાણે પાઠ ન સમજાયો હોય એમ એક શિષ્ય આવી શકા કરી શકે એમ પોતે સ્વત શકા કરી, સમાધાન આપતા હતા ત્યા આચાર્ય મહારાજ પધાર્યા. તેમણે અવાજ સાભળ્યો. કોઈ મધુર ધ્વનિથી શાસ્ત્રાભ્યાસ કરે છે, બીજાને ભણાવે છે. આ અવાજ વજ્રનો જ છે, આમ વિચારી સૂરિજીએ જોરથી "નિસ્સિહિ" કહ્યુ. વજ્રમુનિવરે અવાજ ઓળખ્યો, આચાર્ય મહારાજ પધાર્યા. આચાર્ય મહારાજે વિચાર્યું વજ્રમુનિના જ્ઞાનનો વિકાસ જરૂરી છે સાધુઓને વાચના આપવાથી તેમના જ્ઞાનનો વિકાસ ખૂબ થશે બીજે દિવસે સવારમાં જ સૂરિજી મહારાજે પોતાના શિષ્યોને કહ્યુ તમે બધા અહી રહો. સામે ગામ જરૂરી કાર્યપ્રસગ હોવાથી અમારે ત્યા જવુ છે. સાધુઓ બોલ્યા પણ પ્રભુ ! અમને શાસ્ત્રવાચના કોણ આપશે? આપના પધારવાથી પાઠ પડશે. "अवन्ध्यं दिवसं कुर्यात्"નું પાલન શી રીતે થશે?

આચાર્ય મહારાજ— તમે શાસ્ત્રવાચના વજ્રમુનિવર પાસે લેજો. શાંતિથી સંપીને બધા રહેજો. મને આવતાં બે ચાર દિવસ થઈ પણ જાય. બધા પાઠવાચના નિયમિત આ બાલ-મુનિવર પાસે લેજો. તેમા ન સમજાય તો હુ આવુ ત્યારે પૂછી લેજો !

આચાર્ય મહારાજ ચાલ્યા ગયા સમય થયો અને મુનિ પુગવો એકત્ર થયા.

એક મુનિવર—હજુ વજ્ર તો બાલક છે એને તે વાચના આપતાં શું આવડશે?

બીજા મુનિવર—અરે, પણ આપણે જોયું છે ને કે એમણે કદી પાઠ ગોખ્યો જ નથી. જ્યારે ઉપાધ્યાયજી એમને બહુ કહેતા ત્યારે થોડું ગુણગુણ કરીને આંખો મીચી દેતા.

ત્રીજા મુનિપુંગવ—ભાઈઓ, મને તો આમા બીજું કશુયે નથી દેખાતું; આ તો નાનું છોકરુ, એટલે બધાયને લાડમા પ્યારુ લાગે છે. આચાર્ય મહારાજને પણ એમ છે કે આ એક યુગપ્રધાન છે. પણ કાંઈ ભણે ગણે અને પછી યુગપ્રધાન થાય. કાંઈ યુગપ્રધાન થવું રમત વાત છે?

ચોથા મુનિપુંગવ—તમે બધા ગમે તેમ કહો, પરન્તુ એ પૂર્વ ભવનો કોઈ સંસ્કારી જીવ છે. મે એક વાર એનો પાઠ સાભળ્યો હતો એને બધાયે સૂત્રો—અર્થ સહિત યાદ છે. આપણે એમની નાની અવસ્થા જોઈ અવગણના કરવાની જરૂર નથી. એ તો જન્મસાધુ

છે. જોયું ને તે દી ગૌચરી ગયા ત્યારે ભલભલા ગીતાર્થ મહાત્મા પણ અનુપયોગથી ભૂલી જાય તેવો અવસર હતો, છતાં એમણે તરત જ કહી દીધું આ દેવપિંડ અમને ન કલ્પે. મહાનુભાવો, સંસ્કારો, જ્ઞાન, ઉપયોગ–વિવેક એ તો સ્વાભાવિક જ આવી જાય છે.

પાંચમા મુનિવર—હવે તમે રહેવા દ્યો. તમને તો હું જાણું છું. વજ્રમુનિ ઉપર પહેલેથી જ તમને પ્રેમ છે, હમણા ખબર પડશે એમનામાં કેવુંક જ્ઞાન છે તે? અમારા પ્રશ્નોના જવાબ તો આપે! ભલભલા અમારી પ્રશ્નોત્તરી વખતે ગૂંચાઈ જતા. આજ તો બધાયને હસવાનું જ મલશે. તમે જોજો તો ખરા!

ત્યાં રાજહંસ સમાન મંદગતિએ ચાલતા, ખીલેલા કમલ જેવા મંદ મંદ હસતા બાલમુનિવર વજ્રસ્વામી પધાર્યા, પોતાના આસને બેઠા અને ગઈ કાલથી જે પાઠ અધૂરો હતો તે આગળ ચલાવ્યો. રૂપાની ઘંટડી જેવો મધુરો અવાજ, સ્પષ્ટ વાણી, કલકલ નિનાદે વહેતી ભાગીરથી જેવો વાણીનો અખંડ પ્રવાહ જાણે વહેવા લાગ્યો ન થઈ કોઈને શંકા, ન પૂછવા પડયા કોઈને પ્રશ્ન; જાણે આપોઆપ જ શંકા અને સમાધાન થઈ જાય તેવી રીતે વાચના ચાલી રહી હતી. આખો સંઘ પ્રસન્ન થયો. વાચના સાભળી, જે અલ્પજ્ઞ મુનિવરો વાચનામાં નહોતા બેસતા, અર્થ નહોતા સમજતા તે પણ બેસવા લાગ્યા. કેટલાક મુનિવરો જાણી જોઈને, આ નવીન થતા વાચનાચાર્યને મૂઝવવા, વિવિધ પ્રશ્નો પૂછવા લાગ્યા; જૂના પાઠની શંકાઓ પૂછવા લાગ્યા, વજ્રમુનિવરે બધાયના પ્રશ્નોના ખૂબ શાંતિથી જવાબો આપ્યા. આ સમાધાન સાભળી બધાયને સંતોષ થયો. ખરે જ, ગુરુજીના જ્ઞાનામૃતને આ બાળકે જ લીધુ, પીધુ અને પચાવ્યુ છે, એમ બધાને થયુ જેઓ વજ્રમુનીશ્વરના ગુણોથી અનભિજ્ઞ થઈ તેમનો અનાદર કરતા વાર વાર ભણવાનુ કહેતા અને બધાને કહેતા આમને બહુ લાડ લડાવવાથી બગડશે, તે બધા આજે શરમથી નીચું માથું કરી મૌન રહ્યા આ વખતે જ તેમને યાદ આવ્યું કે 'गुणा पूजास्थान गुणिषु न च लिंगं न च वय." આ વચન આવા પુરુષોમા બરાબર ચરિતાર્થ થઈ શકે છે.

ત્રણ દિવસથી વજ્રમુનીશ્વર વાચના આપતા હતા. ત્રીજે દિવસે સૂરીશ્વરજી પધાર્યા. સૂરીશ્વરજીએ શિષ્યોને પૂછયુ કેમ મહાનુભાવો, તમારા બધાનો પાઠ તો બરાબર ચાલે છે ને? બધા મુનીશ્વરો કહે હા ગુરુદેવ! વજ્રમુનીશ્વર આપની આજ્ઞાનુસાર બહુ જ સુંદર વાચના આપે છે; જાણે આપનું જ પ્રતિબિંબ! વધારામાં એમની વાણીની મીઠાશ, અને ખીલેલા કમળ જેવુ સદાય હસતુ મુખ–આ ગુણોએ તો આખા સંઘને વશીભૂત કર્યો છે. સાચે જ, એ તો વાચનાચાર્ય છે.

સૂરિશ્વરજી—હજી થોડી વાર છે. એમને ગુરુગમથી બધું જ્ઞાન પુન આપવાની જરૂર છે.

થોડા જ સમયમાં વજ્રમુનીશ્વરે ગુરુદેવ પાસેથી દૃષ્ટિવાદ પર્યંતનુ જેટલું જ્ઞાન હતું તેટલું ગ્રહણ કરી લીધું. આચાર્યમહારાજને લાગ્યુ વજ્રને હજી વધુ જ્ઞાન આપવાની જરૂર છે. આજે જૈન સંઘમા આર્ય શ્રી **ભદ્રગુપ્તાચાર્ય** સંપૂર્ણ દશપૂર્વધારી છે. વજ્રને એમની પાસે ભણવા મોકલવા જોઈએ. આમ વિચારી સૂરીશ્વરજીએ એક દિવસ વજ્રમુનિવરને કહ્યુ વત્સ! મારી ઇચ્છા છે કે–તું હજી વધુ ભણવા યોગ્ય છે. મારા કરતા પણ વધુ જ્ઞાની આર્ય શ્રી ભદ્રગુપ્તાચાર્યજી છે, તુ ત્યા જા! તેમનુ જ્ઞાનામૃત પીવાની શક્તિ તારામા જ છે. અમે તો હવે વૃદ્ધ થયા; હવે નવુ જ્ઞાન વધારવાની શક્તિ અમારી ઘટી

ગઈ છે. તો વત્સ, તું ત્યાં જા, અને ભણીને જલદી પાછો આવજે મારા આશીર્વાદ છે. વજ્રમુનીવર વિનયથી, અને શ્રદ્ધાથી નમસ્કાર કરી બોલ્યા ભગવંત, જેવી આપની આજ્ઞા !

## [ ૯ ] શ્રી ભદ્રગુપ્તસૂરીશ્વરનું દિવ્ય સ્વપ્ન

રાત્રિનો ચોથો પ્રહોર ચાલે છે. અવન્તિના ઉપાશ્રયમાં આચાર્ય શ્રી ભદ્રગુપ્તસૂરીશ્વરજી સૂતા છે. વૃદ્ધાવસ્થા છે. જાણે જ્ઞાનની સાક્ષાત્ જીવંત મૂર્તિ હોય એવા એ આચાર્ય છે. માથામાં ટાલ પડી છે. પાછળના ભાગમાં રૂપેરી વાળ ચમકી રહ્યા છે. સફેદ દાઢી, ભવ્ય ગોળ મુખ જાણે પૂર્ણિમાનો ચંદ્ર હોય એમ શોભી રહ્યું છે. અંધારામાંયે ઝગારા મારતી એ આંખો, એ રત્નદીપક સમ ચમકી રહી છે. સૂરીશ્વરજી મહારાજ ધ્યાનમાં બેઠા બેઠા થાકયા હતા એટલે ધીમે રહીને લાકડાની પાટ ઉપર આસન લાંબુ કરી શરીર લંબાવ્યું. થોડી વાર થયાં એઓ વિચાર કરતા હતા શું મારી પાસેના આ જ્ઞાનનિધિનો કોઈ ગ્રાહક નહી મળે ? આટલા આટલા શિષ્યો, સાધુઓ આવ્યા પરંતુ એકાદશાંગી ભણીને જ થાકી ગયા. આ મારી પાસેના પૂર્વ શાસ્ત્રના જ્ઞાનામૃતને કોણ પીશે ? હે શાસનદેવ ! પ્રભુ શ્રીમહાવીરદેવના શાસનમાં એવા સાધુ પુંગવને મારી પાસે મોકલો, જે મારા આ પૂર્વજ્ઞાનને ઝીલી શકે આમ વિચાર કરતા કરતા સૂરીશ્વરજી મહારાજની આંખો મીંચાઈ ને તેમને નિંદ્રા આવી. નિદ્રામાં જ તેમને એક દિવ્ય સ્વપ્ન દર્શન થયું.

જાણે સૂરીશ્વરજી મહારાજ પોતાના હાથમાં ક્ષીરથી ભરેલી થાળી લઈને બેઠા હતા, ત્યાં એક તેજસ્વી બાલક મુનિવર આવ્યા, આચાર્ય મહારાજશ્રીના હાથમાંથી ક્ષીરની થાળી લીધી, અને ખૂબ જ શાંતિથી એમાંની ક્ષીર એ બાલક મુનિવરે પીધી. સૂરીશ્વરજીનો ભાર હલકો થયો; અને બાલક મુનિવર ઉપર હાથ મૂકીને તેઓ બોલ્યા. વત્સ ! તારું કલ્યાણ થજો ! તેં મારો ભાર હળવો કર્યો. તુ આ જ્ઞાનદીપકથી જિનશાસનને અજવાળજે ! બાલક મુનિવર કહે છે· પ્રભુ, આપનો આશીર્વાદ ફળો !

એટલામાં સૂરીશ્વરજી મહારાજની આંખ ઉઘડી ગઈ. સૂરીશ્વરજીએ આ દિવ્ય સ્વપ્નનો વિચાર કર્યો. એમને એમ લાગ્યું. મારી પાસેના સંપૂર્ણ જ્ઞાનામૃતને પીનાર કોઈ પણ પાત્ર આજે આવવું જ જોઈએ. તેમણે પોતાના શિષ્યોને સ્વપ્ન સંભળાવ્યું.

આ બાજુ વજ્રમુનીશ્વર ગુરુનાં આશીર્વાદ મેળવી વિહાર કરતા કરતા અવન્તિની બહાર રાત્રિ રહ્યા હતા. પ્રાતઃકાલમા શુભ શકુન પૂર્વક અવન્તિમાં પ્રવેશી જ્યાં આર્ય શ્રી ભદ્રગુપ્તસૂરીશ્વરજી હતા ત્યાં ગયા. એમને જોતાં જ આર્ય શ્રી ભદ્રગુપ્તસૂરીશ્વરજી સમજી ગયા સ્વપ્નમાં જોયેલ બાલમુનિવર તે આજ ! જ્યાં વજ્રમુનીવર તેમને વંદના કરવા ગયા કે સૂરીશ્વરજીએ બાલમુનિને પ્રેમથી કુશલસમાચાર પૂછ્યા અને કેમ આવવુ થયું છે તે પૂછ્યું.

વજ્રમુનિવર—મારા ગુરુની આજ્ઞાથી હુ અહી આપની પાસેથી પૂર્વશાસ્ત્રના જ્ઞાનામૃતને લેવા આવ્યો છુ. કૃપા કરી મને આપના દિવ્ય જ્ઞાનામૃતનું પાન કરાવો !

સૂરીશ્વરજી મહારાજ બહુ જ પ્રસન્ન થયા. મારુ દિવ્ય સ્વપ્ન ફળ્યું. વત્સ, તારા જેવું પાત્ર મળ્યું એ જોઈ મને આનંદ થાય છે. (ચાલુ)

# પંદરમા સૈકાની શત્રુંજય ચૈત્ય પરિપાટી

સંપાદક—શ્રીયુત સારાભાઈ મણિલાલ નવાબ, અમદાવાદ

ગયા અંકમાં શ્રાવકકવિ દેપાળરચિત એક શત્રુંજય ચૈત્ય પરિપાટી આપી હતી. આ અંકમાં બીજી એક શત્રુંજય ચૈત્ય પરિપાટી આપવામાં આવે છે. આવી જ એક ત્રીજી ચૈત્ય પરિપાટી હવે પછી આપવામા આવશે.

સમરવિ સરસતિ હંસુલાગામિણી, સામિણી તિહુયણ મંડણી એ,
સેતુંજ ચૈત્ય પરવાડિ હઉં પભણઉં, ભાવિહિ ભવિયણાણંદણી એ ॥ ૧ ॥
પહિલઉ પણમઉં પઢમ જિણેસરો, લેપમઈ મૂરતિ રંગભરે।
પૂનિમચંદ જિમ લોયણાણંદણો, પૂજિ સો પ્રભુ નવનવિય પરે ॥ ૨ ॥
તયણુ ગબ્ભારએ સામિ રિસહેસરો, સીલમઈ વંછિય કપ્પતરો ।
હેલ દેઈ કરી પયકમલ અણુસરી, પણમિસો ગાઇસો ત્રિજગગુરો ॥ ૩ ॥
ડાબએ જિમણુ એ ગુરુ પુંડરીકા, વંદઉં આદિ જિણુ આદિ સીસો ।
અતિહિં ઉતકંઠિયા કાઉસગે સંઠિયા, ભરહ બાહૂબલિ નામિ સીસો ॥ ૪ ॥
પહિલએ મંડપિ જે કિવિ જિણવરા, બીજએ મંડપિ જે જિણંદા ।
તીજએ મંડપિ મંડિયા બિંબ, વંદઉં તિહુયણાણંદ ચંદ ॥ ૫ ॥
નમિસુ સંખેસર પાસ જિણેસર, વીર સાચઉર ઓ મહિમસારો ।
જિમણએ સિરિ સામલિયાવિહાર, કરઉં મુણિસુવ્વય જિણુ જુહારો ॥ ૬ ॥

## ઠવણિ

નયણિ નિરખિય નિરખિય સયલ જિણબિંબ ।
દાહિણુ દિસિ દેહુરિય જગતિહિ જગતિહિં પસંસિય ।
તિહિં કોડાકોડિ જિણુ વિહરમાણુ જિણવર નમંસિય ।
જણણિ ધરણિ સઉં પરિ પરિય પૂઇય પંડવ પંચ ।
અઠ્ઠાવય જિણુ પણમિયઈ દેહધરી રોમંચ ॥ ૭ ॥

## ધાત

સિરિ સંમેતિહિં વીસ જિણેસર, વંદઉં ભાવિહિ ભુવણુ દિણેસર ।
પય રિસહેસર રાઈણુ હેઠિહિ, પૂજઉ પેખિવિ વિકસિય દેહિહિં ॥ ૮ ॥
કાજલ સામલ સોહગ સુંદરો, નેમિ નમઉં બાવીસમ જિણવરો ।
લેપમઈ જિણુ ડાબઈ પાસિહિ, સયલ થુણિજ્જઈ થિર ઉલ્લાસિહિં ॥ ૯ ॥
થાનકિ થાનકિ તીરથ ઉત્તિમ, તત્થ નિવેસય બિંબ અનોપમ ।
આદિ વિહારિહિ પણમિય આદિહિં, આવિય ખરતરવર પ્રાસાદિહિ ॥ ૧૦ ॥
આદિ ગભારએ આદિલ જિણવરો, પેખિવિ લોયણુ અમિય સરોવરો ।
બહુ ભવ સંભવ પંક પખાલઉ, દુહ દાવાનલ દૂરિહિં ટાલઉં ॥ ૧૧ ॥
બીજીય વસહિય ખરતરવલ્લહ, નેમિ નિહાલઉં નયણુ સુહાવહ ।
તીજિય પૂજઉ વામાનંદણુ, પાસ જિણેસર દુરિય વિહંડણુ ॥ ૧૨ ॥

### ઠવણિ

સયલભૂમિહિ સયલભૂમિહિ બહુય વિતપતિ ।
જિણમંડપિ પૂતલિય ઠામિ ઠામિ રમણીય સોહઈ ।
તહં નાગહં બંધ પુણુ ભુવણુ **વીર** પંચંગ મોહઈ ।
માલાખાડઉ નિરખિયએ નયણુ અને થિન જાઈ ।
**ખરતરવસહી** જોવતાં હિયડઈ હરિખુ ન માઈ ॥ ૧૩ ॥

### ધાત

કલ્લાણુત્રય મેરુ પરઠ્ઠિય, ચારઈ ચઉરિય તીરિહિ સંઠિય ।
સિત્તિસત્તરસય સિરિ નદીસરે, જિણવર વંદઉં ગરુય હરિસ ભરે ॥ ૧૪ ॥
જિણુસમેતિહિં અઠ્ઠાવય સિરે, **મરુદેવિ** સામિણિ ગયવર ઉપ્પરિ ।
મૂલ મંડપિ **જિણરતન** મુણીસરો, સહ પરિવારિહિ પણમઉં સિવકરો ॥ ૧૫ ॥
બહુત્તરિ દેહુરી બહુવિ વાઉલી, મઢહં દુવારિહિ ગરુય ગુરાવલી ।
બયઠઉ મંડપિ ગોયમ ગણહરો વંદઉં બહુપરિ લબધિ મણોહરો ॥ ૧૬ ॥

### ઠવણી

તયણુ બાવન્ન બાવન્ન બિમ સજુત્ત ।
**નંદીશ્વર** વંદિયએ વરપ્રધાન **વસ્તાગ** કરાવિય ।
સિરિ ઇંદ્રહં મડપિહિં નમઉં બિબ નિય સિરુ નમાવિય ।
**નેમિનાહ** અવલોયગિરિ **સામિ પજૂન** કુમાર ।
ભાવિહિ પણમઉં પાસ પહુ સિરિ થભણાવતાર ॥ ૧૭ ॥

### ભાસ

નમઉં નમિ વિનમિ સહિય રિસહેસરો, સરગારોહણિ રંગ ભરે ।
**મોલ્હા વસહિય** કવડિન જકખ, **છીપગવસહિય** વંદિ કરે ॥ ૧૮ ॥
સામિ **સીમધરો** નવલ પ્રસાદિહિ, વદઉં અભિનવ **આદિ** જિણ ।
સંતિકરણુ સિરિ **સંતિ** જિણેસરો, **મરુદેવિ** સામિણિ થુણઉં ગુણ ॥ ૧૯ ॥
ઊલિખઝોલિહિ દેવદેખેવિ, **સંતિ** જિણ **ચેલતલાવલી** એ ।
પુણિ પગે **વિમલગિરિ** સયલ તિથાવલી, પણમઉં ભગતિહિ અતિ ભલી એ ॥ ૨૦ ॥
પાજ સિરિ સેહર નમઉ નેમી( મિ )સર, **લલીતસરોવર** પાલિ વીરં ।
**પાલિયતાણએ પાસ** જિણેમરો, પણમિયઇં પામિસો ભવહ તીરો ॥ ૨૧ ॥
ધંનુ સંવચ્છરો વિગયમયમચ્છરો, ધંનુ માસોવિ મંગલ વિલાસો ।
ધંનુ સો પકખઓ વિહિય બહુ સુકખઓ, દિવસઓ મગલ ગુણ નિવાસો ॥ ૨૨ ॥
અજ્જુ મઇ માણુસજન્મફલ લીધઓ, કીધઓ અજ્જ સુકયત્થ કુલો ।
અજ્જ મહુ પૂરવપુન્નતરુ ફલિયઓ, ટલિયઓ અજ્જ મહુ પાવ મલો ॥ ૨૩ ॥
આજ મહુ કામઘટ કપ્પતરુ તૂઠઓ, વૂઠઓ અગિહિં અમિય મેહો ।
સેતુંજ જાઇ જગગુરુ અભિનંદિઆ, વંદિયા સુંદર રૂવગેહો ॥ ૨૪ ॥
એયસિ ચૈત પરવાડિ વીવાહલઉ. જે પઢઈ જે સુણઈ જે કહતિ ।
વિજયવંતા નરનારિ તે, સેતુંજ તીરથ યાત્રાફલુ લહંતિ ॥ ૨૫ ॥

॥ **ઇતિ શ્રી શત્રુંજય ચૈત્ય પરિપાટી સમાપ્ત** ॥

# દરેકે વસાવવા યોગ્ય

## શ્રી જૈન સત્ય પ્રકાશના ત્રણ વિશેષાંકો

### (૧) શ્રી મહાવીર નિર્વાણ વિશેષાંક

ભગવાન મહાવીરસ્વામીના જીવન સંબંધી અનેક લેખોથી સમૃદ્ધ અંક : મૂલ્ય છ આના (ટપાલખર્ચનો એક આનો વધુ)

### (૨) દીપોત્સવી અંક

ભગવાન મહાવીરસ્વામી પછીના ૧૦૦૦ વર્ષ પછીના સાતસો વર્ષના જૈન ઇતિહાસને લગતા લેખોથી સમૃદ્ધ સચિત્ર અંક: મૂલ્ય સવા રૂપિયો.

### (૩) ક્રમાંક ૧૦૦ : વિક્રમ–વિશેષાંક

સમ્રાટ્ વિક્રમાદિત્ય સબંધી ઐતિહાસિક ભિન્નભિન્ન લેખોથી સમૃદ્ધ ૨૪૦ પાનાનો દળદાર સચિત્ર અંક: મૂલ્ય દોઢ રૂપિયો

## શ્રી જૈન સત્ય પ્રકાશના બે વિશિષ્ટ અંકો

[૧] ક્રમાંક ૪૩–જૈનદર્શનમા માંસાહાર હોવાના આક્ષેપોના જવાબરૂપ લેખોથી સમૃદ્ધ અંક: મૂલ્ય ચાર આના

[૨] ક્રમાંક ૪૫–ક. સ શ્રી હેમચંદ્રાચાર્યના જીવન સંબંધી અનેક લેખોથી સમૃદ્ધ અંક : મૂલ્ય ત્રણ આના

## કાચી તથા પાકી ફાઇલો

'શ્રી જૈન સત્ય પ્રકાશ'ની ત્રીજા, ચોથા, પાચમા, આઠમા, દસમા, અગિયા મા વર્ષની કાચી તથા પાકી ફાઇલો તૈયાર છે. મૂલ્ય દરેકનું કાચીના બે રૂપિયા, પાકીના અઢી રૂપિયા

—લખો—

શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ
જેશિંગભાઈની વાડી, ઘીકાંટા, અમદાવાદ


મુદ્રક.–મગનભાઈ છોટાભાઈ દેસાઈ શ્રી વીરવિજય પ્રીન્ટીંગ પ્રેસ, સલાપોસ ક્રોસરોડ પો. બો ન. ૬ શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય–અમદાવાદ. પ્રકાશક–ચીમનલાલ ગોકળદાસ શાહ શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ–અમદાવાદ.

# શ્રી જૈન સત્ય પ્રકાશ

તંત્રી
ચીમનલાલ ગોકળદાસ શાહ

વર્ષ ૧૨ : અંક ૪ ]    અમદાવાદ : ૧૫-૧-૪૭    [ ક્રમાંક ૧૩૬


## વિ ષ ય – દ ર્શ ન




લવાજમ-વાર્ષિક બે રૂપિયા : છૂટક ચાલુ અંક-ત્રણ આના

# ઉ. શ્રી ઉદયરત્નજીવિરચિત

# ભગવાન પાર્શ્વનાથના ઉપસર્ગનું વર્ણન

[ મુશલધાર વર્ષાનું આબેહૂબ ચિત્ર ]

સં૦—પૂજ્ય મુનિમહારાજ શ્રીજ્ઞાનવિજયજી (ત્રિપુટી)

અમદાવાદમાંના શ્રીચારિત્રવિજય જૈન જ્ઞાનભંડારમાની એક જીર્ણ હસ્તલિખિત પતમાંથી મળી આવેલ પ્રસ્તુત કૃતિ અહીં આપવામા આવે છે.

વાદલ દહ દિસ ઉન્હયો, સખી! શીતલ સરસ સમીર,
ઝબ ઝબ ઝબકઈ વીજલી, સખી! ટબ ટબ ટબકઈ નીર રે;
સાહિબજી સાહસધીર રે. પરમેસર એ વડવીર રે,
પ્રભુ છોડઈ દુખજંજીર રે, પ્રભુ સાયર પર ગંભીર રે,
પ્રભુ પાસજી મેરે મન વસ્યો (આંચલો) ૧

ગિરવર નીઝરણાં વહઈ, સખી! ડર ડર દાદુર સોર,
મદભર માતી મોરડી સખી! નાચતી કરતી ખકોર રે;
મોહિરો ગાજે ઘનઘોર રે, હીયડું ન રહે એક ઠોર રે,
તિહાં ધ્યાંનતણો દૃણદોર રે; પ્રભુનું વાધ્યું જોગ રે. પ્રભુ૦ ૨

ડુંગરીયાં નવરાવતો, સખી! મેહ ન ખંચઈ ધાર,
નેહ ન મૂકઈ કેડલો, સખી! દંપતી ચિત્ત મઝાર રે;
નવિ હીડઈ કો ઘરબાર રે, પંખી પિણ માલાગાર રે,
મુનિવર પિણ અલપ વિહાર રે, પ્રભુજીનુ ગ્યાન ઉદાર રે. પ્રભુ૦ ૩

નવયૌવ[ના] નારી જિસી, સખી! ધરતી નદી ભરપૂર,
તટ તરવર નીખેલતાં, સખી! ચાલે મયમદ મૂર રે,
ચિહું દિસિ હરીયા અંકૂર રે, વાદળ ઢાકયા શશીસૂર રે,
પ્રભુજીનું ધ્યાન પડૂર રે, પાતિક થાઈ ચકચૂર રે. પ્રભુ૦ ૪

બાબ(પ)હિયો પીયપીય કરઈ, સખી! ન કરે કોઈ પીયાણુ,
તિણુ અવસર વિરહી નાર, સખી! મયણુ મનાવે આણુ રે;
તબ વિરહી થાઈ હરાણુ રે, થાઇ મોહન વેગેં જાણુ રે,
ત્યાં પાસજી સદગુરુ ખાણુ રે, સુર ગિરપં અવિચલ ભાણુ રે. પ્રભુ૦ ૫

નીલાઈ ધરતી થઈ, સખી! નીલવેશી જયું નારી,
વાઉલીયા રલીયામણા, સખી! તસ કંઠે નવસર હાર રે:
વલી મોર કરે કિગાર રે, હોઈ મયણતણો અધિકાર રે,
તિહા પાસજી જયજયકાર રે, ત્યા જીત્યો વિષય વિકાર રે પ્રભુ૦ ૬

જલ થલ સવિ જલપૂરીયાં, સખી! ઠામોઠામે ત્રેહ,
માંનો મેહ પીઉ સંગમેં, સખી! ભૂમામિનીનો નેહ રે;
જ્યમ સુખથી વંચઈ દેહ રે, તિમ રસભર થા હોઇ તેહ રે.
તિહિ અવસર ગુણગેહ રે, પ્રભુજીનુ ધ્યાન અથાગ અછેહ રે. પ્રભુ૦ ૭

વડતલ કાઉસગ ધ્યાનથી, સખી! પામ્યું (મ્યા) કેવલનાણ(?).
અવધિ ન્યાન ધરણેન્દ્રને, સખી! તવ આવઈ તેણે ઠાણ રે;
કરે પ્રભુ કેરુ વખાણુ રે, તેણે કમઠ મનાયો આણુ રે,
હવઈ અવનીતલ મંડાણુ રે, હવે દિન દિન ઊડિ કલ્યાણુ રે,
ઇમ ઉદય ભણે શુભ વાણુ રે પ્રભુ પાસજી મેરે મન વસ્યો ૮

॥ अर्हम् ॥
अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक मुनिसम्मेलन संस्थापित
श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र

# श्री जैन सत्य प्रकाश

जेशिंगभाईकी वाडी : घीकांटा रोड : अमदावाद (गुजरात)

| वर्ष १२ | विक्रम सं. २००३ : वीरनि. सं. २४७३ : ई स. १९४७ | क्रमांक |
| --- | --- | --- |
| अंक ४ | पोष वदि ९ : बुधवार : १५मी जान्युआरी | १३६ |


## पूर्वमुनिवरविरचितं पञ्चतीर्थतीर्थस्तोत्रम्

संग्राहक—पूज्य मुनिमहाराज श्रीचंद्रोदयविजयजी

### [ १ ] प्रथमं श्रीऋषभजिनस्तोत्रम् ।

जय जय जगदानन्दन ! जय जय वरनाभिनन्दन ! जिनेन्द्र ! ।
जय जय करुणासागर ! मनोरथा अद्य फलिता मे ॥१॥

अद्य मे सफलं जन्म-म(चा)द्य मे सफला क्रिया ।
प्रयासः सफलो मेऽद्य दर्शनादादिमप्रभोः ॥२॥

प्रातरुत्थाय येनाद्य—मादिदेवो नमस्कृतः ।
हेलया मोहभूपाल—स्तेन नूनं तिरस्कृतः ॥३॥

सुकृतं सञ्चितं तेन दुष्कृतं तेन वञ्चितम् ।
येन प्रथमनाथस्य चरणाम्भोजमञ्चितम् ॥४॥

त्रिभुवनाभयदानविधायिने त्रिभुवनाद्भुतवाञ्छितदायिने ।
त्रिभुवनप्रभुतापदशालिने भगवते ऋषभाय नमोनमः ॥५॥

॥ इति श्रीऋषभजिनस्तोत्रम् ॥

### [ २ ] द्वितीयं श्रीशान्तिजिनस्तोत्रम् ।

किं कल्पद्रुमसेवया यदि मया शान्तिः श्रितः सर्वदः
किं कर्पूरशलाकया नयनयोर्जातोऽतिथिश्चेदसौ ।
किं पीयूषपिपासया यदि पपे त्वत्कीर्तिवार्तारसो ।
यद्वान्यैरपि चेन्द्रियप्रियतमैः पर्याप्तमर्थागमैः ॥१॥

सर्वाङ्गसुभगाकार–कारणं सुखसम्पदाम् ।
शान्ते ! तव मुखं दृष्ट–मिष्टलाभो बभूव मे ॥२॥

भुवनानन्दविधात्री यत्र श्रीः कापि निर्भरं वसति ।
तज्जिनपतिपदकमलं भवे भवे भवतु मे शरणम् ॥३॥

दानिनां परमो दानी मुनीनां परमो मुनिः ।
ज्ञानिनां परमो ज्ञानी शान्तिः कस्य न शान्तये ॥४॥

स्वामिनामपि यः स्वामी गुरूणामपि यो गुरुः ।
देवानामपि यो देवः सेव्यतां शान्तिरेष सः ॥५॥

॥ इति श्रीशान्तिजिनस्तोत्रम् ॥

## [ ३ ] तृतीयं श्रीनेमिजिनस्तोत्रम् ।

परमान्नं क्षुधार्त्तेन तृषितेनामृतं सरः ।
दरिद्रेण निधानं वा मयाप्तं नेमिदर्शनम् ॥१॥

निस्सीमसौभाग्यमसीमकान्ति निस्सीमलावण्यमसीमशान्तिम् ।
निस्सीमकारुण्यमसीमरूपं नेमीश्वरं रैवतके नमामि ॥२॥

आलोकने जिनेन्द्रस्य जिनेन्द्रस्यैव सेवने ।
तमोमयी निशा नष्टा जातं सुदिनमद्य मे ॥३॥

कुलेषु यादवकुलं श्लाघ्यं मेरुरिवाद्रिषु ।
नेमिः कल्पद्रुमः पुंसां यत्रास्ते सर्वकामदः ॥४॥

य एकवारं गिरिनारहारं, नमामि (स्तवीति) नेमिं शिरसा सु(स)धन्यः ।
मुहुर्मुहुस्तं प्रणमन् विशेषो देहः कथं धन्यतमो न गण्यः ॥५॥

॥ इति श्रीनेमिजिनस्तोत्रम् ॥

## [ ४ ] चतुर्थं श्रीपार्श्वजिनस्तोत्रम् ।

अभिनवमंगलमाला–करणं हरणं दुरन्तदुरितस्य ।
श्रीपार्श्वनाथचरणं प्रतिपन्नो भावतश्शरणम् ॥१॥

आयासेन विना लक्ष्मी–विना क्षेपेण वैभवम् ।
विनैव तपसा वृद्धि–र्जपतां पार्श्व ! नाम ते ॥२॥

पार्श्वजिन ! शासनं ते निबिडमहामोहतिमिरविध्वंसि ।
मयि रत्नदीपकल्पं तनोति तेजोविवेकाक्षम् ॥३॥

त्वरेथां चरणौ ! जिह्वे ! कुरु स्तोत्रं शिरो ! नम ।
हर्षाश्रु मुञ्चतां दृष्टे ! आ एष परमेश्वरः ॥४॥
भवे भवान्तरे वाऽपि दुःखे वा यदि वा सुखे ।
पार्श्वध्यानेन मे यान्तु वासराः पुण्यभासुराः ॥५॥

॥ इति श्रीपार्श्वजिनस्तोत्रम् ॥

## [ ५ ] पञ्चमं श्रीवीरस्वामिस्तोत्रम् ।

कनकाचलमिव धीरं समुद्रमिव सवर्दाऽपि गम्भीरम् ।
भव्यभवोदधितीरं नमामि कामं महावीरम् ॥१॥
दुरितदवानलनीरं नीरागं भीतिभूमिकासीरम् ।
सिद्धिसहकारकीरं करोमि निजमानसे वीरम् ॥२॥
प्रमोदेन मनो नृत्यद् रोमाञ्चैर्वपुरुल्लसद् ।
अचिरादुन्मीलितं नेत्रं ननु वीरवरो (रा)ग्रतः ॥३॥
अजन्मदायिने पित्रे, बान्धवायाऽविरोधिने ।
अद्रोहिणे च मित्राय श्रीवीर ! भवते नमः ॥४॥
श्रीवीरसद्ध्यानमयाग्निमग्नं संक्लिष्टभावार्जितकर्मकक्षम् ।
भस्मीभवत्वाशु विरागिणो मे यथा तथा नित्यसुखी भवामि ॥५॥

॥ इति श्रीवीरस्वामिस्तोत्रम् ॥

इति जिनपतिपादाः पञ्च चञ्चद्विचारैः
सुचरित सुगमार्थैर्नव्यकाव्यैः कथञ्चित् ।
कृतसमुचितसेवाः सेवकानां जनानां
जनितमधुरबोधा बोधलाभाय सन्तु ॥१॥
संवत १६७५ वर्षे ज्येष्ठादि द्वितीया पञ्चमी छय(व)रूग्रामे लिखितम् ।

પૂ. પા. આચાર્ય મહારાજ શ્રીવિજયવિજ્ઞાનસૂરિજીના જ્ઞાનભંડારમાંની એક હસ્તલિખિત પ્રત ઉપરથી પ્રસ્તુત પંચતીર્થતીર્થસ્તોત્ર અહીં આપવામાં આવ્યું છે. પ્રતિ લખ્યાનો સંવત ૧૬૭૫નો આપેલ છે, એટલે આ સ્તોત્ર એટલું પ્રાચીન તો છે જ એમાં સંદેહ નથી. એના કર્તાનું નામ આપવામાં નથી આવ્યું. બીજી કોઈ હસ્તલિખિત પ્રતિના આધારે એના કર્તાનું નામ જો કોઈ મહાનુભાવના જાણવામાં આવે તો તે જરૂર પ્રકાશિત કરશે એવી આશા છે.

# પંદરમા સૈકાની બીજી શત્રુંજય ચૈત્ય પરિપાટી

સંપાદક—શ્રીયુત સારાભાઈ મણિલાલ નવાબ

આ માસિકના ક્રમાંક ૧૩૪મા આવેલ કવિ દેપાલરચિત એક શત્રુંજય ચૈત્ય પરિપાટી આપવામાં આવી હતી. તે પછી ક્રમાંક ૧૩૫માં પંદરમા સૈકાની એક શત્રુંજય ચૈત્ય પરિપાટી આપવામાં આવી હતી. અહીં આવી જ એક ત્રીજી શત્રુંજય ચૈત્ય પરિપાટી આપવામાં આવે છે. આ ત્રણે ચૈત્ય પરિપાટીઓ ઉપરથી મળતી ઐતિહાસિક હકીકતો તથા જાણવા જેવી વિગતો સબંધી વિવેચન હવે પછી આપવાનો ઉમેદ છે.

---

વાગવાણિ સુપસાઉ કરે, સામિણિ પૂરિ રહાડે ।
સિરિ સત્તુંજય જિણભવણ, ભાવિહિ ચૈત પ્રવાડે ॥ ૧ ॥
પાલિતાણઇ તલહટિય, નયરહં માહિ વિહારો ।
નરવઇ કુમર કરાવિયઉ, પાસુ જુહારિસુ સારો ॥ ૨ ॥
ચઉવીસમઉ વીર જિણ, લલતાદેસર પાસે ।
પૂજિઉ પણમિયણંત ભવે, દૂરિહિ દુરિયહં ટાલે ॥ ૩ ॥
પાજ મુહાણઇ જો રહિય, સોહમ સુંદર નેમિ ।
સો જો (જુ)હાર વિજાઇસકુ, ડૂંગર સિહરિહિ ખેમિ ॥ ૪ ॥
રિસહ જિણેસર જણણિ ઘરે, બયઠી ગયવર ખંધે ।
માડી મરુદેવિ સામિણિય, પાલિ પરતહં વંધે ॥ ૫ ॥
તહિ આગઇ ગરુવઉ ભવણ, સોલસમઉ જિણ સંતિ ।
સો ભેટે વિણ ફેડિસઉ, ભવભય કેરી ભંતિ ॥ ૬ ॥
પીથડ દેવલ પઢમ જિણ, આગઇ મણુય વિહારો ।
અદભુદ મૂરતિ આદિ જિણ, દંડ પમાણિ જુહારો ॥ ૭ ॥
વિઘન વિનાસન કવડજખો, ભરસહેસર પડિહારો ।
ફલ નાલિયરે ભેટિ સઉં, સમરિઉ દે હુંકારો ॥ ૮ ॥
મુણિવર કારિય કુંડ તલે, તહિ ટોટરા વિહારો ।
પણમિજ્જઇ તહિ રિસહ જિણ, મણવંછિય દાતારો ॥ ૯ ॥
આગઇ મોલ્હાવસહિ ય, જિણ ચઉવીસ નમેવિ ।
જોઈ સવે સા દેહુરિય, અણુસર અણુપમદેવિ ॥ ૧૦ ॥
તઉ વંદીજઇ વર ભવણ, સરગારોહણ નામિ ।
તિહું રૂપિહિં તહિ રિસહજિણ, કાઉસગિ અચ્છઈ સામિ ॥ ૧૧ ॥
વાઘણિ જોઈ બારણ એ, પઉલિહિ માહિ પવેસો ।
તહિંથી અચ્છઈ દાહિણએ, સિરિ થંભણા નિવેસો ॥ ૧૨ ॥

વસ્તગિ તેજગિ વિવિહ પરે, અવતારિઉ ગિરનારો ।
નેમિ જિણેસર વંદિજએ, સયલ સંઘ પરિવારો ॥ ૧૩ ॥
ઇંદ્ર મહોચ્છવું જે કરઇ, મિલિયા ચઉવિહ સંઘો ।
ઇંદ્રમંડપ સો જોવંતા, હિયડઈ માઈ ન રંગો ॥ ૧૪ ॥
સત્તસવાસણિ દેહુરિય, નંદીસર વર તિત્થો ।
બાવન બિંબ નમેવિ કરે; જનમુ કિયઉ સુકયત્થો ॥ ૧૫ ॥
તિહં હુંતઈ ડાબઇ ગમઈ, ખરતરતણુઉ પ્રસાદો ।
નવઉ નિવેસિઉ આદિ જિણુ, લીધઉ જગિ જસવાદો ॥ ૧૬ ॥
થોડામાહિં સવે તહિં, થાનક થાપીજે એ ।
મનુ મોહીજઈ તિહું ભુવણિ, ઇમ વીનવઇ સહુકો એ ॥ ૧૭ ॥
ઘોડાચઉકી ગઉખ લખ, મઢ મંદિર જોવંતા ।
આવિઉ પૂરિઉ રહસિ ભરે, સીહ દુવારિ તુરંતા ॥ ૧૮ ॥
તિલખઉ તોરણુ જોઇજએ, રોમંચીજઈ દેહો ।
દુહ દાવાનલ ઊપરિહિં, જાણે વૂઠઉ મેહો ॥ ૧૯ ॥
પાવડિઆરે આરુહિય, પહુતઉ ભવણુ મઝારે ।
ડાબઇ વંદિઉ મુણિસુવય, સિરિ સામલિય વિહારે ॥ ૨૦ ॥
બીજઈ દેવલ પાખલિહિં, તિન્નિપયાહિણુ સાર ।
જિણુ પણમીજઈ જોઇજ એ, દેસલ પ્રમુખ વિહાર ॥ ૨૧ ॥
મંડપ કોડાકોડિ તહિં, તિહું ભુવણુહિય પડિમા ।
સવઇ જુહારી સંથુણિય, કેમિ આગલિ અભિરંમા ॥ ૨૨ ॥
પંચય પંડવ કુરુ સહિય, જણુણિ ઘરણિ સંજુત્ત ।
સિદ્ધિ પહુત્તા તે નમિસિઉ, ઉત્તમ ચરિય પવિત્ત ॥ ૨૩ ॥
તઉ અષ્ટાપદુ પણમીય એ, પુહવિહિ પહિલઉ તિત્થો ।
આગઇ ખોખાવસહિય, જિણુ ચઇવીસહં સત્થો ॥ ૨૪ ॥
સોનઇ રૂપઈ ફૂલ ફૂલે, વરિસાવીજઈ મેહુ ।
ખીર ઝરઇ સિરિ સંઘવિયહ, રાઈણિ અતિસય એહુ ॥ ૨૫ ॥
સા વધાઈ તાસુ તલે, પૂજિસુ રિસહહં પાય ।
મોર નાગ બેહ નમિસિઉ, જે હૂઆ સુર હાય ॥ ૨૬ ॥
કલિકુંડ પણમઇ લેપમઇ, જિણુ બાવીસ નમેસો ।
વીર જિણેસરુ વંદિય એ, સિરિ સાચઉર નિવેસો ॥ ૨૭ ॥
જગતિ જુહારીય સયલ હિવ, આયઉ મંડપ માહિં ।
દીઠઉ સામિ લેપમઈ, ઠવિઉ ભરહિ નરનાહિ ॥ ૨૮ ॥

પયડિય તીરથ વિમલગિરિ, ગણહર પુંડરિએણુ ।
માહિ ગભારા બિહું ગમઇ, સો પૂજિસુ રલિએણુ ॥ ૨૯ ॥

પગિ પગિ પડિમા જિણભવણિ, લબ્ભે કોઈ ન પારો ।
નાન્હા મોટા સવે તહિં, હિવ માહરઉ જુહારો ॥ ૩૦ ॥

હિવ અલજઈયઉ આદિ જિણુ, ભેટિઉ અભિનવ સૂરે ।
લોટિ કરંતા પાય તેલે, પુણ્ય મણોહર પૂરે ॥ ૩૧ ॥

ન્હવણુ વિલેવણુ પૂજકિય, જય જંગમ જગનાહ ।
હિયઉ સરોવર હરસિ ભરે, તઉ ઊલટિઉ અણાહ ॥ ૩૨ ॥

તૂઠઉ સવિહું આદિજિણુ, આવિઉ ભલઈ સંસારે ।
સિદ્ધખેતુ જુહારિયઇ, નવનિધિ પઠિય ભંડારે ॥ ૩૩ ॥

ઓલખઓલિય અજિયજિણુ, ચેલતલાઈ સંતિ ।
સિદ્ધિખેતુ તે નર લહિસિઇ, જે ભાવઇં પ્રણમંતિ ॥ ૩૪ ॥

તિર્યંચહ મારગ ઢંકિય એ, નરયહ દીન ઉવારો ।
મુગતિ મારગુ ઊઘાડિયઉ, જં ભેટિઉ જગનાહ ॥ ૩૫ ॥

પઢિંસિહિં ગુણિસિહિં નિસુણિસિહિં, ચેતપવાડિ જ એહ ।
ઘરિ બઈઠાહી જાતફલ, હોઈસી નિમ્મલ દેહ ॥ ૩૬ ॥

॥ ઇતિ શ્રી શત્રુંજય ચૈત્ય પરિપાટિ સમાસ ॥

## नागौर--चैत्य--परिपाटी

### सं०-श्रीयुत अगरचंदजी नाहटा

मारवाड राज्यान्तर्गत नागौर शहर एक प्राचीन नगर है, और उसका सम्बन्ध जैन समाजसे बहुत पुराना है। करीब एक हजार वर्षसे भी अधिक समयसे प्रारम्भ कर आज तक जैनोंका सम्बन्ध उससे अविच्छिन्न रूपसे चालु है। दिगम्बर और श्वेताम्बर दोनो सम्प्रदायोंका यहां अच्छा प्रभाव है। दि० भट्टारकजीकी यहां गद्दी है और उनका यहां अच्छा भंडार बतलाते है। खेद है कि भट्टारकजीकी संकुचितताके कारण अनेक विद्वानोंके प्रयत्न करने पर भी उसका अवलोकन नहीं हो सका। श्वे० समाजके तपागच्छ, खरतर-गच्छ, पार्श्वचन्द्रसूरिगच्छ, लोंकागच्छके भी यहां उपाश्रय है। पार्श्वचन्द्रसूरिजीका नागोरी तपागच्छ एवं लोंकोकी एक शाखा नागोरी लोंकाका नामकारग भी इसी नागौरके नामसे प्रसिद्धिमें आया है। धर्मघोषगच्छका भी यहा पहले अच्छा प्रभाव रहा है। अभी भी उस गच्छके गुरां गोपजी यहां है, जो सज्जन व्यक्ति हैं। यहा ज्ञानभंडार भी अच्छे होने चाहिए

थे, पर बहुत से संग्रह बिक कर अन्य स्थानोंमें पहुंच चुके हैं, अतः अब यहां साधारण संग्रह है। अब यहां बबू कोटडीमें हस्तलिखित ग्रन्थोंका थोडा संग्रह है, पर उसकी व्यवस्था अच्छी नहीं है। अतः नागौरके श्री संघका कर्तव्य है कि उनकी विवरणात्मक सूची तैयार करवावे व योग्य व्यक्तियोंको दिखलानेका प्रबंध ठीक किया जाय, जिससे वे प्रकाशमें आवे।

सं. १९०५ में यहां ७०० घर थे, पर अभी ओसवाल समाजके ४०० घर हैं और ५ श्वेतांबर जैन मन्दिर हैं। हमारे संग्रहमें एक नागपुरीय चैत्य परिपाटी है जिसमें उस समय *७ मंदिर होनेका पता चलता है। यह चैत्य परिपाटी यहां प्रकाशित की जा रही है। उक्त चैत्य परिपाटीका रचनासमय संभवतः १७ वी शताब्दिका है। उस समय यहां १ शांति, २ ऋषभ, ३ वीर, ४–५ ऋषभदेव, ६ पार्श्वनाथ और ७ महावीर ( नारायण वसही ) मंदिर थे+ पर वर्तमानमें ५ मंदिरोंमें ४ ऋषभदेवके और १ शांतिनाथ भगवानका है। इतने थोडे समयमें भी मंदिरोंकी संख्यामें व मूलनायकजीमें परिवर्तन हो जाना परिवर्तन-शील कालका ही प्रभाव समझना चाहिये। अभी जो मंदिर हैं उनमें ज्यादा प्राचीन अवशेष नहीं है। गणधरसार्धशतक बृहद्वृत्तिमें भी श्रीजिनवल्लभसूरिने यहांके मंदिरोंमें नेमिनाथ बिम्बकी प्रतिष्ठा की ऐसा लिखा है, पर अभी उसका कोई पता नहीं है। इसके पश्चात् श्रीजिनदत्तसूरिजी भी यहां आये थे और शाह धनदेव श्रावकसे वार्तालाप हुआ था। इसके बाद यहां विक्रमपुरका देवधर आया था, उस समय यहां के देवगृहमें देवाचार्यजी विराज रहे थे, उनसे विधिचैत्यके सम्बन्धमें वार्तालाप हुआ था। श्रीजिनलब्धिसूरीजीका स्वर्गवास सं. १४०६में यहीं हुआ था। उनके स्तूपका भी अब पता नहीं है। राज्य परिवर्तन एवं मुगलोंके आक्रमणादिके समय संभव है प्राचीन जैन अवशेषोंको धक्का पहुंचा हो। नागौरके जैन समाजका कर्तव्य है कि नागौरके जैन इतिहासको प्रकाशमें लावे।

---

* नागौरका सबसे प्राचीन उल्लेख कृष्णर्षिशिष्य जयसिंहसूरिरचित धर्मोपदेशमालावृत्तिमें पाया जाता है, जो कि सूरिजीने स. ९१३में भोजराजाके समयमें नागौरमें रची है ( जै. सा. सं इ. पृ. १८० )।

+ सं. १६९३में नागौरमें रचित विमलचारित्रकृत अजनासुन्दरी चौपाईमें भी ७ मंदिरोंका उल्लेख है—

" नागोर नगीने साते जिणवरु रे, आदि शांति जिण पास।
वीर जिणेसरने प्रणमी करी रे, चौपइ कीध उल्लास ॥ २९३ ॥

( जैन गुर्जर कविओ, भा. १, पृ. ४००)

## नागौर–चैत्य–परिपाटी

पुर नागोर नगीनो नाम, जिणहर सात तिहां अभिराम ।
एक एक पाहइ अति चंग, निरखंता उपजई मन रंग ॥ १ ॥
प्रथम भवनि श्री शांतिजिणंद, तस पाय नमता हुइ आणंद ।
पीतलमय मूरति अति सार, दीसइ समोसरण विस्तार ॥ २ ॥
बीजइ भुवनइ नाभिनृपपुत्र, नमता नरभव हुइ पवित्र ।
त्रीजइ पीतलमइ जिन वीर, प्रणमुं अविचल साहस धीर ॥ ३ ॥
चउथइ पंचम जिनवर वली, ऋषभदेव प्रणमुं मन रली ।
छट्ठइ जिणहर श्रीजिण पास, प्रगट प्रभावइ पूरइ आस ॥ ४ ॥
सातमइं वीर जिणंदु अभिराम, वसही [1]नारायणनइं नामि ।
जीरण जिणहर अतिशोभंत, ए सातइ जिणहर सुमहंत ॥ ५ ॥
नित प्रति ए जिणहर सहु नमइं, छोडी प्रमाद प्रभातनइ समइं ।
अतिघण संपद पामइं सही, विधि शुभ गति जुगति सवि लही ॥ ६ ॥
जे जिन नमइ सदा कर जोडी, ते पामइं मनवंछित कोडी ।
कहि श्रीविशालसुंदरगुरुसीस, सकल संघ पूरवो जगीस ॥ ७ ॥

॥ इति नागपुर–चैत्य–परिपाटी ॥

( [2]कृपाचन्द्रसूरिज्ञानभंडार, गुटका नं. २८ में )

---

१ नारायण वसहीकी प्रतिष्ठाका उल्लेख उपकेशगच्छ प्रबन्धमें है, उसके अनुसार यह मंदिर बहुत प्राचीन है । इस प्रबन्धका सार इस प्रकार है—

"कृष्णर्षि नागपुर गये । वहा के श्रेष्ठी नारायणको प्रतिबोध दे कर गुरुकी सम्मतिसे वहां कोटके स्थान पर जैन मंदिर बनवाया । श्रेष्ठीने कृष्णर्षिको प्रतिष्ठा करनेकी विनंती की, पर उन्होंने श्रीदेवगुप्तसूरि पूज्य है इस लिए उनसे करानेका कहा । अतः सेठने उन्हें गुजरातसे आमंत्रित कर प्रतिष्टा करवाई और ७२ गौष्ठिक रखे इससे नागपुरमे जैनधर्मका साम्राज्य फैला ।"

प्रबंधके अनुसार कृष्णर्षिका समय ५ वीं शताब्दिसे पहेलेका ज्ञात होता है, पर अन्य साधनों पर विचार करनेसे उनका समय ९वी शताब्दिका ज्ञात होता है ।

लोंकागच्छ पट्टावलीमें ओसवाल जातिके वर्तमान सूराणा गोत्रवालोका स. ११३२में नागौर आकर अभ्युदय होनेका उल्लेख इस प्रकार है—

"तत्पट्टे स. ११२३ श्रीपरमानन्दसूरिर्जातः । तस्मिन् गुरौ जाग्रति ११३२ वर्षे सूरवंशः कुतश्चित् कर्मदोषात् तुच्छता प्राप्त. परिवारेण । ततो गुरुणाऽऽज्ञप्त भो यूय नागोरनगरे वसता, तत्र स्थिताना भवता महानुदयो भावीति श्रुत्वा सूरवंशजो कामदेवसंघपति. सकलत्र एव नागोर नगरे उषितः । स. १२१० वर्षे सुखेन तत्र प्रतिवर्ष महती कुलवृद्धिर्जाता ।"

२ खेद है कि उनके शिष्य यति तिलोकचन्द्रजीने इस भण्डारको बेच डाला है । पता नही अब यह गुटका कहा है । उपर्युक्त चैत्य—परीपाटीकी नकल हमने करीब १० वर्ष पहेले की थी।

## 'રાણકદેવી' ફિલ્મમાં

# ગૂજરાતના માનનીય અધિકારીની બદનામી

[ લેખકઃ—પંડિત લાલચંદ્ર ભગવાન ગાંધી. વડોદરા ]

ગૂજરાતના સાક્ષરો, લેખકો, નવલકથાકારો અને રસિક કલાકારો હવે પોતાની પ્રતિભા-શક્તિને, કલ્પનાશક્તિને અને સર્જનશક્તિને ચંચલ ચિત્રપટોમાં ચમકાવી રહ્યા છે; પરંતુ તેઓ ગૂજરાતના ગૌરવશાલી પ્રામાણિક વાસ્તવિક ઇતિહાસને પ્રકાશમાં મૂકાવી શકતા નથી—એ ખેદજનક હકીકત છે. એથી પણ અધિક શરમાવનારી ઘટના તો એ છે કે—સૈકાઓ પૂર્વે થઈ ગયેલા ગૂજરાતના ગૌરવરૂપ મહાપુરુષોને, પોતાના દેશના પ્રસિદ્ધ પરમમાન્ય પૂર્વજોને, ગૂજરાતના પરમપ્રતાપી રાજાધિરાજ મહારાજાઓને, અને તેમના મહામંત્રો, દંડનાયક જેવા સમર્થ ઉચ્ચ અધિકારીઓને, તથા સુયશસ્વી ધર્મનિષ્ઠ સત્પુરુષોને સાચા સ્વરૂપમાં દર્શાવવાને બદલે સ્વચ્છંદી કલ્પના પ્રમાણે વિપરીત અને વિકૃત સ્વરૂપમાં ચીતરી રહ્યા છે! સામાન્ય જન-સમાજ પણ ઘૃણા અને તિરસ્કાર વરસાવે એવા રૂપમાં રચના કરી રહ્યા છે—એ જાણી ઇતિહાસના મર્મજ્ઞ અભ્યાસી સજ્જનોને દુઃખ-આઘાત થાય એ સ્વાભાવિક છે.

સાચા ઇતિહાસના અજ્ઞાનથી, ધર્મભેદથી, વર્ણભેદથી કે એવા જ બીજા કોઈ આંતરિક કારણથી જાણતાં કે અજાણતાં પણ રાજ-દ્રોહ, પ્રજા-દ્રોહ, દેશ-દ્રોહ કે ઇતિહાસ-દ્રોહ કરવો એ સજ્જન વિદ્વાનોને કોઈ રીતે શોભતું નથી. પોતાને હાથે જ પોતાના સદ્ગત પૂર્વજોની સત્કીર્તિને વિલુપ્ત કરવી, પોતાના દેશની વિભૂતિઓની પ્રતિષ્ઠાને હાનિ પહોંચાડવી, કિંવા કોઈ પ્રકારે તેમની અપકીર્તિ—બદનામી કરવી—એ કોઈ સજ્જનને છાજતું નથી. એવું અવળું પ્રચારકાર્ય અત્યંત ભયંકર હોઈ અતિનિંદ્ય ગણી શકાય તેમ છતા હાલમાં 'સનરાઇઝ'સીનેમા કું. ના ગૂજરાતી ભાષામાં ચાલુ થએલાં 'રાણકદેવી' નામના ચિત્રમાં સૂક્ષ્મ દૃષ્ટિથી નિરીક્ષણ કરનારને એવું વાંધાભર્યું ઘણું જોવા મળે છે. ગૂજરાતના ગૌરવને હલકું પાડી શરમાવે તેવું તેમાં ઘણું છે. તેની રચનામાં મુખ્યતયા ભાટ—ચારણોની દંતકથા અને મનસ્વી કલ્પનાઓ આધારભૂત થઈ હશે અને અધિક વજનદાર મનાઈ હશે તેવું જણાય છે.

ગૂર્જરેશ્વર સિદ્ધરાજના સમકાલીન અને સન્માનિત ઇતિહાસકાર આચાર્ય શ્રીહેમચંદ્રે ચૌલુક્યવંશ અપરનામ સં. દ્વયાશ્રય મહાકાવ્યમાં સિદ્ધરાજ જયસિંહનું જે ઉત્તમ ચરિત્ર વર્ણન કર્યું છે, અને પાછળના પ્રબંધચિંતામણિ જેવા ગ્રંથોમાં તે સંબંધમાં જે હકીકત મળે છે, તેની સાથે મેળ ન બેસે તેવું વિચિત્ર ચિત્રણ ઉપર્યુક્ત ચિત્રપટમાં જોવા મળે છે. રા ખેંગાર હણાતાં તેની વિધવા રાણીને, રાણકદેવી જેવી સતી સ્ત્રીને સિદ્ધરાજ જયસિંહ જેવો સોમનાથનો પરમભક્ત અને પ્રતાપી ગૂર્જરેશ્વર સતાવે, એ વિધવાને—એ બાલકોની માતાને પરણવા ચાહે, અથવા એના જેવો સાચો ક્ષત્રિય સ્ત્રી—કદર્થના કે બાલ—હત્યા જેવાં બાલિશ કર્મો કરે એવી દંતકથાને માનવા બુદ્ધિ ના પાડે છે. એવી હકીકત માની શકાય તેવી નથી. ફાર્બસ—રાસમાળા જેવા ગ્રંથમાં એવી દંતકથાને ભાટ, તૂરી ( ઢેડ-ગોર ) ની કથા તરીકે જ જણાવી છે

ગૂર્જરેશ્વર સિદ્ધરાજ જયસિંહને સોરઠના રા ખેંગાર સાથે રણસંગ્રામ થવામાં

શું નિમિત્ત મળ્યું હશે ? તે સ્પષ્ટ જાણી શકાતું નથી, તેમ છતાં નીચે જણાવેલી ઘટના જેવી કોઈ હકીકત નિમિત્તભૂત થઈ હોય તો તેમાં આશ્ચર્ય જેવું નથી.

સિદ્ધરાજ જયસિંહના રાજ્ય-સમયમાં વિ સં. ૧૧૯૩માં મલધારી હેમચંદ્રસૂરિના પટ્ટધર શ્રીચંદ્રસૂરિએ પ્રાકૃતભાષામાં રચેલા અગીઆર હજાર શ્લોકપ્રમાણ મુનિસુવ્રતચરિત્રના અંતમાં ગુરુપરંપરારૂપ દર્શાવેલી વિસ્તૃત પ્રશસ્તિમાં (ગાયકવાડ-પ્રાચ્યગ્રંથમાલામાં પ્રકાશિત પાટણ-જૈન ગ્રંથભંડારસૂચી ભા. ૧ તાડપત્રીયમાં પૃ. ૩૨૦-૩૨૧) સોરઠના રા ખંગારનો પ્રાસંગિક પરિચયાત્મક ઉલ્લેખ મળે છે કે —

"અણહિલવાડ નગરથી તીર્થયાત્રા માટે ચાલેલા સંઘે મહામહિમાવાળા જે (મલધારી આચાર્ય શ્રીહેમચંદ્ર)ને પ્રાર્થના કરીને પોતાની સાથે લીધા હતા. ઘણા આડંબરવાળા વિશાળ તે સંઘે વામણથલી (વણથલી) નગરીમાં આવી બહાર પડાવ નાખ્યો હતો. ત્યાં રાજાની છાવણીની જેમ તંબૂઓ તાણીને રહેલો સંઘ શોભી રહ્યો હતો. શ્રાવકજનો કુંકુમના અંગરાગ કરીને, પટ્ટાંશુક જેવાં ઉત્તમ વસ્ત્રો પહેરીને, તથા અંગ ઉપાંગમાં રત્નજડિત સોના વગેરેના વિભૂષણોથી વિભૂષિત થઈને જિનમંદિરમાં પૂજા-પ્રભાવના કરી રહ્યા હતા. તેમને જોઈ સોરઠના પ્રભુ ખંગારનું મન દુષ્ટ થયું હતું. બીજાઓએ પણ તેને કહ્યું કે-"રાજન્! અણહિલવાડ નગરની સર્વ લક્ષ્મી તમારાં ભાગ્યોથી અહિં આવેલી છે, તો તમે એને ગ્રહણ કરો, જેથી તમારો ભંડાર પ્રૌઢ થાય. આ લક્ષ્મી એક ક્રોડ દ્રવ્ય-પ્રમાણ સંભવે છે." તેણે (ખંગારે) પણ લોભવડે તે સર્વ લક્ષ્મી લેવા ઇચ્છા કરી, પરંતુ સર્વજન-મર્યાદાના લોપ અને અપયશથી ડરતાં નિવૃત્તિ કરી. 'લક્ષ્મી લઈ લેવી કે મુકત કરવી?' એ સંબંધમાં નિશ્ચય ન કરી શકાતા સંશયવાળા ચિત્તે વિચાર કરીને દિવસ પર્યંત સંઘને ત્યાંજ રોકી રાખ્યો. કહેવરાવવા છતાં પણ સંઘ સંબંધીના કોઈ મનુષ્યને તેણે દર્શન આપ્યાં નહિ. બીજે દિવસે તેનો સ્વજન મૃત્યુ પામ્યો, તેથી દિલાસો આપવાના બહાને જે મુનીન્દ્રે (મલધારી હેમચંદ્રાચાર્યે) ત્યાં જઈને એ (રા ખંગાર)ને પ્રતિબોધ આપી-સમજાવીને સંઘને ઋદ્ધિ સાથે મુકત કરાવ્યો હતો.

સંઘે ઉજ્જયંત (ગિરનાર) અને શત્રુંજય એ બંને તીર્થોમા જઈ શ્રીનેમિજિનેંદ્ર અને ઋષભનાથને વિભૂતિ (આડંબર)પૂર્વક વંદન કર્યું હતું. તેમાં ઉજ્જયંત તીર્થ (ગિરનાર)માં અર્ધો લાખ પારુત્થય (તે વખતનું નાણું) ઉત્પન્ન થયું હતું. અને શત્રુંજય તીર્થમાં ત્રીસ હજાર ઉત્પન્ન થયા હતા (અર્થાત્ તે સંઘે ત્યાં તેટલી ભેટ ધરી હતી)."

અપ્રકાશિત પ્રાચીન તાડપત્રો પર લખાયેલા, પાટણના જૈન ગ્રંથભંડારમાં રહેલા પ્રાકૃતગ્રંથમાં એ હકીકત જણાવેલી છે.[1]

---

१ "अणहिल्लवाड-नयराउ तित्थजत्ताए चलिय-संघेण ।
अब्भत्थिऊण नीओ सहप्पणा जो महामहिमो ॥६३॥
वामणथलि-नयरीए दिन्नावासम्मि संघेण ॥६५॥
वाडी-विताणएहि गुरुरख-(च)उखंडएहि गुलिणीर्हि ।
वियडे विरायमाणे निवखंधावार-सारिच्छे ॥६६॥

'રાણકદેવી' ફિલ્મમાં અધિક અધમ બીજું ચિત્રણ સિદ્ધરાજના એક ઉચ્ચ અધિકારી સાજણુ–સજ્જનનું જોવા મળે છે. પહેલા પ્રસંગમાં પાણી ભરવા જતી પોતાની પત્નીની દેસલદ્વારા થતી છેડતીને વાણિયાવિદ્યા ( વેવલાવેડા )દ્વારા સિદ્ધરાજને સમજાવતો તેને રજુ કર્યો છે. બીજા પ્રસંગમાં તેને ખાવાનો વેપ અપાવીને રાણકદેવી વિરુદ્ધ પ્રચારકાર્ય કરતો અને ત્યાં જાહેર થઈ જતાં રા'ખેંગાર દ્વારા અપમાનિત કરાતો ચીતર્યો છે. ત્રીજા પ્રસંગમાં વળી તે સજ્જનને ભવાઈ કરતો ચીતરી ફિલ્મની સંકલના કરનારે પોતાના કલ્પના–ભરેલા ફલદ્રૂપ ભેજાનો પરિચય કરાવ્યો છે. સાથે વણિકો પ્રત્યે જ નહિ, જૈન–જનતા પ્રત્યે પણ આંતરિક વૈરવૃત્તિનો પરિચય આપ્યો છે. ગૂજરાતના કીર્તિશાલી સદ્ગત સંરક્ષક શાસકોની નિર્લજ્જ મશ્કરી કરી ગૂજરાત પ્રત્યે એવી રીતે વફાદારી (!) બતાવી હશે.

---

कय–कुंकुमंगरायं नियच्छ–पट्टंसुयाइ–वरवत्थं ।
कंचण–रयणादि–भूसियं अंगुवंगेसु ॥६७॥
दट्ठूण सावयजणं जिणहर–परिहावणं पकुव्वंतं ।
खंगारस्स सुरट्ठा–पहुणो जायं मणं दुट्ठं ॥६८॥
अन्नेहिं वि सो भणिओ "रायमनहिल्वाडयस्स नयरस्स ।
चिट्ठइ लच्छी सव्वा इहागया तुज्झ पुन्नेहिं ॥६९॥
ता गिण्ह तुमं एयं भंडारो होइ तुह जहा पोढो ।
संभाविज्जइ ठाणं एक्काए दव्व–कोडीए ॥७०॥"
लोभेण सो वि सव्वं तं गहिउ वंछए पुणो वि परं ।
सव्वयण–मज्जाया–लोव–अयस–भीओ नियत्तेइ ॥७१॥
इय अकय–निच्छओ सो गहण–मोक्खे य संसइय–चित्तो ।
चिंतूण दिणमाणं संघं धारेइ तत्थेव ॥७२॥
भणिज्जंतो वि दिणो वि सो संघो संतियजणस्स ।
नो देइ दंसणं अन्नया य सयणो मओ तस्स ॥७३॥
तो दिक्खणय–मिसेणं जेण मुणिंदेण तत्थ गंतूण ।
पडिबोहिऊण एयं संघो मोयाविओ सद्धिं ॥७४॥
उज्जयंत–सत्तुंजएसु तित्थेसु दोसु वि जिणिंदे ।
सिरिनेमि–उसहनाहे वंदइ संघो विभूईए ॥७५॥
तत्थुज्जयंततित्थे पारुत्थय अद्धलक्खमुप्पन्नं ।
सत्तुंजयम्मि तित्थे तीस सहस्सा समुप्पन्ना ॥७६॥

સં. ૧૧૯૩માં શ્રીચંદ્રસૂરિવિરચિત પ્રા. મુનિસુવ્રતચરિત્રની પ્રશસ્તિમાં ગા. ૬૭થી ૭૬ [ ગા. ઓ. સિ. પાટણ જૈન ભંડારની ગ્રંથસૂચી ભા. ૧, પૃ. ૩૨૦–૩૨૧.]

એ સાજણ–સજ્જન કોણ હતો ? તે કેવો સમર્થ શક્તિશાલી, કર્તવ્યદક્ષ, દીર્ઘદર્શી, બુદ્ધિશાલી, યથાર્થ નામવાળો ધર્મનિષ્ઠ મહાપુરુષ હતો ? એ સમજવા માટે પ્રાકૃત, સંસ્કૃત, પ્રાચીન ગૂજરાતી વિશાલ જૈન સાહિત્યના ઐતિહાસિક ઉલ્લેખો જોવા જોઈએ. એ જોતાં જણાશે કે ગૂજરાતની પ્રશંસાપાત્ર ઉત્તમ ઐ. વ્યક્તિના નામનો કેવો દુરુપયોગ કરવામાં આવ્યો છે. ગૂજરાતના સાક્ષરો–લેખકો પોતાના જ પૂજ્ય પૂર્વજોનો અનિચ્છનીય અનુચિત કેવો ઉપહાસ કરી–કરાવી રહ્યા છે ! પોતાની શક્તિને કેવા અવળા માર્ગમાં ઉતારી રહ્યા છે !!

ગૂજરાતના સુપ્રસિદ્ધ મંત્રીશ્વર વસ્તુપાલ–તેજપાલના ધર્માચાર્ય વિજયસેનસૂરિ, સિદ્ધરાજ પછીના સૈકામાં વિદ્યમાન હતા. જેમણે ગિરનાર અને આબૂ પરનાં તેમનાં કરાવેલાં પ્રશંસનીય ધર્મસ્થાનોની સં. ૧૨૮૭–૮૮મા પ્રતિષ્ઠા કરી હતી; તે આચાર્યે ગિરનારની યાત્રા કર્યા પછી રેવંતગિરિ–રાસ રચ્યો હતો, જે ગાયકવાડ–પ્રાચ્યગ્રંથમાળામાં પ્રાચીનગૂર્જરકાવ્યસંગ્રહમાં પ્રકાશિત થઈ ગયેલ છે. તેમાં જણાવ્યું છે કે–" ગૂર્જરધરામાં અમરેશ્વર (ઇંદ્ર) જેવા પ્રવર પૃથ્વીશ્વર શ્રીજયસિંહદેવ થઈ ગયા, તેણે સોરઠના રા ખેંગારને હણીને ત્યાં સારા દંડાધિપ (દંડનાયક–સેનાપતિ=સૂબા, ગવર્નર જેવા ઉચ્ચ અધિકારી) તરીકે સાજણને સ્થાપ્યો હતો. તેણે ગિરનાર પર નેમિજિનેંદ્રનું અભિનવ ભવન કરાવ્યું હતું—એ રીતે ચંદ્ર–બિંબમાં પોતાનું નિર્મલ નામ લખાવ્યું હતું. સ્થૂલ વિશાલ સ્તંભો, લલિત પૂતળીઓ, મનોહર કળશ, મંડપ, તોરણ, રણઝણની ઘૂઘરીવાળો ધ્વજદંડ વગેરેથી શોભતા, નેમિજિનના એ ઊંચા ભવનનો ઉદ્ધાર વિ. સં. ૧૧૮૫માં નર–શેખર એ સાજણે કર્યો હતો "[૨]

સં. ૧૩૨૦ લગભગમાં ધર્મઘોષસૂરિએ રચેલા [૩]ગિરનાર–કલ્પમાં, તથા સં. ૧૩૮૫–

---

૨ " જમ્મણુ જોવ્વ જીવિય તસુ તાહ કયત્થૂં, જે નર ઉજ્જિંત–સિહરુ પેક્ખઈ વરતિત્થૂ;
આસિ ગુરજર–ધરય જેણ અમરેસરુ, સિરિજયસિંધદેઉ પવરુ પુહવીસરુ;
હણવિ સોરઠુ તિણિ રાઉ ખંગારરૂ ઠવિઉ સાજણું દંડાહિવં સારઉ ૮
અહિણવુ નેમિજિણિંદ તિણિ ભવણુ કરાવિઉ, નિમ્મલુ ચંદરુ–બિંબે
નિય નાઉં લિહાવિઉં;
થોર–વિક્ખંભ–વાય ભન્નરમાઉલં, લલિત–પુત્તલિય–કલસ–કુલ–સંકુલં;
મંડપુ દંડ ધણું તુંગતર–તોરણું, ધવલિય વજ્જિ રુણઝુણિહિ–કિંકિણિ ધણુ;
ઇક્કારસય–સહીઉ પંચાસીય વચ્છરિ, નેમિ–ભુવણુ ઉધ્ધરિઉ સાજણી નર
સેહરે ૯ "
સં ૧૨૮૭ લગભગમાં વિજયસેનસૂરિએ રચેલ રેવંતગિરિરાસમાં ( ક. ૧, ૮–૯ ગા. ઓ. સિ.ના પ્રાચીન ગૂર્જર–કાવ્યસંગ્રહમાં પ્ર.)

૩. "याकुड्यमात्य–सज्जनदण्डेशाद्या अपि व्यधुर्यत्र ।
नेमि–भवनोद्धृतिमसौ गिरिनारगिरीश्वरो जयति ॥"
ધર્મઘોષસૂરિકૃત ગિરિનારકલ્પમા ( પ્રા. ગૂ. કા. સંગ્રહ પાર. ૭ પૃ. ૨૦માં )

૮૯મા જિનપ્રભસૂરિએ રચેલા ૪તીર્થકલ્પ (પ્રા. રૈવત-કલ્પ)માં પણ એ જ આશયવાળો ઉલ્લેખ મળે છે (જુઓ ઉપર્યુક્ત પ્રાચીનગૂર્જરકાવ્યસંગ્રહ પરિ. ૭, ૫).

સં. ૧૩૩૪માં પ્રભાચંદ્રસૂરિએ રચેલા પ્રભાવકચરિત્ર(હેમચંદ્રસૂરિચરિત્ર)મા, સં. ૧૩૬૧મા વઢવાણમા મેરુતુંગસૂરિએ રચેલા પ્રબંધચિંતામણિ (સિદ્ધરાજાદિપ્રબંધ)માં, સં. ૧૪૯૨ મા પં. જિનમંડનગણિએ રચેલા કુમારપાલપ્રબંધમાં, સં ૧૫૦૩માં પં. સોમધર્મગણિએ રચેલી ઉપદેશસપ્તતિમા, સં. ૧૫૦૬મા રત્નશેખરસૂરિએ રચેલી શ્રાદ્ધવિધિવૃત્તિમાં, સં ૧૫૧૭ લગભગમાં રત્નમંદિરગણિએ રચેલી ઉપદેશતરંગિણીમા, રત્નસિંહસૂરિ-શિષ્યે રચેલી ગિરનારતીર્થમાલામા, તથા સત્તરમી સદીના કવિ હેમવિજય અને ગુણવિજયે રચેલા વિજયપ્રશસ્તિ મહાકાવ્યમાં, કવિ ઋષભદાસે સ. ૧૬૭૦માં રચેલા કુમારપાલરાસમાં અને બીજા પણ અનેક ગ્રંથોમાં થોડા ફેરફાર સાથે પણ એ દંડનાયક સજ્જનના ઉપર્યુક્ત સત્કર્તવ્યનાં સંસ્મરણો છે. એ ગ્રંથોના આધારે જણાય છે કે-ગૂજરાતની પ્રાચીન રાજધાની પાટણના સંસ્થાપક વનરાજ ચાવડાએ જેની બાણુકળા અને બહાદુરીની પરીક્ષા કરી જેને પોતાનો મહામાત્ય બનાવ્યો હતો, તે શૂરવીર જૈન મંત્રી જાંબનો વંશજ આ સજ્જન હતો. ઉપદેશસપ્તતિમાં જણાવ્યા પ્રમાણે તે શ્રીમાલવંશનો શ્રેષ્ઠી હતો. ગૂર્જરેશ્વર સિદ્ધરાજે રાખેંગાર જેવા સાથેના યુદ્ધમા તેના પરાક્રમની પરીક્ષા કરી હશે, તેથી તો તેની યોગ્યતા જોઈ-વિચારી રા ખેંગારના સ્થાનમા, તેના પછી પોતાના પ્રતિનિધિ તરીકે સોરઠદેશના શાસક-દંડનાયક તરીકે ઉચ્ચ અધિકારી તરીકે આ સજ્જનને નીમ્યો હતો. હાથીઓ, ઘોડાઓ, રથો અને પાયદળવાળા ચતુરંગ સૈન્યના અધ્યક્ષ સેનાપતિને, દંડઉપાય-દંડનીતિદ્વારા દેશને અંકુશમાં રાખનાર અધિકારીને વિદ્વાનો દંડનાયક તરીકે ઓળખાવે છે. '**चतुष्कलाध्यक्षः सेनानीर्दण्डनायकः**' ( હેમ, અભિધાનચિંતામણિ કોશ કાંડ ૩, શ્લો. ૩૮૯).

દીર્ઘદર્શી એ સજ્જન દંડનાયકે પોતાનું અધિકારકાર્ય ઉત્તમ રીતે વિશિષ્ટતાથી બજાવતાં પૂર્વોક્ત પ્રશસ્ત કાર્ય કરવા વિચાર કર્યો, એટલું જ નહિ, ગૂર્જરેશ્વરે સોરઠ પર મેળવેલ વિજયની ચિરસ્મરણીય યાદગિરી રાખવા, ગૂજરાતના પવિત્ર કીર્તિ-સ્તંભ જેવા જિનમંદિરને ત્યા સ્થાપવાનો સ્તુત્ય પ્રયત્ન પણ કર્યો. એકાંતરે ઉપવાસ કરનારા તપસ્વી આચાર્ય ભદ્રેશ્વરસૂરિનો ઉપદેશ એમા પ્રેરક થયો હતો. તેણે નેમિજિનના પહેલાના કાષ્ઠમય મંદિરનો ઉદ્ધાર કરી ત્યાં ઉત્તમ શિલામય મનોહર રચનાવાળું અદ્ભુત જિન-મંદિરરૂપ સ્મારક તૈયાર કરાવ્યું. એ કાર્ય કરવામાં ૨૭ લાખ (બીજા કથન પ્રમાણે ૭૨ લાખ, ત્રીજા કથન પ્રમાણે ૧ કરોડ અને ૭૨ લાખ) રૂપીઆ જેટલા દ્રવ્યનો વ્યય થયો. સોરઠમાંથી ઉઘરાવેલી ત્રણ (બીજા કથન પ્રમાણે ૯ ત્રીજા કથન પ્રમાણે ૧૨) વર્ષોની આવકને ખર્ચી નાખી, તેમ છતાં ગૂર્જરેશ્વર કદાચ માગે ત્યારે તે રાજકીય ધન આપવા પણ તેણે દક્ષતાથી તૈયારી કરી રાખી હતી. વામનથલી(વણથલી)ના જૈન શ્રીમંત આગેવાનોએ એ

૪. "पुव्विं गुज्जरधराए जयसिंहदेवेणं खंगाररायं हणित्ता सज्जणो दंडाहिवो ठाविओ। तेण य अहिणवं नेमिजिणिंदभवणं एगारससयपंचासीए विक्कमरायवच्छरे काराविअं ॥"
જિનપ્રભસૂરિના તીર્થકલ્પ (રૈવતકલ્પ) માં (આ. ઓ. સિરીઝના પ્રા. ગૂ કા. સંગ્રહ પરિ. ૫ )

પુણ્યકાર્યમાં પોતાનો પૂરેપૂરો હિસ્સો આપવા પૂરી તત્પરતા દર્શાવી હતી. બીજી તરફ દુર્જન-પિશુનોએ પોતાના જાતિ-સ્વભાવ પ્રમાણે એ સંબધમાં ચાડી-ચુગલી કરી ગૂર્જરેશ્વરના કાન ભંભેર્યા હતા, પરંતુ પરિણામે સાચી વસ્તુસ્થિતિ જણાતાં મહારાજાનો આવેશ શમી જતા તેને ધન્યવાદ મળ્યો હતો, અને ચાડી-ચુગલીખોરોને શિક્ષા થઈ હતી. (જે, સીનેમામાં વિરુદ્ધ રીતે રાખેંગારદ્વારા સજ્જનને થઈ દર્શાવી છે ! !)

ગૂર્જરેશ્વર મહારાજા સિદ્ધરાજ સોરઠમા સોમનાથનાં દર્શન-પૂજન કર્યા પછી ઉજ્જયંત, રૈવત નામવાળાં ગિરનાર તીર્થની યાત્રા કરવા ગયા હતા, અને તેમણે ત્યાં નેમિજિનની પણ પૂજા-ભકિત ભેટ સ્તુતિ કરી હતી, એમ આચાર્ય શ્રીહેમચદ્રે સં. ચૌલુકયવંશ અપરનામ દ્વયાશ્રમ મહાકાવ્ય ( સર્ગ ૧૫, શ્લો. ૬૦થી ૮૮) મા વિસ્તારથી જણાવ્યું છે.

એ સમયે ઉપર્યુકત મનોહર મદિર જોતાં મહારાજાના મુખમાથી સહસા ઉદ્‌ગાર નીકળ્યો હતો કે-' ધન્ય છે તેના માત-પિતાને, જેણે આ અદ્‌ભુત જિન-મંદિર કરાવ્યું.' એના કરાવનાર સબંધમા પૂછ-પરછ થતાં એ દંડનાયક સજ્જને અવસરોચિત ઉચ્ચાર્યું કે-' માતા સયણલ્લા દેવી અને પિતા કુર્ણદેવ ધન્ય છે, કે જેમના સુપુત્રરત્ન એવા આપ મહારાજાએ જ આ મદિર કરાવ્યુ છે. ' એ સંબંધમાં વિશેષ સ્પષ્ટીકરણ કરતાં તેણે જણાવ્યું કે-" આપ બેમાથી એક રુચિ પ્રમાણે સ્વીકારો, આપ તીર્થોદ્ધારનું પુણ્ય સ્વીકારો; અથવા સોરઠની આવકનું ધન જ ચાહતા હો, તો તે પણ તૈયાર છે. આપના પ્રસાદથી સુખી, વણથલીના શ્રીમંત જૈન મહાજન આ પુણ્ય સ્વીકારવા અને તેટલુ ધન આપવા ઉત્સુક છે. " (કુ. પ્રબંધમા ફેરફારવાળો ઉલ્લેખ છે, કે છ માહિનામાં કલશ પર્યંત મંદિર તૈયાર થતા સજ્જનનો સ્વર્ગવાસ થતા, ધ્વજદંડ તેના પુત્ર પરશુરામે ચડાવ્યો હતો અને ઉત્તરાધિકારી તરીકે સિદ્ધરાજને પ્રત્યુત્તરથી તેણે સંતુષ્ટ કર્યો હતો.)

સોરઠના એ દંડનાયક સજ્જનના વચન-ચાતુર્યથી પ્રસન્ન થઈ વિવેકી ગૂર્જરેશ્વરે તુચ્છ અનિત્ય ધન કરતાં તીર્થોદ્ધારનુ પુણ્ય અત્યુત્તમ સમજી, તે સ્વીકારવા પસંદગી દર્શાવી, પોતાની કીર્તિ વધારનારા પ્રસ્તુત પ્રશસ્ત કાર્યની પ્રશંસા કરી, વધારામા તીર્થની પૂજા-રક્ષા માટે બાર ગામોનુ દાન આપ્યું હતુ. સોરઠનો અધિકાર ફરી પણ એ જ સજ્જનને સોંપ્યો હતો. એ સજ્જને ગિરનારથી શત્રુંજય તીર્થ સુધી ૧૨ યોજન લાંબો દુકૂલમય મહાધ્વજ તીર્થને ભેટ આપ્યો હતો. ઉપર્યુક્ત જૈન શ્રેષ્ઠીઓએ વણથલીમા જ જિનમંદિરો રચાવીને પોતે કહેલા દ્રવ્યને એવા પુણ્યકાર્યમાં ખર્ચ્યું હતુ.

વિ. સ. ૧૧૮૫મા દંડનાયક સજ્જને ગિરનારતીર્થ પર કરાવેલા નેમિજિનના મદિરને [5]ગિરનાર તીર્થમાલામાં અને [6]વિજયપ્રશસ્તિ મહાકાવ્યમાં ' પૃથ્વીજય પ્રાસાદ '

---

૫ સંવત ઇગ્યાર ચુરાસી વરસિઇ, સિદ્ધરાય જયસિહ-આદેસિઇ;
અભિનવુ અગ ઉલ્હાસો.
ધન ધન સાજણ મંત્રિ-મુકુટ-મણિ, પૃથ્વીજય પ્રાસાદ રચીઉ જિણિ;
ગરુઅડિ કરી કિવલાસો. ૮ "

—વિ સં. ૧૫૦૯ પછી વિક્રમની ૧૬મી સદીમા રત્નસિંહસૂરિ-શિષ્યે રચેલી ગિરનાર-તીર્થમાલામાં (ભાવનગર ય વિ. ગ્રં. પ્રકાશિત પ્રાચીન તીર્થમાળા સંગ્રહ ભા. ૧, પૃ. ૩૪ )

૬. राज्ञाऽथ सत्कृतस्तेन सङ्घेन बहुना सह ।
गिरिं रैवतनामान-मारुरोह महामुनिः ॥५१॥

નામથી ઓળખાવેલ છે, તે નામમાં રહસ્ય સમાયેલું છે. એક રીતે તેમાં પૃથ્વીશ જયસિંહનું સ્મરણ છે, તે રાજા સમગ્ર પૃથ્વી પર વિજય પ્રાપ્ત કરે તેવી શુભ ભાવના પણ છે. બીજી રીતે શિલ્પશાસ્ત્રની દૃષ્ટિએ ઉત્તમ પ્રાસાદોમાં એ નામની ગણના છે. એવી પ્રાસાદ-રચના પૃથ્વી પર જય અપાવનાર થાય છે. મહારાજા ભોજદેવે રચેલા અને ગાયકવાડ-પ્રાચ્યગ્રંથમાલામાં પ્રકાશિત થયેલા[૭] સમરાંગણ નામના શિલ્પશાસ્ત્રમાં (ભા. ૨, અ. ૫૭, પૃ ૯૮માં) એનો પરિચય આપ્યા પછી અંતમાં તે સંબંધમાં જણાવ્યું છે કે—" જે રાજા, એવા પ્રકારના **પૃથિવીજય પ્રાસાદને** કરે, તે શત્રુઓને જીતી સમસ્ત પૃથ્વી પર વિજય પ્રાપ્ત કરે છે; બીજો પણ કોઈ ભક્તિમાન્ આ (પૃથ્વીજય પ્રાસાદ)ને કરે, તે પણ સુખ પામે છે, અને અંતે પરમપદને પામે છે."

**ગૂર્જરેશ્વરના આવા દીર્ઘદર્શી ઉચ્ચ અધિકારી દંડનાકને, સોરઠને શણગારનારા શાસકને, નામથી અને અર્થથી ખરેખરા સજ્જનને ચિત્રપટમાં જે તુચ્છ રીતે ચીતર્યો છે તે માટે કથાસંકલના કરનારાઓએ શરમાવું જોઈએ અને પોતાની ભૂલને સુધારી લેવી જોઇએ. પરમાત્મા સૌને સદ્બુદ્ધિ આપે, એ જ શુભેચ્છા.**

સં. ૨૦૦૩ કા. શુ ૧૫.

---

मुदितः स नतश्चैत्ये नेमिनः स्वामिनस्ततः ।
बिम्बमम्बुधरच्छायं वीक्ष्य प्रीतिं परां दधौ ॥६०॥

व्याख्या—स (विजयसेनसूरि-) गुरुर्मुदितः सन् चैत्ये **गूर्जरत्राधीश—श्रीसिद्धराज—जयसिंहदेव—महामंत्रीश्वर—सज्जन**श्रेष्ठिकारिते **पृथिवीजय**नाम्नि **प्रासादे** गतः प्राप्तः ।"

સં. ૧૬૮૮મા કવિ હેમવિજય-ગુણવિજયકૃત વિજયપ્રશસ્તિ મહાકાવ્ય સર્ગ ૨૦, શ્લો ૫૯-૬૦ ય. વિ. ગ્રં પ્ર.

૭. "एवंविधं विधत्ते यः **प्रासादं पृथिवीजयम्** ।
पृथ्वीं विजयते कृत्स्नां निर्जितारिः स पार्थिवः ॥
अन्योऽपि कश्चिद् यः कुर्याद् [पृथ्वीश]—भक्तिमानिमम् ।
सोऽपि सौख्यमवाप्नोति पश्चादन्ते परं पदम् ॥

ભોજદેવનિર્મિત સમરાંગણ (ગા. પ્રા. ગ્રં. પ્ર. અ. ૫૭, પૃ ૯૮).

---

# ગોળ, ખાંડ અને સાકર

( લે. પ્રો. હીરાલાલ ર. કાપડિયા એમ એ. )

જૈન સાહિત્ય એ મોટે ભાગે ધાર્મિક સાહિત્ય છે—એમાં તત્ત્વજ્ઞાનનું અને આચારના વિચારનું પ્રાધાન્ય છે એ વાત ખરી છે, પણ એમાં પ્રસંગવશાત્ એવી કેટલીયે બાબતો જોવાય છે કે જે સંતુલન, સવાદિતા અને વિશિષ્ટતાની દૃષ્ટિએ મહત્ત્વની છે. આવી એક બાબત તે સાકરના પ્રકારોને લગતી છે. એનો આપણે વિચાર કરીએ તે પૂર્વે એની સાથે સંબંધ ધરાવનાર 'ગોળ' અને 'ખાંડ' વિષે થોડીક હકીકત નોધીશું.

ગોળ—'ગોળ' એટલે શેરડીના રસને ઉકાળીને બનાવાતું એક ખાદ્ય એને માટે સંસ્કૃતમાં **गुड** અને **गुल** એમ બે શબ્દો છે. પાઇયમાં પણ આ બે શબ્દો ગોળના અર્થમાં વપરાયા છે. જેમકે 'ગુલ' અને 'ગુડ' એ બંને શબ્દ **સિદ્ધહેમચન્દ્ર**ના આઠમા અધ્યાયના પહેલા પાદના [1]૨૦૨માં સૂત્રની **પ્રકાશિકા** નામની સ્વોપજ્ઞ વૃત્તિમા અને 'ગુડ' શબ્દ "**પ્રાકૃતસૂક્તરત્નમાલા**" (ગા. ૧૫૧)માં વપરાએલ છે. ઠાણ (૩, ૧; ૯), **નાયાધમ્મકહા** (૧, ૮), **ગાહાસત્તસઈ** (ગા. ૫૫૪) ઇત્યાદિમાં 'ગુડ' શબ્દ નજરે પડે છે. પવયણસારુદ્ધાર (દ્વા ૨૪; ગાં. ૨૨૧)માં 'ગુલ' શબ્દ છે.

**અભિધાનચિન્તામણિ** (કાણ્ડ ૩, શ્લો. ૬૬)માં **गुड**નો અર્થ શેરડીના રસનો કાઢો (ક્વાથ) અપાયો છે અને એ સમુચિત છે. **લક્ષ્મણ રામચન્દ્ર વૈદ્ય**કૃત "સંસ્કૃત–અંગ્રેજી કોશ"માં **फणि** અને **फणित** નો અર્થ molasses એટલે કે 'ગોળ' અપાયો છે, પણ આ શબ્દો સાહિત્યમાં ક્યાં વપરાયા છે તે જણાવાયું નથી. વિશેષમાં આ કોશમાં **फाणित** શબ્દ નથી. પાઇયમાં **फाणिय** શબ્દ છે. એના ત્રણ અર્થ છે (૧) ગોળ, (૨) ગોળનો એક જાતનો વિકાર યાને આર્દ્ર ગોળ અને (૩) કાઢો મહત્તર **જિનદાસગણિ**કૃત **નિસીહવિસેસચુણ્ણિ**માં "**फाणिओ गुडो भण्णत्ति**" એવો ઉલ્લેખ છે. **ઓવવાઇય, કપ્પ, પિંડનિજ્જુત્તિ** (ગાથા ૨૩૯ અને ૬૨૫) અને **પવયણસારુદ્ધાર** (દ્વાર ૪; ગાથા ૨૨૨)માં આર્દ્ર ગોળ યાને પાણી વડે દ્રાવિત ગોળ એ અર્થમાં **फाणिय** શબ્દ વપરાયેલો છે. **પણ્ણવણા** (પદ ૧૭, પત્ર ૫૩૦)માં કાઢાના અર્થમાં આ શબ્દ વપરાયો છે. ગોળને અંગે ઢીલો ગોળ, એસરી ગયેલો ગોળ ઇત્યાદિ પ્રયોગો કરાય છે. અંગ્રેજીમાં ગોળને માટે treacle અને molasses એમ બે શબ્દો છે.

ખાંડ—આ ગળ્યા પદાર્થ માટે **અભિધાનચિન્તામણિ** (કાણ્ડ ૩, શ્લો ૬૭)માં **खण्ड** અને **मधुधूलि** એમ બે સંસ્કૃત શબ્દો અપાયા છે. આમ ખાંડને અહીં મધની રજકણ જેવી મીઠી કહી છે. 'ખાંડ' એ અર્થમાં પાઇયમાં **खंड** શબ્દ છે, એ **ઉપદેશ-રત્નાકર** (અંશ ૬, તરંગ ૮)માં **खण्ड** શબ્દ વપરાયો છે. **પાઇયસદ્દમહણ્ણવ**માં એનો અર્થ 'ચીની, મિસ્રી' એમ સૂચવાયો છે. ખાંડને અંગ્રેજીમાં sugar કહે છે અને સાકરને candied sugar કહે છે.

**સાકર**—ખાંડના પાસાદાર ગાંગડાને 'સાકર' કહે છે એ વાત તો સૌ કોઈ જાણે છે. એને કેટલાક 'મિસરી' પણ કહે છે. ખડી સાકર, ફુમની સાકર, પતરીની સાકર એમ એના પ્રકાર પ્રમાણેનાં નામો છે. સંસ્કૃતમાં એને માટે **शर्करा** શબ્દ છે અને એ સુપ્રસિદ્ધ છે. **અભિધાનચિન્તામણિ** (કાણ્ડ ૩, શ્લો. ૬૬–૬૭)માં એના **सिता** અને **सितोपला** એમ બે પર્યાયો અપાયા છે. પાઇયમાં 'સાકર' એ અર્થમાં **सक्करा** શબ્દ છે. **નાયાધમ્મકહા** (સુય૦ ૧, અ. ૧૭; સુત્ત ૧૧૩)માં આ શબ્દ વપરાયો છે સાથે સાથે ખાંડ, ગોળ અને સાકરના અન્ય પ્રકારો સૂચવનારા શબ્દ પણ અહીં વપરાયા છે. પ્રસ્તુત પંક્તિ નીચે મુજબ છે :—

---

૧ "**डो लः**" એમ આ સૂત્ર છે. એનો અર્થ એ છે કે **ड्** નો **ल्** થાય છે. જેમ કે **गुड** નો **गुल**. આમ **गुल** એ પાઇય શબ્દ સંસ્કૃતમાં દાખલ થઈ ગયો હશે એમ લાગે છે.

"खंडुस्स खंडस्स य गुलस्स य सक्कराए य मच्छंडियाए य पुप्फुत्तर पउमुत्तर०"

આના ઉપરની વિ. સં. ૧૧૨૦માં રચાયેલી અભયદેવસૂરિકૃત વિવૃતિ ( પત્ર ૨૩૨ આ )માં પુષ્પોત્તરા અને પદ્મોત્તરા એ બેને સાકરના પ્રકાર તરીકે ઓળખાવાયા છે પણ્ણવણા (પય ૧૭, ઉ. ૪ )માં 'શુક્લ' લેશ્યાના આસ્વાદનું વર્ણન છે. એમાંની નીચે મુજબની પંક્તિ પણ અહીં કામની છે:—

"गुले इ वा खंडे इ वा सक्करा इ वा मच्छंडिया इ वा पप्पडमोदए इ वा भिसकंदए इ वा पुप्फुत्तरा इ वा पउमुत्तरा इ वा आदंसिया इ वा सिद्धत्थिया इ वा आगासफालितोवमा इ वा"

આની ટીકા (પત્ર ૩૬૬ અ)માં મલયગિરિસૂરિએ નીચે મુજબ સ્પષ્ટીકરણ આપ્યું છે.-

"गुड-खण्डे प्रसिद्धे, शर्करा-काशादिप्रभवा, मत्स्यण्डी-खण्डशर्करा, पर्पटमोदकादयः सम्प्रदायादवसेया"

આનો અર્થ એ છે કે ગુડ અને ખંડ પ્રસિદ્ધ છે. શર્કરા 'કાશ'[2] વગેરેમાંથી બને છે. મત્સ્યંડી એ ખાંડ અને સાકરનું મિશ્રણ છે. પર્પટમોદક વગેરેનું સ્વરૂપ સંપ્રદાયથી જાણી લેવું.

मच्छंडिया શબ્દ પણ્હાવાગરણ (૨, ૪), પિંડનિજ્જુત્તિ (ગા. ૨૮૩) અને માલવિકાગ્નિમિત્ર (પૃ. ૪૩)માં દૃષ્ટિગોચર થાય છે.

કૌટિલ્યના અર્થશાસ્ત્રમાં ખાંડ અને સાકર એ અર્થસૂચક શબ્દની સાથે मत्स्यण्डिका શબ્દ જોવાય છે. અમરકોશ (દ્વિતીય કાણ્ડ, વૈશ્ય વર્ગ)માં "मत्स्यण्डी फाणितं खण्डविकारे" એવો ઉલ્લેખ છે. આમ મત્સ્યંડી અને ફણિત શબ્દો ખાંડના વિકાર એ અર્થમાં વપરાયા છે. અભિધાનચિન્તામણિ (કાણ્ડ ૩, શ્લો. ૬૭)માં मत्स्यण्डी અને फाणित ( નહિ કે फणित ) એ બે શબ્દો 'ખાંડનો વિકાર' એ અર્થમાં અપાયા છે. આની સ્વોપજ્ઞ વિવૃતિ (પૃ. ૧૬૬-૭)માં મત્સ્યંડીની નીચે પ્રમાણે વ્યુત્પત્તિ અપાઈ છે-

"मदं स्यन्दते मत्स्यण्डी"[3]

વિશેષમાં मत्स्यान् अमति रुजति मत्स्याण्डी એમ વૈદ્ય કહે છે એવો અહીં ઉલ્લેખ છે. આ ઉપરાંત ધન્વન્તરિ અને વાગ્ભટનાં કથનો અનુક્રમે નીચે મુજબ આપ્યાં છે.

"शर्करोक्ता तु मीनाण्डी श्वेता मत्स्याण्डिका सिता"

"मत्स्यण्डिका खण्डसिता क्रमेण गुणवत्तरा"

આ ઉપરથી એ જાણી શકાય છે કે મત્સ્યંડિકાના મત્સ્યાંડિકા, મત્સ્યાંડી અને મીનાંડી એમ ત્રણ પર્યાયો છે.

पुप्फुत्तरा ને અંગે વિચાર કરતાં पुष्पोद्भवा શબ્દ સ્ફુરે છે. એને ઉદ્દેશીને ભગવાન મહાવીરની ધર્મકથાઓના "ટિપ્પણ"[4] (પૃ. ૨૫૦)માં નીચે મુજબ ઉલ્લેખ છે.-

---

૨. આ એક જાતનું ઘાસ છે.

૩. ભાનુજિ દીક્ષિતકૃત વ્યાખ્યાસુધા (પૃ. ૩૧૭) નામની અમરકોશની વ્યાખ્યામાં "मदं मुदं वा स्यन्दते" એવી 'મત્સ્યણ્ડી'ની વ્યુત્પત્તિ અપાઇ છે.

૪. સાકરને અંગેની હકીકત આ "ટિપ્પણ"ને આભારી છે.

"વૈદ્યક શબ્દસિંધુમાં મત્સ્યાંડી ઉપરાંત સાકર અર્થમાં પુષ્પોદ્ભવા શબ્દનો ઉલ્લેખ છે. તેનો અર્થ કરતાં પુષ્પશર્કરા શબ્દ મૂકેલો છે જેને અત્યારે ફુલસાકર કહેવામાં આવે છે. તે કદાચ આ હોય. અથવા ફૂલોમાંથી બનતી સાકર એવો અર્થ પણ તેમાંથી નીકળી શકે છે. સૂત્રમાં લખેલી પુષ્પોત્તર અને આ પુષ્પોદ્ભવા એ બંને કદાચ એક હોઈ શકે"

**પઉમુત્તરા** માટેનો સંસ્કૃત શબ્દ **પદ્મોત્તરા** છે. પદ્મ એટલે કમળ. કમળના જેવી સુગંધવાળી કે પછી કમળમાંથી બનતી સાકર એવો **પઉમુત્તરા**નો અર્થ થઈ શકે. જૈન કે અજૈન સાહિત્યમાં પદ્મોત્તરા વિષે વિશેષ હકીકત હોય તો તેના જાણકારને આ સંબંધમાં પ્રકાશ પાડવા વિજ્ઞપ્તિ છે.

**ગોપીપુરા, સુરત,** તા. ૨૭-૭-૪૬

## મહોપાધ્યાય શ્રીમેઘવિજયજીવિરચિત

# "યુક્તિપ્રબોધ" નાટક

**[ નવીન દિગંબર મતની માન્યતાઓનું નિરસન કરતો એક ગ્રંથ ]**

લેખકઃ—પૂજ્ય મુનિમહારાજ શ્રીધુરંધરવિજયજી

### [ ૧ ] ગ્રંથની રચના શૈલી અને ગ્રંથનો વિષય

શ્વેતામ્બર અને દિગમ્બર મત વચ્ચે જેમ અનેક તત્ત્વોનું સામ્ય છે તેમ અનેક તત્ત્વ-વિચારોમાં મતભેદો પણ છે. કેટલાએક પદાર્થો એવા હોય છે કે જે લાંબે કાળે ઘસાઈ ભૂંસાઈ જાય છે. આ મતભેદો કાંઈ કાળના એ નિયમથી મુક્ત નથી. પણ પ્રસંગે પ્રસંગે એ મતભેદોને એવાં પોષણો મળ્યાં કે તે નાશ પામવાને બદલે ઊલટા વખત જતાં વધ્યા ને પુષ્ટ બન્યા. તે તે પરસ્પરવિરોધી વિચારો અંગે કોઈ વખત ચર્ચાનો પ્રસંગ ઉપસ્થિત થાય ત્યારે સાચી સમજ માટે કે વિજયી થવા માટે તે તે વિષયોનું તલસ્પર્શી અવગાહન અત્યન્ત આવશ્યક છે. જો તે ન હોય તો ચર્ચામાં ચૂપ થવાનો જ વખત આવે. તેમાં પણ સામો પક્ષ એમ કહે કે તમે જે આગમના પુરાવાથી આ સાબિત કરો છો તે આગમો અમે પ્રમાણભૂત માનતા નથી, ત્યારે તે પક્ષ જે ગ્રન્થોને પ્રમાણભૂત માનતો હોય તેના પુરાવાઓ અને યુક્તિઓ પ્રધાનપણે ઉપયોગી થાય છે. તેથી પરપક્ષના ખંડન માટે અને સ્વપક્ષના મંડન માટે તે તે યુક્તિઓ અને તે તે યુક્તિઓના પોષક સામા પક્ષને સ્વીકાર્ય શાસ્ત્રવચનોનું જ્ઞાન અવશ્ય મેળવવું જોઈએ.

એવું જ્ઞાન કરાવનાર સાંગોપાંગ કોઈ ગ્રન્થ હોય તો તે 'યુક્તિપ્રબોધ' નાટક છે.

શ્વેતામ્બર અને દિગમ્બરનો મૂળભૂત વિરોધ તો બે જ બાબતનો છેઃ ૧ સ્ત્રીમુક્તિ અને ૨ કેવલિભુક્તિ. શ્વેતાંબર અને દિગાંબર વચ્ચે એ બે હકીકતોનો જ મુખ્યત્વે વિરોધ છે એમ ઇતર દર્શનકારોમાં પણ પ્રસિદ્ધ હતું, જે માટે 'સર્વદર્શનસંગ્રહ'માં ઉલ્લેખ છે કે—

न भुंक्ते केवली न स्त्री मोक्षमेति दिगम्बरः।
अयमेव महान् भेद—स्तेषां श्वेताम्बरैः सह ॥

આ બે વિષયોને અંગે પુષ્કળ સાહિત્ય લખાયેલ છે. સમય જતાં આ બે વિષયો-

માંથી અનેક વિષયોના મતભેદો થયા. એક અસત્યમાંથી અનેક અસત્યો જન્મે છે; એક દોષમાંથી સેંકડો દોષો ઊભા થાય છે, તેમ મૂળભૂત આ બે બાબતોમાંથી આજ લગભગ સો-પોણો સો જેટલા મતભેદો હયાતીમાં આવ્યા છે.

સત્તરમી શતાબ્દિ સુધીમાં ઉભય વચ્ચે જે જે વિષયોનો વિરોધ હતો તેનું સચોટ અને સયુક્તિક દર્શન 'યુક્તિપ્રબોધ' નાટકમાં કરાવ્યુ છે. પ્રસ્તુત ગ્રંથમાં યુક્તિપૂર્વક પ્રબોધ-સાચી સમજ આપવાનો પ્રયાસ કરેલ છે, માટે તેનુ નામ 'યુક્તિપ્રબોધ' યથાર્થ છે. 'યુક્તિપ્રબોધ'ને ગ્રન્થકારે નાટક તરીકે આલેખેલ છે, પણ સાહિત્ય-પ્રસિદ્ધ નાટક-ગ્રન્થોના રસિકો, કેવળ રસના આસ્વાદ માટે, આ ગ્રન્થને વાચે કે ભણે તો તેમને એક વખત નિરાશ થવું પડે. છતાં એવું નથી કે આ નાટક નથી; છે તો નાટક જ છે. સંસારમાં અનેક પ્રકારનાં નાટકો ભજવાય છે, તેમા નવીન દિગમ્બરોએ જે વિચિત્ર નાટક ભજવ્યું તેનો સુન્દર ચિતાર આ ગ્રંથમા આપેલ છે.

મૂળ ગ્રન્થ પ્રાકૃત ભાષામાં છે. તેમાં નાટકના કેટલાએક નિયમો સાચવીને ૨૫ ગાથામાં તેની સુન્દર યોજના કરી છે.

૧-૨ ગાથામાં શ્રીમહાવીર પરમાત્માને પ્રણામ કરવારૂપ મંગલ, વસ્તુનિર્દેશ અને વાણારસીદાસ કે જે આ નાટકમાં મુખ્ય પાત્ર છે તેના નગર, ગચ્છ ને કુળ બતાવ્યાં છે. આ બે ગાથાને નાન્દી તરીકે જણાવેલ છે. નાન્દી એ નાટકના પ્રારંભમાં મંગલરૂપે કરવામાં આવતું નાટકનુ મુખ્ય અંગ છે. ત્રીજી ગાથામાં સૂત્રધાર પ્રવેશ કરે છે. સૂત્રધાર વાણારસીદાસનું ધાર્મિક પૂર્વજીવન જણાવે છે. ચોથી ગાથામાં તે સાંભળીને નેપથ્ય (પડદા) માથી તિરસ્કાર સૂચક, આ એવો અવાજ આવે છે. તેના ચાલુ જીવન પ્રત્યે ઘૃણા દર્શાવીને ધર્માનુષ્ઠાન પ્રત્યે તેને શંકા થઈ છે તે બતાવ્યું છે. પાંચમી ગાથામાં પૂર્વ શંકાનું બીજ વર્ણવ્યું છે છઠ્ઠી ગાથામાં રંગાચાર્ય પ્રવેશે છે. અહીંથી નાટકની મજા જામે છે. પોતાને થયેલ શંકા તે ગુરુમહારાજને પૂછે છે. સાતમી ગાથામાં પ્રશ્નને અનુરૂપ જ ભવિતવ્યતાને યોગે ગુરુમહારાજ ઉત્તર આપે છે તે ઉત્તરથી વ્યવહારની તદ્દન નિષ્ફળતા તે નિશ્ચિત કરે છે. આઠમી ગાથામા રસની ઉત્સુકતાથી પાત્રોથી પરિવરેલો પ્રતિહારી પ્રવેશે છે. તેને બીજા પાંચ પુરુષો મળ્યા છે. તે સર્વનું ટોળું જામ્યું છે, ને સર્વે સંસર્ગ દોષથી કાંક્ષાવાળા થયા છે. એ રીતે આઠ ગાથામાં પૂર્વરંગ પૂર્ણ કરેલ છે.

નવમી ગાથાથી ઉત્તર રંગનો આરંભ થાય છે. પ્રતિહારી પ્રવેશ કરે છે. કેવળ અધ્યાત્મમાર્ગનો આશ્રય કરવાથી તેને દિગમ્બર મુનિઓના પિચ્છ અને કમંડલૂ માટે પણ શંકા થઈ. ૧૦મી ગાથામા વિપ્રતિપત્તિ નામની પ્રતિહારિકા (દાસી) સાથે શંકા નામની નટી પ્રવેશે છે ને નાચે છે. વ્યવહારને સ્થાપન કરતા દિગમ્બર મતના પુરાણોને પણ તે કાંઈક અંશે પ્રમાણુ અને કાંઈક અંશે અપ્રમાણ માને છે.

૧૧મી ગાથામાં નટ પ્રવેશે છે પોતાના મતની અભિવૃદ્ધિ માટે તેણે સમયસાર નાટકને ભાષામાં વિવિધ કવિત્વરૂપે ઉતાર્યું ને ફેલાવ્યુ. ૧૨મી ગાથામાં નાટકને અન્તે અભિનય (ચેષ્ટા) નો પ્રકાશ થાય છે. 'વાણારસીવિલાસ' નામે એક પુસ્તક તેણે વિવિધ પ્રકારની ગાથાઓ અને દોધક વગેરે છન્દોની રચનાવાળુ રચ્યું, અને અજ્ઞ જીવોને સમજાવવા ભાષામાં સ્તવન વગેરે બનાવ્યા. ૧૩માં ગાથામા નાટક નવે રૂપે ભજવાય-

છે. સમ્યકત્વ મળ્યા પછી ગમે તેવું આચરણુ કે મનગમના ખાનપાન કરવાથી પણુ બન્ધ થતો નથી વ્રતમાર્ગને નહીં અનુસરતા આત્માને દાન, તપ ને બ્રહ્મચર્યાદિના સેવનની જરૂર નથી. ૧૪મી ગાથામાં નટને વિશ્વાસ આપવા પાત્રોનો સમાજ પ્રવેશે છે. જ્ઞાની હંમેશા વિમુક્ત હોય છે અધ્યાત્મ માર્ગમા લીન આત્માને ખૂબ નિર્જરા થાય છે, એમ સમજી તેના પન્થમાં કુંઅરપાળ વગેરે જોડાય છે. ૧૫મી ગાથામાં ભગ્ન (નટ) ઊંચુ મુખ કરી જોવે છે. વનવાસી, તદ્દન નગ્ન, અઠ્ઠાવીશ ગુણુ યુક્ત, સંવિગ્ન મુનિઓ જ શુદ્ધ ગુરુ છે; હાલમા તેમનો સયોગ નથી. ૧૬મી ગાથામા ગુરુ પ્રવેશ કરે છે. પડદામાં હા. એવો તિરસ્કાર સૂચક અવાજ થાય છે દિગમ્બર સાધુનો પણુ પૂજ્ય નથી, ને તેથી જ દિગમ્બરોના ભટ્ટારકો પણુ પૂજ્ય નથી. જેઓ તિલતુપમાત્ર પરિગ્રહને રાખતા હોય તે ગુરુઓ મનાય જ નહીં ૧૭મો ગાથામાં નટ સામાજિક સભ્યોને સમજાવે છે. ઉપર જણાવ્યા પ્રમાણે કોઈ સ્થળે ઓછું તો કોઈ સ્થળે અધિક પોતાના મતના અનુરાગે અને આગ્રહે તે દિગમ્બરોથી પણુ વિરુદ્ધ લોકોને સમજાવે છે. ૧૮મી ગાથામા વિક્રમ સંવત ૧૬૮૦ વર્ષે વાણુારસીદાસનો મત ઉત્પન્ન થયો ૧૯મી ગાથામાં તેના મરણુ બાદ કુંઅરપાલે તેનો મત ચલાવ્યો ને તે પણુ તેના અનુયાયિઓને ગુરુ જેવા બહુમાન્ય બન્યો. ૨૦મી ગાથામાં પ્રાચીન દિગમ્બરો સાથે વળી વાણુારસીદાસ પ્રવેશે છે. જિનબિમ્બોને ભૂષણુ-માળા પહેરાવવા વગેરે અંગરચના (આંગી) દિગમ્બરશાસ્ત્રોથી વિરુદ્ધ છે. પડદો પડે છે. ૨૧મી ગાથામાં દિગમ્બર પ્રવેશે છે. સ્ત્રીમુક્તિ, કેવલીકવલાહાર, ગૃહસ્થલિંગે અને અન્યલિંગે સિદ્ધિ નથી. ૨૨મી ગાથામાં નાટકને અન્તે નાન્દીનો નિર્ઘોષ-અવાજ થાય છે. આચારાંગ વગેરે આગમો પ્રમાણુભૂત નથી. શ્વેતામ્બર મતની શ્રદ્ધા અને દિગમ્બર મતની શ્રદ્ધામાં વર્ણું જ અન્તર છે. ૨૩મી ગાથામા નાટકને અંતે દાનનો આનન્દ થાય છે: ગીતાર્થ પુરુષોએ આગમ અને યુક્તિપૂર્વક ઘણું સમજાવ્યા છતાં તે પોતાના મતને વળગી રહે છે. ૨૪મી ગાથામાં નટસમાજ પ્રવેશ કરે છે. ઘણુંખરું કાળદોષે દાનથી વિમુખ બનેલા મૂઢ માણુસો દેવગુરુના ભક્તિ વગરના પ્રમાદીઓ જ આ નવીન દિગમ્બર-મતમાં રુચિ ધરાવે છે. ૨૫મી ગાથામા છેવટે નાટકનો ઉપસંહાર કરતાં – એ પ્રમાણે વાણુારસીદાસની મતિના વિકલ્પોને સારી રીતે સમજીને સજ્જનો જિનેશ્વરની આજ્ઞાના રસીયા ને સુખ સિદ્ધિમાં વસનારા બનો એમ જણાવી ગ્રન્થ સમાપ્ત કરેલ છે.

### [ ૨ ] વાણુારસીદાસ–બનારસીદાસનો ટૂંક પરિચય

વાણુારસીદાસ કે જે બનારસીદાસ તરીકે પ્રસિદ્ધ છે, તેમની કવિત્વશક્તિ માટે આજ પણુ વિદ્વાનો સારો અભિપ્રાય ધરાવે છે. ત્રણસો વર્ષ ઉપર થયેલા હિન્દી ભાષાના કવિઓમા તેમનુ ઊંચુ સ્થાન હતું. પણુ કોઈ બાબતની સારી શક્તિ હોય તેથી તેનું જીવન અને શ્રદ્ધા સારી હોય એવો નિયમ નથી. બનારસીદાસની મોહક શક્તિએ જ એમના વિચારપતનમા વિશેષ ભાગ ભજવ્યો એમ કહી શકાય મૂળ તો તે આગ્રાના રહેવાસી શ્રીમાળી જ્ઞાતિના ખરતર ગચ્છના આગેવાન શ્રાવક હતા.

તેમના પિતાનુ નામ ખડ્ગસેન હતું. તેને ત્યા સં. ૧૬૪૩માં તેમનો જન્મ જૈનપુરમાં થયો હતો. કાશી (બનારસ)માં વિરાજમાન પાર્શ્વનાથ પ્રત્યે તેમના પિતાને પૂર્ણ ભક્તિ હતી. વારંવાર તેઓ ત્યાં યાત્રાએ જતા. આમનુ મૂળ નામ તો વિક્રમાજિત રાખ્યું

હતુ, પણ વારાણસીના પૂજારીના કહેવાથી બનારસીદાસ નામ પાડયું, ને તે જ પ્રસિદ્ધિમાં આવ્યું. બાળજીવન વીત્યા બાદ યૌવનના ઉન્માદમાં જીવન અનેક વિચિત્ર સ્થિતિમાંથી પસાર થયું. ૧૬૫૪માં ૧૧ વર્ષની વયે તેમનો વિવાહ કરવામાં આવ્યો હતો, ને ૧૪ વર્ષની ઉંમરે ૧૬૫૭મા તો તે પ્રેમના ફંદામા ફસાઈ ગયા. પુત્રના જીવનનો પ્રવાહ ઉન્માર્ગે જતો જાણી પિતાને ઘણું દુઃખ થયું. તેને સુધારવા માટે તેમને વિચાર થયો. તે સમયે જૌનપુમાં લઘુખરતરગચ્છીય અભયધર્મ ઉપાધ્યાયજીના શિષ્ય મુનિ ભાનુચન્દ્રજી આવ્યા હતા. તેમના સમાગમમાં બનારસીદાસને તેમના પિતાએ જોડયા. સદાચારી અને વિદ્વાન્ મુનિનો સમાગમ દિવસે દિવસે બનારસીદાસને વિશેષે રુચવા લાગ્યો. ઘણોખરો તેમનો સમય મુનિ પાસે જ જતો. આવશ્યક વિધિવિધાનનાં સૂત્રો, સંસ્કૃત કાવ્ય–કોષ–છન્દ શાસ્ત્ર વગેરે ટૂંક સમયમા શીખી લીધાં. સુન્દર શ્લોકો પણ સખ્યાબંધ કંઠસ્થ કર્યાં. આ સર્વ છતાં ઇશ્ક-બાજી–પ્રેમપાશમા જે લગની લાગી ગઈ હતી તે છૂટી નહિ. એ લગનીમાં તેમણે એક શૃંગારપોષક ગ્રન્થ રચ્યો. અતિ વિલાસના ફળ રૂપે સોળમે વર્ષે તેમના શરીરમાં કુષ્ટ-રોગ થયો. એક વૈદ્યના ઔષધોપચારથી તે રોગ શાન્ત થયો. ૧૬૬૦માં તેમણે સર્વ અભ્યાસ છોડી દીધો. પછી પૈસા કમાવાની રુચિ જાગી. તે ઇચ્છાથી જુદા જુદા બાવા જોગીના સંસર્ગમા રહેવા લાગ્યા એક સંન્યાસીએ સુવર્ણમુદ્રા કરવાનો મંત્ર આપી તેમને ધૂત્યા. તે મંત્રની સાધના એક વર્ષ સુધી કરી, પણ કાંઈ વળ્યુ નહિ શ્રીભાનુચંદ્રજીને આ હકીકત જણાવી ત્યારે તેઓશ્રીએ તેમનો ભ્રમ દૂર કર્યો. આ ઠોકર પછી તેમના જીવનમાં કાંઈક સુધારો થવા લાગ્યો, તેમને પોતાના વિલાસીજીવન ઉપર તિરસ્કાર છૂટયો. ૧૬૬૪માં તેમણે શૃંગારી ગ્રન્થને ગોમતી નદીમા નાખી દીધો ને વિકારવૃત્તિઓને છોડી દીધી. દિવસે દિવસે વ્રતનિયમ વગેરેમાં વિશેષે રુચિ વધવા લાગી. ૧૬૬૭માં તેમને તેમના પિતાએ ઘરનો ને વ્યાપારનો સર્વ ભાર સોપી દીધો. તેમનો ધંધો ઝવેરીનો હતો. વ્યાપારને માટે તેઓ આગ્રા આવ્યા. ત્યા નુકસાન થયું ને જૌનપુર પાછા ગયા પિતાના અવસાન બાદ ફરી ૧૬૭૩માં આગ્રા આવીને રહ્યા. આગ્રામાં મરકી ચાલી ત્યારે તે ખાલી થવા લાગ્યું. તેમા તેઓ પણ ત્યાંથી નીકળી ગયા ને અહિચ્છત્રા (પાર્શ્વનાથ), હસ્તિનાપુર, દિલ્હી, મીરત વગેરે સ્થળોની યાત્રા કરી પરિવાર સાથે આગ્રામાં આવીને રહ્યા.

અહીં ધાર્મિક અનુષ્ઠાનોની આરાધના સારી રીતે તેઓ કરતા હતા. પણ દિવસે દિવસે તેમાં રુચિ વધવાને બદલે ઘટતી જતી હતી. ધાર્મિક ગ્રન્થોનુ વાચન પણ વિશેષ હતુ, પણ તેટલુ જીરવવાની તાકાત ન હતી વખત જતાં તેમને બાહ્ય ક્રિયાનુષ્ઠાનોમાં નીરસના ને નિરર્થકતા ભાસવા લાગી. એક સમય ઉપવાસથી પોસહ કર્યો હતો ને તેમાં ભૂખ ને તરસ નહીં સહન થવાથી વારંવાર ખાનપાનની ઇચ્છા થતી હતી. એટલે શંકા થઈ કે આવી ક્રિયાથી શુ લાભ ? એ શંકા તેમણે ત્યાં રહેલા કોઈ મુનિમહારાજને પૂછી. તેમણે પણ શંકાને પુષ્ટ કરે એવો જ ઉત્તર, ભાવિભાવને વશ થઈ, આપ્યો કે ‘ આવી ચિત્તશૂન્ય ક્રિયાનો કાંઈ અર્થ નથી. ’ આ ઉત્તર વિષબીજમાં જલસિંચન સમાન નીવડયો ને તેમની બાહ્યક્રિયા તરફની શ્રદ્ધા તદ્દન ઊઠી ગઈ. આ અરસામાં આગ્રામાં અર્થમલ્લજી નામના એક અધ્યાત્મી રહેતા હતા. બનારસીદાસે તેમનો પરિચય વધાર્યો ને કુંદકુંદાચાર્ય-કૃત સમયસાર નાટક વગેરેનુ વાચન કરવા માંડયું. તેથી વ્યવહાર સર્વથા નિષ્ફલ છે, એમ દૃઢ માન્યતા બંધાઈ. દિવસે દિવસે આ અધઃપતન વધવા લાગ્યું. તેમણે પોતાના

વિચારોનો એક મત ચલાવ્યો ને તેમાં ભદ્ર જીવોને જોડવા માંડયા. કુંઅરપાલ, અમરચંદ, ચન્દ્રભાણુ, ઉદયકરણુ, થાનમલજી વગેરેનું એક જૂથ જામ્યું ભગવાનની પાસે મૂકેલ નૈવદ્ય ભક્ષણુ કરવા સુધી એ અધ પાત પહોચ્યો હતો. એ બધા એકઠા થતા ને કેવળ અધ્યાત્મની વાતો કરતા, ઓરડીમા નગ્ન બની પોતાને દિગમ્બર મુનિ માની મસ્ત રહેતા. ચુસ્ત શ્રાવકો તે સર્વને ખોસરામતી તરીકે સંબોધતા. સમયસાર નાટકનું ભાષાવતરણુ, જ્ઞાનપચ્ચીસી, ધ્યાનબત્તીસી, અધ્યાત્મબત્તીસી, શિવમંદિર, વગેરે પોતાના મતના પોષક ગ્રન્થો લખ્યા. પાછલી અવસ્થામા ૧૬૯૨ પછી કાંઇક વિચારપરિવર્તન થયું હતું. ૧૬૯૮માં પોતાના પૂર્વજીવનને અત્યન્ત મલીન દોષોથી ભરેલું જણાવેલ, ને તેને ૬૭૩ દુહામાં ગૂથેલ છે. પૂ મહોપાધ્યાય શ્રીમેઘવિજયજી મહારાજે તો યુકિતપ્રબોધમાં ખાસ કરીને બનારસીદાસે કરેલ વ્યવહારના ખડનનો નીરાસ કરેલ છે, ને તેને અનુરૂપ તેમનો પરિચય આપેલ છે.

### [ ૩ ] ગ્રંથકાર મહોપાધ્યાય શ્રીમેઘવિજયજી મહારાજનો ટૂંક પરિચય

મહોપાધ્યય શ્રીમેઘવિજયજી મહારાજ સત્તરમી શતાબ્દિમાં થયેલા પ્રસિદ્ધ વિદ્વાનોમાંના એક છે. મૂળ તો તેઓશ્રીએ લોકાગચ્છમાં દીક્ષા ગ્રહણુ કરી હતી ને ત્યાં પ્રતિભા તથા પુણ્યને યોગે ગચ્છપતિ બન્યા હતા. પણુ પછીથી સાચો રાહ સમજાતાં પોતાના અનુયાયિઓ સાથે શ્વેતામ્બર તપાગચ્છમાં આવ્યા હતા. તેમના ગુરુમહારાજનું શુભ નામ શ્રીકૃપાવિજયજી છે. તેઓશ્રી અકબર બાદશાહ પ્રતિબોધક શ્રી હીરસૂરિજી મહારાજની પરમ્પરમાં આવે છે, તે આ પ્રમાણે—પૂ. શ્રીહીરસૂરિજીના શ્રીકનકવિજયજીના શ્રીશીલવિજયજીના શ્રીકમલવિજયજીના શ્રીસિદ્ધિવિજયજી ને તેમના શ્રીકૃપાવિજયજી છે.

મહો૦ શ્રીમેઘવિજયજી મહારાજને વ્યાકરણુ, આગમ, સાહિત્ય ને જ્યોતિષ એ ચાર વિષયોનું તો અદ્વિતીય જ્ઞાન હતું. તે તે વિષમના તલસ્પર્શી ગ્રન્થો હાલ પણુ ઉપલબ્ધ થાય છે. આ 'યુકિતપ્રબોધ' નાટક એ આગમ વિષયનો ગ્રન્થ છે. આ એક જ ગ્રન્થથી તેમનામાં કેટલી તર્કશકિત હતી, આગમનું કેવું ઊંડુ અવગાહન હતું તે જાણી શકાય છે. પ્રસંગે પ્રસગે સાહિત્યની રમકજમક–છટા તો છે જ. ૨૫ ગાથાના મૂળ ગ્રંથ ઉપર વિસ્તૃત વૃત્તિ છે. તેનું પ્રમાણુ ચાર હજાર ત્રણુસો શ્લોકનું છે. તેમાં મૂળમાં જણાવેલ વિષયોને સ્વપક્ષ ને પરપક્ષની ઠેઠ સુધીની દલીલોથી છણ્યા છે.

આ ગ્રન્થ તેઓશ્રીએ પૂ શ્રી વિજયરત્નસૂરિજી મહારાજના રાજ્યમાં રચ્યો છે. તેમની હયાતી ૧૮મી સદીના ઉત્તરાર્ધ સુધી હતી.

### [ ૪ ] ચોર્યાશી મતભેદોની યાદી.

દિગમ્બર ને શ્વોમ્બર વચ્ચે જે મતભેદો છે તેમાંના ઘણાખરા આ ગ્રન્થમાં આવી જાય છે. આમાં મુખ્યત્વે ૮૪ મતભેદોની ચર્ચા કરી છે. તેની ટૂંક યાદી નીચે પ્રમાણે છે.— (તેમાં જણાવેલ હકીકતો શ્વેતામ્બરોને માન્ય છે, ને તે દિગમ્બરોને માન્ય નથી.)

૧ મુનિઓએ વસ્ત્ર વાપરવાં.
૨ જિનપ્રતિમાને આંગી આદિ.
૩ સ્રીને મુક્તિગમન
૪ કેવળીને કવળાહાર.
૫ ગૃહસ્થલિંગે મુકિત.
૬ અન્ય લિંગે મુકિત
૭ બાર દેવલોક (દિ.સોળ માને છે.)
૮ નીચકુલોત્પન્નને મુકિત.
૯ સામાન્ય કેવળીને રોગ.
૧૦ સામાન્ય કેવલીને ઉપસર્ગ.

૧૧ ચાલતાં ને ભોજન કરતાં કેવળજ્ઞાન.
૧૨ શ્રીવીરવિભુના સ્કન્ધ પર વસ્ત્ર સ્થાપન ને અર્ધવસ્ત્રદાન.
૧૩ તીર્થંકરોની સદા સમાન સ્થિતિ હોય છે. (દિ. સમવસરણમાં તીર્થંકરો નગ્ન હોય પણ નગ્ન દેખાય નહિં એમ માને છે.)
૧૪ સ્ત્રીને મહાવ્રતો.
૧૫ ચોસઠ ઇન્દ્રો. (દિ. સો માને છે)
૧૬ શ્રી વીરવિભુનું લેખશાળાગમન.
૧૭ તીર્થંકરોનું વાર્ષિકદાન.
૧૮ શ્રી આદિનાથ પ્રભુનો–સાથે જન્મેલ સુમંગલા સાથે વિવાહ.
૧૯ શ્રીઆદિજિનનો સુનન્દા સાથેનો વિવાહ.
૨૦ દશ આશ્ચર્યો.
૨૧ શ્રીનેમિજિન અને શ્રીમલ્લિજિન એ જ કુમાર હતા. (દિ. પાંચ માન છે.)
૨૨ બાહુબલીજીએ કેવળીપણામાં જિનવરને પ્રદક્ષિણા દીધી હતી. (દિ. બાહુબલીજીએ નમન કર્યું હતું એવી શ્વેતામ્બરની માન્યતા બરોબર નથી એમ કહે છે.)
૨૩ શ્રીવીરપ્રભુને છીંક આવી હતી.
૨૪ શ્રીગૌતમસ્વામીએ સ્કન્દક પરિવ્રાજકનો સત્કાર કર્યો હતો.
૨૫ સમય પર્યાયને કાલદ્રવ્ય.
૨૬ શ્રીમુનિસુવ્રત સ્વામીના અશ્વ નામના ગણધર હતા. (દિ અશ્વને પશુ તરીકે શ્વેતામ્બરો માને છે એવો મિથ્યા આક્ષેય કરે છે.)
૨૭ શ્વેતામ્બરો આહારાર્થે માંસગ્રહણ કરે છે, એવો દિગમ્બરો આક્ષેપ કરે છે,
૨૮ સાધુઓએ ગોચરી માટે ઘરેઘર જવું ને ઉપાશ્રયમાં લાવી વાપરવી
૨૯ વિષ્ણુકમારનું દૃષ્ટાન્ત આગળ કરી ધર્મદ્વેષીને મારવામાં પણ પાપ નથી, એવો દિગબર આક્ષેપ મૂકે છે
૩૦ ભરતચક્રવર્તીની બ્હેન બ્રાહ્મી છે ને બાહુબલીની બ્હેન સુન્દરી છે. સુન્દરીને પોતાનું સ્ત્રીરત્ન કરવાના વિચારથી દીક્ષા લેવામાં ભરતે વિલમ્બ કરેલ.
૩૧ ભરત મહારાજાને ગૃહસ્થપણે કેવળજ્ઞાન.
૩૨ દ્રૌપદીને પાંચ પતિ હતા.
૩૩ ચંડરુદ્રાચાર્યને શિષ્યે ખંભે ઉપાડયા હતા ને કેવળજ્ઞાન થયું હતું.
૩૪ જમાલી શ્રીવીર પ્રભુના જમાઈ હતા.
૩૫ કપિલ કેવલીએ નૃત્ય કર્યું હતું.
૩૬ વસુદેવને બહોંતેર હજાર સ્ત્રીઓ હતી.
૩૭ બાહુબલીજી પાંચસો ધનુષ્ય ઊંચા હતા.
૩૮ શૂદ્રને ઘેરથી આહાર લેવામાં દોષ નથી એવો વગર વિચાર્યો આક્ષેપ દિ. કરે છે.
૩૯ દેવ મનુષ્યોનો ભોગ.
૪૦ સુલસાના બત્રીશ પુત્રો
૪૧ ત્રિપૃષ્ઠ વાસુદેવની માતા તેમની બ્હેન હતી.
૪૨ શ્રીવીર પ્રભુનો અનાર્ય દેશમાં વિહાર.
૪૩ ચોથા આરામાં આર્યાવર્તમાં અનાર્ય મ્લેચ્છો.
૪૪ ઉત્સેધાંગુલના માપે ચારસો કોસનો પ્રમાણાંગુલના માપનો એક કોસ થાય છે. (દિ. પાંચસો ગણો માને છે.)
૪૫ પ્રાણાન્ત કષ્ટ હોય ત્યારે વ્રત ભંગ થાય છતાં પાપ નથી. એવો દિ.નો આક્ષેપ છે.
૪૬ ઉપવાસમા ઔષધ વાપરી શકાય એવો દિગમ્બરો આક્ષેપ કરે છે.,
૪૬ ચક્રવર્તીનો ચોસઠ હજાર સ્ત્રી સાથે વૈક્રિય દેહે ભોગ.
૪૮ સાધુઓને દાડો રાખવો.
૪૯ સાધુઓને શ્રોત્રવેધન.
૫૦ મરુદેવીની હસ્તિસ્કન્ધ પર મુક્તિ.
૫૧ મુનિઓને બે વાર આહાર.
૫૨ અલંકાર ને વસ્ત્રયુકતની મુક્તિ.
૫૩ અરિહન્તની અઢાર દોષ રહિતતા (દિ. જુદી રીતે ગણાવે છે.)
૫૪ અરિહન્તના ચોત્રીશ અતિશયો. (દિ. જુદી રીતે જણાવે છે.)

૫૫ યુગલિયાનું શરીર મરણ સમયે કપૂરની માફક ઊડી જતું નથી.
૫૬ કેવલીનું શરીર પણ એમ ને એમ ઊડી જતું નથી.
૫૭ કેવલીના શરીરથી જીવવધ.
૫૮ દેવલોકમાં જિનદેવની દાઢાનું પૂજન.
૫૯ શ્રીમહાવીરસ્વામીએ મેરુ ચલાવ્યો.
૬૦ તીર્થંકરની માતા ૧૪ સ્વપ્ન જોવે. (દિ. ૧૬ સ્વપ્ન માને છે)
૬૧ ગંગાદેવી સાથે ભરતનો ભોગ
૬૨ છન્નુ ભોગભૂમિઓ નથી
૬૩ ચર્મજલ પાનમાં દોષ નથી. (લોક વ્યવહાર આમાં પ્રમાણ છે. નિર્વાહ ચાલી શકે તો ત્યાગમાં લાભ છે.)
૬૪ ઘેવર વાસી ગણાતા નથી.
૬૫ અસંસ્કૃત–આખા ફળનો ભોગ શ્વેતાંબરો માને છે એવો દિ નો આક્ષેપ છે.
૬૬ શ્રીઆદિનાથ પ્રભુને નીલયશનો નાચ જોવાથી વૈરાગ્ય થયો હતો તે અસત્ય છે.
૬૭ માતાપિતા જીવતાં સુધી દીક્ષા નહિ લેવાનો મહાવીરસ્વામીનો અભિગ્રહ.
૬૮ બાહુબલી યવન ન હતા
૬૯ બે ઇન્દ્રિય જીવના શરીરરૂપ સ્થાપનાની પૂજા.
૭૦ નાભિરાજા ને મરુદેવા યુગલિક હતા ને તેથી જિનનો જન્મ.
૭૧ યુગલિકનો નીહાર.
૭૨ શલાકા પુરુષોનો નીહાર.
૭૩ યાદવ જૈનો માંસભક્ષણ કરતા એવી શ્વે.ની માન્યતા છે, એમ દિ. આક્ષેપ કરે છે.
૭૪ માનુષોત્તર પર્વતની આગળ મનુષ્યગતિ નથી.
૭૫ ચોવીશ કામદેવો શલાકાપુરુષ નથી.
૭૬ નવ ગ્રૈવેયક વિમાન ઉપર નવ નવોત્તર વિમાન નથી.
૭૭ શ્વે. મુનિને કામવાસના તીવ્ર થાય તો શ્રાવક સ્ત્રી આપીને તેમને સ્થિર કરે એવુ માને છે. એમ દિ. નો આક્ષેપ છે.
૭૮ ભરત પાંચ ને ઐરવત પાંચ એમ દશ ક્ષેત્ર સિવાય બીજા ૧૬૦ ક્ષેત્રોમાં લઘુ સમુદ્ર શ્વે. માનતા નથી. એવું દિ. નું કથન અવિચારી છે.
૭૯ શ્રીવીરવિભુનું પ્રથમ વ્યાખ્યાન વિફલ થયું.
૮૦ ત્રિશલામાતાનું અસતીત્વ થાય–ગર્ભાપહાર માનવાથી. માટે એવું ન માનવું. એ દિ નું કથન મિથ્યા છે.
૮૧ સ્ત્રી તીર્થ
૮૨ હરિવર્ષ ક્ષેત્રમાંથી યુગલિયાનું અહીં આનયન.
૮૩ મૂલ વિમાને સૂર્યચન્દ્રનું અવતરણ.
૮૪ સૌધર્મ દેવલોકમાં ચમરનો ઉત્પાત.

## [૫] ઉપસંહાર

ઉપર જણાવેલ ૮૪ બોલોમાં કેટલાએક ફેરફાર સાથે હેમરાજ પંડિત નામના દિગમ્બરે હિન્દી ભાષામાં ગૂંથણી કરી છે. તેનું પૂજ્ય શ્રીયશોવિજયજી મહારાજે, તેવી જ શૈલીથી સુન્દર ને સચોટ ખંડન કરેલ છે. વ્યવહાર માર્ગની મહત્તા દિગમ્બરો બહુ જ ઓછી આંકે છે, કેટલાએક આંકતા જ નથી. તેનું પણ ઉપાધ્યાયજી મહારાજે અધ્યાત્મસાર ગ્રન્થમાં સયુક્તિક વિસ્તારપૂર્વક નિરૂપણ કરેલ છે.

આ યુક્તિપ્રબોધ નાટક અનુસારે ભાષામાં તે તે વિષયોનું અવતરણ કરવામાં આવે તો સંસ્કૃત–પ્રાકૃતના અનભિજ્ઞોને લાભ થાય તે ચોક્કસ છે. ગુજરાતીમાં તેવા પ્રકારના વ્યવસ્થિત પુસ્તકની ખાસ આવશ્યકતા છે. આવા ગ્રન્થોને અનાગ્રહ ભાવે વાંચી વિચારીને સત્યને સમજો ને અનુસરો એ જ ભાવના.

રાજનગર (સાબરમતી),
સં. ૨૦૦૩ના પો. શુ. ૧૦

# શેઠ હઠીસિંહની વાડીના મહાપ્રાસાદની શતવર્ષી

લેખકઃ—પૂજ્ય મુનિમહારાજ શ્રી દર્શનવિજયજી

દેશ–પરદેશથી આવનાર મુસાફરોને અમદાવાદમા જોવાલાયક પ્રાચીન–અર્વાચીન અનેક સ્થળો છે, જેમાં મુખ્યત્વે બાદશાહી વખતનો ભદ્રનો કિલ્લો, મસ્જિદો, મિનારા અને હિંદુ મંદિરો, તેમ જ જૈનોના પ્રાચીન અને અર્વાચીન દેરાસરોનો સમાવેશ થાય છે. પ્રસ્તુત લેખમાં એ દર્શનીય શિલ્પ સ્થાપત્ય અને કળાઓના નમૂનાઓ પૈકી શેઠ હઠીસિંહના દેરાના સંબંધીમાં કંઈક લખવા પ્રેરાયો છુ, કારણ કે આ વર્ષે તે મંદિરની પ્રતિષ્ઠા-અંજનશલાકાને થયે સો વર્ષ પૂરા થાય છે.

આ દેરાસર દિલ્હીદરવાજા બહાર આવેલુ છે, જે અમદાવાદની પ્રજામા હઠીસિંગનું મંદિર અથવા બહારની વાડીનું દેરાસર એ નામથી પ્રસિદ્ધ છે. આ મંદિર શેઠ હઠીસિંહ કેસરીસિંહે લાખોના ખર્ચે બંધાવ્યુ છે. શેઠ હઠીસિંહનુ નામ અમદાવાદની પ્રજામાં મશહૂર છે.

આ દેરાસરની બાંધણી અને કોતરણી જગપ્રસિદ્ધ આબુજીના મંદિરને યાદ કરાવે છે. મંદિરમાં પ્રવેશ કરતા આગલી ચોકીના નીચેના થાંભલાની કોતરણી અને તે ચોકીના ઉપરના માળની જાળીઓ, ઝરૂખાની કોતરણી આબુજીની કોતરણીને કંઈક અંશે મળતી આવે છે. અંદરના ચોકમા વચ્ચે મુખ્ય શ્રી ધર્મનાથજીનુ મંદિર છે. તે આબુના મંદિરની બાંધણીને મળતુ છે, એમ સ્પષ્ટ જણાય છે. આ મંદિરની આસપાસ બાવન દેરીઓ હોવાથી આ મંદિર "બાવન જિનાલય મંદિર" કહેવાય છે, મંદિરના રંગમંડપ, વચલો મંડપ અને ગભારાનું કામ ઘણું સુંદર અને ઉત્તમ છે. ઉપર માળ અને નીચે ભોયરૂં છે, જેથી મંદિર દેવવિમાન જેવું જણાય છે. મુખ્ય મંદિરની ઉપર છતમા કોતરકામ ઘણુ જ ઉત્તમ છે. આનંદકુમારસ્વામી આ મંદિરની બાંધણીને નાગરબાંધણી કહે છે, અને પરદેશથી આવનાર યુરોપીયનો આ મંદિર જોઈને મુગ્ધ થઈ જાય છે, અને તેની ખૂબ પ્રશંસા કરે છે. ડૉ. ફરગ્યુસન અને ડૉ. બર્જેસ એ બન્નેય પરદેશી વિદ્વાનોએ આ મંદિરની ઘણી જ પ્રશંસા કરી છે.

ડૉ. ફરગ્યુસન કહે છે કે "હિંદુ[1] સમયમા જૈન સ્થાપત્ય ઊંચી ટોચે પહોચ્યું અને મુસલમાન સમયમા કટલાક મિશ્રણથી એ વધારે શુદ્ધ બન્યુ. આ આખા મંદિરની રચના સંપૂર્ણ છે." જિનાલયો સાથે મંદિરનું વર્ણન કરી ડૉ. બર્જેસે પણ, ડૉ. ફરગ્યુસનના ઉપર્યુક્ત લખાણને આધારે, જણાવ્યુ છે કે–[2]આ આખાયે મંદિરની બાંધણી અનુપમ સૌંદર્યવાલી

---

1. "Each part goes on increasing in dignity as we approach the sanctuary. The exterior expresses the interior more completely than even a Gothec design, and whether looked at from its courts or from ontside it possesses variety without confusion and an appropriateness of every part to the purpose for which it was intended." (ફરગ્યુસનકૃત Hist. of Ind.)

2. "This gives a dignity to the other enclosure, combined with meaning which is seldom found in any other style of archetecture and the whole arrangement leads pleasingly up to the central feature, showing great skill in the subordination of the various parts."

(આર્કીઓલોજીકલ સર્વે અમદાવાદ, ભાગ ૨ પૃ. ૮૮)

અને દરેક ભાગ એક બીજા સાથે માપમાં કેવા બંધ બેસતા છે તે સમજી શકાય છે."

રાજનગરનાં સ્થાપત્ય અને કળાના ગૌરવરૂપ ઉપર્યુક્ત મંદિરની પ્રતિષ્ઠા, અંજન-શલાકા આદિ ધાર્મિક મહોત્સવો કયે વખતે થયા તેમ જ તે સમયે કુંકુમપત્રિકા લખવા વગેરેને લગતા કેવા પ્રકારનો રિવાજ જૈન પ્રજામા હતો તે આપણે જોઈએ. આજના મુદ્રણયુગમાં વિજ્ઞપ્તિપત્રો, કુંકુમપત્રિકાઓ વગેરે છાપીને મોકલવામાં આવે છે, પરંતુ જ્યારે આપણા દેશમાં મુદ્રણયુગ ઘોડીઆમાં ઝૂલતો હતો ત્યારે કુંકુમપત્રિકાઓ કેવા રૂપે લખાતી હતી તેનો એક નમૂનો આ સ્થળે ઇતિહાસરસિક અને સાહિત્યરસિકોના હૃદયમાં રસ જગાડવા માટે રજૂ કરવામાં આવે છે. ત્યારે સચિત્ર હસ્તલિખિત કુંકુમપત્રિકાઓ મોકલવામાં આવતી. એ રિવાજને અનુસરીને શેઠ શ્રી હઠીસિંગના પરિવારે જ્યારે પોતાના ઘર આંગણે અંજનશલાકા અને પ્રતિષ્ઠામહોત્સવની શરૂઆત કરી તે પહેલાં જુદાં જુદાં ગામ-શહેરોના સંઘોને મહોત્સવ ઉપર પધારવાના આમંત્રણરૂપે સચિત્ર હસ્તલિખિત કંકોત્રીઓ લખી હતી. એની યાદ દેવરાવનાર એક કંકોત્રી ખંભાતનાં જૂના પુસ્તક-પાનાં તપાસતાં પૂ. મુ. શ્રી પુણ્યવિજયજી મહારાજને હસ્તગત થઈ હતી. આ કંકોત્રી સંવત ૧૯૦૨ના આસો સુદિ ૧૦ ( વિજયા દશમીએ ) ખંભાતના શ્રીસંઘ ઉપર લખાયેલી છે. અને તેમાં સહી શેઠ ખુશાલચંદની છે. કંકોત્રી ગુજરાતી લિપિમા અમદાવાદી કાગળ ઉપર લખાયેલી છે. તેની લંબાઈ- પહોળાઈ ૨૬॥×૮॥ ઇંચની છે, અને તે એકત્રીસ લીટીઓમાં લખાયેલી છે. કંકોત્રીની ચારે બાજુએ લાલ લીલા વાદળી અને પીળા રંગમાં વેલ દોરવામા આવી છે. કંકોત્રીને મથાળે કળશ ચિતરવામા આવ્યો છે. આનો કંઈક ખ્યાલ આવે તે માટે અમે કંકોત્રીને યથાવસ્થિત રૂપમાં જ આ લેખને છેડે આપીએ છીએ:

કંકોત્રી અને મંદિરમાં પ્રવેશ કરતાં ડાબા-જમણા હાથની ભીંત ઉપર લગાડેલા શિલાલેખો જોતાં મંદિરની પ્રતિષ્ઠા વિ. સં. ૧૯૦૩ના મહા વદિ ૧૧ના દિવસે થયેલી પુરવાર થાય છે. એટલે આગામી મહા વદિ ૧૧ના દિવસે મંદિર પોતાના સો વર્ષ પૂરાં કરીને બીજા સૈકામાં પ્રવેશ કરે છે. એટલે આ યુગની પ્રણાલી પ્રમાણે રાજનગરના જગ-મશહૂર અને શિલ્પકળાના આદર્શ રૂપ આ મહાપ્રાસાદની શતાબ્દિ ઉજવાવી જોઈએ. એ વિષેની ખરી જવાબદારી અથવા ફરજ મંદિરના નિર્માતાના વારસદારોને શિરે છે. આ પ્રસંગે અમે એ મહાપ્રાસાદની ભક્તિથી પ્રેરાઈને એ મંદિરના વિશિષ્ટ સ્મારક રૂપ એક કુંકુમપત્રિકા રજૂ કરી મંદિરના ગૌરવની યાદ દેવરાવીએ છીએ.

પ્રસ્તુત મંદિરની પ્રતિષ્ઠા-અંજનશલાકા-મહોત્સવના વર્ણનને લગતી એક કૃતિ પંડિત શ્રીવીરવિજયજી મહારાજે રચેલી છે, જે આ પ્રસંગે યાદ કરવા જેવી છે. અમે એ કૃતિને યથાવસરે જૈન સત્ય પ્રકાશમાં સત્વર રજૂ કરવા જરૂર પ્રયત્ન કરીશું.

અંતમાં પ્રસ્તુત લેખ લખવામાં "ગૂજરાતનું પાટનગર અમદાવાદ" નો ઉપયોગ કર્યો છે, તે બદલ તેના લેખક મહાશયનો અને લેખના મુખ્ય સાધનરૂપ કંકોત્રીનો ઉપયોગ કરવા દેવા માટે પૂ. મુ શ્રીપુણ્યવિજયજી મહારાજનો આભાર માની વિરમું છું.

વેલ

કળશ

વેલ

શ્રી શ્રી શ્રી શ્રી શ્રી

વેલ

શ્રી ૧।

(૧) ।। સ્વસ્તી શ્રીં પારશ્વં જીન પ્રણુમ્યે શ્રી ખંભાં એ
(૨) નં મહાશુભસ્થાને પુજારાધે સરવે સુભં ઉપમાં
(૩) લાએક ા. પરી ા. જેઅસંઘ હીરાચંદ વગેરે સંઘસ
(૪) મંસ્તઃ ચરણાંનં શ્રી અમદાવાદથી લીં. સાખુ
(૫) શાલચંદ નાહાલચંદ ત્થા મગનભાઈ હઠીસં
(૬) ઘના પ્રણામ વાંચંજો જત ઈહાં શ્રી દેવ ગુરૂ
(૭) પસાએ કરીનેં કુસલ છે તમારા સંઘના કુ
(૮) સલ પત્ર લખવાં બીજુ અતરે અમારી વા
(૯) ડી મધે શ્રી ધરમનાથજી મહારાજનો બા
(૧૦) વન જીનાલો પસાદ તઈઆર થઓ છે તેથા
(૧૧) શ્રી પરમેશ્વરજીનાં બંબ નવાં ભરાવાં છે તેહ
(૧૨) ની અંજણા સલાકા ત્થા. તખતે બેસાર
(૧૩) વાનુ મહુરત. સ્વંત, ૧૯૦૩ મહામાસ મધે નીરધરૂ છેં
(૧૪) ૧ મહાવદ ૫ સુકરે શ્રી માહારાંજની અજંણુસલક છે.
(૧૫) ૧ મહાવદ ૧૧ અરેઊ શ્રી મહારાજ ને તખત બેશારવઉં છે
(૧૬) તેહના મોહ ઓછવ ઉપર તમારે સરવે સંઘને
(૧૭) તેડીનેં વહેલા પધારવું તમો આવે રૂડુ દીસસે
(૧૮) સંઘની સોભા સારી બનશે સં. ૧૯૦૨ ને આસો સુ ૧૦

લી સા ખુશાલચંદ નહાલચંદનો પર
ણામ વાંચજો દ૦ા ઉમેદચંદ

વેલ વેલ

વેલ

# યુગપ્રધાન

લેખક—
N.

[જૈન–શ્રમણ સંસ્કૃતિના પ્રખર જ્યોતિર્ધર આર્ય શ્રી વજસ્વામીની જીવનકથા]

( ગતાંકથી ચાલુ )

### [૧૦] જેમાં વજમુનિ સૂરિપુંગવ બને છે.

વજ મુનિવરે શ્રી ભદ્રગુપ્તસૂરીશ્વરજી પાસેથી ખૂબ જ વિનય અને ભક્તિથી બધું પૂર્વજ્ઞાન મેળવી લીધું. એમનો વિનય, એમની સેવાભાવના અને જ્ઞાનગ્રાહક શક્તિ જોઈ આચાર્યશ્રીએ પણ તેમને, કોઈ પણ જાતનો સંકોચ રાખ્યા સિવાય, બધી વિદ્યાઓ આપી, અને છેવટે કહ્યું. વત્સ ! તને આચાર્ય પદવી આપવાનું દિલ થાય એવી તારી યોગ્યતા છે. પરંતુ આપણી શાસનપ્રણાલિકા પ્રમાણે તારા ગુરુવર્યની અનુજ્ઞાપૂર્વક આચાર્ય બની તું જિનશાસનને દીપાવે એ જ યોગ્ય છે. " આ પછી વજ મુનીશ્વર ત્યાંથી વિહાર કરી દશપુર પધાર્યા અને શ્રી સિંહગિરિસૂરીશ્વરે અનુજ્ઞાપૂર્વક તેમને આચાર્ય પદવી આપી અને સમસ્ત ગચ્છનો ભાર તેમને સોંપ્યો. ભારતના સમસ્ત શ્રીસંઘે વજમુનીશ્વરને જૈન શાસનના નેતા તરીકે માન્ય રાખ્યા. આ પ્રસંગે શ્રી સિંહગિરિસૂરીશ્વરે વજ મુનિવરને ઉદ્દેશીને ભાવપૂર્ણ ઉપદેશ આપતા કહ્યું.

વત્સ ! આ આચાર્ય પદવી એ મહાન્ જોખમદારીનું પદ છે. આજથી તારાં મન, વચન અને કાયાને જિનશાસનની રક્ષા, પ્રભાવના અને વૃદ્ધિ માટે જ અર્પણ થાય છે, તેનો પૂરેપૂરો ખ્યાલ રાખજે ! આચાર્ય એટલે જૈનશાસનના રાજા, આચાર્ય એટલે જૈન-શાસનના શિરતાજ અને આચાર્ય એટલે જૈનશાસનના દેદીપ્યમાન સૂર્ય. લગારે પ્રમાદ ન કરીશ. તારા જ્ઞાન, ચારિત્ર, ત્યાગ, તપ અને ક્રિયામાં સદાયે અપ્રમાદી રહી નિરંતર આત્મચિંતવન કરજે ! જિનશાસનનો ઉદ્યોત કરવા સદાયે તત્પર રહેજે ! જિનશાસન ઉપર અન્ય દર્શનીઓ, બૌદ્ધો, વેદાંતીઓ, મંખલીગોશાલના અનુયાયીઓ જે આક્ષેપો કરે છે તેનો પ્રતિકાર કરજે. તીર્થોની રક્ષા, અને જીર્ણોદ્ધાર કરજે. શ્રી સંઘની સદાયે સેવા કરવા તત્પર રહેજે અને જ્ઞાન દર્શન ચારિત્રનો જેમ વધુ ને વધુ પ્રચાર થયા તેમ કરજે.

શ્રીવજ મુનિવર હાથ જોડી બોલ્યા ગુરુદેવનો આશીર્વાદ ફળો.

શ્રીસંઘે પ્રસન્ન થઈ અક્ષત, મોતી અને સોનાચાંદીના ફૂલોની વૃષ્ટિથી તેમને વધાવ્યા. આજથી વજ મુનિવર આચાર્ય બન્યા, જૈન સંઘના નાયક બન્યા.

### [૧૧] સંઘરક્ષા અને શાસનપ્રભાવના

ઉગ્ર વિહાર કરતા કરતા આચાર્ય શ્રી આર્યસમીતસૂરિજી, આર્યધનગિરિજી અને આર્યવજસ્વામીજી એક વાર મધ્ય પ્રાંત તરફ પધાર્યા છે. ત્યાં કન્ના અને બેન્ના નદીના વચલા ભાગમાં–બેટમાં એક ઋષિઆશ્રમ હતો ત્યાં પાંચસો તાપસો ઘોર તપ કરી રહ્યા હતા. મોટી મોટી જટાઓ અને લાંબી લાંબી દાઢી વધારી હતી. વસ્ત્રમાં એક લંગોટી અને આહારમાં માત્ર કંદ–મૂળ–ફળ–ફૂલ કે ઝાડના પાંદડાંથી એ નિર્વાહ ચલાવતા. આજુબાજુના આખા પ્રાંતમાં આ તપસ્વીઓની તપસ્યાની, વિદ્યાની, તંત્ર, મંત્ર અને યંત્રની પ્રશંસા થઈ રહી હતી ત્યાં કોઈ બૌદ્ધ સાધુ પગ ન મૂકતો.

એ આશ્રમ સંબંધી એવી એવી ચમત્કારની વાતો ચાલતી કે કાચોપોચો માણસ ત્યાં પગ ન મૂકી શકતો. આચાર્ય વજસ્વામી એ પ્રદેશમાં પધાર્યા. એમની અપૂર્વ વ્યાખ્યાનશક્તિએ આખા ગામને જાણે જાદુ કર્યું; આબાલ વૃદ્ધ સૌ ઉપદેશ સાંભળવા

જતા. પંડિતો ચર્ચા ને વિવાદ કરવા જતા. વિદ્યાધારીઓ ચમત્કાર જોવા જતા આથી પેલા ઋષિઆશ્રમમાં ખળભળાટ મચી ગયો. તેથી એક દિવસ આશ્રમના અધિષ્ઠાતાએ આશ્રમના બધા તપસ્વીઓને એકઠા કરી પ્રવચન કરતા કહ્યું તમે બધા જાણો છો કે જૈનધર્મના આચાર્યો આ પ્રદેશમાં વિચરી લોકોને ભરમાવી જૈનધર્મનું શિક્ષણ આપી રહ્યા છે લોકોની આપણા ઉપરની શ્રદ્ધા ને ભક્તિ ઓછી થતી જાય છે. આપણે બેઠા હોઈએ અને આપણો આ ઝંડો નમી જાય એ કેમ બને? ભાઈઓ ઊઠો! તમારા જ્ઞાનને, તમારી વિદ્યાઓને, તમારા ચમત્કારોને આજે બહાર કાઢો. આજે નક્કી કરો, કે કોણ કોણ પોતાની શક્તિ અજમાવવા તૈયાર છે.

બધા પ્રવચન સાંભળીને મૌન રહ્યા. બધા સમજતા હતા કે જૈનચાર્યની સામે જવું એ તો કેસરીસિંહની કેસરા ખેંચવા જેવું છે. એમાં આર્યવજસ્વામી તો વિદ્યા, જ્ઞાન, મંત્ર આદિથી સર્વાંગસંપૂર્ણ હતા. એમની ઉપદેશશૈલી અપૂર્વ હતી. એ તો સ્યાદ્વાદ સિદ્ધાંતની જીવતી પ્રતિમાસમા હતા એમનુ સર્વ ધર્મોનું જ્ઞાન અદ્વિતીય હતું. એમાય જ્યારે તેઓ નયવાદના ગહન સિદ્ધાંતોથી દરેક દર્શનોનું સમાધાન કરતા ત્યારે તો ભલભલા પંડિતો એમની સામે ચૂપ થઈ જતા. તેથી એમની સામે કોઈથી પડકાર થઈ શકે તેમ ન હતું. આ બધું જોઈ છેવટે અધિષ્ઠાતા બોલ્યાઃ મને લાગે છે કે આપણે આ ઋષિને એમની સામે મૂકીએ. રાત્રિએ તે ત્યાં જઈ પોતાના ચમત્કારોથી જૈનાચાર્યને મૂંઝવે, તો પછી દિવસે એનો પ્રયોગ કરી જોઈએ. કારણ કે જૈના સાધુઓ રાત્રે પ્રકાશ નથી રાખતા તેથી તેમના સ્થાનમાં રાત્રે અંધારૂં હોય છે. માટે આ તક સારી છેઃ કાંતો આ ઉપદ્રવથી કંટાળીને તેઓ ચાલ્યા જશે અથવા તો દિવસે આ પ્રયોગ કરી જનતાને આપણે આપણા તરફ ખેંચી શકીશું.

રાત્રિ થઈ એટલે પેલા ઋષિએ પોતાના મંત્રબળથી જૈન સાધુઓના વસતી સ્થાનમાં ઉંદરડા જ ઉંદરડા કરી દીધા અંધારી રાત હતી. સંથારા પોરસીની તૈયારી થઈ ને ઉંદરડા દોડવા માંડયા ચું ચું ચું શરૂ થઈ ગયું. કોઈના આસનમા તો કોઈના ખોળામાં, કોઈના માથા ઉપર તો કોઈના પગમાં ઉંદરડાઓની દોડાદોડ શરૂ થઈ ગઈ. આર્યવજસ્વામી પાસે તો ઉંદરડાની ફોજ જ જાણે હાજર થઈ. શિષ્યોએ કહ્યું ભગવન્, ઉંદરડા બહુ દોડે છે. વજસ્વામીએ વિચાર્યું. આટલા દિવસ કશું ન હતું, અને આમ અચાનક આજે રાત્રિના જ આ શો ઉપદ્રવ? તરત જ તેમણે આંખ ઉઘાડીને બરાબર જોયું અને ધ્યાનથી કંઈક વિચાર્યું કે તરત બે ત્રણ બિલાડીઓ આવી બસ, બધાયે ઉંદરડા સંતાઈ ગયા કશું જ ન મળે. શિષ્યો આશ્ચર્ય પામ્યા આ થયું શું? થોડી વારમાં બધા સૂતા એટલે કાળા નાગના ફૂંફાડા સંભળાવા લાગ્યા. અરે આ શુ? બધા સાધુઓ એકદમ જાગ્યા. આર્યવજસ્વામીની પાસે પણ એક મોટો ફણીધર પહોંચ્યો. સૂરિજીએ કહ્યુંઃ ભાઈ, હવે જતો રહે. ત્યાં તો ત્રણચાર નોળિયા આવ્યા અને ફણીધર નાઠા. વળી થોડી વાર થઈ અને બધે આગના ભડકા દેખાવા લાગ્યા. વજસ્વામીએ જાગીને જોયુ અને પાણીની અંજલિ ભરીને છાંટયું કે બધુ શાંત થઈ ગયુ. આખરે પેલા ઋષિ થાકયા. આખી રાતના ઉજાગરા પછી પણ પરિણામ શૂન્ય જ હતું. સવારના પહોરમાં જોવા તે જવા ઊઠયા કે આચાર્યશ્રીએ તેમને દૂરથી જોયા તેમણે કહ્યુ કેમ, તમારી વિદ્યા અજમાવી જોઈ ને? એમાં કશું ન વળે. પછી પોતે આકાશગામિની વિદ્યા બતાવી અને કહ્યું તમારી પાસે આમાંનુ કંઈ છે? આમા આત્મકલ્યાણ નથી. જાવ હવે ફરી ન આવશો.

બીજે દિવસે બીજા ઋષિ આવ્યા. તેમણે સ્વાધ્યાય કરતા સાધુની જીભ બંધ કરી દીધી. એક સાધુને ઊભા ને ઊભા જ સ્થિર કરી દીધા. એક ડંડો વજ્રસ્વામી પાસે જઈ પહોંચ્યો. એમનું તેજ, વિદ્યા જોઈ એ ડંડો સૂરિજીને પ્રદક્ષિણા દઈ પેલા ઋષિ પાસે પાછો આવ્યો અને એમના માથામાં જ તડિંગ, તડિંગ વાગવા માંડયો. ઋષિ ગભરાયા; આશ્રમ તરફ દોડયા, પણ કાંઈ સૂઝયું જ નહિ. છેવટે થાકીને વજ્રસ્વામીના ચરણે પડી બોલ્યા· અપરાધ માફ કરો, હવે ફરી કદી પણ જૈન સાધુઓને નહિ સતાવું વજ્રસ્વામીએ કહ્યું: જાવ, હવે ફરી કદી અહી ન આવશો. પછી તેમણે આશ્રમમાં જઈ બધાને કહ્યું: આર્યવજ્રસ્વામી સામે જવામાં કશો સાર નથી. આ સાંભળી બીજા ઋષિઓની હિમ્મત પણ તૂટી ગઈ. છેવટે આર્ય શ્રી વજ્રસ્વામીજી વગેરે માસકલ્પ પૂરો થતાં ત્યાંથી વિહાર કરી ગયા અને જનતામાં જૈનધર્મના પ્રભાવની જબ્બર અસર મૂકતા ગયા.

એક વખત એક બીજા ઋષિને એક નવી વનસ્પતિનો રસ હાથ આવ્યો. તેનો પગે લેપ કરવાથી પાણીમાં અદ્ધર રહી તરી શકાતું. એમણે પ્રયોગ કર્યો. તમાસાને તેડું ન હોય તેમ જનતા આ પ્રયોગ જોવા એકઠી થવા લાગી. એક બ્રાહ્મણે કહ્યું. છે કોઈ જૈનાચાર્ય, જે આમની સામે ઊભા રહે?

જૈનોએ કહ્યું. અરે, એમાં શું છે? આર્ય વજ્રસ્વામી વખતે બધા કયાં ગયા હતા? ત્યાં તો આર્ય સમિતસૂરિ વિહાર કરતા એ નગરમાં આવી પહોંચ્યા એઓ આર્ય વજ્રસ્વામીના મામા થતા હતા; અને ગીતાર્થ, જ્ઞાની અને પૂર્વધર હતા. એમણે આ વાત સાંભળી એટલે કહ્યું· ભાઈઓ, આમાં કશું જ આશ્ચર્ય નથી એ તાપસને તમારે ઘેર જમવા તેડો; એ ઘર આંગણે આવે ત્યારે સહેવાતા ગરમ ગરમ પાણીથી સારી રીતે તેમના પગ ધોઈ નાખજો અંદર થોડો ખારો નાંખજો એટલે પગ સાફ થઈ જશે બસ, પછી તમાશો જોજો. આમાં કાંઈ ચમત્કાર કે વિદ્યા નથી. પગે લેપ કરીને જ તે આવે છે

બીજે દિવસે કેવળ પેલા ઋષિને જ નહી પણ આશ્રમના બીજા તપસ્વીઓને પણ એક શ્રેષ્ઠીને ત્યાં જમવાનું નિમંત્રણ આવ્યું. બધાને આશ્ચર્ય થયું. શેઠ પરમ જૈનધર્મી હતા એટલે આ નિમંત્રણથી આશ્રમના અધિષ્ઠાતા તો ચમકી ગયા, પરંતુ બીજાઓ બોલ્યા આ તો ચમત્કારે સા નમસ્કાર છે! ઋષિનો આનંદ આજે સમાતો નહોતો. તેમણે પગે વનસ્પતિના રસનો ખૂબ લેપ કર્યો, અને નદીકિનારે આવી અદ્ધર ને અદ્ધર જ નદી પાર કરી શહેરમાં પેલા શ્રેષ્ઠીને ત્યાં ગયા શેઠે પોતાની મોટી પુત્રીને કહ્યું· બેટા, આ તપસ્વીઓના હાથ-પગ ધોવા માટે પાણી લાવો. રૂપાની ઝારીમાં પાણી લઈને આવેલી પુત્રીને જોતાં જ પેલા ઋષિ ચમકયા. ઓહો, શું સુંદર રૂપ વિધાતાએ બનાવ્યું છે! જાણે સાક્ષાત સરસ્વતી! શેઠે કહ્યું. મહારાજ, પાણી આવ્યુ છે, હાથ પગ ધોઈ લ્યો. ત્યાં તો શેઠનો મોટો પુત્ર બોલ્યો પિતાજી, હુ જ તેમના પગ ધોઉ. આપણે ઘેર એમના જેવા અતિથી કયાંથી હોય? પેલા ઋષિએ ઘણી ના પાડી, પરતુ શેઠના પુત્રે તો ખૂબ ઘસી ઘસીને પેલા ઋષિના પગ ધોઈ નાંખ્યા. પેલા ઋષિનુ મોઢુ ઊતરી ગયું, પગમાંથી બધો રસ ધોવાઈ ગયો, હવે શુ થશે એની ચિન્તા પેઠી. પંગત જમવા બેઠી. બત્રીસ જાતની રસવતી તૈયાર હતી, પરતુ પેલા ઋષિનો રસ ઊડી ગયો હતો થોડું ખાધું ન ખાધું કરી તે એકદમ ઉઠ્યા. શેઠના પુત્રે ચરણોદકની અભિલાષાથી ફરી પગ ધોયા બધુ ટોળું મળ્યું. આખું નગર જોવા આવ્યુ હતુ. જેવા પેલા ઋષિએ નદીમા પગ મૂકયા કે પગ ભીના થઈ ગયા. એ સમજી ગયા આજે મૃત્યુ ઘંટ વાગશે. થોડે દૂર જતાં જ એ ડૂબવા લાગ્યા.

ચારે તરફ નજર નાખી. માનવટોળું હસવા લાગ્યું. મૃત્યુના મુખમાં મૂકાયા જેવી સ્થિતિ ઊભી થઈ. આ જ વખતે દૂરથી જૈનાચાર્ય શ્રી આર્યસમિત આ બાજુ આવતા દેખાયા. એક ક્ષણવારમાં જ એમણે પરિસ્થિતિનું માપ કાઢી લીધું અને મંત્રોચ્ચાર કરી ચૂર્ણ ફેંક્યું અને કહ્યું હે કન્ના નદી, મારે સામે પાર જવું છે, રસ્તો આપ! બસ, પાણીની વચ્ચેથી રસ્તો થયો અને આચાર્ય મહારાજ એ માર્ગેથી આગળ વધ્યા, અને પેલા ઋષિને પોતાની સાથે લઈ સામે પાર પહોચ્યા. પેલા ઋષિ અને આખુ તાપસમંડળ આચાર્યના પગે પડી બોલ્યુ : મહારાજ, માફ કરો અમે તો કશુયે નથી જાણતા. તમારો ત્યાગ. તમારું તપ, તમારુ જ્ઞાન, અને તમારી વિદ્યાઓ અપૂર્વ છે સૂરિજીએ કહ્યું મહાનુભાવો, આ બધુ જવા દો આ બધાથી ભલે તમે દુનિયાને છેતરો, પરંતુ એમા આત્માનુ કલ્યાણ કયાં છે? આ પાખંડ, અને આ આત્મવંચના તમારુ કલ્યાણ નહિ કરે. આ મંત્ર, તંત્ર, યંત્ર કે ચમત્કારોથી જનતા ભલે તાળીઓ પાડે; ભક્તમંડળ ભલે વાહ વાહ કરે, તમે પણ મોટુ ભક્તમંડળ જોઈ ભલે ગજી થાઓ, પરંતુ પરલોકમાં તમારી સાથે શું આવશે તે કાંઈ જાણો છો ખરા? પછી સૂરિજીએ તપસ્વીઓના આશ્રમમા જઈ ધર્મોપદેશ આપ્યો. સૂરિજીનો ઉપદેશ સાભળી એકી સાથે પાંચસો તાપસોએ તેમનુ શિષ્યત્વ સ્વીકારી દીક્ષા લીધી.

જૈન ઇતિહાસકારો જણાવે છે બ્રહ્મદ્વીપિકા શાખા અહીથી શરૂ થઈ. (ચાલુ)

## 'એક ગ્રંથની પ્રશસ્તિ' લેખમાં સુધારો

(પૂજ્ય મુનિમહારાજ શ્રીજયંતવિજયજી)

"શ્રી જૈન સત્ય પ્રકાશ" ક્રમાંક ૧૩૪ના ટાઈટલ પેજ બીજામાં "એક ગ્રંથની પ્રશસ્તિ" નામનો ટૂંક લેખ પ્રકટ થયો છે. તેમાં એ પ્રશસ્તિના 'સાર'માં ગુરુપરંપરા સુધારીને આ પ્રમાણે વાંચવી.—

શ્રીધર્મમૂર્તિસૂરિજી મ.ના પટ્ટધર શ્રી કલ્યાણસાગરસૂરિ મ.। શ્રીધર્મમૂર્તિસૂરિજીના શિષ્ય શ્રીભાગ્યમૂર્તિસૂરિજી, તેમના શિષ્યોમા શ્રીઉદયસાગર ગણી મુખ્ય હતા; તેમના શિષ્યો ૧ દયાસાગર વાચક અને ૨ દેર્વાનધાન મુનિ એ બન્ને મુનિવરોએ સપરિવાર, ગુરુની આજ્ઞાથી કચ્છ દેશના રાજા ભારમલ્લના ભુજ નામના નગરમાં ચોમાસું કર્યું. એ ભુજ ગામમાં, ઉપકેશવંશ અને મીઠડીયાગોત્ર વાળો પુણ્યસિંહ નામે ધર્મપરાયણ શ્રાવક રહેતો હતો. તેણે સં. ૧૫૭૭ની દિવાળીના દિવસે જ્ઞાનની આરાધના નિમિત્તે આ ગ્રંથ (શ્રીનેમિનાથચરિત્ર) શ્રીદયાસાગરજી ઉપાધ્યાયને ભેટ કર્યો.

# જૈન દર્શન

લેખક—શ્રીયુત મોહનલાલ દીપચંદ ચોકસી

(ગતાંકથી ચાલુ)

અજીવ તત્ત્વના પાચ પ્રકાર વર્ણવી ગયા. એમા પુદ્દગલાસ્તિકાય સબંધી જરા વિસ્તારથી જોવાની જરૂર છે. જે કર્મોદ્વારા અનંતકાળથી જીવ સંસાર-ભ્રમણ કરી રહ્યો છે અને જેનો સર્વથા છેદ ઉડાડયા સિવાય જીવ મુક્તદશા મેળવી શકે તેમ નથી એ કર્મસમૂહનું ગુણ યા સ્વભાવને આશ્રયી પડેલું નામ તે પુદ્દગલ. જેમ નવ તત્ત્વને સંક્ષેપતાં જીવ, અજીવ બે ઉપર આવી જવાય તેમ જીવોમાં અન્ય ત્રણ ગતિની વાત

બાજુએ રાખી આપણે માનવ હોવાથી એ તરીકે વિચાર કરીએ અને એ જ ધોરણે અજીવમાં બીજા ભેદોનો સૂક્ષ્મ વિચાર છોડી દઈ કેવળ કર્મસમૂહના પ્રપંચો અવલોકીએ તો સીધા આત્મા અને કર્મો વચ્ચે ચાલી રહેલા સતત સંગ્રામ નજીક વિના રોકટોકે આવી જઈએ. એનું અવલોકન અને અભ્યાસ ખંતપૂર્વક ને બારિકાઈથી કરવામાં આવે તો જૈન દર્શનનું હાર્દ સમજાઈ જાય. જૈનદર્શનમાં આ બે પદાર્થ સંબંધમાં અતિ લંબાણુથી વિચારણા કરવામાં આવી છે. એ ઉપર ભિન્ન ભિન્ન દૃષ્ટિથી પ્રતિભાસંપન્ન વિદ્વાન મુનિપુંગવોએ સંખ્યાબંધ ગ્રંથો રચ્યા છે. ઇતર દર્શનોથી આ બે પદાર્થોની સૂક્ષ્મતાથી છણાવટ કરવામાં જૈનદર્શન ઘણું આગળ જાય છે, એટલું જ નહીં, પણ કેટલીક બાબતમાં ખાસ વિશિષ્ટતા ધરાવે છે. તીર્થંકર ભગવંતનુ કથન છે કે 'જે એકને જાણે છે તે સર્વને જાણે છે' એમા ઓછું રહસ્ય નથી સમાયું. જેણે આત્મા ઓળખ્યો તેણે જગત ઓળખ્યું એ એનો ફલિતાર્થ છે. આત્મા પોતાની વર્તમાન દશા કયાં કારણોને આભારી છે એના અવગાહનમાં રસ લેવા માંડે તો કર્મ–પડલો જે ભાગ ભજવી રહ્યાં છે, તેનો સહજ ખ્યાલ આવે, એમાંથી છુટકારો મેળવી પોતાનું શુદ્ધ સ્વરૂપ પ્રાપ્ત કરવાની તમન્ના જાગે. આત્માની વ્યાખ્યા કરતાં કહેવામા આવ્યું છે કે—

'यः कर्ता कर्मभेदाना भोक्ता कर्मफलस्य च ।
संसर्त्ता परिनिर्वाता सह्यात्मा नान्यलक्षणः ॥

આ ઉપરથી પણ આત્માને રૂલાવનાર કર્મના ભેદોને જાણવાની અગત્ય ખાસ ઊભી થાય છે. આ કર્મ વિષયમાં ૭ કર્મગ્રંથ આદિ ઘણા ઘણા ગ્રંથો લખાયેલાં છે. અહીં તો માત્ર ટૂંકમાં વિચાર કરીશુ.

કર્મના મુખ્ય પ્રકાર આઠ છે. એનો અનુક્રમ આ પ્રમાણેઃ (૧) જ્ઞાનાવરણીય, (૨) દર્શનાવરણીય, (૩) વેદનીય, (૪) મોહનીય, (૫) આયુષ્ય, (૬) નામ, (૭) ગોત્ર અને (૮) અંતરાય. આ આઠમાં પણ પહેલું, બીજું, ચોથું ને આઠમુ અતિ જલદ છે એટલે એ ઘાતીકર્મો તરીકે ઓળખાય છે. આત્મગુણનો ઘાત કરનારાં એ કર્મો છે. એ સિવાયનાં વેદનીય, આયુ, નામ અને ગોત્ર એ ચાર કર્મો અઘાતી કહેવાય છે. ઘાતી કર્મનો સંપૂર્ણ ક્ષય થતા આત્મા કેવળજ્ઞાનની દશા પ્રાપ્ત કરે છે, એટલે વિશ્વના સર્વ બનાવો એને હસ્તામલકવત્ સ્પષ્ટ થાય છે. એ વેળા ચાર અઘાતી કર્મ ભલે ને બાકી રહ્યાં હોય, પણ એનું કંઈ જોર ચાલતું નથી. એ ચાર નષ્ટ થતાં આત્મા સ્વયમેવ પરમાત્મ–સ્વરૂપે ઊર્ધ્વ ગતિએ ચૌદ રાજલોકના અંત ભાગે કાયમને માટે સ્થિત થાય છે, એ સિદ્ધ, બુદ્ધ અને નિરાકાર બને છે, આ પ્રકારે સિદ્ધ દશા પ્રાપ્ત કરનાર આત્મામા નિમ્ન પ્રકારની પૂર્ણ શક્તિઓ હોય છે— (૧) સર્વ લોકાલોકનુ સ્વરૂપ જાણવા રૂપ, (૨) સર્વ લોકાલોકનુ સ્વરૂપ દેખવારૂપ, (૩) સર્વ પ્રકારની પીડા રહિત નિરૂપાધિક દશા, (૪) સ્વસ્વભાવમાં સદા રમણુતા, (૫) અનંત સ્થિતિ યાને અક્ષયતા, (૬) અરૂપીપણુ, (૭) ઊંચ–નીચપણાના વ્યવહારનો અભાવ અને (૮) અનંત વીર્ય યાને સંપૂર્ણ તાકાતનો સદ્ભાવ. ઉપરની આઠે શક્તિઓ અનુક્રમે કર્મોને પૂર્ણપણે નષ્ટ કરવાથી પ્રાપ્ત થાય છે અને આવ્યા પછી એ પાછા જવાનો સંભવ રહેતો નથી. એટલે કર્મોની વ્યાખ્યા કરતાં કહી શકાય કે આત્માના અનંત જ્ઞાનગુણને રોકનાર તે જ્ઞાનાવરણીય; અનંત દર્શનને રોકનાર તે દર્શનાવરણીય, નવતત્ત્વકારે પ્રથમને આંખ પરના પાટાની અને બીજાને

રાજાનું દર્શન કરતા અટકાવનાર પહેરેગીરની ઉપમા આપી છે. આત્માના અવ્યાબાધ ગુણને રોકવાનું કાર્ય કરનાર વેદનીય કર્મ મધથી લેપાયેલ તરવારની ધાર સરખું છે. ચાટતાં જરા મીઠાશ આવે, પણ જીભ કપાય તેમ સુખ અલ્પ અને એ પાછળ દુ:ખનો અતિરેક એમાં સમાયેલ છે. ચોથો ગુણ તે અનંત ચારિત્ર યાને શાશ્વત સુખ, એને રોકનાર ચોથું મોહનીય કર્મ સર્વમાં રાજા સમાન છે એની સરખામણી મદિરા સાથે કરાયેલી છે, અને તે યથાર્થ છે. દારૂ પીનાર જેમ ભાન ભૂલી અવનવી લીલા દાખવે છે તેમ આ કર્મે નચવ્યો જીવ જાતજાતના ચેન ચાળા કરે છે અને એથી જ સંસારભ્રમણ વધારે છે પાંચથી સાત સુધીનાં કર્મો—આયુ નામ અને ગોત્ર–નો સ્વભાવ અનુક્રમે લોખંડની બેડી, ચિતારા અને કુંભાર સાથે સરખાવાયો છે એ આત્માની અક્ષયતા, અરૂપી દશા અને અગુરુલઘુતાને આવરે છે. બેડીમાં પડેલા કેદીનો છુટકારો મુદત પૂરી થયા વિના શકય નથી, તેમ આયુકર્મના પંજામાં પડેલા જીવની દશા સમજવી. ચિતારો જેમ જુદા જુદા વર્ણ ને આકારનાં ચિત્રો તૈયાર કરે તેમ નામકર્મ જીવને જાત જાતના વેશ સજાવે છે અને વાઘા પહેરાવે છે. કુંભાર ઘડા બનાવે પણ એ ઘડાઓ–કુંભો–શુભ કાર્યમાં વપરાય અને દારૂ તાડી ભરવામાં પણ કામ આવે. આ ગોત્રકર્મ પણ જીવની સાથે એવી રીતે ભેળાઈ જાય કે જેથી દુનિયાની નજરે, જીવ ઊંચા નીચાની ગણનામાં ઝોલા ખાય. આઠમું અંતરાય કર્મ ભંડારીની ઉપમા ધરાવે છે. તુષ્ટમાન થયેલ રાજાને દાન આપતાં રોકનાર ભંડારી સાથે એની સરખામણી એટલા સારુ કરાયેલી છે કે એ આત્માની દાન, લાભ ભોગાદિ અનંત શકિતઓ પર અંકુશ મૂકે છે. આત્માના અનંતવીર્ય નામના ગુણને રોકનાર આ અંતરાય કર્મ જ છે તેથી તો એને ઘાતી કર્મના વર્ગમાં મૂકવામાં આવેલ છે. આ કર્મો જીવની સાથે દૂધમાં જેમ પાણી ભળી જાય છે એમ અનાદિ કાળથી ભળેલાં છે. પ્રયોગ દ્વારા એ છૂટા પાડી શકાય છે તેમ નવા પુન ભળતાં હોવાથી પ્રવાહની નજરે અનાદિ કહેવામાં જરા પણ વાંધો નડતો નથી જ્યાં લગી આત્મા સંપૂર્ણ શકિત ફોરવી એનો જડમૂળથી નાશ ન કરે ત્યાં લગી સ્વગુણપ્રાપ્તિ અશકય છે વિના રોકટોકે કહી શકાય કે અનાદિ કાળથી ખાણમાં સુવર્ણ સાથે ભળેલો કચરો પ્રયોગ દ્વારા દૂર કરી શુદ્ધ કંચન મેળવી શકાય છે તેમ આત્મા ભલેને અનાદિ કાળથી આ કર્મો દ્વારા અવરાયો હોય, પણ સંવર નિર્જરાના સતત પ્રયોગો મારફત કાયમ માટે છુટકારો મેળવી શકે છે જ.

કર્મો ચાર રીતે જીવો સાથે મળી ગયાં છે: પ્રકૃતિ યાને સ્વભાવથી, સ્થિતિ યાને કાળની મર્યાદાથી, રસથી યાને તીવ્ર મંદ રૂપી સ્વરૂપથી તેમ જ પ્રદેશ યાને પુદ્‌ગલ પરમાણુના સંચયથી. આમાં પાછળના બે પ્રકાર રસ અને પ્રદેશને પિછાનવા સારુ વિકસ્વર જ્ઞાનપ્રભાની જરૂર લેખાય. પ્રથમના સ્વભાવ સંબંધમાં તો શરૂઆતમાં વિચાર કરીને આગળ વધ્યા છીએ. ભેદ અને સ્થિતિ સબંધમાં આ પ્રમાણે છે.—

| ક્રમ | કર્મનું નામ | ઉત્તર ભેદ | ઉત્કૃષ્ટ સ્થિતિ | જઘન્ય સ્થિતિ |
|---|---|---|---|---|
| ૧ | જ્ઞાનાવરણીય | ૫ | ૩૦ કોડાકોડી સાગરોપમ | અંતર્મુહૂર્ત |
| ૨ | દર્શનાવરણીય | ૯ | ૩૦ ,, ,, ,, | ,, |
| ૩ | વેદનીય | ૨ | ૩૦ ,, ,, ,, | ૧૨ મુહૂર્ત |
| ૪ | મોહનીય | ૨૮ | ૭૦ ,, ,, ,, | અંતમુહૂર્ત |
| ૫ | આયુષ્ય | ૪ | ૩૩ સાગરોપમ | ક્ષુલ્લકભવ |
| ૬ | નામ | ૧૦૩ | ૨૦ કોડાકોડી સાગરોપમ | ૮ મુહૂર્ત |
| ૭ | ગોત્ર | ૨ | ૨૦ ,, ,, ,, | ૮ ,, |
| ૮ | અંતરાય | ૫ | ૩૦ ,, ,, , | અંતમુહૂર્ત |

( ચાલુ )

# હરેકે વસાવવા યોગ્ય

## શ્રી જૈન સત્ય પ્રકાશના ત્રણ વિશેષાંકો

### (૧) શ્રી મહાવીર નિર્વાણ વિશેષાંક

ભગવાન મહાવીરસ્વામીના જીવન સબંધી અનેક લેખોથી
સમૃદ્ધ અંક : મૂલ્ય છ આના (ટપાલખર્ચનો એક આનો વધુ)

### (૨) દીપોત્સવી અંક

ભગવાન મહાવીરસ્વામી પછીના ૧૦૦૦ વર્ષ પછીના સાતસો વર્ષના જૈન
ઇતિહાસને લગતા લેખોથી સમૃદ્ધ સચિત્ર અંક: મૂલ્ય સવા રૂપિયો

### (૩) ક્રમાંક ૧૦૦ : વિક્રમ–વિશેષાંક

સમ્રાટ્ વિક્રમાદિત્ય સબંધી ઐતિહાસિક ભિન્નભિન્ન લેખોથી
સમૃદ્ધ ૨૪૦ પાનાનો દળદાર સચિત્ર અંક: મૂલ્ય દોઢ રૂપિયો

## શ્રી જૈન સત્ય પ્રકાશના બે વિશિષ્ટ અંકો

[૧] ક્રમાંક ૪૩–જૈનદર્શનમાં માંસાહાર હોવાના આક્ષેપોના
જવાબરૂપ લેખોથી સમૃદ્ધ અંક ' મૂલ્ય ચાર આના

[૨] ક્રમાંક ૪૫–ક. સ શ્રી હેમચંદ્રાચાર્યના જીવન સબંધી
અનેક લેખોથી સમૃદ્ધ અંક ' મૂલ્ય ત્રણ આના

## કાચી તથા પાકી ફાઇલો

'શ્રી જૈન સત્ય પ્રકાશ'ની ત્રીજા, ચોથા, પાંચમા, આઠમા, દસમા, અગિયારમા વર્ષની કાચી તથા પાકી ફાઇલો તૈયાર છે. મૂલ્ય દરેકનું કાચીના બે રૂપિયા, પાકીના અઢી રૂપિયા

—લખો—

શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ
જેશિંગભાઈની વાડી, ઘીકાંટા, અમદાવાદ.


મુદ્રક–મગનભાઈ છોટાભાઈ દેસાઈ. શ્રી વીરવિજય પ્રીન્ટીંગ પ્રેસ, સલાપોસ ક્રોસરોડ, પો. બો. નં. ૬ શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય–અમદાવાદ પ્રકાશક–ચીમનલાલ ગોકળદાસ શાહ શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ કાર્યાલય જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ–અમદાવાદ




વર્ષ ૧૨ : અંક ૫-૬ ] અમદાવાદ : ૧૫-૩-૪૭ [ ક્રમાંક ૧૩૭-૧૩૮

## વિ ષ ય - દ ર્શ ન



લવાજમ-વાર્ષિક બે રૂપિયા : છૂટક ચાલુ અંક-ત્રણ આના

# શ્રી વિજયદેવસૂરિકૃત વૈરાગ્ય સજઝાય

સં૦—પૂજ્ય મુનિમહારાજ શ્રી. કાંતિવિજયજી

સુરતરુની પરિ દોહિલઉ રે, લાધઉ નરભવ સાર ।
આલિ મુધા મ હારજ્યો, કાંઈ કરિજ્યો રે મનમાંહિ વિચારકિ ॥૧॥
ચેતઉ રે ચિતિ પ્રાણિ ।
મત રાચઉ રે રમણીનઈ રંગિકિ, સેવઉ રે જીનવાણી ।
તુમ્હે રમિજ્યો રે સંયમનઇ સંગિકિ ॥૨॥ આંકણી ॥
પહિલઉં સમકિત સેવિયઈ રે, જે સવિ ધર્મહ મૂલ ।
સંયમ સમકિત બાહિરઉ, જીન ભાષિત રે, તુસ ખંડણ તૂલ ॥૩॥ ચેત૦ ॥
અરિહંતદેવજી આદરઉ રે, ગુરુ ગુરુઆ શ્રીસાધ ।
ધર્મ કેવલિનઉ ભાષિયઉ, એ સમકિત રે સુરમણિ--સમ લાધકિ ॥૪॥ ચેત૦ ॥
તહત્તિ કરી તુમ્હે સદ્દહઉ રે, જે ભાષ્યઉ જગનાથ ।
પંચઇ આશ્રવ પરિહરઉ, જીમ મિલિયઇ સિવપુરનઈ સાથિકિ ॥૫॥ ચેત૦ ॥
[1]જીવેવઉ વંછઇ સહૂ રે, મરણ ન વંછઈ કોઇ ।
આપણની પરિ પાલિવઉ, ત્રસ થાવર રે હણિવઉ નહુ કોઇકિ ॥૬॥ ચેત૦ ॥
અજસ અકીરતિ ઇણિ ભવઈ રે, પરભવિ દુક્ખ અનેક ।
કૂડ કહતા પામિયઇ, કાંઈ આણઉ રે મનમાહિ વિવેકકિ ॥૭॥ ચેત૦ ॥
ચોરી લીજઈ પરતણઉ રે, તૃણ તેઈ લાગઈ પાપ ।
ધણ કંચણ કિમ ચોરિયઈ, જીણિ વાતઈ રે ભવિ ભવિ સંતાપકિ ॥૮॥ ચેત૦ ॥
મહિલા-સંગિઈં દૂહવઈ રે, નવલખ સુખિ(ખિ)મ જંતુ ।
ખિણ સુખ કારણિ એતલી, કિમ કીજઇ રે હિંસા મતિમંતકિ ॥૯॥ ચેત૦ ॥
પુત્ર--કલત્ર--ધન-હાટની રે, મમતા કીજઈ ફોક ।
જે પરિગ્રહ જગમાહિ અછઇ, તે છંડિ અયા બહુલા લોકકિ ॥૧૦॥ ચેત૦ ॥
માતા પિતા બંધવ સહૂ રે, પુત્ર-કલત્ર--પરિવાર ।
સ્વારથલગિ સહૂઈ સગઉ, કોઈ પરભવિ રે નહુ રાખણહારકિ ॥૧૧॥ ચેત૦ ॥
અલપ દિવસનઉ પ્રાહુણઉ રે, સહૂ કો ઇણિ સંસારિ ।
એક દિન ઊઠી જાઇવઉ, કુંણ જાણઇ રે કિણિહી અવતારિકિ ॥૧૨॥ ચેત૦ ॥
વ્યાધિ જરા જાંલગિ નહી રે, તાંલગિ ધર્મ સંભાલિ ।
ધારિ સઘન ધનિવરસતઇ, કુણ સમરથ રે બંધઈલઉ પાલિકિ ॥૧૩॥ ચેત૦ ॥
અંજલિના જલની પરિઈં રે, ખિણિ ખિણિ છીજઇ આઉ ।
જાઇ નિરલોન આહુડઇ, જરા ધાલઇ રે યોવનનઇં ઘાઉકિ ॥૧૪॥ ચેત૦ ॥
ક્રોધ માન માયા તિજઉ રે, લોભ મ ધરઉ લગાર ।
સમતા-રસ પૂરી રહુ, વલી દોહિલઉ રે માણુસ ભવ સારકિ ॥૧૫॥ ચેત૦ ॥
આરંભ છાંડી આતમા રે પ્રિય સયમરસ પૂરિ ।
સિદ્ધિવધૂસ્યઉ જીમ રમઉ, ઇમ બોલઇ રે શ્રી વિજયદેવસૂરિકિ ॥૧૬॥ ચેત૦ ॥

ઇતિ શ્રી વૈરાગ્ય સજઝાય સમાપ્ત

આ સજઝાય પાટણના શ્રી હેમચંદ્રાચાર્ય જ્ઞાનમંદિરની હસ્તલિખિત પ્રત નં ૩૧૮૬ના પત્ર ૧૩મા ઉપરથી ઉતારીને અહીં આપી છે.

॥ अर्हम् ॥
अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक मुनिसम्मेलन संस्थापित
श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र

# श्री जैन सत्य प्रकाश

जेशिंगभाईकी वाडी : घीकांटा रोड : अमदावाद (गुजरात)

| वर्ष १२ | વિક્રમ સં. ૨૦૦૩ : વીરનિ. સં. ૨૪૭૩ : ઈ સ. ૧૯૪૭ | क्रमांक |
| --- | --- | --- |
| अंक ५–६ | માહ-ફાગણ વદિ ૮ : શનિવાર : ૧૫મી ફેબ્રુઆરી, માર્ચ | १२७–२८ |

## કમ્બોઈ તીર્થના પ્રતિમાલેખો

સં૦–પૂજ્ય મુનિમહારાજ શ્રી. ન્યાયવિજયજી (ત્રિપુટી)

આ વખતે, કમ્બોઈ તીર્થની પ્રતિષ્ઠા કરાવવા અમારે ઠેઠ મારવાડથી વિહાર કરી ગુજરાતમાં આવવાનું થયું બીજાં ઘણાં ગામોના લેખો મેળવ્યા તેમ આ તીર્થના પણ પ્રાચીન લેખો લીધા કમ્બોઈના જીર્ણોદ્ધારને અંગે બધી મૂર્તિઓ મૂલ આસન ઉપરથી બીજે પધરાવી હતી, એટલે લેખો લેતાં અનુકૂળતા થઈ. હમણાં મૂળ ગભરામાં જે ક્રમે મૂર્તિઓ બિરાજમાન કરેલ છે તે ક્રમે તે મૂર્તિઓના લેખો અહીં નીચે આપું છું.

મૂલનાયકજી—શ્રી. મનમોહન પાર્શ્વનાથજીની મૂર્તિ પ્રાચીન, ભવ્ય અને ચમત્કારી છે. મૂલનાયકજી ઉપર કોઈ લેખ નથી, પ્રાચીન મૂર્તિઓમાં મૂલનાયકજીની ગાદીમાં જેમ સુંદર બારીક વેલ બુટ્ટાની કમલપત્રની મનોહર કોરણી હોય છે તેવી કોતરણી છે. પાછળ ટેકા પણ છે. આ બધું જોતાં સમ્પ્રતિ મહારાજાના સમયની મૂર્તિ હોય એમ અનુમાન થાય છે. આ સિવાય મૂર્તિમાં રહેલ ઓજસ અને પરમશાંતિ, હાસ્ય ઝરતું મુખારવિંદ, અને ભાવપૂર્ણ વૈરાગ્યરસ આ બધું મૂલનાયકજીની મૂર્તિની ભવ્યતા સિદ્ધ કરે છે.

આ સિવાયની બીજી મૂર્તિઓના લેખો નીચે પ્રમાણે છે:

મૂલનાયકજીની જમણી બાજુની મૂર્તિ ઉપર આ પ્રમાણે લેખ છે—

सं. १६५९ वर्षे वैशाख शुदि १३ वुधे कम्बोइग्रामे सा० सुडा पुत्री बाइ नीमाइ नाम्न्या स्व श्रेयसे श्रीपार्श्वनाथविंवं का.प्र. च श्रीतपागच्छे भट्टारक प्रभु श्रीविजयसेनसूरिभिः

(સં. ૧૬૫૯માં વૈશાખ શુદિ ૧૩ બુધવારે કમ્બોઈ ગામમા શા સુડાની પુત્રી બાઈ નીમાઈએ પોતાના કલ્યાણ માટે શ્રીપાર્શ્વનાથ પ્રભુની મૂર્તિ કરાવી અને તેની પ્રતિષ્ઠા તપાગચ્છનાયક ભટ્ટારક પ્રભુ શ્રીવિજયસેનસૂરિવરજીએ કરાવી)

મૂલનાયકજીની ડાબી બાજુની મૂર્તિમાં આ પ્રમાણે લેખ છે —

॥ सं. १६५९ वर्षे वैशाख शुद १३ बुधे कम्बोइग्रामे सा० हरराज पुत्र सा० जीवा नाम्ना स्वश्रेयसे श्रीधर्मनाथविंबं का. प्र. च श्रीतपागच्छे भ० श्रीविजयसेनसूरिभिः

જમણી બાજુના ગભારાના મૂલનાયકજી શ્રીઋષભદેવજી છે. મૂર્તિ પ્રાચીન છે. લેખ નથી. લછન છે જેથી જણાય કે શ્રી ઋષભદેવજી ભગવાનની પ્રતિમા છે.

શ્રી ઋષભદેવ પ્રભુની જમણી બાજુની મૂર્તિ ઉપરનો લેખ

॥ सं. १६५९ वर्षे वैशाख शु. १३ बुधे कम्बोइवास्तव्य सा. शा.....भा. अच्छवादे सा. मूलानाम्ना स्वश्रेयसे श्रीवासुपूज्यबिंबं का. प्र. च श्रीतपागच्छे भट्टारक श्रीविजयसेनसूरिभिः ॥

શ્રીઋષભદેવ પ્રભુની ડાબી બાજુની મૂર્તિ ઉપર નીચે પ્રમાણે લેખ છે—

॥ सं. १६५९ वर्षे वैशाख शु. १३ बुधे कम्बोइग्रामे सकलसंघेन कुंथुनाथबिंबं का. प्र. श्रीतपागच्छे भट्टारक श्रीविजयसेनसूरिभिः

ઉપર આપેલ ચારે લેખો સં. ૧૬૫૯માં વૈશાખ શુદિ ૧૩ ને બુધવારે શ્રીવિજયસેન-સૂરિજીના હાથે પ્રતિષ્ઠા થયાનું જણાવે છે. માત્ર જેમણે મૂર્તિ કરાવી છે તેમનાં નામોમાં ફેર છે

ડાબી બાજુના ગભારાના મૂલનાયકજી ઉપરનો લેખ —

॥ सं. १५०५ वर्षे वै. शा. शु. ५ प्राग्वाट—ज्ञा. श्रे. गोविन्द भा. वाछु सुत श्रे० नरसिंघ भा. रत्यादे व्या. सुत श्रे० केशवमाधवदामोदरादिकुटुम्बयुतया स्वश्रेयसे श्रीकुंथुनाथ-बिंबं का. प्र. तपा श्रीजयचन्द्रसूरिभिः

સં. ૧૫૦૫માં વૈશાખ શુદિ ૫ પોરવાડ જ્ઞાતિના શ્રેષ્ઠી ગોવિન્દની પત્ની વાછુ, તેમના પુત્ર નરસિંહ, તેમની સ્ત્રી રત્નાદેવી. તેમના પુત્ર શ્રેષ્ઠી કેશવ, માધવ અને દામોદર આદિએ પોતાના કુટુમ્બના કલ્યાણ માટે શ્રી કુંથુનાથ ભગવાનની મૂર્તિ કરાવી અને પ્રતિષ્ઠા તપાગચ્છીય શ્રીજયચંદ્રસૂરિજીએ કરાવી છે.

લેખ પડિમાત્રામાં છે. મૂર્તિની કોણી નીચે ટેકો પણ છે.

શ્રી કુંથુનાથ ભગવાનની જમણી બાજુની મૂર્તિ ઉપરનો લેખ—

॥ सं. १६०४ वर्षे वैशाख शुदि ३ આગળનો લેખ ઘસાઈ ગયો છે. समुद्रसूरि... . આગળ ઘસાઈ ગયેલ છે.

શ્રીકુંથુનાથ ભગવાનની ડાબી બાજુની મૂર્તિ ઉપર લેખ છે, પણ ઘસાઈ ગયેલ છે. લંછનના આધારે શ્રી નેમિનાથભગવાનની મૂર્તિ જણાય છે

સીધી લાઈનમાં સામસામે બે મૂર્તિઓ બિરાજમાન કરી છે. તેમાં જમણી બાજુની મૂર્તિ ઉપર લેખ નથી. લંછન ઉપરથી શ્રી પદ્મપ્રભુજી દેખાય છે. મૂર્તિની પાછળ ટેકો દેખાય છે. ડાબી બાજુમા મૂર્તિમાં નીચે પ્રમાણે લેખ છે—

॥ सं. १५१३ महा सु. × प्रा. व्य. લેખ આગળ ઘસાઈ ગયેલ છે. લંછન અને આગળ શબ્દો લખેલા દેખાય છે—'धर्मनाथजि'—એટલે ધર્મનાથ ભગવાન છે.

જમણી બાજુ ગોખલામાં ત્રણ મૂર્તિઓ છે. તેમાં મૂલનાયકજી ભગવાનની ગાદીનો શરૂનો ભાગ ખંડિત હોવાથી સંવત વગેરે નથી વંચાતા. 'भ श्रीविजयजिनेंद्रसूरि' એટલું વંચાય છે, એટલે આ મૂર્તિ ઓગણીસમી સદીની છે એમ લાગે છે.

એ જ ગોખલામાં જમણી બાજુની મૂર્તિ ઉપર આ પ્રમાણે લેખ છે—

॥ सं. १६५९ वर्षे वैशाख शुद १३ बुधे कम्बोइग्रामे श्रीसंघेन श्रीकुंथुनाथबिंबं का. प्र. तपागच्छे भ. श्रीविजयसेनसूरिभिः

ડાબી બાજુની મૂર્તિ નીચે આ પ્રમાણે લેખ છે—

**सं १५१८ चैत्र वदि......गुरौ श्रे० उकेशवंशे** આગળ નથી વંચાતું. **श्री श्रेयांसनाथ**

ડાબી બાજુના ગોલખામાં ત્રણ મૂર્તિઓ છે તેમા મૂલનાયકજીની મૂર્તિ પીળા પથ્થરની છે. તેના ઉપર લેખ નથી. લંછન પણ દેખાતું નથી.

જમણી બાજુના ભગવાનની નીચે આ પ્રમાણે લેખ છે—

**सं. १५२७ महाशुदि** આગળ નથી વંચાતું. " **मुनिसुव्रत**...ઘસાઈ ગયેલ છે.

ડાબી બાજુની મૂર્તિ ઉપરનો લેખ નથી વંચાતો. ફક્ત 'કુંથુનાથજી' આટલું જ વંચાયું છે.

બહારની દેરીમાં એક પ્રતિમાજી છે, પરિકર છે, બને બાજુ ઇન્દ્ર છે. લેખ નીચે પ્રમાણે છે —

॥ सं. १५०४ वर्षे वै. शु. १३ (९) श्रीश्रीमाल ज्ञा. सा. सोम० भा. सोमलदे सु. सा. सुधा भा नग (ना) सजी नाम्न्या स्वश्रेयोऽर्थं श्रीश्रीश्रेयांसनाथबिंबं श्रीपूर्णिमापक्षे श्रीगुणसमुद्रसूरीणामुपदेशेन कारितं । प्रतिष्ठितम् भ. विधिना.

આ સિવાય શાસનદેવ, શાસનદેવી, પ્રાસાદદેવી વગેરે નવીન સ્થાપેલ છે. પરિકર પણ નવીન કરાવેલ છે, જેમાં લેખો પણ નવા છે.

અહીંના જીર્ણોદ્ધારની પ્રેરણામાં પણ અમે હતા એટલે જીર્ણોદ્ધાર કરાવનાર કમ્બોઈ શ્રી મનમોહન પાર્શ્વનાથ તીર્થરક્ષક કમીટી અને તેના પ્રમુખ શેઠ લાલભાઈ ઉમેદચંદ લઠ્ઠા વગેરેના આગ્રહથી ઠેઠ શિવગંજથી અમે કમ્બોઇ આવ્યા હતા.

પ્રતિષ્ઠા માહ શુ. ૧૫ ને બુધવારે થઈ. પ્રતિષ્ઠા પછી તરત જ ભગવાનના મુખારવિંદ ઉપર એકદમ અમી ઝર્યું હતું, જે ત્યાં હાજર રહેનાર ઘણાય ભાવુકોએ નજરે જોયેલ હતું. ક્રિયા કરાવનાર ધર્મચુસ્ત શ્રીયુત ભોગીલાલભાઈએ પણ આ અમીનું સારી રીતે દર્શન કર્યું હતું. અમે બધા તો હતા જ.

આજે પણ આ તીર્થમાં અવારનવાર ચમત્કારો દેખાય છે. હમણાં જીર્ણોદ્ધાર શરૂ કર્યા પછીના જ બે પ્રસગો છે: એક વાર રાત્રે બાર વાગે મંદિરમા વાજિંત્રોના નાદ થતા હતા. કારીગરો, ગામના રહેવાસીઓ બધા સાભળવા આવ્યા. અને રાતના બારથી ત્રણ વાગ્યા સુધી વિવિધ નૃત્ય, ગાન વાજિંત્રોના નાદ સંભળાયા. બીજી વાર રાત્રે કારીગરો મંદિર બહાર સૂતા હતા. મંદિર બંધ હતુ. ત્યા અંદર પથ્થરો ઘડાવાના અવાજ સંભળાયા. બધા કારીગરો, મુનિમજી અને બીજા બધાએ એ ધડાકા સાભળ્યા. કારીગરોને ડર લાગ્યો કે આપણું ઘડેલું કામ કોઈ બગાડતુ તે નથી ને? તરત જ મોટો દરવાજો ઉઘડાવી બત્તી લઈને અંદર ગયા કે ઘડાવાનું કામ બંધ–ધડાકા બંધ પછી વળી દરવાજો બંધ કરીને સૂતા ને થોડી વારે અવાજ સભળાયા. ગામવાળા કહે છે કે એક વાર તો દિવસે પણ વાજિંત્રોના નાદ, ધૂપની મઘમઘતી સુગંધી અને ગાયન સંભળાતાં હતાં.

આવી આવી અનેક ચમત્કારોની વાતો સંભળાય છે. શાસનદેવ આવા ચમત્કારી તીર્થનો મહિમા જગતમાં ફેલાવે અને શાસનપ્રભાવના થાય એમ ઇચ્છી વિરમું છુ.

# પૂર્વધર શ્રી. ઉમાસ્વાતિજી વાચકવિરચિત

# પૂજાવિધિપ્રકરણ

લેખક—પૂજ્ય મુનિમહારાજ શ્રી. ધુરંધરવિજયજી.

"પૂજાવિધિપ્રકરણ"ના પ્રણેતા વાચકપ્રવર પૂર્વધર શ્રી. ઉમાસ્વાતિજી મહારાજ છે. તેમની વિદ્વત્તા અને રચનાશૈલિ અપૂર્વ હતી. આર્હત તત્ત્વોને તાર્કિક શૈલીથી વિવેચતા સેંકડો ગ્રન્થો છે. પણ તેની શરૂઆત કરનારાઓમાં શ્રી ઉમાસ્વાતિજીનું પુનિત નામ પ્રથમ આવે છે. શ્રી તત્ત્વાર્થાધિગમસૂત્ર ને તેનું ભાષ્ય એ બન્ને પ્રાચીનતમ ગ્રન્થોની ગૂંથણી તેઓશ્રીએ કરેલ છે. એ ગ્રન્થોનું અધ્યયન કરનાર તેમના ઉપર વારી જાય છે. આજે પણ આર્હતદર્શનના અનુયાયીઓને એ ગ્રન્થ આગમની જેમ બહુમાન્ય ને પ્રમાણ છે. કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રસૂરિજી મહારાજે તેઓશ્રીના તે ગ્રન્થોને લઈને **उपोमास्वातिसङ्ग्रहीतारः ।** જેવું વ્યાકરણમાં ઉદાહરણ મૂકી તે પૂજ્યશ્રીનું ગૌરવ ગાયું છે. તેઓશ્રીનાં જીવન અને અનુભવો અન્યત્ર અંકિત થયાં છે, તે પણ ઘણા રસમય છે.

આ ૧૯ શ્લોક પ્રમાણ નાનું પણ મહત્ત્વનું પ્રકરણ તેઓશ્રીનું છે. ફક્ત ૧૯ પદ્યોમાં તેઓશ્રીએ ઉપયુક્ત વિષયને સુન્દર રીતે સમજાવ્યો છે. પરમાત્માની પૂજા વગર કોઈને ચાલતું નથી; કોઈ ને કોઈ રીતે અલ્પાત્મા પરમાત્માને પૂજે છે. પૂજનના પ્રકારો જુદા જુદા હોય છે, પણ પૂજન તો અવશ્ય ઉપાદેય છે. પરમાત્મપૂજનનો નિષેધ કરતો હીનાત્મા કદી પણ ઉન્નતિ પ્રાપ્ત કરી શકતો નથી.

પૂજનની અગત્ય સિદ્ધ થાય એટલે તે કઈ રીતે કરવું તેની વિચારણા આવશ્યક છે. રીતિ જાણ્યા વગર કરાયેલ ક્રિયાઓ ચિરકાળ કર્યા છતા યથાર્થ ફળ આપી શકતી નથી. ટૂંકમાં પણ સ્પષ્ટ અને સચોટપણે આ પ્રકરણમા તે પૂજાવિધિ બતાવેલ છે.

વાચકવરના લેખનની એ વિશેષતા છે કે જે કાંઈ તેઓશ્રી લખે છે તે સચોટ—સ્પષ્ટ ને ચુકાદા જેવું હોય છે. જો કે સર્વજ્ઞમૂલક જે કાંઈ હોય તે સર્વ અસંદિગ્ધ જ હોય છે, તો પણ લેખનશૈલીના રંગો તેમા કોઈ ઓર ભાત પાડે છે.

'જગતકાદમ્બરીઓમા સરસ્વતીચન્દ્રનું સ્થાન'માં સ્વ૦ કવિ શ્રી ન્હાનાલાલે દલપતરામ, નર્મદાશંકર અને ગોવર્ધનરામ માટે કહ્યુ છે તે હકીકત અન્ય કર્તવ્ય પ્રેરકો માટે લાગુ પાડી શકાય છે.

કેટલાયે ઉપદેશકો ઉપદેશ કરતા જનતાને કહે છે કે—'તમે આ શુભ કર્તવ્ય કરો, નહિ તો નરકમાં પડશો.' બીજાઓ કહે છે કે 'તમારે આ કરવું જોઈએ, આમાં લાભ છે.' ત્રીજાઓ કહે છે કે 'આ શુભ કર્તવ્ય કરનાર સુખી થાય છે અને ન કરનાર—તેથી વિપરીત કરનાર—દુખી થાય છે.'

ઉપરના ત્રણે લેખકોની વાત તો એક જ છે કે સારું કામ કરો. પણ ત્રણેની કહેવાની શૈલી જુદી છે. પ્રથમ લેખક—આજ્ઞા—ફરમાન કરે છે. બીજો પ્રેરણા આપે છે. અને

ત્રીજો વિવેચક છે, તે પ્રવૃત્તિને વાચકના વિવેક ઉપર છોડી દે છે.

આજ્ઞા-ફરમાન કેટલીક વખત વાચકને ઉકળાવી નાખે છે. વાચક સરળ ન હોય, અભિમાની હોય તો તે આજ્ઞાવચનોને અમલમાં ન મૂકતાં ઊલટો તેથી ઊંધી પ્રવૃત્તિ કરવામાં દોરાઈ જાય છે. વિવેચક વચનો અજ્ઞ--અલ્પજ્ઞને માટે ઘણાખરા નકામા નીવડે છે. જ્યારે પ્રેરક વચનો મોટે ભાગે સર્વને હિતકર હોય છે. પૂર્વધર શ્રી. ઉમાસ્વાતિજી વાચકવરનાં વચનો પ્રેરક છે.

આ પ્રકરણમાં તેઓશ્રીએ ૧૮ વિષયોનું સ્પષ્ટીકરણ કરેલ છે. તે આ પ્રમાણે—

૧ સ્નાન કઈ દિશામાં કરવુ.
૨. દન્તશુદ્ધિની દિશા
૩. વસ્ત્ર કઈ દિશામાં પહેરવાં.
૪. પૂજા કરવાની દિશાઓ.
૫. ઘર દેરાસર ઘરની કઈ બાજુ કરવું.
૬. ઘર દેરાસર ઊંચે કરવું-ને નીચે કરવાથી થતી હાનિ.
૭. પૂજા કરનારે કઈ દિશામાં રહેવું.
૮. બતાવેલ દિશાથી જુદી દિશાઓથી થતા ગેરલાભો.
૯. પૂજા કયે કયે અંગે ને કયા દ્રવ્યથી કરવી.
૧૦. સવારે, બપોરે ને સાંજે કઈ કઈ પૂજા કરવી.
૧૧. ધૂપપૂજા-અગ્રપૂજા-દીપપૂજા-ધ્યાન અને ચૈત્યવન્દન કઈ કઈ બાજુ કરવાં.
૧૨ પુષ્પ-પત્ર ને ફલ કેવાં ન ચડાવવાં
૧૩. પુષ્પને કિલામણા ન થાય તેમ કરવું
૧૪. વિવિધ પ્રકારની પૂજાઓ.
૧૫. વર્ણભેદે પૂજાદિથી થતાં ફળભેદો.
૧૬. દૂષિત વસ્ત્રો પહેરી કરવામાં આવતાં વિધાનોની નિષ્ફલતા
૧૭ પૂજા કરતા સાચવવાના આસનાદિ.
૧૮. એકવીશ પ્રકારી પૂજા.

ઉપર જણાવેલ અઢારે વિષયોને ગ્રન્થકાર નીચે પ્રમાણે ઉકેલે છે.

પૂર્વ સન્મુખ સ્નાન કરવું. પશ્ચિમમાં દન્તશુદ્ધિ ( દાતણ ). ઉત્તરમાં ઉજ્જવળ વસ્ત્રો પહેરવા. પૂજા પૂર્વ અને ઉત્તર સન્મુખ કરવી. ઘરમાં પેસતા ડાબી બાજૂ શલ્ય-દોષ વગરની ભૂમિમાં દોઢ હાથ ઊંચે દહેરાસર કરવુ. નીચે ભૂમિમા જો દહેરાસર કર્યું હોય તો સન્તતિનો વંશ સદા નીચે ને નીચે જાય છે. પૂજા કરનારે પૂર્વ સન્મુખ અને ઉત્તર સન્મુખ રહીને પૂજા કરવી. દક્ષિણ દિશા અને વિદિશાઓ ( ખૂણા ) વર્જવી. પશ્ચિમ દિશા સન્મુખ રહીને જો જિનેશ્વર પ્રભુની પ્રતિમાનું પૂજન કરે તો ચોથી સન્તતિ ( પેઢી ) નો ઉચ્છેદ-વિનાશ થાય છે. દક્ષિણ દિશા સન્મુખ રહીને કરે તો સન્તતિ થતી નથી. અગ્નિ કોણમાં જો પૂજા કરે તો દિવસે દિવસે લક્ષ્મી ઘટે છે. વાયુ કોણમાં સન્તાન થતા નથી. નૈઋત્ય કોણમા કુલ--વંશનો વિનાશ થાય છે. ઈશાન કોણમા પૂજા કરનારાઓને એક સ્થાને સ્થિર નિવાસ થતો નથી. [ આ ૬॥ શ્લોકમાં કહેવાયેલ હકીકતો ઘર દહેરાસર માટે સમ-

જવાની છે ] પૂજા અનુક્રમે ચરણુ, ગોઠણુ, હાથ, ખભા, ને મસ્તકે કરવી. શ્રીચન્દન વગર કોઈ પણુ વખત પૂજા કરવી નહિ. લલાટ, કંઠ, હૃદયકમળ અને ઉદર ઉપર તિલક કરવું. એ પ્રમાણે નવ અંગે નવ તિલકો વડે હંમેશાં પૂજા કરવી સવારમાં પ્રથમ કુશળ માણુસોએ વાસચૂર્ણથી પૂજા કરવી. બપોરે પુષ્પપૂજા અને સાંજે ધૂપ અને દીપ પૂજા કરવી ડાબી બાજુ ધૂપ ઉખેવવો. અગ્રપૂજા સામે રહીને કરવી. જિનવરની જમણી બાજુ દીપક સ્થાપન કરવો. ધ્યાન અને ચૈત્યવન્દન પણુ જમણી બાજુ કરવાં. ભક્તોએ જિનેશ્વર પ્રભુની પ્રીતિ માટે હાથથી છૂટી ગયેલાં, જમીન ઉપર પડી ગયેલાં, પગથી અડકાયેલાં, માથાની ઉપર મૂકેલાં, ખરાબ કપડામાં રાખેલાં, નાભિ નીચે ધારણુ કરેલાં, હલકા માણુસોના સ્પર્શ પામેલાં, ખૂબ હણાયેલાં, કીડાઓથી દૂષિત થયેલાં, પુષ્પ, પત્ર અને ફળ ચડાવવા નહિ તેનો ત્યાગ કરવો. પુષ્પને તોડી તેના બે ભાગ ન કરવા. પુષ્પની કળીને છેદવી નહિ ચમ્પક અને કમળને છેદવામાં વધારે દોષ થાય છે. [ આ વાત ખાસ ધ્યાનમાં રાખવાની છે કેટલીક વખત ભક્તિઘેલા અણુસમજુ માણુસો પુષ્પમાળ બનાવતાં સોયથી તેને છેદે છે, પોતાની માનેલી શોભા વધારવા ખાતર તેને ઉપરથી કાતરે છે, પણુ તેમાં લાભ કરતાં હાનિ છે. પુષ્પોને કાતર્યા ને છેદ્યા વગર પણુ શોભા અને માળા સુન્દર થઇ શકે છે. તે રીતિ ન જાણુનારે જાણુકાર પાસેથી શીખી લેવુ ને અવિધિથી બચવું.] શ્રી જિનેશ્વરની ગન્ધ, ધૂપ, અક્ષત, પુષ્પમાળા, દીપક, બલિ, જલ ને ઉત્તમ ફ્લોથી પૂજા કરવી. [આમા અષ્ટપ્રકારી પૂજા બતાવેલ છે. ચાલુ અષ્ટપ્રકારી પૂજાથી આમાં કાંઇક શબ્દ જુદા છે. પણુ ગન્ધપૂજાથી ચન્દન અને બલિપૂજાથી નૈવેદ્ય લેવાં એટલે પ્રચલિત પૂજા પ્રમાણે મળી રહે. પ્રચલિત અષ્ટપ્રકારી પૂજા આ પ્રમાણે છેઃ જળ, ચન્દન, પુષ્પ, ધૂપ, દીપ, અક્ષત, નૈવેદ્ય ને ફળ ] પૂજા–ધ્યાન વગેરેમાં શ્વેત વર્ણના વસ્ત્ર વગેરે શાન્તિ માટે, શ્યામ જય માટે, લાલ ભદ્ર–કલ્યાણુ માટે, લીલા ભય માટે, પીળું લાભ માટે અને પંચવર્ણા પંચમી ગતિ–સિદ્ધિ માટે થાય છે પાઠાન્તરે શાન્તિમાં શ્વેત, લાભમાં પીત, પરાજયમા પીત, મંગલમાં રક્ત, સિદ્ધિ માટે પંચવર્ણા, ખંડિત, તુટેલું–સાંધેલું–ફાટેલું–લાલ–અને ભયંકર વસ્ત્ર પહેરીને કરાયેલા દાન, પૂજા, તપ, હોમ અને આવશ્યક અફલ થાય છે–ફલ આપતાં નથી. પદ્માસને બેસીને નાસિકાના ટેરવા ઉપર દૃષ્ટિ રાખીને મૌનપણે મુખ પર વસ્ત્ર વીંટીને જિનેશ્વરની પૂજા કરવી. સ્નાત્ર, વિલેપન (ચન્દન), આભૂષણુ (અલંકાર), પુષ્પ, વાસચૂર્ણ, ધૂપ, દીપક, ફલ, અક્ષત, પત્ર, સોપારી, નૈવેદ્ય, જલ, વસ્ત્ર, ચામર, છત્ર, વાજિંત્ર, ગીત, નાટક, સ્તુતિ અને કોશવૃદ્ધિ; એ પ્રમાણે એકવીશ પ્રકારી જિનરાજની પૂજા પ્રસિદ્ધ છે. દેવો અને દાનવોએ હમેશા કરી છે. કળીકાળના યોગે કુમતીઓએ તેને ખંડી છે–નિષેધી છે બીજું પણુ જે જે પ્રિય હોય તે પણુ પૂજામાં ભાવના અનુસારે વાપરવું [સકલચન્દ્રજી ઉપાધ્યાયે એકવીશ પ્રકારી પૂજાનાં સુન્દર પદ્યો રચ્યાં છે. આત્મારામજી મહારાજે પણુ તેને અનુસાર એકવીશ પ્રકારી પૂજાની ગૂંથણી કરેલ છે. પૂજાની શરૂઆતમાં તેનાં નામો આ પ્રમાણે જણાવ્યાં છે.

" ન્હવણુ વસ્ત્ર ચન્દન કરી, કુસુમ વાસ ચૂનાર;
માલા અષ્ટમંગલ ભણી, દીપ ધૂપાક્ષતધાર ॥

ધર્મધ્વજ ચામર સહી, છત્રં મુકુટ વિશેષ;
દર્પણ દર્શણ દાખવે, નૈવેદ્ય ફલ સુગ્રહેશ ॥
ગીત નૃત્ય વાજિંત્ર શું, જન પૂજે જિન ઇંદ;
કાઉસ્સગ્ગ ધ્યાને જિણે કરી, પૂજા સકલમુનિચન્દ ॥

આત્મારામજીએ રચેલ પૂજામાં અને આ ગ્રન્થમાં જણાવેલા એકવીશ પ્રકારોમાંથી ૧૬ પ્રકારો તો મળતા આવે છે, ને બાકીના ૭ ભેદો જુદા જુદા છે. ગ્રન્થમાં જણાવેલ આભૂષણ પત્ર, સોપારી, વસ્ત્ર, સ્તુતિ અને કોશવૃદ્ધિ એ ૭ પ્રકારોને બદલે પૂજામાં ચૂઆચૂર્ણ, પુષ્પમાલા, અષ્ટમંગલ, ધ્વજ, મુકુટ અને દર્પણ છે. ]

આ પૂજાવિધિપ્રકરણમાં કહેવાયેલ હકીકતો શ્વેતામ્બર મૂર્તિપૂજકોને પૂર્ણ માન્ય છે. દિગમ્બરો અને સ્થાનકવાસીઓને તે માન્ય નથી. તે જ કારણે તે તે મતના અનુયાયીઓ અને તેની અસર નીચે આવેલા બીજા આ પ્રકારના કર્તાને અંગે વિતથ વાતો કહે છે. અર્થાત આ પ્રકરણ ઉમાસ્વાતિજીએ રચેલ નથી, પણ બીજા કોઈએ કરીને તેમને નામે ચડાવેલ છે એમ કહે છે. અને પોતાની એ મિથ્યા માન્યતાના પુરાવા તરીકે તેઓ કહે છે કે, આ પ્રકરણ સ્થાનકમાર્ગી ઢુંઢીઆ પંથ નીકળ્યા પછી બનેલ છે. તે પંથના અનુયાયીઓ માટે શ્વે. મૂર્તિપૂજક ગ્રન્થકારોએ કુમતિ શબ્દનો પ્રયોગ ખૂબ કર્યો છે ને આ પ્રકરણમાં પણ પ્રાન્તે खण्डीकृता कुमतिभिः कलिकालयोगात् । એવું છે. પણ તેઓની તે કલ્પના યુક્ત નથી. પૂ. ઉમાસ્વાતિજી મહારાજશ્રીના સમયમાં સર્વે મૂર્તિપૂજાને માનતા જ હતા એવું કાંઈ નથી. મૂર્તિપૂજનનો નિષેધ તેમના સમયમાં પણ હતો તે વસ્તુ ઇતિહાસ સિદ્ધ થયેલ છે તેમના ઉપર પૂજ્યશ્રીના કટાક્ષ છે. પૂર્વના રહેલ બીજકોનો સ્થાનકમાર્ગ તો વિકાસ છે. પ્રશમરતિ વગેરેની રચના સાથે મળતી આવતી આ કૃતિ તેમની જ માનવામાં કાંઈ બાધા નથી

પૂ. ઉમાસ્વાતિજી મહારાજશ્રીના ગ્રન્થોમાં ગૂંથાયેલ એવી કેટલીએ હકીકતોનો દિગમ્બરો અપલાપ કરે છે. તેથી તે કૃતિઓ જ તેમની નથી એવો બચાવ કરવો તે ઘણું જ અયુક્ત છે. પોતાને ન ફાવતાં વચનોને ઉડાડી દેવાં કે તેનો અપલાપ કરવો તે અવ્યવસ્થિત સ્થિતિમાં મુકાવા જેવું છે.

આ ગ્રન્થકાર પ્રત્યે પૂજ્યભાવ ધરાવતા આત્માઓ આ પ્રકરણમાં જણાવેલ વિચારોને અનુસાર પ્રવૃત્તિ કરી ઉન્નતિના પથ તરફ વળે એ જ અભિલાષા.

# અજુગતી સરખામણી

પ્રેષક—પૂજ્ય મુનિમહારાજ શ્રી. ભદ્રંકરવિજયજી

"ભગવાન મહાવીર અને મહાત્મા ગાંધી" એ નામના મથાળા નીચે "પ્રબુદ્ધ જૈન"ના તા. ૧લી જાન્યુઆરી ૧૯૪૭ના અંક ૧૭માં ભાઈ દલસુખ માલવણિયા તરફથી જે હકીકતો પ્રગટ કરવામાં આવી છે, તે જૈન સમાજને અત્યંત આઘાત ઉત્પન્ન કરનારી છે. લેખકે ભગવાન મહાવીર અને ગાંધીજીની તુલના કરવાનો પ્રયાસ કર્યો છે. ભગવાન મહાવીરની-

મહત્તા કયા ગુણોને આભારી છે. તેનું વર્ણન કરતાં તેઓ બતાવે છે કે—"ભગવાને પોતાના સમયના જનસમૂહમા ફેલાયેલો દાસત્વનો ખ્યાલ નિર્મૂળ કરવાનો સબળ પ્રયત્ન કર્યો હતો, પરંતુ એ વખતે ઈશ્વરનુ દાસત્વ, બ્રાહ્મણનું દાસત્વ, જાતિવાદનું દાસત્વ, એટલા દાસત્વ સુધી નજર પહોંચી હતી મનુષ્ય પોતાના કર્મને–પુરુષાર્થને આધીન નહીં પણ ઈશ્વરની કૃપાને આધીન છે, આવા ખ્યાલથી પ્રજા અકર્મણ્ય બની ગઈ હતી. આવા પ્રકારની ઈશ્વરની પરાધીનતાનો ખ્યાલ, એતું નામ ઈશ્વરનું દાસત્વ બ્રાહ્મણ સિવાય ધર્મક્રિયા યજ્ઞ-યાગાદિ થઈ શકે નહીં, આવા ખ્યાલથી બ્રાહ્મણની પરવશતા સ્વીકારાઈ હતી. પરિણામે ઊંચ નીચના ભેદ પડી જવાથી જાતિવાદની પરવશતા પણ આવી ગઈ હતી તે સમયના લોકોમાં આવી પરવશતા (જેને લેખક દાસત્વ શબ્દથી ઓળખાવે છે) પેસી ગઈ હતી ભગવાન મહાવીરે આ દાસત્વમાંથી લોકમાનસને મુકત કરવા પ્રયાસ કર્યો માટે જ તેઓ મહાન બન્યા અને ભગવાન કહેવાયા."

આ રીતિએ ભગવાન મહાવીરની જનકલ્યાણની ભાવનાનો ઉલ્લેખ કરી તેમની મહત્તા સ્થાપીને ગાંધીજીની મહત્તા સ્થાપવા માટે તેઓ કહે છે કે—"ગાંધીજીએ પણ પ્રજામાનસને દાસત્વમાંથી મુકત કરવા અવિરત પ્રયત્ન કર્યો છે. પરંતુ આ વીસમી શતાબ્દીમાં દાસત્વનો મુખ્ય અર્થ રાજકીય ગુલામી છે. ભગવાનના સમયમાં આ ગુલામી નહોતી તેમ તો નહીં, પરંતુ તે વખતે પ્રજામાનસનો એટલો વિકાસ જ નહોતો કે આ ગુલામી સાલે. એટલે જ આપણે જોઈએ છીએ કે તે વખતની રાજસત્તા સામે ભગવાન મહાવીરે કશું જ કર્યું નહી વગેરે. પરંતુ આ વીસમી સદીમાં પ્રજામાનસનો વિકાસ થવાથી એમ મનાવા લાગ્યું છે કે બધી ગુલામી 'રાજકીય ગુલામી'માંથી જન્મે છે અને આ ગુલામીને નાબુદ કરવાનો ગાંધીજીનો સતત પ્રયત્ન છે, માટે આજની પ્રજા તેમને મહાત્મા કહે છે. તો પછી ભગવાન અને મહાત્મામાં ફરક શું ?"

આ રીતિએ લેખકે ભગવાન મહાવીર અને ગાંધીજી બન્નેમાં જનકલ્યાણની એક સરખી ભાવના અને જનસમાજને ગુલામીમાંથી મુકત કરવાનો એક સરખો પ્રયત્ન—આ ગુણો આગળ કરી સરખામણી કરી છે. સાથે જ સાથે એ વાત પણ બતાવી દીધી કે જ્ઞાનનો તેવો વિકાસ નહીં હોવાથી ભગવાન મહાવીરે રાજસત્તા સામે પગલું ભર્યું નથી અર્થાત્ ગુલામીમાંથી મુકત કરવાનો બન્નેનો પ્રયાસ તુલ્ય કહી શકાય, તો પણ ગાંધીજીનો પ્રયત્ન સજ્ઞાન કોટિનો છે, જ્યારે ભગવાન મહાવીરનો પ્રયત્ન અજ્ઞાન કોટિનો હતો.

આથી એટલું સિદ્ધ થઈ જાય છે કે સઘળી ગુલામી રાજકીય ગુલામીમાંથી જન્મે છે, પણ તે સમયમાં આવું જ્ઞાન નહીં હોવાથી ભગવાને રાજસત્તા સામે કાંઈ પણ પગલું ન ભર્યું. આવી માન્યતાને ધારણ કરનાર લેખક ભગવાન મહાવીરને સર્વજ્ઞ તરીકે સ્વીકારવાને તૈયાર નથી, બલ્કે આજના સામાન્ય માનવી કરતા પણ તેમને અજ્ઞાન ઠરાવવાને તૈયાર છે એટલે અમે તો એમ માનીએ છીએ કે ભગવાન મહાવીર અને ગાંધીજીની જે રીતિએ લેખકે મહત્તા સ્થાપી છે, તે ભગવાન મહાવીરની સ્તુતિ નથી પણ અવહેલના જ છે. મહાસતીનાં સૌંદર્ય, રૂપ, વિનયાદિ ગુણોની પ્રશંસા કરનારો જો તેણીના સતીત્વની પ્રશંસા કરવા

બેસી જાય તો એ સતીની સ્તુતિ નથી, પણ ઘોર અવહેલના જ છે. આજે પણ જો કોઈ સતી સીતાના તમામ ગુણોને માન્ય રાખી તેના શિયળમાં દોષનું ઉદ્દ્ભાવન કરે અગર તો શંકા પણ કરે તો તે સતીનો સેવક નથી પણ દ્રોહી છે. અજ્ઞાનતાથી પણ તેવો દ્રોહ કરનારો શિષ્ટ સમાજમાં કદી પણ નભી ન શકે. ભગવાન મહાવીરને અજ્ઞાન, અસર્વજ્ઞ ઠરાવવામાં લેખક પણ પોતાની અજ્ઞાનતા જ જાહેર કરે છે. જો તેમણે શ્રી જિનાગમનું–જૈનશાસનની શૈલીનું અધ્યયન કર્યું હોત અથવા તો ગુરુમુખથી જૈન તત્ત્વજ્ઞાનને સમજ્યા હોત તો કદી પણ તેઓ આવું સાહસ કરી શકત નહિ. જે સર્વજ્ઞ ભગવાન મહાવીરના તત્ત્વજ્ઞાનને આજના પાશ્ચાત્ય વિદ્વાનો અને તત્ત્વવેત્તાઓ પણ પરમ આદરની નજરથી નીહાળે છે, ગણધર ભગવંતોએ—ચૌદ પૂર્વીઓએ તથા હેમચંદ્રસૂરીશ્વરજી આદિ પૂર્વાચાર્યોએ જેમને લોકોત્તર વીતરાગ પુરુષ તરીકે સ્વીકાર્યા છે, જેમના અચિન્ત્ય ગુણો સંબંધી તમામ જૈનશાસ્ત્રોમાં એક સરખી વાત આવે છે અને જેમને વર્તમાનનો જૈન સંઘ ત્રિકાળ પરમ શ્રદ્ધા અને ભક્તિથી પૂજે છે, તે ભગવાન મહાવીરમાં નહીં જેવા લૌકિક ગુણોનું આરોપણ કરી તેમની મહત્તા ગાવી અને તેમના લોકોત્તર ગુણોનો અપલાપ કરવો એ તેમની સ્તુતિ નથી—ભક્તિ નથી, પણ દ્રોહ છે. આમાં કેવળ ભગવાન મહાવીરનો દ્રોહ નહીં પણ તમામ ગણધરો, પૂર્વાચાર્યો અને સમસ્ત જૈન સંઘનો દ્રોહ છે. અજ્ઞાનથી પણ એક મહાપુરુષને માટે યદ્વા તદ્વા બોલાઈ જાય, તો તેને પણ જૈન શાસ્ત્રકારોએ મહાપાતક માન્યું છે અને કોઈ પણ શિષ્ટ પુરુષ આવું પાતક કરવાનું સાહસભર્યું પગલું ન જ ભરે એ દેખીતી વાત છે.

બીજી એક વાત લેખક ભાઈ દલસુખના હિતને માટે જણાવવી જરૂરી છે અને તે છે ભગવાન શબ્દ અને મહાત્મા શબ્દનો અર્થ.

જેમણે સંપૂર્ણપણે વિષય કષાયાદિ આંતર શત્રુઓને જીત્યા નથી, પણ જીતવાને માટે પ્રયત્નશીલ છે તે કહેવાય મહાત્મા; અને જેમણે સંપૂર્ણપણે આંતર શત્રુઓને જીતી લીધા છે તે કહેવાય ભગવાન અર્થાત્ સાધક દશામાં રહેલ કહેવાય મહાત્મા અને સિદ્ધ દશાને પામેલ કહેવાય ભગવાન. આમ ભગવાન અને મહાત્મા શબ્દનો સ્પષ્ટ અર્થભેદ હોવા છતાં અને તમામ શાસ્ત્રકારોને તથા શબ્દકોષકારોને એ જાતિનો અર્થભેદ સંમત હોવા છતાં ભગવાન અને મહાત્માની સરખામણી કરવા મથવું, એ તો સાગરને ખાબોચિયા સાથે સરખાવવા જેવી નરી અજ્ઞાનતા છે. ગાંધીજી જો કષાયવિજય માટે પ્રયત્નશીલ રહેતા હોય અને જો તેમણે સંપૂર્ણ કષાયવિજય ન કર્યો હોય તો હરગીજ તેમને ભગવાન તો ન જ કહેવાય. મહાત્મા કહી શકાય કે નહિ એ ચર્ચા અત્રે અસ્થાને છે. અંશે અંશે પણ જો કષાયો ઉપર વિજય મેળવી શકાય છે તો કષાયનો સંપૂર્ણ વિજય માનવામાં કોઈ જ બાધ દેખાતો નથી જે કોઈ આત્મા એવો સંપૂર્ણ વિજય મેળવે તેને ભગવાન અથવા ઈશ્વર કહી શકાય આખી શ્રમણપરંપરાનો ઇતિહાસ સાક્ષી આપે છે કે ભગવાન મહાવીરે સ્વપુરુષાર્થથી સંપૂર્ણપણે પોતાના આંતર શત્રુઓને જીત્યા હતા અને માટે જ તેઓ ભગવાન તરીકે પૂજાયા છે, આજ પણ પૂજાય છે અને ભવિષ્યમાં પણ પૂજાશે.

વઢવાણ શહેર, તા. ૮-૨-૪૭

# उ. मेघविजयजीका एक उपलब्ध ग्रंथ–वृत्तमौक्तिक

लेखक:–श्रीयुत अगरचंदजी नाहटा

महाकवि उ. श्री. मेघविजयजी १८वीं शतीके चमकते सितारे है। आपकी प्रतिभा सर्वतोमुखी थी। व्याकरण, काव्य, ज्योतिष, सामुदिक, रमल, यंत्र, आध्यात्म, न्याय आदि विषयोंमें आपकी निर्बाध गति थी। और इन विषयोंके पांडित्यके परिचायक आपके ग्रंथ प्रत्येक विषयके मिलते है। काव्यप्रतिभा तो आपकी अजोड थी; मेघदूत, नैषध, माघ, किरातकी पादपूर्तिरूप काव्य एवं सप्तसंधान काव्य आपके असाधारण प्राण्डित्यके परिचायक है। आपके उपलब्ध समस्त ग्रंथोंका परिचय हाल हीमें सिंघी ग्रंथमालासे प्रकाशित दिग्विजय महाकाव्यकी प्रस्तावनामें प्रकाशित है। इनके अतिरिक्त न्यायका एक महत्त्वपूर्ण ग्रंथ मणिपरीक्षाकी उपलब्धि मुझे बीकानेरके वृहत्ज्ञानभडारसे हुईथी जिसका परिचय मैंने अपने "उ. मेघविजयजीके दो नवीन ग्रंथ * " शीर्षक लेखमें (प्र० जैन सिद्धान्त भास्कर वर्ष १०, कि. २) दिया था। उपधानमालागेपणमहोत्सवके प्रसंग पर कोटेमें पू. मणिसागरसूरिजीके शिष्य विनयसागरजीके पास उ. मेघविजयजीका एक और नवीन ग्रंथ अवलोकनमें आया। प्रस्तुत लेखमें उसीका संक्षिप्त परिचय करवाया जा रहा है।

प्रस्तुत ग्रन्थ छंद:शास्त्र विषयक है और उसका नाम **वृत्तमौक्तिक** है। उदिष्ट नष्टका इसमें वर्णन किया गया है। विष.को स्पष्ट करनेके लिये कन्यंत्र भी दिये गये हैं। यह ग्रन्थ सं. १७५५ में मु. भानुविजयके अध्ययनार्थ रचा गया है। इसकी एवं 'मणिपरीक्षा' की लिपि एक ही व्यक्तिकी प्रतीत होती है। छोटे छोटे अक्षरोमें लिखा हुआ है। ग्रन्थका आद्यंत भाग इस प्रकार है।

वृत्तमौक्तिक पत्र १०

**आदि**—प्रणम्य फणिना नम्यं सम्यक् श्रीपार्श्वनीश्वरम् ।
उद्दिष्टादिपु सूत्रार्थं कुर्वे **श्रीवृत्तमौक्तिके** ॥ १ ॥

अथ वृत्तमौक्तिके उद्दिष्टं नष्टं वर्णतो मात्रातो वा विवृण्यते ।

दत्वा पूर्वयुगांकान् लघोरुपरिगस्य नूभयतः ।
अंत्यांके गुरुशीर्षस्थितान् विभुं पदेऽथांकांश्च ॥
उद्धरितैश्च तथांकैः मात्रोदिष्टं विजानीयात् । इत्यादि

---

* दो ग्रंथमेंसे एक 'शब्दचन्द्रिका' तो प्रकाशित हो चुकि है एवं इसकी प्रतियें अन्यत्र भी प्राप्त हैं, अत उसके स्थान पर 'वृत्तमौक्तिक' समझना चाहिए।

पत्रांक २ में--यंत्र मात्रा पताका, मात्रामेरु ।

पत्रांक ३ में--वर्णमेरु, मात्रामेरु, वर्णपताका ।

पत्रांक ४ में--मात्रामर्कटी, वर्णमर्कटी ।

पत्रांक ५ A में--इति वृत्तिमौक्तिके मात्राछंदमर्कटी । अथ मात्रानष्टम् ।

पत्रांक ८ में--वर्णमेरु, वर्णपताका ।

पत्रांक ९ में--मात्राछंदमेरु, मात्रामेरु, मात्रापताका ।

पत्रांक १० में--अथ वर्णमर्कटीकरण, मात्रामर्कटी ।

अंत--एते १ वर्ण २ मात्राभ्यां चतुर्विंशतिः कौतुकहेतुः । कोटचस्त्रयोदश । चत्वारिंशल्लक्षक

नगाः भू १७ सहस्राणि षड्विंशत्यग्रा सप्तशती पुनः ॥ १ ॥

प्रस्तारपिण्डसंख्येयं विवृता वृत्तमौक्तिके ।

बोधनात् साधनात् साम्या (?) येषां नालस्यवस्थना ॥ २ ॥

उद्दिष्टादिषु वृत्तमौक्तिकमिति व्याख्यातवान् श्वेतासक्

श्रीमेघाद्विजयाख्यवाचकवरः प्रौढचा तपाम्नायिकः ।

यत् सम्यग् विवृतं नवाऽनवगमान्मिथ्याधृतं सज्जनै-

स्तत्संशोध्य शुभं विधेयमिति मे विज्ञप्तिमुक्ताल्ता ॥ ३ ॥

समित्यर्थाश्वभू (१७५५) वर्षे प्रौढिरेषा भवत् श्रिये ।

भान्वादिविजयाध्यायहेतुतः सिद्धिमाश्रित ॥ ४ ॥

इति वृत्तमौक्तिकदुर्गमबोधः ॥

इस प्रतिके कुल पत्र १०, प्रतिपत्र पंक्ति २१, प्रति पंक्ति अक्षर ६० से-६४ । ४ पत्रोंमें मंत्र हैं ।

## श्री तारणस्वामी और उनका समाज

( लेखक--प्रो० मूलराजजी जैन )

ऑल इन्डिया ओरियंटल कान्फरन्सका तेरहवां अधिवेशन गत अक्तूबरमें नागपुर ( सी० पी० ) में हुआ । उसमें जैन विद्याभवनकी ओरसे प्रतिनिधि रूपसे संमिलित होनेका मुझे सौभाग्य प्राप्त हुआ । इस कान्फरन्समें प्राकृत और जैन धर्म सम्बन्धी पृथक् विभाग था जिसके लिए भारतवर्षके भिन्न २ प्रान्तोंके जैन तथा अजैन विद्वानोंने बडे महत्त्वपूर्ण निबन्ध लिखे थे । एक निबन्ध श्री तारणस्वामी और उनके समाजके विषयमें था । यह पहला अवसर था कि मैने तारणस्वामीका नाम सुना । खोज करने पर विदित हुआ कि सी० पी० में तारण समाजका काफ़ी प्रचार है । नागपुर ( इतवारा पेठ ) में अखिल--भारत

वर्षीय तारण संशोधक मंडल है जिसके मंत्री बा० ज्ञानचंद बी. ए. उत्साही व्यक्ति हैं। पाठकोंकी जानकारीके लिये तारण समाजका कुछ वर्णन यहां किया जाता है।

तारणसमाजके प्रवर्तक श्री तारणस्वामी थे। इनके पिताका नाम गढा साहु था, जो परवार जातिके एक सेठ थे और पुष्पावती नगरीमें रहते थे तथा दिल्लीके बादशाहके यहां कर्मचारी थे। इनकी धर्मपत्नी वीरश्री थी। इस दंपतीके घर तारणस्वामीका जन्म अगहन सुदि ७ सं. १५०५को हुआ। इस समय दिल्हीमें अलाउद्दीन सैयदका राज था। दो वर्ष पीछे बहलोल लोदी बादशाह हुआ। जब बालक तारण पांच वर्षके हुए तो इनके पिताके उपर भारी विपत्ति आइ, जिसके कारण वे पुष्पावतीको छोड कर मालवा देशमें चले आए और खिमालासे के निकट 'गडौला' (जिला सागर, तहसील खुरई) में ठहर गये। यहां एक श्रुतमुनिने तारणको देख भविष्यवाणी कही कि यह बालक बड़ा महात्मा होगा। इस पर गढा साहु गडौलासे चल कर टोंक स्टेटमें सेमरखेडी (बासौदा स्टेशनके पास) आये। वहां एक जैन सेठके साथ मिल कर व्यापार करने लगे और पुत्रके विद्याभ्यासका उचित प्रबन्ध कर दिया। बालक चतुर था, शीघ्र ही जैन शास्त्रोमें पारंगत हो गया। इसे छोटी उमरमें ही वैराग्य उत्पन्न हुआ। कहते है कि बडे होने पर भी इन्होंने शादी नहीं की। कुछ काल पीछे घर छोड कर ब्रह्मचारी या मुनि हो गये। मल्हारगढ (ग्वालियर स्टेट, मुंगावली स्टेशनसे तीन कोस)में ठहर कर योगाभ्यास करने लगे और साथ ही गांवोनगरोंमें घूम कर अध्यात्मगर्भित उपदेश देने लगे। इससे इन्होंने पांच लाख जैनी बनाये। ये जाति पांतिका विचार किये बिना हर किसीको जैनमतमें शामिल कर लेते थे। इन्होने सं. १५७२, ज्येष्ठ वदि ६ शुक्रवारको समाधि मरणसे शरीर छोड़ा। उस समय सिकंदर लोदीका राज था।

इनके कई शिष्य हुए, जैसे—लक्ष्मण पांडे, चिदानंद चौधरी, परमानंद विलासी, सुलपसाह तेली, लुकमानशाह मुसलमान। स्वामीजीके अनुयायी तारणतरण समाज कहलाते हैं। वर्तमान कालमें इनकी संख्या १०,००० के लगभग होगी, जो मिर्जापुर, बांदा, मध्यप्रान्त और मध्यभारतमें पाये जाते है। ये लोग चैत्यालयके नामसे सरस्वती भवन बनवाते हैं और वेदी पर शास्त्र विराजमान करते है। उसीके सामने जिन भगवानकी उपासना होती है। ये दिगम्बर शास्त्रोको मानते और पढ़ते पढ़ाते है। इनमें जिनप्रतिमाके पूजनका रिवाज नहीं, परंतु तो भी ये तीर्थों और जिनप्रतिमाके दर्शन करते हैं।

तारणस्वामीने अपने समयकी परिस्थितिको देखकर जिन प्रतिमाको गौण कर दिया, क्योंकि वे उस मुसलमानी कालमें जगह २ मूर्तिपूजाका खंडन होता देख रहे थे। इस

खंडनसे प्रभावित हो कर विक्रमकी सोलहवीं शताब्दीमें पूर्व देशमें कबीरदासने कबीर पंथकी, गुजरात मारवाड में लोंका शाहने ढूंढिया पंथकी और पंजाबमें गुरु नानक देवने सिक्ख पंथकी स्थापना की। इन सब महात्माओंने मूर्तिपूजाका खंडन किया है।

तारणस्वामी बडे प्रभावशाली उपदेष्टा और अध्यात्मरसलीन जैन संत थे। वेतवा नदीसे एक मील दूर मल्हारगढमें इनका समाधिस्थान है। इसके बीचमें जिनवाणी चैत्यालय है और इर्दगिर्द यात्रियोंके ठहरनेको धर्मशाला। नदीके तट पर स्वामीजीके सामायिक करनेका दालान है, और मध्यमें तीन चबूतरे हैं। एक पर स्वामीजी ध्यान लगाते थे। भवनके पीछे लुकमानशाहका झोंपडा है। दूसरा स्थान सेमरखेडीमें है। तारणस्वामीके बनाये १४ ग्रन्थ प्रसिद्ध हैं—१. श्रावकाचार श्लोक ४६२; २. मालारोहण श्लो० ३२; ३. पंडितपूजा ३२; ४. कमलबत्तीसी ३२, ५. उपदेशशुद्धसार ५८८; ६ ज्ञानसमुच्चयसार ९०७. ममलपाहुड या अमलपाहुड ३२३३, ८. चौबीस ठाण, गद्यपद्य २० पत्रे; ९. त्रिभंगीसार ७१ श्लो०, १०. ख्यातिका विशेष गद्य २ पत्रे; ११. सिद्धस्वभाव १ पत्रा, १२. शून्यस्वभाव २ पत्रे; १३. नाममाला, ९ पत्रे और १४ छद्मस्थ वाणीपत्रे*। इनमेंसे श्रावकाचार पर स्वर्गीय ब्र० सीतलप्रसादजीने सं० १९८८में हिंदी टीका लिखी, जिसे सागर (सी०पी०) से सं० १९८९ में मथुराप्रसाद बजाजने प्रकाशित किया।

तारण तरण श्रावकाचारकी भाषा बडी विचित्र है जैसा कि नीचे दिये हुए अवतरण से प्रकट होगा—

सुदेवं न उपासते क्रियते लोक मूढयं।
कुदेवे याहि भक्तिश्च, विश्वासं नरयं पतं॥ ५९ ॥
अदेवं देव उक्तं च, अंधं अंधेन दृष्यते।
मार्गं किं प्रवेशं च, अंध कूपे पतंति ये ॥६०॥

अर्थ—जो सच्चे देव (अरहंत) को नहीं पूजते और लोकमूढता करते है, कुदेवमें जो उनकी भक्ति और विश्वास है, वे नरकमें डालने वाले हैं ॥ ५९ ॥

अदेवको देव कहना ऐसा है जैसे अंधेको अंधे द्वारा मार्ग दिखाया जावे। मार्गमें प्रवेश कैसे होगा ? ये अदेव अंधकूपमें डाल देते है।

श्रावकाचारकी भाषामें सस्कृतके अनेक विभक्त्यन्त पद है, बहुत से विभक्ति रहित शब्द हैं। कईके विकृत रूप है। व्याकरणकी दृष्टिसे उनका परस्पर संबन्ध नही बैठता। यह

* तारणस्वामी सबन्धी समस्त कथन श्रावकाचारकी ब्र० शीतलप्रसाद द्वारा लिखित भूमिकामेसे लिया गया है।

# જૈન દર્શન

લેખક—શ્રીયુત મોહનલાલ દીપચંદ ચોકસી

( ગતાંકથી ચાલુ )

આઠ કર્મો પોતે જડ હોવા છતાં, ચેતના લક્ષણવાળી જીવ સૃષ્ટિના સંપર્કમાં આવી, સમયે સમયે, પૂર્ણ જ્ઞાની સિવાયના આમજન સમૂહના લક્ષ્યમાં પણ ન ગીતરી શકે એવી વિચિત્રતાઓને જન્મ આપે છે. આપણા જેવા સંસારસ્થ આત્માઓથી એ વાતો અજાણી નથી, નેત્રો સામે રોજબરોજ જે નવનવા બનાવો બનતાં જોવાય છે, એ પાછળ બાહ્ય નજરે ભલેને અમૂક વ્યક્તિ કે અમૂક પદાર્થ નિમિત્ત રૂપે કાર્ય કરી રહેલ દૃષ્ટિગોચર થાય, પણ સૂક્ષ્મતાથી અવલોકન કરવામા આવે, ન્યાય દૃષ્ટિથી તુલના કરવામાં આવે, કિંવા એ પાછળના કારણોનો બારીકાઈથી વિચાર કરવામાં આવે તો ઉપર વર્ણવેલા આઠ કર્મોમાંના એક યા એકથી અધિક એમાં ભાગ ભજવી રહેલાં જણાશે. કદાચ ભ્રમપણે એમાંના એક ઉપર નજર પડે તો પણ બાકીના ઘણાખરા સહચારમાં હોવાના જ. જ્ઞાની ભગવંતોએ કહેલું છે કે. સંસારવાસી આત્મા સમયે સમયે સાત કર્મો બાંધે છે. એક આયુષ્ય કર્મ જ એવુ છે કે એનો બંધ અમુક મર્યાદા માગે છે. આ પ્રકારની સ્થિતિ હોવાથી જીવની સરખામણી લોખંડના ગોળા સાથે કરીને બતાવવામાં આવ્યું છે કે કર્મ-પુદ્ગળોથી વ્યાપ્ત આ ચૌદ રાજલોકમાં—સ્થૂલ નજરે કહીએ તો માનવ—દેવ—નારક અને પ્રાણી સમૂહથી ભરેલા ત્રણ લોકમાં—ગોળો ગબડે એટલે કંઈ ને કંઈ અસર થયા વિના રહે નહિ. અર્થાત્ ગમે તેવી સાવચેતી રાખવા જાય, તો પણ પરસ્પરનો સંપર્ક થાય જ. ભલે પછી એમાં અનુભાગ કે પ્રદેશ આશ્રયી ઓછીવત્તી તરતમતા રહેવા પામે. અંજનથી ભરેલા ઓરડામાં પ્રવેશનાર વ્યક્તિના કપડા પર ડાઘ ન બેસે એ બનવુ જ અશક્ય છે. સંસારમા રહેવું અને કર્મોથી લેપાવું નહીં એ પણ ઉપરના દૃષ્ટાન્તે જોતાં અશક્ય જ છે. કેવળ એક સિદ્ધ દશા જ કર્મોના સપાટામાં કોઈ કાળે આવી શકતી નથી. એનું સ્થાન ચૌદ રાજલોકના પ્રાંત ભાગે કહેવામા આવ્યુ છે એ યથાર્થ ને યુક્તિશુદ્ધ છે. પૃથ્વી પર વિચરતા, ચાર ઘાતી કર્મોનો કૂચો કરી વાળનારા અને કેવળ પરમાર્થ જીવન જીવનારા અરિહંત ભગવંતોને પણ બાકીના ચાર કર્મો ભલે એ અઘાતી તરીકે ઓળખાતા હોય અને જલદ અસર કરનારા ન હોય છતા એની અસર તો લાગે છે સર્વથા મુક્ત દશા તો માત્ર સિદ્ધને જ વરી છે. એ પ્રાપ્ત થાય તો આત્મા સ્ફટિક રત્નસમ નિર્મળ થાય છે. પછી નથી તો એને અવતરવાની જરૂર રહેતી કે નથી તો ચૌદ રાજલોકમાં યાને સંસારમાં આવવાની અગત્ય રહેતી. જ્યાં કર્મનું બળ નથી ત્યાં પછી પુનઃ

---

भाषा शुद्ध संस्कृत नहीं है, लेकिन संस्कृतका भ्रम उत्पन्न करती है। इसे "संस्कृताभास" Imitation Sanskrit कहा जा सकता है। यह कृत्रिम भाषा है। बोलचालकी किसी भाषा पर आश्रित नहीं। संस्कृतका रूप देनेके लिये शब्दोंके अंतमें अक्सर अनुस्वार लगा दिया गया है। इस प्रकारकी संस्कृताभास भाषा हिंदीके ग्रंथोंमें किसी २ स्थल पर मिलती है। जैसे—चंदबरदाईके पृथ्वीराज रासोमें, तुलसीदासकी रामायणमें, सिक्खोंके आदिग्रंथमें। ऐसी भाषाका अर्थ करनेमें कल्पनासे काम लेना पड़ता है।

जैन विद्या भवन, लाहौर ता. ५-१-४७

લેપાવાનું શી રીતે સંભવે? કારણના અભાવે કાર્યનો અભાવ જ હોય પુનઃ જન્મ-મરણ ઊભાં રહેતાં હોય તો સાચી મુક્ત દશા કહેવાય જ શી રીતે? આ ઉપરથી એ વાત સ્પષ્ટ થાય છે કે સર્વ વાતે સમાન સ્થિતિવાળું અને સદાકાળ એક જ દશામાં ટકનારું જો કોઈ પણ સ્થાન હોય તો તે સિદ્ધોનું છે; અને સદા ઘડીએ પલકે પરિવર્તન પામી, નવ નવા ફેરફારો બતાવનારું અથવા તો સારી-માઠી, ઊંચી-નીચી આદિ વિવિધતાથી ભરેલું સ્થાન તે સંસાર છે. એમાં ત્રણે લોક સમાય છે.

આમ કર્મના સ્વરૂપમાં ઊંડા ઊતરતાં સહજ જણાય છે કે એ જડ તથા અજીવ હોવા છતાં વિશ્વની નિયામક ગતિમાં મજબૂતપણે અગત્યતા ધરાવનાર પદાર્થ છે દુનિયા અસ્તોદયના ચક્રાવે વહેતી જણાય છે એમાં કર્મનો ફાળો નાનોસૂનો નથી જ. કોઈ સુખી, કોઈ દુઃખી, એક રાજા તો બીજો નોકર, એકાદ જન્મતાં જ પારણામાં ઝૂલતો હોય વા ફુલપાન માફક ઉછરતો હોય તો અન્યને પાથરવાના વસ્ત્રનાં પણ ફાંફાં હોય; ખાવાનું તો મળે ત્યારે ખરું-એવી સ્થિતિ હોય. આ પ્રકારના તફાવત વિચારતાં જ એમાં કોઈ શક્તિ કામ કરી રહેલ જણાય છે એથી જરા આગળ વધીએ તો જણાશે કે એક જ માતાપિતાના સંતાનો હોવા છતાં એક પ્રખર બુદ્ધિશાળી અને બીજો સાવ નિરક્ષર! સરખા ખાનપાન મળવા છતા એકનું શરીર ભરાવદાર તો બીજો સાવ સૂકલકડી! દ્વિજ કે ક્ષત્રિયના કુળમાં ઉત્પન્ન થવા માત્રથી વ્યવહારમાં એ ઊંચ ગણાય, ભલેને એનાં કર્મો હલકટ અને ભયંકર હોય! એથી ઉલ્ટું હલકી જાતિમાં ઉત્પન્ન થયો હોય, છતાં કામો ગૃહસ્થને છાજે તેવાં કરતો હોય, વાણી મધુર બોલતો હોય, છતાં જન્મને આશ્રયી એ નીચમાં ગણાય. આવી તો સંખ્યાબંધ વિચિત્રતાઓ આલેખી શકાય. એ બધાની પાછળ આંતરિક દોરી સંચાર પેલી આઠ પ્રકારની કર્મસંકળીનો જ છે. એની એકસો અઠ્ઠાવન પ્રકૃતિઓનો યથાર્થ રીતે તાળો મેળવતાં જ ગૂંચવણ ભર્યાં કોકડાં ઉકલી જાય છે.

જગતમાં પગલે પગલે જોવા મળતી આવી વિચિત્રતાઓ માટેનાં બાહ્ય કારણો ચર્મ-ચક્ષુ ધારી ભલેને ભિન્ન ભિન્ન કલ્પે, પણ જ્ઞાનનેત્રો વડે જોનાર તો થાળી વગાડીને કહે છે કે, એમાં કર્મરાજના પ્રપંચો સિવાય અન્ય કંઈ જ નથી. કેટલાંક કર્મોની અનુકૂળતા હોય છતાં કેટલાકની પ્રતિકૂળતા ખડી થાય છે એટલે જ વિચિત્રતાઓ ઉદ્ભવે છે. ભલેને બાહ્ય નજરે જોનાર બોલી નાંખે કે એ સર્વ ઇરાદા પૂર્વક ઊભા કરાયેલા ભેદભાવો છે, ભૂંસી વાળવામાં કંઈ જ મુશ્કેલી નથી પણ એ સર્વ કથનમાં કે લખાણમાં જેટલું સુલભ જણાય છે એટલું આચરણ કે અનુભવમાં સરલ નથી. સાત સાંધતા તેર તૂટવા જેવું થાય છે! આનો અર્થ કોઈ એમ ન જ કરે કે હાથ જોડી બેસી રહેવું કિંવા ચાલતું આવેલ ચાલવા દેવું પુરુષાર્થ તો જરૂરી છે અને એ સદા પ્રશંસાપાત્ર છે. પણ એ કોડા સાધતાં દોષારોપણ કોઈ વ્યક્તિના ખભે ન આરોપાય કે નાસીપાસ થતાં ભમાશ બની અકર્મણ્ય દશાના તળિયે પહોંચી ન જવાય એ ખાતર કર્મોની આંટીઘૂંટી સમજવાની ખાસ જરૂર છે. આથી જ જુદા જુદા દર્શનકારોએ કર્મને ગણતરીમાં લીધું છે જ. કોઈએ પ્રકૃતિ તરીકે તો બીજાએ ઇશ્વર રૂપે. કોઈએ વળી ત્રીજી જ રીતે. એનો છેદ ઉરાડી શકાય તેમ નથી જ. કર્મના બંધનમાં ભાગ ભજવનારા મુખ્ય કારણો જોઈ વિશ્વ-તંત્રની ગતિમાં એ સિવાય બીજા કારણો છે તે હવે પછી વિચારીશું. (ચાલુ)

# ભિન્નમાલસ્થ પાર્શ્વજિનનું ઐતિહાસિક સ્તવન

સંગ્રાહક તથા સંપાદક—પૂજ્ય મુનિમહારાજ શ્રીજ્ઞાનવિજયજી (ત્રિપુટી)

અહીં જે સ્તવન આપવામાં આવે છે તે સ્તવન, બીજા સ્તવનો કરતાં વિશેષતા ધરાવે છે, એટલે જ અહીં તેનો પરિચય આપવો ઉચિત ધાર્યો છે.

આ સ્તવનના રચયિતા છે શ્રી રત્નસિંહસૂરીશ્વરજીના શિષ્ય સુમતિકમલના શિષ્ય પુન્યકમલજી. સ્તવનની રચના વિ. સં. ૧૬૬૨. શ્રાવણ શુદિ ૫ ને રવિવારે કરવામાં આવી છે. આ પુણ્યકમલજીનો જીવનપરિચય અને તેમણે બનાવેલ અન્ય કૃતિઓ વગેરેનો પરિચય ભવિષ્ય ઉપર મુલતવી રાખી હમણાં માત્ર સ્તવનગત વસ્તુનો જ પરિચય આપું છું

## સ્તવનની વસ્તુ

વાત એમ બની છે કે હિન્દુસ્તાન પરદેશીઓના આક્રમણથી દલિત થઈ ગયુ હતું, ભારતમાં મુસ્લીમ સત્તાનો હાકોટો વાગી રહ્યો હતો; તેઓ પોતાની મરજી મુજબ શાસન ચલાવતા હતા અને મંદિરો અને મૂર્તિઓનો ધ્વંસ એ તો જાણે પોતાનું કર્તવ્ય જ હોય એમ એ સમ્રાટો વર્તી રહ્યા હતા. જે ઇસ્લામ ધર્મ શાંતિ, પ્રેમ અને સદ્‌કારના પાયા ઉપર રચાયો હતો, પાડોસીઓ સાથે પ્રેમથી વર્તવાનો સિદ્ધાંત જે ધર્મ શીખવતો હતો તે ધર્મના સિદ્ધાંતથી અનભિજ્ઞ કેટલાક સમ્રાટો મંદિર અને મૂર્તિઓનો ધ્વંસ કરી, પાડોસી ધર્મ ચૂકયા હતા જે સમ્રાટોએ મૂર્તિઓનો બુતપરસ્તી કહી વિનાશ કર્યો, મંદિરોની ભૂતખાનાં કહી હાંસી કરી એ જ સમ્રાટોએ મસ્જિદો, મકબરા અને કબરો બનાવી, શોભાવી, સન્માની અને ધૂપ–દીપ–ફલ–ફૂલથી પૂજી પણ છે. જે બુતપરસ્તીને પોતે નિંદી, એ જ બુતપરસ્તી પોતે સ્વીકારી! ખેર, એ વસ્તુ અત્યારે જવા દઈએ અને સ્તવનકારનો આશય જોઈએ.

ભિન્નમાલ નામનું પ્રાચીન ભવ્ય નગર છે એનાં શ્રીમાલ, પુષ્પમાલ, રત્નમાલ વગેરે નામો છે. અને ચોથા યુગમાં આ નગર સ્થપાયેલું છે અહીં અનેક વાવો, કૂવા, તળાવ, નદી છે; અનેક ગઢ, મહેલો અને જિનમંદિરો છે ચોરાશી જ્ઞાતિઓની સ્થાપના અહીં થઈ છે. અહીં હજારો વ્યવહારીઓ–વણિકો–વસે છે અને હજારો બ્રાહ્મણો પણ વસે છે. અહીંના વણિકો ધર્મ અને ધનના ભંડાર હતા. તેમણે પાર્શ્વનાથ પ્રભુની પિત્તળની સુંદર મૂર્તિ પરિકર સહિત બનાવી હતી; કુલ આઠ મૂર્તિઓ બનાવી હતી એક વાર મુસલમાનોનો ભયંકર હુમલો થયો ત્યારે આ મૂર્તિઓ ભૂમિમાં ભંડારી દેવામાં આવી હતી ઘણાં વર્ષો પછી એક વાર મકાન ખોદતાં એક ઇંટ ખસી ગઈ અને પૂર્વે સ્થાપેલી મહા ચમત્કારી શ્રી પાર્શ્વપ્રભુની મૂર્તિ પ્રગટ દેખાણી આ સાથે શ્રી મહાવીર પ્રભુનુ પિત્તળનું સમવસરણ અને શારદાદેવી વગેરે આઠ વિદ્યાદેવીઓની મૂર્તિઓ પણ નીકળી છે. આ ઘટનાનો સમય છે સં. ૧૬૫૧ નો.

આ વખતે ભિન્નમાલમાં મુહતા લખમણ વગેરે મુખ્ય હતા ચઉદસિયા અને લાવડ વગેરે અગ્રેસર હતા. શ્રીસંઘે ચોવીસી અને શ્રી પાર્શ્વનાથપ્રભુના દર્શન કર્યાં અને એ મૂર્તિઓ ભિન્નમાલના પ્રાચીન મંદિર તરીકે ગણાતા શ્રી. શાંતિનાથજીના મંદિરમા સ્થાપિત કરી.

આ અવસરે ભિન્નમાલ જાવાલના હાથ નીચે હતું. જાવાલમાં ગજનીખાન દ્વિતીય સત્તાધીશ હતો. એના હાથ નીચે ભિન્નમાલમાં એક હાકેમ રહેતો હતો તેને ખબર પડી

કે સોનાની મોટી મૂર્તિઓ ભૂતખાનામાંથી નીકળેલ છે ( પિત્તળનું ભૂતખાનું નીકળ્યું છે ). આ સમાચાર હાકેમે પોતાના સૂબેદાર ગજનીખાનને જાવાલ પહોંચાડયા. ગજનીખાને તરત જ ભિન્નમાલના જૈન સંઘને હુકમ પહોંચાડયો કે, તમારી મૂર્તિઓ મને મોકલી આપો; એને મંગાવી–ગળાવી હું મારા હાથીઓના ગળે બાંધવાના ઘંટ બનાવરાવીશ. ખાને મૂર્તિઓ જાવાલ મંગાવી લીધી. જૈન સંઘે જાવાલ જઈ ગજનીખાનને વિનવ્યા અને કહ્યું નામદાર, આપને જોઈએ તો પિત્તળના ઘંટ માટે અમે ચાર હજાર રૂપિયા ( ચાર હજાર પીરોજી ) આપીએ, પણ પ્રભુમૂર્તિ આપ અમને સોંપી દ્યો. સાથે એ પણ કહ્યું કે, આવા ચમત્કારી પ્રભુ, કે જે આદમ–બાબાનું રૂપ છે, તેમનું તો અકલ સ્વરૂપ છે, માટે તેમને તો સલામ કરી જ્યાં હતા ત્યાં પહોંચાડી દેવા ઠીક છે. પરન્તુ ગજનીખાને તે ન માન્યું અને કહ્યું કે, મને એક લાખ રૂપિયા આપો. સૂબેદારના આ કથન પછી આખો સંઘ નિરાશ થઈ પાછો ગયો. શ્રીસંઘે મૂર્તિ પાછી ન આવે ત્યાં સુધી વિવિધ પ્રકારના અભિગ્રહ લીધા. આમાં 'નિરતાના શેઠ વરજંગ શાહે તો સૌથી આકરો અભિગ્રહ લીધો કે જ્યાં સુધી શ્રી. પારસનાથ પ્રભુજીની મૂર્તિ અહીં મંદિરમાં ન આવે ત્યાં સુધી અનાજ ન ખાવુ શ્રી. પાર્શ્વનાથ પ્રભુજીની મૂર્તિની પૂજા કર્યા પછી જ હું આહારપાણી લઈશ, એવો દૃઢ નિયમ લીધો.

એક પછી એક દિવસો જવા લાગ્યા. આખો સંઘ ઉદાસીન થઈ ગયો. ત્યાં શ્રીસંઘના પુણ્યબલે, લીલા ઘોડા ઉપર બેઠેલા લીલા વસ્ત્રધારી ધરણેંદ્ર, જાણે સાક્ષાત્ શ્રી. પાર્શ્વનાથજી પ્રગટ થયા હોય તેમ પ્રગટયા, અને ગજનીખાનને જગાડીને કહ્યું: 'તું ઊઠ! જાગ! મારે પગે પડ અને મને ( મૂર્તિને ) ભિન્નમાલ પહોંચાડી દે. નહિતર હું રૂઠીશ. હું રૂઠયો કાળ જેવો છું. કદી રૂઠયો તો એનું પરિણામ સારું નહિ આવે, તેમ જ હું તુઠું–રીઝું તો અપાર સમૃદ્ધિ આપું. તારો જયજયકાર કરાવું !'

આ સાંભળતાં ગજનીખાન ભડકયો નહિ, ડર્યો નહિ, પરન્તુ એને તો અભિમાન ચઢયું. એ તો બોલ્યો 'તું અગડંબગડ શું બોલે છે? તારા જેવાં ઘણાં ભૂતખાનાં જોયાં, ઘણાંયે ભાંગ્યાં, હું તારાથી ડરવાનો નથી. હું ખુદાનો યાર છું. અત્યારે તો મુસલમાનોના હાથમાં મોટો દેશ પડયો છે, એ તો ભૂતખાનાનો ક્ષય કરનાર છે.' ગજનીખાન હજી આગળ વધીને બોલે છે. ભૂતખાના! તુ સાંભળ, હું તો તારા શરીરના નાના નાના ટુકડા કરાવીશ, શહેરમાં શેરીએ શેરીએ ફેરવીશ. તુ મને શુ દુ:ખ આપી શકવાનો છે. તારા તૂઠયા કે રૂઠયાથી મને શું થવાનુ હતું? તારા સેવકોમાં કાંઈ શકિત નથી જે મને કંઈ પણ કરી શકે.'

આટલું કહી ખાન સૂતો ત્યાં તો ધરણેન્દ્રે પોતાનો ચમત્કાર બતાવ્યો. એની સેનામાં ભયંકર રોગ ( મરકી ) ફેલાયો, હાથી અને ઘોડા પણ માંદા પડયા, એની બીબીઓ–બેગમો અને બેટા–કુમારોને પણ માર પડવા લાગ્યો; તેઓ રોવા મંડયાં. ઠેર ઠેર મુસલમાનો મરવા લાગ્યા. આપસમાં તડ–ધડા પડવા લાગ્યાં; એના દેશમાં–ભયંકર દુકાળની પરિસ્થિતિ ઊભી થઈ. આખા જાલોર પરગણમાં તોબા તોબા થવા માંડયું. પ્રજાએ જઈને સૂબાને કહ્યું 'નામદાર, આ જૈનોની મૂર્તિઓ એમને પહોચાડી દો.' પણ હજી સૂબેદારનું અભિમાન ઊતર્યું નહોતું. આખરે એ પોતે માંદો પડયો, એની ઊંઘ

ગઈ, ખાવાપીવાનું છૂટયું અને હમણાં મર્યો કે મરશે આવી વિકટ સ્થિતિ થઈ. રાજ્યમાં, રાજ્યકુટુમ્બમાં હાહાકાર મચ્યો. મૂછેદાગ હવે બેસો, મૃત્યુનો ડર એને કારમો લાગ્યો. એણે મનમાં ને મનમાં પારસનાથ પ્રભુને હાથ જોડી જીવિતદાન માંગ્યું અને કહ્યું: આજ રાત્રે મને શાંતિ થશે તો હું સવારમાં જ પ્રભુમૂર્તિને ભિન્નમાલ માનપૂર્વક પહોંચડાવી દઈશ' બસ, એની ભાવના શુદ્ધ થઈ, એનું અભિમાન–ઘમંડ ગળી ગયું અને એને શાંતિ થઈ.

બીજે દિવસે પ્રાત:કાલમાં જ પારસનાથ પ્રભુની મૂર્તિને સલામ કરી–પૂજી, સિંહાસન પર બેસારી અને હાથ જોડી વિનતિ કરી: હે અલ્લાહ, તમે જ આદમ છો, અલ્લાહ છો, અલખ છો, દુનિયામાં તમારા જેવા બીજા કોઈ નથી. તમે જ પીર છો, પેગંબર છો, ખુદા છો, સાહેબ અને સુલતાન પણ તમે જ છો. હવે મારા ઉપર મહેર કરો. હું કદી પણ હવેથી તમારી આણા–આજ્ઞા નહિ લોપું.

જાલોરના શ્રીસંઘને બોલાવી મૂર્તિ સોંપી. સમસ્ત સંઘમાં આનંદ મંગલ વર્ત્યાં, વધામણાં થયાં, વાજાં વાગવા લાગ્યાં, રંગછાંટણાં થયાં અને યાચકોને દાન અપાયાં. પ્રભુજીને માનપૂર્વક રથમાં પધરાવી નિરતાના વરજંગ સંઘવીને ત્યાં પહોંચાડયાં. નિરતાનો સંઘ બહુ જ પ્રસન્ન થયો.

વરજંગ સંઘવીને બહુ જ આનંદ થયો. મંદિરજીમાં ઉત્સવ મંડાણો. સત્તરભેદી પૂજા મહોત્સવ પૂર્વક ભણાવી. 'તેરે માસે પારણોએ' વરજંગ સંઘવીએ પ્રભુને પૂજી **તેર મહિને પારણું કર્યું**. ધન્ય છે એની ધર્મશ્રદ્ધાને, એના ત્યાગ અને તપને કે જેણે આટલી દૃઢ ધર્મશ્રદ્ધા રાખી તેર મહિને પારણું કર્યું.

પંદર દિવસ નિરતા[1] ગામમાં પ્રભુજી રહ્યા પછી વરજંગ સંઘવીએ સ્વામીવાત્સલ્ય, પૂજા, પ્રભાવના આદિથી શાસનપ્રભાવના કરી અને પછી પ્રભુજીને ભિન્નમાલમાં પધરાવ્યા. ભિન્નમાલના શ્રીસંઘમાં ખૂબ આનંદ મંગલ વરતાયો. ચારે દેશથી શ્રીસંઘ દર્શન–પૂજન માટે આવવા લાગ્યા. ભિન્નમાલના શ્રીસંઘે શ્રી. શાંતિનાથજીના મંદિરની પાસે જ શ્રી. પાર્શ્વનાથજીનું સુંદર જિનમંદિર બનાવ્યું પૂર્વ તરફ સુંદર દરવાજો હતો. સુંદર ગઢ, મનોહર થાંભલા, તોરણ, નવ ચોકીઓ, પ્રદક્ષિણા વગેરેથી અલંકૃત સુંદર સૌધશિખરી ભવ્ય જિનપ્રસાદ બનાવ્યો મંદિરની બહાર શારદાદેવીની મૂર્તિ પણ સ્થાપી. પ્રતિષ્ઠામહોત્સવ શરૂ થયો. ગામગામના સંઘ આવ્યા, સ્તવનકાર મહાત્મા ત્યારપછી શ્રી. પાર્શ્વનાથજીની પૂજાથી થતા આ લોક અને પરલોકના કલ્યાણલાભનું વર્ણન કરે છે.

ઉપર્યુક્ત પ્રસંગ પછી અર્થાત્ સં. ૧૬૫૧–૫૨ પછી બરાબર દશ વર્ષે (૧૬૬૨ માં) સ્તવનકાર ભિન્નમાલમાં ચાતુર્માસ રહ્યા હતા અને પોતે નજરે શ્રી પાર્શ્વનાથજીના ચમત્કારો જોયા તે વર્ણવ્યા છે. આ દૃષ્ટિએ એક પ્રત્યક્ષદર્શી મહાત્માએ બનાવેલું આ સ્તવન ઐતિહાસિક દૃષ્ટિએ ખૂબ જ મહત્ત્વનું છે. જાલોરના ગજનીખાનનો પ્રસંગ પણ એમણે જે વર્ણવ્યો છે તે પણ ઐતિહાસિક દૃષ્ટિએ સત્ય છે.

---

૧. આ નિરતા ગામ અત્યારે ભિન્નમાલની નજીકમાં છે. અને ભિન્નમાલથી જાલોર જતાં વચ્ચે આવે છે.

પાલનપુરના હાલના નવાબો આ ગજનીખાનના વંશજો છે. બીજું, જાલોરના આ ગજનીખાને ઉપર્યુક્ત પ્રસંગ પછી–૧૬૫૧માં જગદ્‌ગુરુ શ્રી. હીરવિજયસૂરીશ્વરજી સમ્રાટ્ અકબરને પ્રતિબોધીને આવ્યા પછી, સમ્રાટના આગ્રહથી તેમના પટ્ટધર શ્રી વિજય-સેનસૂરીશ્વરજીને સમ્રાટને પ્રતિબોધ આપવા, લાહોર મોકલ્યા છે.

સૂરીશ્વરજી લાહોરમાં પધાર્યા અને શ્રી. નંદીવિજયજીએ અષ્ટ અવધાન કર્યાં તે વખતે આ ગજનીખાનની મૂર્તિભંજક કટ્ટરતા ઓછી થઈ હતી. ઉપર્યુક્ત ચમત્કારો અને આ પ્રસંગ પછી ગજનીખાનના માનસમાં પરિવર્તન થયાનું સંભવે છે.

પ્રથમ જણાવ્યા મુજબ આ સ્તવનની રચના વિ. સં. ૧૬૬૨–શ્રા. શુ ૫ ને રવિવારે થઈ છે.

ગજનીખાનના અસ્તિત્વનો સૂચક અને જાલોરના તે સૂબેદાર હતા એનો સૂચક શિલા-લેખ ભિન્નમાલના પાર્શ્વનાથજીના મંદિરમા છે તે આ પ્રમાણે છે—

"શ્રી પાર્શ્વપતે નમः संवत् १६७१ वर्षे शाके १५३६ वर्त्तमाने चैत्र शुदि १५ सोमवारे श्री पार्श्वनाथदेवलमध्ये श्रीचंद्रप्रभमंदिरं करापितं, रुपइया सहस्र २०१५६) खरचाणा, जालोर खान पहाडखान गजनीखान सुतराज्ये भानमालसोलं वोदा रहनेरा दोकडा श्रीपारसनाथरा देवका खरचाणा प्र० उदीम श्री वडवीर भीमशाखात्राला श्री भावचंद्रशिष्य भट्टारक श्री विजयचंद्रसूरिवराभ्यां........

આ શિલાલેખ પ્રમાણે સં. ૧૬૭૧ માં જાલોરમાં ગજનીખાનના પુત્રનું રાજ્ય હતું.

ઉપર્યુક્ત કવિના કથનને અનુરૂપ સં. ૧૭૪૬ના પ્રસિદ્ધ તીર્થયાત્રા વર્ણનકાર શીલ-વિજયજી પોતાની તીર્થમાલામાં ભિન્નમાલ પાર્શ્વનાથનું વર્ણન કરતાં જણાવે છે કે—

**જાલોરનયરિ ગજનિષાંન,** પિસુન વચનિ પ્રભુ ધરિયા ખાન;
**વરજંગ સંઘવી** વરીઉ જામ, પાસ પેષીની જીમસ્યું તામ. ॥૨૫॥
સ્વામી મહિમા ધરણેંદ્રિ ધર્યો, માની મલિકની વલિ વસિ કર્યો;
પૂજી પ્રણમી આપ્યા ચાસ, સંઘ ચતુર્વિધ પૂગી આસ ॥૨૬॥
સ્વામી સેવા તણી સંયોગી, પાલ્હ પરમારનો ટલીયો રોગ;
સોલ કોસિસાં જીનહર સિરી, હેમતણાં તિણિ કીધાં ધરિ. ॥૨૭॥
**ભિનમાલી ભય ભંજનનાથ,** પાલણપુર શ્રી. પારસનાથ;

આ કવિરાજની માન્યતા મુજબ પ્રહ્‌લાદના કુમાર (પરમાર)નો રોગ પણ આ શ્રી. પાર્શ્વનાથજીની પૂજાથી મટયો છે અને ભિન્નમાલમાં તે ભયભંજન–ભીડભંજન પારસનાથજી છે. આ પ્રહ્‌લાદન રાજાએ પાછળથી પાલનપુરમાં શ્રી પ્રહ્‌લાદન પાર્શ્વનાથજીનું મંદિર બનાવ્યું છે.

## વર્તમાન ભિન્નમાલ

સુજ્ઞવાચકોની જાણ માટે ભિન્નમાલનો ટૂંક પરિચય પણ અહીં આપવામાં આવે છે.

ભિન્નમાલ મારવાડના જોધપુર સ્ટેટમાં આવેલું છે. આની ઉત્તર તરફ સુકરી નદી

વહે છે, પૂર્વ તરફ આબુ–અરવલ્લીના પહાડો શોભી રહ્યા છે, દક્ષિણ તરફ સાચોરનો પ્રાંત છે અને પશ્ચિમ બાજુ લુણી નદી વહે છે. ભિન્નમાલ એક ટેકરા ઉપર વસેલું હોવાથી દૂરદૂરથી આ ગામ દેખાય છે. આ નગરના ભિન્નમાલ, શ્રીમાલ, રત્નમાલ, પુષ્પમાલ એમ ભિન્ન ભિન્ન નામો મળે છે. અહીં અત્યારે ૩–૪ ઉપાશ્રય, ૨–૩ ધર્મશાળાઓ છે. શ્રાવકોના ઘર ૩૦૦ થી ૩૫૦ છે. ચાર જિનમંદિરો મોટાં છે. ૧ ઘરમંદિર છે અને બે મંદિરોમાં ચરણપાદુકા છે.

૧. શ્રી મહાવીરસ્વામીનું મંદિર—આ મંદિર બહુ પ્રાચીન મનાય છે. મંદિર સુંદર અને ભવ્ય છે.

૨. શ્રી શાંતિનાથજીનું મંદિર—આ મંદિરમાં બિરાજમાન મૂર્તિ ૧૬૩૪માં શ્રી હીર–વિજયસૂરીશ્વરજી પ્રતિષ્ઠિત છે.

૩. શ્રી સુપાર્શ્વનાથજીનું મંદિર-આ મંદિર ખૂબ ઊંચું અને સુંદર છે. આમાં શ્રી સુપાર્શ્વનાથજીની ધાતુની પરિકરવાળી પ્રાચીન મૂર્તિ છે. આગળ આપેલો ૧૬૭૧ નો લેખ આ મંદિરમાં છે.

૪. શ્રી શંતિનાથજીનું મંદિર--આ મંદિર પ્રાચીન છે. આના થાંભલા ઉપર સં. ૧૨૧૨ નો લેખ છે.

૫. ઘરમંદિર છે. મૂલનાયક શ્રી પાર્શ્વનાથજીની સુંદર પરિકરસહિત મૂર્તિ છે. સં. ૧૬૮૩માં શ્રી વિજયદેવસૂરિ પ્રતિષ્ઠિત મૂર્તિ છે.

૬–૭. ભીનમાલથી ૦ાા–૦ાા માઈલ દૂર બે મંદિરો છે, જેમાં એકમાં શ્રી ગોડીજી પાર્શ્વનાથજીના ચરણ અને બીજામાં શ્રી શંખેશ્વર પાર્શ્વનાથજીનાં ચરણ છે.

ભિન્નમાલથી પોરવાલ અને શ્રીમાલ જૈનોની ઉત્પત્તિ થઇ છે. શ્રીમાલી બ્રાહ્મણો પણ અહીંના જ કહેવાય છે.

પ્રાચીન ગુજરાતની આ રાજધાની મનાતું હતુ ગુજરાતના રાજાઓએ ઘણાં વર્ષો અહીં સત્તા ભોગવી.

આ નગરીનો ઇતિહાસ ખૂબ જ પ્રાચીન અને રોમાંચક છે. વિશેષ માટે અમારું 'જૈન તીર્થોનો ઇતિહાસ' પુસ્તક વાંચવું.

## મૂળ સ્તવન

સરસ્વતી ભગવતી નમીય, પાય વાંણી માંગીજે;
ભીન્નમાલ પુર મંડણો એ, શ્રી પાસ ગાઇજે. ૧
આદિ નયર શ્રીયમાલ, પુષ્ફમાલ રત્નમાલ;
ચૌથે જુગ પ્રગટ્યો એ, નામે નયર ભિન્નમાલ. ૨
ગઢમઢ મંદિર પોઓલ, જિન સિવ પરસાદ;
વાપી કુંપી નદીય નિવાંણ, દીઠાં અતી આલાદ. ૩
ન્યાત ચોરાસીરી થાપના એ, જિણ નયર વદીતા;
ઉચિત ગુંણ સગલે કરી, જિણ અલિકા જીતી. ૪

નેઉ સહસ વિવહારીયા એ, વિપ્ર સહસ પણિઆલ;
લિખમીદેવી તણો પ્રસાદ, બહુ જાકજમાલ. ૫
તિણ કાલે વિવહારીયા એ, ધન ધરમના આગાર;
નિપજાવ્યું પાસતણું બિંબ, પીતલમૈ સુંદર. ૬
મૂરતિ શ્રી સારદાતણી એ, આઠે મૂરતિ અવર;
મ્લેછતણો જબ હૂઈ રાજ, તબ ભુંઈરે ભંડારી. ૭
પ્રતીમય રયણમૈ એ, સોવનમૈ સારી;
ઈટ ખણતાં દેવલ ભણ્યા, પ્રગટયા શ્રી પાસ;
સંવત સોલે એકાવને એ, બહુ પૂગી આસ. ૮
સમોસરણ શ્રી વીરનું એ, પીતલમૈ સુંદર;
મૂરત શ્રી સારદાતણી એ, આઠે મૂરત અવર. ૯
મુંહતા લખમણ ને પન્યાસ, ભાવડ ચઉદસીયા;
સંઘ ચોવીસ પ્રભુ પેખી પાસ, અતી હીયડૈ હસીયા. ૧૦
થાપ્યા શાંતિ પ્રસાદ આંણી, નિત પૂજા મહોછવ;
ગીત ગ્યાન કરે ગોરડી એ, બહુ સ્નાન મહોછવ. ૧૧

### વસ્તુ છંદ

તેણ અવસર તેણ અવસર નયર જાલોર;
દેશપતિ ગજની અછે, નામૈ ખાન તસુ રાજ પાલે;
તુજ સેવક ભીન્નમાલપતિ, જાઈ વાત ખાનનૈ સુણાવૈ;
ઇણિ સાહિબ પીતલ તણા, ભૂતખાંના અદભુત;
પ્રગટયા જો તૈ રાખીયા, દેવૈ દાંમ બહુત.

### ચોપાઈ

માનૈ વાત સુણી જેતલે, વેગૈ પાસ અણાવો તેતલે;
ખુબ પીતલ મૈં પાયા આજ, ઘંટ કરાવું હસતી કાજ. ૧૨
સઘલે વાત હુઈ જેતલૈ, સંઘ ચતુરવિધ મિલીયો તેતલે;
જાયે વિનવીયો ગજનેખાન, નિબાબ માંગે મહાજન માંન ૧૩
પીતલ ધન હમ પાસૈ લીયો, ભૂતખાના તબ છોડે દીયો;
બાબા આદમકા એહ રૂપ, ઈસકો હબહુ અકલ સરૂપ. ૧૪
તસુ ખજમતી કીજે ખનુસાર, ઈસિકું કયું ખીજવીએ એક વાર;
કરી સલામ ને છોડો પાસ, જયું સહુ પુગૈ મન કી આસ. ૧૫
આપું પીરોજી ચ્યાર હજાર, ગજનીખાંનિ બોલ્યો તિણવાર;
લાખ રૂપિયા કે માંમલે, કિમ છોડું દમડે એતલે. ૧૬

સંઘ સહુ મિલિ પાછો જાય, હીયડા માંહે દુખ ન સમાય;
હુઈ હુઈ વાત કહીંઇ કિસું, મ્લેછ થકી કિમ લેઇયૈ તિસું. ૧૭
ધરૈ અભિગ્રહ વિવિધપ્રકાર, શ્રીભગવંત કરો અમાંસું પ્યાર;
નિરતે ગામ વસે પુન્યવંત, સંઘવી વરજંગ બહુ ગુણવંત. ૧૮
અનહ તણો તિણુ લીધો નીમ, પાસમૂરતિ છૂટૈં તિહાં સીમ;
પાસ પૂજી હું અનહ જીમેસ, હિવૈ જોજ્યો તે પુન્ય વિસેસ. ૧૯
નીલડે ઘોડે થયા અસવાર, નીલા વસ્ત્ર પૈહરે સિરસાર;
ધરણેંદ ને પોમાવૈ સાથ, પ્રગ(ટ) થયા શ્રીપારસનાથ. ૨૦
ગજનીખાંન તું સૂતો જાગિ, વેગ ઉઠ મુજ ચરણે લાગ;
મુજને મૂકે નયર ભિનમાલ, નહિતર રૂઠો કાલો કાલ. ૨૧
જો રૂઠું તો થાસ્યૈ વિરૂં, ધરણેંદ્ર વચને એસ્યું ઉચર્યું;
તૂઠો આપે રિદ્ધ અપાર, અરીઅણ માંહે જૈજૈકાર. ૨૨

વસ્તુ

ખાન ગજની ખાન ગજની, ચઢયો અહંકાર;
બોલત બાંગડ બોલડે, ભૂતખાંના તું ક્યા ડરાવૈ;
ઠરે સહિ હુંગોબરે, બડા ભાગ મેરા કહાવૈ;
રૂઠો તુઠો ક્યારે કરે, હમ ખુદાયકે ચાર;
મુસલમાન મોટો સુભટ, ભૂતખાંના ખયકાર. ૨૩

ઢાલ

સુણિ એ પાસ! વાત તું મેરી, ટુક ટુક કાયા કરૂંગો તેરી;
સેરી સેરી ફેરવું એ. ૨૪
દેખું ક્યા તું મુજ દેવૈ, તું કોપ્યો મેરા ક્યા લેવૈ;
દેવે ક્યા તુજ સેવકાં એ. ૨૫
પાસ કોપાવી સૂતો ખાંન, ધરણેન્દ્ર પાસતણો પરધાન;
ધ્યાન ધરૈં ફલ દાખીઇ એ ૨૬
કટક માંહે ઉપની માર, હસતી ઘોડા હુઈ સંઘાર;
ઠામ ઠામ મ્લેછ મરે એ. ૨૭
બીબી બેટા બંધન બે લે, નયણા દેખા ન થયા અકરે લે;
વહે લોચન સુંદરઈએ. ૨૮
જાલોરી દશકોપી જે, નવી વરસૈ તીહાં ફેરૂ મેહ;
તેડ લઠે તડકો પરે એ. ૨૯
પરજાલોક કરૈં પુકાર, પાસ મુરત છોડો ખનુકાર;
મહીર કરો સહુ સંઘ તણી એ. ૩૦

સાર ભણૈં મુજ છોડી સામી, ઈણુ બો બહુ બીગડ્યા કામી;
દામ ખ્હોત અબ માગીઈ એ. ૩૧
ફેઠા મુલકે ને હેઠા નાંખે, ધરણેન્દ્ર વૈંચને એ શું મુખ ભાખે;
છોડ કછોડ તુજ પ્રાણુ તજૈ એ. ૩૨
મારે મૂઠી મરમ પિયારા, અંગ ઉપનો રોગ અપારા;
આહાર નહિ વેદના સમો એ. ૩૩
અનહ પાન દીઠો ન સુહાવે, નિદ્રા નાઠી ફુરે જાવે;
થયો ખાન મરણુ સમો એ. ૩૪
મન માંહે ચેત્યો ગજની ખાંણુ, પાસ જીનેસર પાસૈ માગું માંન;
દીયો દાન જીવતણો એ. ૩૫
એ વેદન મુજ સમસિ રાતી, જો પ્રભુ છોડીશ તું પ્રભાતી;
વાત કહે વેદન સમો એ. ૩૬

વસ્તુ છંદ

પાસ પૂજીય પાસ પૂજીય, કરી સલામ;
સિંઘાસણુ બેઠા કરી, ભણૈ ખાંન નિજ માન મોડીય;
અલી અખ આદમ તુમ્હ, નહી કોઈ તુજતણી જોડીય;
પીર પિગંબર તું ખુદા, તું સાહિબ સુલતાંન;
મહિર કરો પરજનકયું, કદે ન લોપું આંણુ. ૩૭

ઢાલ

પાસ જિનેસર સૂપીયા એ, તેડાવી સવી સંઘ તો;
નયર જાલોર વધામણાએ, નિત નિત ઉચ્છવ રંગ તો. ૩૮
વાજિત્ર વાજૈ નવ નવાએ, સૌહવ ગાવૈ ભાસ તો;
ખેલા ખેલે રંગ ભર એ, જાચિક આપૈ દાંન તો. ૩૯
રથ બૈસાડી સવિ વિધસું એ, પોહચાવ્યા નિરતૌ ગાંમ તો;
સંઘવી વરજંગ હરખીયા એ, કરૈ મહોચ્છવ માંન તો. ૪૦
સતર ભેદ પૂજા કરીય, મોટો મંડૈ જંગ તો;
તેડયા ચિહુ દિસૈ પાઠવીય, તેડાવી સુવિ સંઘ તો. ૪૧
ભગતિ કરે શાહમીઆંતણી એ, દીયૈ અવરાં દાંન તો;
સંઘ પૈંહરાવી સાવટ્ર એ, આપૈં અધિકો માન તો. ૪૨
તેરે માસે પારણો એ, પાસ પુજીને કીધ તો;
રોગ સહૂ નાસી ગયા એ, મનના મનોરથ સીધ તો. ૪૩

વસ્તુ છંદ

સંઘ ચિહુ દિસ સંઘ ચિહુ દિશ, તણા આવંત;
પાસ પાસ તેહની ભલી, ભગતિ સંઘપતિ આસરૈ;

ચિહુ દિશ કીરતિ વીસ્તરી, જેનધરમનૈ જે ઉધારે;
પનર દિવસ પ્રભુ તિહાં રહ્યા, પધાર્યા ભીન્નમાલ;
ઘર ઘર હુઆ વધામણાં, કીજૈ મંગલ માલ. ૪૪

ઢાલ

સંઘ ચોવીય મનહરખીયા, નિરખીયા પાસ જિણંદ રે;
ઘરિ ઘરિ ગુડી રે ઉછલી, મિલિયા ભવિક તણા વૃંદ રે;
પાસજી ભલાં રે પધારીયા. ૪૫
પણવીશ ફલી જપમાલ રે, પાસ સુર સંગટ સવિ ટલૈ;
દુસમણ કેરો કાલ રે, સેવક કરૈં સંભાલ રે. પાસજી૦ ૪૬
પાસ પ્રસાદ નિપજાવીયો, શાંતિ જિણેસર ગેહનૈ બાર રે;
પૂરવદ્વાર ગઢ બાહિરે, માંડીયો સુરઘર ત્રાશ રે. પાસજી. ૪૭
તોરણ થંભ નૈં પૂતલી, કોરણી વિબુધ પ્રકાર રે;
નવ ચૌકીયૈ મન મોહીયો, પાસ પ્રદક્ષિણા સાર રે. પાસજી. ૪૮
દ્વારમુખ સારદા થાપીયા, કવીજન કરૈં કલ્યાણ રે;
પૂજા મહોચ્છવ નિત નવા, નિપજાવ્યો ભવિ જન પ્રાંણ રે પાસજી૦ ૪૯
પાસપ્રસાદે સંપતિ મિલૈં, ટલૈ કલેસની કોડ રે;
દેવદાંણવ કોઈ નવિ છલૈ, નરપતિ નામૈં કર જોડ રે. પાસજી૦ ૫૦
આરતીયાં પુર સવિ ટલૈં, દુસમણ ફરિ પુલાય રે;
ધ્યાન ધરંતાં સવિ સિધ હુએ, નાંમૈં નવનિધ થાય રે પાસજી૦ ૫૧
આજ આસ્યા મુજ સવિ ફલી, મિલિમિલિ મોહનવેલ રે;
કામગવી કામકુંભ કર ચડૈં, ચિંતામણ કરૈ ઘર ગેલ રે. પાસજી૦ ૫૨
પંચ પુત્ર છઠો મુઓ ચાડીયો, વલી હુઓ રિદ્ધનો નાસ રે;
રડવડે તેહના ચોરડા, ફલજયે દુહવ્યા જિન પાસ રે પાસજી૦ ૫૩
પંચપ્રસાદ જિનવર તણા, સોહૈ મે રસ માંન રે;
સંઘ આવૈ ચિહું દિસ તણા, જાત્ર કરે મોટૈ મંડાણ રે. પાસજી૦ ૫૪
રોગ જલ જલણ વિસહર વલી, ચોર અરી ગજ મૃગ રાજ રે;
રણ દણુદુર મંડણ ભાંજણ, પાસ નાંમૈ ભય જાયૈ ભાજ રે. પાસજી૦ ૫૫
આજ ભલે મહુરત થાપીયા, પાસજી પ્રસાદ મંડાણ રે;
નવ ચોકીયે મન મોહીયો, પાખલી પરદખણા સાર રે. પાસજી૦ ૫૬
સંવત સોલ અનૈ બાસઠે, શ્રાવણ સુદિ રવિવાર રે;
પાંચમી તિથિ પાસજી તણી, ગુણ ગાવૈ હરખ અપાર રે પાસજી૦ ૫૭

કલસ

અશ્વસેનનંદન દુખનિકંદ, પાસ જિનવર જગગુરૂ;
ભીનમાલભૂષણ વિગતિદૂષણ, સંઘ ચોવીય સુખ કરૂ;

તપગચ્છમંડણુ કુગતિખંડણુ, શ્રી રત્નહંસસૂરીસરૂ;
પંડિત સુમતિ કમલ સીસ, પુન્યકમલ ભવ ભયહરૂ,

પ્રતિશ્રી ભિન્નમાલજિનસ્તવનં લિખતં પ. ગુણવિજયેન નાડુલાઇનગરે ભના વાંચજો.×

## પરિશિષ્ટ

### ભિન્નમાલસ્તવન[1]

સરસતી સામીને વિનવું, માંગુ તુમ કને વચન રસાલ કે;
ગુણ ગાઉં ગુરૂઆ તણાં, અક્ષર દીજો મુજને વિચાર કે. (૧)
સાત ફણો સીત ઉજળો, લીજે રે પ્રભાતેરો નામ કે;
નામ લીધા મનવાંછિત સંપજે, કીજે રે સ્વામી ઉત્તમ કામ કે. (૨)
સાર અહીર ભીનમાલ(રે)ગુદરે,થરકયો રે ભીનમાલરો પાધર કે;
હાલીડા રે હલ ખેડતા, પ્રગટ હુઆ શ્રી પાર્શ્વનાથ કે. (૩)
સારૂ મહાજન મળિયા અતિઘણાં, સૌ વધાવે રાણા રાવ કે;
આમ ગામરો સંઘ મેલિયો, દુત ચાલ્યો સે જાલોરે જાય કે. (૪)
ગજનીખાં નાથને વિનવું, પ્રગટ હુઆ શ્રી પારસનાથ કે;
જાલોરરા ગઢ હુંતી આણીયાં, ભીનમાલે દીઓ રે મેલાણુ કે. (૫)
ગજનીખાન પારસનાથ લે ચલ્યો,હરખ્યોરેસાહેબ મનમાં અપાર કે;
બાર જોડી બળદ જોતરાવીયા, તોહી ન ચાલે પારસનાથ કે. (૬)
નવસે પીરોજી ધામીયા, તોહી ન દીયા પારસનાથ કે;
ગજનીખાન બીબીજી આલોસીઇ, ઘાટ ઘડો દેસરો કરાવ કે. (૭)
સોની સીરોહીરા તેડાવીઆ, આયા તે જાલોરે માંય કે;
ઘાટ ઘડો હીરા હંસલા, ગોડોને ભલી ગુગરમાલ કે. (૮)
વોહલેને વડાંવો વીસુયા, બળીદાન વળી દેવરાવ કે;
કુય(વ)રને ઘડાઓ મુદ્રડી, બીબીને વળી નવસર હાર કે. (૯)
સોહીણુ(ણલા)માંહી જક્ષ આવી ઇમ કહે,મૂઝને મુકીજે નગર ભીનમાલ કે;
માળીયે રે ભમરા મેલીયા, પાવડીયારો વિસુઆરો સેહ ન પાર કે. (૧૦)

#### ઢાળ બીજી

ગજનીખાન રૂપસી બોલાવીયો, થારો ભૂતખાનો પાછો લે જાવ રે;
શ્રી પારસનાથ સ્વપ્નો દીયો વર લાલ રે,
સાચી એ સંખ્યા કહી જીત કરીએ તીહાં સેવ લાલ રે;

(આ સ્તવન અહીંથી ત્રુટક છે.)

× આ સ્તવન રાધનપુરમાં અખિડોસીની પોળમાંના શ્રીલાવણ્યવિજયજી જૈન જ્ઞાનભંડારના ડા. નં. ૩૧માંની પ્રતિ નં. ૧૬૨૨ ઉપરથી ઉતાર્યું છે. પ્રતિનાં પાનાં ૩ છે.

૧ આ ત્રુટક સ્તવન પાલણપુરવાસી ઇતિહાસપ્રેમી સ્વ શાહ નાથાલાલ છગનલાલ પાસેથી ઇતિહાસરસિક શાહ કપુરચંદભાઈ મ છાચંદ પાસેથી પ્રાપ્ત થયેલ છે. આ લેખ સાથે ઐતિહાસિક બીના હોવાથી પરિશિષ્ટ રૂપે દાખલ કરેલ છે. સં૦

# ચર્ચરી (ચર્ચરિકા)

( લે. પ્રો. હીરાલાલ ર. કાપડિયા એમ. એ. )

**શબ્દ**–'ચર્ચરી' કહો કે 'ચર્ચરિકા' કહો એ બંને એક જ છે. વિશેષમાં આ બંને શબ્દો સંસ્કૃત છે અને એ ગુજરાતીમાં પણ વપરાય છે. પાઇયમાં આને માટે 'ચચ્ચરી' અને 'ચચ્ચરિયા' શબ્દ છે. વિશેષમાં ગુજરાતીમાં 'ચાચરી' અને 'ચાચરિ' શબ્દ પણ વપરાયેલા મળે છે.

**અર્થ**–લક્ષ્મણ રામચન્દ્ર વૈદ્યકૃત "સંસ્કૃત–અંગ્રેજી કોશ"માં "ચર્ચરી' શબ્દના સાત અર્થ અપાયા છે: (૧) એક જાતનું ગીત, (૨) સંગીતમાં તાલ સાચવવા હાથ ઠોકવા તે, (૩) વિદ્વાનોનું ગાન (recitation), (૪) વસંતને અંગેની ક્રીડા, (૫) ઉત્સવ, (૬) ખુશામત અને (૭) વાંકડિયા વાળ.

**અભિધાનચિન્તામણિ** ( કાંડ ૨, શ્લો. ૧૮૭ )માં 'ચર્ચરી' અને 'ચર્ભટી' એ બેને સમનાર્થક ગણ્યા છે. વિશેષમાં એની સ્વોપજ્ઞ વિવૃતિમાં એ બંનેની વ્યુત્પત્તિ અનુક્રમે નીચે મુજબ અપાઈ છે:—

'चारु चर्यतेऽनया चर्चरी"; "चारु भटयतेऽनया चर्भटी"

પાઇયસદ્દમહણ્ણવમાં 'ચચ્ચરી' શબ્દના (૧) એક પ્રકારનું ગીત–ગાણું, (૨) ગાનારી ટોળી, (૩) એક જાતનો છંદ અને (૪) હાથની તાળીનો અવાજ એમ ચાર અર્થો અપાયા છે. વિશેષમાં **સુરસુન્દરીચરિય** (પરિ૦ ૩, ગાથા ૫૪)માં પહેલા અર્થમાં, **સમરાઇચ્ચકહા** ( એશિયાટિક સોસાયટીવાળી આવૃત્તિ, પૃ. ૪૨ )માં બીજા[1] અર્થમાં, પિંગલમાં ત્રીજા અર્થમાં અને **આવસ્સયમાં** ચોથા અર્થમાં 'ચચ્ચરી' શબ્દ વપરાયાનો ઉલ્લેખ જોવાય છે. આ ઉપરાંત આ કોશમાં 'ચચ્ચરિયા' એટલે એક જાતનું નૃત્ય એ અર્થમાં **રંભામંજરીમાં** એનો પ્રયોગ થયાનો અને 'ચચ્ચરી' અર્થમાં **સમરાઇચ્ચકહા** (પૃષ્ઠ ૩૦૭)માં પ્રયોગ થયાનો પણ નિર્દેશ છે. ઉપમિતિભવપ્રપંચાકથા ( પીઠબન્ધ પૃ. ૬૯" ભાષાન્તર)માં 'અંગહાર' નામના નાચનો ઉલ્લેખ છે તેમ 'ચર્ચરી' એક જાતનું નૃત્ય હશે.

"સાર્થ ગૂજરાતી જોડણીકોશ"માં 'ચર્ચરી(–રિકા)' શબ્દના નીચે મુજબ ત્રણ અર્થો અપાયા છે.—

(૧) આનન્દ, ઉત્સવ; (૨) એક છન્દ અને (૩) નાટકમાં પ્રવેશ પૂરો થાય ત્યારે મૂકવામાં આવતું ગીત.

આમ 'ચર્ચરી' શબ્દ વિવિધ અર્થોમાં સંસ્કૃતાદિ ભાષામાં વપરાયો છે.

ખુશામત અને વાંકડિયા વાળ એ અર્થ આ લેખમાં પ્રસ્તુત નથી. બાકીના અર્થો એક જ કુટુંબના છે. એમાં મૂળ વ્યક્તિ તરીકે કોનો નિર્દેશ કરવો એ પ્રશ્ન કોઇએ વિચાર્યો હોય તો તે જાણવામાં નથી. અત્યારે તો હું પણ એનો અંતિમ નિર્ણય કરી શકું તેમ નથી. છતાં કામચલાઉ વિધાન તરીકે એક જાતનો છન્દ કે નૃત્ય એ અર્થને મૌલિક અને

૧: આ અર્થમાં 'ચચ્ચરી' શબ્દ ભવભાવનાની વૃત્તિ ( પત્ર ૨૦૨, આ–૨૦૪ આ )માં જે વસંતનું વર્ણન છે તેમાં વપરાયો છે.

બીજા બધા અર્થોને એ વૃક્ષની શાખાપ્રશાખા રૂપે ગણું છું. હવે આ વિષયને વિશેષ ન લંબાવતાં 'ચર્ચરી' એ શીર્ષકપૂર્વક લગભગ સવા પાના જેટલું જે સંસ્કૃત લખાણ પં. લાલચન્દ્ર ભગવાનદાસે અપભ્રંશ કાવ્યત્રયીની સંસ્કૃત ભૂમિકા (પૃ. ૧૧૪-૫)માં આપ્યું છે તેમાંથી હું નીચે મુજબની બાબતો નોંધું છું:—

(૧) પ્રાકૃત અપભ્રંશ વગેરેમાં :ચર્ચરીનો 'ચચ્ચરી' અને 'ચાચરિ' તરીકે ઉલ્લેખ છે.

(૨) સંસ્કૃતમાં 'ચર્ચરી' સંજ્ઞા વડે પ્રસિદ્ધ ગીતિની નૃત્યપૂર્વકની ગાનક્રીડા અને ગુંફનાદિ રૂપ પદ્ધતિ પ્રાચીન છે, કેમ કે કાલિદાસે વિક્રમોર્વશીય નાટકના ચોથા અંકમાં 'ચર્ચરી' પદ્યો અપભ્રંશમાં રચ્યાં છે.

વળી હરિભદ્રસૂરિએ સમરાઇચ્ચકહાના પ્રારંભમાં, દાક્ષિણ્યચિહ્ન ઉર્ફે ઉદ્દ્યોતનાચાર્યે કુવલયમાલાની શરૂઆતમાં, શીલાંકસૂરિએ ચઉપન્નમહાપુરુષચરિયમાં અને કવિ શ્રીહર્ષે રત્નાવલી નાટકની આદિમાં ચર્ચરીને યાદ કરી છે. વિશેષમાં પિંગલનાગે અને હેમચન્દ્રે પોતપોતાના છન્દઃશાસ્ત્રમાં ચર્ચરીનાં લક્ષણ આપ્યાં છે.

(૩) પ્રાચીન ગૂર્જર કાવ્યસંગ્રહમાં કવિ સોલણ દ્વારા રચાયેલી ચર્ચરી પ્રસિદ્ધ થઈ છે. પાટણના જૈન ભંડાર વગેરેમાં 'વેલાઉલી' રાગમા ગવાતી, 'શત્રુંજય'ના મંડનરૂપ આદિનાથની સ્તુતિરૂપ, પાંત્રીસ[1] ગાથા જેટલા પ્રમાણવાળી અને વિક્રમની પ્રાયઃ ચૌદમી સદીમાં રચાયેલી એક બીજી ચર્ચરી છે. આ ઉપરાંત 'ગૂર્જરી' રાગમાં ગવાતી, ગુરુની સ્તુતિ રૂપ, સંક્ષિપ્ત અને પંદર ગાથા જેટલી પ્રમાણવાળી એક ચર્ચરી છે.

(૪) જિનવલ્લભસૂરિની સ્તુતિરૂપ અને યમક વડે વિભૂષિત એવી ૪૭ પદ્યની એક ચર્ચરી છે. એની રચના જિનદત્તસૂરિએ 'અપભ્રંશ'માં કરી છે એના ઉપર ઉપાધ્યાય જિનપાલે સંસ્કૃતમાં (વિ. સં. ૧૨૯૪)માં વૃત્તિ રચી છે. વૃત્તિકારના સૂચન મુજબ નાચનાર પઢ(ટ)મંજરી ભાષામાં એ ગાય છે. 'પટમંજરી' રાગનો નિર્દેશ સંગીતમકરન્દ વગેરેમાં છે. 'પઢમંજરી' ભાષામાં વિ. સં. ૧૩૬૮માં રચાયેલું ગૌતમચરિતકુલક પાટણના ભંડારમાં છે.

૪૭ પદ્યની આ ચર્ચરી વાગ્જડ (વાગડ) દેશમાં 'વ્યાઘ્રપુર'માં રચાઈ છે એમ વૃત્તિકારે તેમ જ સુમતિગણિએ ગણધરસાર્ધશતકવૃત્તિ (ભૂમિકા, પૃ. ૫૦)માં સૂચવ્યું છે. એનો રચનાસમય વિક્રમની બારમી સદીનો ઉત્તરાર્ધ છે. આ ચર્ચરીના ૧૬, ૧૮, અને ૨૧-૨૫ એ ક્રમાંકવાળાં પદ્યો સુમતિએ વિ. સ ૧૨૯૫માં રચેલ ગણધરસાર્ધશતકવૃત્તિમાં ઉધ્ધૃત કર્યાં છે. આ ચર્ચરીના પ્રથમ પદ્યની વૃત્તિમાં એ 'કુન્દ' નામના છન્દમાં રચાયેલાનો ઉલ્લેખ છે.

આમ પં. લાલચન્દ્રે ચાર ચર્ચરીનો પરિચય આપ્યો છે વિશેષમાં એમણે છેલ્લી ચર્ચરી છાયાસહિત સંપાદિત કરી છે, એ અપભ્રંશ કાવ્યત્રયીમાંનું પહેલું કાવ્ય છે. બીજાં બે કાવ્યો તે 'ઉપદેશરસાયનરાસ' અને 'કાલસ્વરૂપકુલક' છે.

અપભ્રંશપાઠાવલીમાં શ્રી. મધુસૂદન મોદીએ અગ્યારમા ઉદ્ધરણ તરીકે પુરુરવાનાં ઉન્માદ-વચનો છાયાસહિત પૃ. ૧૪૩-૧૪૭માં આપ્યાં છે. આમ એમણે સોળ પદ્યો ઉધ્ધૃત

૧ છત્રીસ જોઈએ. આ સ્ખલન છે.

કર્યાં છે. આની ટિપ્પણી ( પૃ. ૯૪ )માં તેઓ કહે છે કે " આ અપભ્રંશ ગીતો કાલિદાસનાં જ છે એમ તો કોઈ કહી શકે જ નહિ." આ વિધાનના સમર્થનાર્થે એમણે ચાર કારણો આપ્યાં છે. વિશેષમાં સ્વ. કેશવલાલ હર્ષદરાય ધ્રુવે આ વિષે પોતાની પ્રસ્તાવના-( પૃ. ૪૦–૪૨ )માં વિસ્તારથી ઊહાપોહ કર્યો છે તેનો નિષ્કર્ષ એમણે આપ્યો છે. અંતમાં એમણે નીચે મુજબ નોંધ કરી છે:—

"આ ક્ષેપક અપભ્રંશભાગ હેમચન્દ્રના અરસામાં કે જરા પહેલાં અને પ્રાકૃત પિંગલની પૂર્વે ઉમેરાયો હશે, એમ ભાષા પરથી લાગે છે. આમે આને લગભગ ૧૧ કે ૧૨ મા સૈકાનું અપભ્રંશ કહેવાય"

શ્રી કેશવરામ શાસ્ત્રી આપણા કવિઓ (પૃ. ૪૬૦ )માં કહે છે:—

" નાટચશાસ્ત્રકારે ધ્રુવાઓના અનેક પ્રકાર આપ્યા છે; પણ એનો સૌથી પ્રથમ પ્રયોગ આપણને કાલિદાસના વિક્રમોર્વશીયમાંના અપભ્રંશ વિભાગમાં મળે છે. એમાં કેટલાયે વિવિધ માત્રામેળ છન્દો પ્રયુક્ત છે. આપણા જાણીના દોહરા, ચોપાઈ, ચરણાકુલ અને પ્લવંગમ કે ત્રણે છેક આજના સમયના " રાસ ' સુધી ઊતરી આવ્યા છે, એ એમાં ખાસ ધ્યાન ખેંચે છે." પૃ. ૪૨૧માં તેઓ કહે છે:

" કાલિદાસનો સમય ઇ. સ. પૂર્વે ૧લી સદીથી ઈ. સ. ની ૪થી સદી સુધીમાં છે... અપભ્રંશ સાહિત્યની ભાષા તરીકે તો વલભીકાળમાં સ્વીકારાયેલી જ હતી, એટલે બે ત્રણ સદી આગમચના વિક્રમોર્વશીયમાં અપભ્રંશવિભાગ ખુદ કાલિદાસે રચ્યો હોય તો તેમાં ન બનવા જેવુ કંઈ નથી."

પૃ. ૩૩માં નીચે મુજબનો ઉલ્લેખ છે:

"સ્વ. દી. બ કેશવલાલ હ. ધ્રુવ વગેરે આ અપભ્રંશ પદ્યોને ૧૦–૧૧ શતાબ્દીની પેદાશ માને છે, પણ તેને જોઈંદુના પરમાત્મપ્રકાશ લગભગમાં મૂકવામાં બાધ નથી જણાતો."

આમ અનન્તરે चर्चरा એવા નિર્દેશપૂર્વક અપાયેલાં અપભ્રંશ પદ્યોના સમય પરત્વે મતભેદ છે. છતાં એ જિનદત્તસૂરિકૃત ચર્ચરી કરતાં તો પ્રાચીન છે જ એ બાબત નિર્વિવાદ છે.

વિક્રમોર્વશીય ઉપર રંગનાથે ટીકા રચી છે. તેમાં એણે 'ચર્ચરી'ની વ્યાખ્યા નીચે પ્રમાણે આપી છે.—

" द्रुतमध्यलयं समाश्रिता पठति प्रेमभरान्नटी यदि ।
प्रतिमण्ठकरासकेन या द्रुतमध्या प्रथमा हि चर्चरी ॥

આમ 'ચર્ચરી' એ એક પ્રકારનું 'નૃત્ત' છે. પ્રાકૃત પિંગલ (પૃ. ૫૨૩)માં જે 'ચર્ચરી' છન્દ આપ્યો છે, તેની સાથે આને કંઈ લેવા દેવા નથી એમ શ્રી મોદી ટિપ્પણી (પૃ. ૯૫)માં કહે છે.

ભરત–બાહુબલિ–રાસની પ્રસ્તાવના ( પૃ. ૩૦ )માં પં. લાલચન્દે નીચે મુજબનો ઉલ્લેખ કર્યો છે.—

" પૂર્વે કેવલજ્ઞાની મહાત્માએ રાસ નાચવાના બહાનાથી મોહાસક્ત પાંચસો ચોરોને પ્રા. ચચરી દ્વારા પ્રતિબોધ કર્યાનો ઉલ્લેખ ઉત્તરાધ્યયન સૂત્ર ( કપિલાધ્યયન ૮ )માં તથા કુવલયમાલા કથામાં મળે છે. [ જૂઓ–અપભ્રંશકાવ્યત્રયી ભૂમિકા પૃ. ૧૧૪ ] "

આ ઉલ્લેખની વાસ્તવિકતાને અંગે ઉત્તરજ્ઝયણ તેમ જ એની ચુણ્ણિ અને 'વાદિ-વેતાલ શાન્તિસૂરિ કૃત પાઇય ટીકા જોતાં જણાય છે કે એમાં ચર્ચરી ( પા. ચચ્ચરી ) શબ્દ વપરાયો નથી. ત્યારે પં. લાલચંદ્રે આમ કેમ કહ્યું છે એવો પ્રશ્ન ઊઠે છે. આનો ઉત્તર એ છે કે અપભ્રંશકાવ્યત્રયીની ભૂમિકા (પૃ. ૧૧૪)માં જે કુવલયમાલાકથા-માંનું અવતરણ અપાયું છે તેમાં પાંચસે ચોરોને કેવલજ્ઞાનીએ 'ચચ્ચરી' દ્વારા પ્રતિબોધ કર્યાનું કથન છે. એને અનુલક્ષીને એમણે અહીં 'ચર્ચરી' શબ્દનો પ્રયોગ કર્યો છે. બાકી ઉત્તરજ્ઝયણચુણ્ણિમાં તેમજ પાઇય ટીકા (પત્ર ૨૮૯–૯૦)માં 'ધ્રુવક' શબ્દ વપરાયો છે. અને 'ધ્રુવક' તરીકે અધ્રુવેથી શરૂ થતી પહેલી ગાથા અપાઈ છે. વિશેષમાં પાઇય ટીકામાં 'ધ્રુવક'નું નીચે મુજબનું લક્ષણ અપાયું છે.—

" जं गिज्जइ पुव्वं (धुवं) च्चिय पुण पुणो सव्वकव्वबंधेसु।
'धुवयं' ति तमिह तिविहं छप्पयं चउप्पयं दुपयं ॥ "

આનો અર્થ એ છે કે સર્વ કાવ્યના બંધોમાં જે ફરી ફરીને શરૂઆતમાં ( નક્કી ) જ ગવાય છે તે 'ધ્રુવય' ( સં. ધ્રુવક ) છે. એના ત્રણ પ્રકાર છેઃ છપ્પય (ષટ્પદ), ચઉપ્પય (ચતુષ્પદ) અને દુપય ( દ્વિપદ ).

ઉત્તરજ્ઝયણની ચુણ્ણિમાં એ મતલબની વાત છે કે 'રાજગૃહ' નગરમાં ૧૮ યોજન-ની અટવીમાં પાંચસે ચોરો રહેતા હતા. ( કપિલ મહર્ષિએ ) જ્ઞાનથી જાણ્યું કે તેઓ પ્રતિબોધ પામશે એ ઉપરથી તેઓ ત્યાં ગયા. એક ચોકી કરનારાએ એમને આવતા જોયા. એણે પાસે જઈને જોયું તો શ્રમણ છે એમ એને ખબર પડી. અમારો પરાભવ કરવા એ આવ્યો છે એમ માની એમને પકડી એ સેનાપતિ પાસે લઈ ગયો. સેનાપતિએ કહ્યું કે એને છોડી મૂકો. ચોરોએ કહ્યું કે અમે એની સાથે ખેલીશું. પછી એ ચોરોએ શ્રમણને નાચવાનું કહ્યું. એમણે કહ્યું કે કોઈ વગાડનાર નથી. એ ઉપરથી પાંચસે ચોરોએ તાલ આપ્યો અને એ શ્રમણે 'ધ્રુવક' તરીકે નીચે મુજબની આ 'કાવિલીય' અજ્ઝયણની ગાથા ગાઈઃ—

" अधुवे असासयंमि संसारंमि दुक्खपउराए।
किं णाम तं होज्ज कम्मयं जेणाइं दुग्गइं ण गच्छेज्जा ॥

સર્વત્ર શ્લોકાન્તરે શ્રમણે આ ધ્રુવક ગાઈ. એ સાંભળીને કોઈ ચોર પહેલા શ્લોકથી પ્રતિબોધ પામ્યો તો કોઈ બીજાથી. એમ બધાયે ચોરો પ્રતિબોધ પામ્યા.

संबुज्झहથી શરૂ થતી નીચે મુજબની ગાથા કુવલયમાલામાં ધુવય ( ધ્રુવક ) તરીકે અપાયેલી છેઃ

"संबुज्जह किण्ण वुज्झह एत्तिल्लए वि मा किंचि मुज्झह ।
कीरउ जं करियव्वं पुणढुकइ तं मरियव्वं ॥ "[1]

**ચર્ચરી**—જે જિનદત્તસૂરિએ 'અપભ્રંશ'માં ચર્ચરી રચી છે તેઓ જિનવલ્લભસૂરિના શિષ્ય થાય છે. આ કૃતિ ગુરુના વિ. સં. ૧૧૬૮માં થયેલા સ્વર્ગવાસ પછી થોડાંક વર્ષોમાં જ એમણે એમની (ગુરુની) સ્તુતિઓ રૂપે રચી. એમને વિ.સં.૧૧૬૮માં 'આચાર્ય' પદવી મળી. અને વિ. સં. ૧૨૧૧માં એઓ સ્વર્ગે સંચર્યા. આમ આ ચર્ચરી એ બારમી સદીની કૃતિ છે. એનું પહેલું પદ્ય તેમજ દસમું પદ્ય ગુજરાતી અનુવાદ સહિત **જૈન ગૂર્જર કવિઓ** ( ભા. ૧ પૃ. ૬૦–૬૧ ) માં અપાએલ છે. એકવીસ માત્રાવાળા 'કુન્દ' છંદમાં આ ૪૭ કડીનું કાવ્ય શોભે છે.

**ચર્ચરિકા**—આ નામથી જૈ. ગૂ. ક. ( ભા. ૧, પૃ. ૧૨ )માં આ કૃતિ નોંધાઈ છે અને જેની પહેલી, બીજી અને ૩૮મી કડી અપાયેલી છે, તેનો રચનાર **સોલણ** છે. એનો અહીં **સોલણુ** તરીકે ઉલ્લેખ છે. આ 'અપભ્રંશ' કૃતિ ચૌદમી સદીની છે. એની બીજી કડીમાં કવિએ પોતાનું તેમજ કૃતિનું નામ આપેલ છે. આ કડી નીચે મુજબ છે:—

"કર જોડિઉ **સોલણુ** ભણઇ જીવિઉ સફલ કરેસુ
તુમ્હિં અવધારહ ધંમિયઉ 'ચચ્ચરિ' હઉં આએસુ"

**જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ** ( પૃ. ૪૩૫ )માં આના કર્તાનું નામ સોલણ અપાયું છે અને આ કૃતિને, સ્તુતિકાવ્ય તરીકે ઓળખાવાયું છે. આ કાવ્ય પૂરેપૂરું **પ્રાચીન ગૂજરાતી કાવ્ય સંગ્રહ**માં છપાયું છે.

**ચાચરી**—આ ત્રીસ કડીની કૃતિ છે. એની પહેલી અને છેલ્લી કડી જૈ. ગૂ. ક. ( ભા. ૩ ખં. ૧, પૃ. ૪૦૦ )માં અપાયેલ છે. એ છેલ્લી કડીમાં કર્તાએ પોતાનું તેમજ કૃતિનું નામ રજૂ કરેલ છે. એ નીચે પ્રમાણે છે.—

"ગાવિ નયરિ પુરિ જિણભુયંણુ, જે **ચાચરિ** પભણુંતિ,
વયંણુ **જિણેસરસૂરિ** ગુરૂ, તે સિવસુહુ પાવંતિ. ૩૦ "

આ જિનેશ્વરસૂરિ 'ખરતર' ગચ્છના છે. એમને વિ. સં. ૧૨૭૮માં 'આચાર્ય' પદવી મળી હતી એમનો સ્વર્ગવાસ વિ. સં. ૧૩૩૧માં થયો હતો. આમ આ **ચાચરિ** ચૌદમી સદીની કૃતિ છે.

**ચાચરિસ્તુતિ**—"પત્તનસ્થપ્રાચ્યજૈનભાણ્ડાગારીયગ્રન્થસૂચી" કે જે તાડપત્રીય વિવિધ ગ્રંથોના પરિચયરૂપ છે એના પ્રથમ ભાગમાં [2]પૃ. ૨૬૭માં આ કૃતિનું પહેલું પદ્ય તેમજ છેલ્લાં ત્રણ ( ૩૪–૩૬ ) પદ્યો અપાયેલાં છે. વિશેષમાં અંતમાં "**चाचरिस्तुतिरियं । चेलाउलीरागेण**" એવો ઉલ્લેખ છે. આ 'અપભ્રંશ' કૃતિ અપ્રસિદ્ધ હોય એમ જણાય છે એટલે ઉપર્યુક્ત ચારે પદ્યો હું અહીં આપું છું—કે જે ઉપરથી અપભ્રંશ કાવ્યત્રયીની ભૂમિકામાં કરેલા ઉલ્લેખની સત્યતા જોઈ શકાય:—

---

૧ જુઓ અપભ્રંશ કાવ્યત્રયીની ભૂમિકા (પૃ. ૧૧૪, ટિ. ૧ )

૨. પૃ, ૨૬૬માં 'દ્રવિડી' ભાષામાં જિનપ્રભસૂરિની કૃતિ વિષે ઉલ્લેખ છે.

" जयउ जयउ सिरिरिसहपहु तिहुयणि पढमजिणिंदु ।
'सेतुंज' मंडणु तमतिमिरनासण नवउ दिणिंदु ॥ १ ॥"

" नयण सलूणउ जिणपहु कह वि मेल्हण जाइ ।
सरीरु पाच्छउं वाहुडइ मणु पुण तहि जि ठाइ ॥ २४ ॥

कडिहिं कछोटा माथइ चोटा अवरहं कापडिय होइ ।
देवंग वेस सिरि लंवा (? बा) केस जिणवर कापडिय जोइ ॥ ३५ ॥

नंदउ जिणवरधम्म जगि नंदउ चउविह संघु ।
जाहं पसायइ सिद्धिवहु भवियण देयइ आवु ॥ ३६ ॥"

આ કૃતિ જે તાડપત્રીય પ્રતિમાં છે તેમાંની કેટલાક જિનપ્રભસૂરિની કૃતિ છે એ ઉપરથી તેમજ ઉપર્યુક્ત ૩૪મી ગાથામાં 'જિણપહુ' શબ્દ છે એ ઉપરથી હું આના કર્તા તરીકે જિનપ્રભસૂરિનો નિર્દેશ કરવા લલચાઉં છું. આ કૃતિ અપ્રસિદ્ધ હોવાથી ઉપર્યુક્ત પદ્યોનો અનુવાદ આપું છું:—

ત્રણ ભુવનમાં પ્રથમ જિનેન્દ્ર, શત્રુંજયના ભૂષણરૂપ તેમજ અજ્ઞાનરૂપ અંધકારનો નાશ કરવામાં નવીન સૂર્યરૂપ એવા શ્રી ઋષભ પ્રભુનો જય હો, જય હો.

જિનપ્રભુ નયને સલૂણા છે અથવા જિનપ્રભુ લાવણ્યથી યુક્ત નયનવાળા છે એને કેમે કર્યો મેલાય તેમ નથી. શરીર પાછું વહે છે-વળે છે, પણ મન તો ત્યાં જ રહે છે.

કેડે કચ્છોટો અને માથા ઉપર ચોટલી છે બાકી 'કાપડિય' છે. એમના અંગનો વેષ દેવ જેવો છે. એમના માથા ઉપર લાંબા વાળ છે. એ જિનેશ્વર 'કાપડિય' જણાય છે.

દુનિયામા જિનેશ્વરનો ધર્મ સમૃદ્ધ બનો અને ચાર પ્રકારનો સંઘ સમૃદ્ધ થાઓ કે જેમની કૃપાથી મુક્તિરૂપી વહુ ભવ્ય (જીવો)ને આધુ (? લાધવ) અર્પો.

**ગુરુસ્તુતિચાચરિ**—આ પણ પૂર્વોક્ત સૂચીમાં નોંધાયેલી 'અપભ્રંશ' કૃતિ છે. આ સૂચી (પૃ. ૨૬૮)માં આનું પહેલું અને પંદરમું (છેલ્લું) પદ્ય નીચે મુજબ અપાયેલું છે:

" नंदउ पुण्डरीउ गोयमपमुह गणहरवंसु ।
नामगहेण विह जाहं फुड्डु जायइ सिवसुहफंसु ॥ १ ॥"

" सहला ताहं जि दिहडा सहला ताहं जि मास ।
जे गुरु वंदइ विहिपरि ताहं जि पूरिय णास ॥ १५ ॥"

આ પણ અપ્રસિદ્ધ કૃતિ છે એટલે આ બે પદ્યોનો હું અહીં અનુવાદ આપું છું:—

પુંડરીક તેમજ ગૌતમ ગણધરોનો વંશ સમૃદ્ધ હો કે જેમનું નામ લેવાથી પણ આ જગતમાં મુક્તિના સુખનો સ્પર્શ સ્પષ્ટ રીતે થાય છે. જેઓ ગુરુનું વિધિપૂર્વક

વંદન કરે છે તેમના જ દિવસો સફળ છે, તેમના જ માસ સફળ છે અને તેમની જ આશા પરિપૂર્ણ બને છે.

આ કૃતિ ગુરુની સ્તુતિરૂપ છે અને તે 'ગૂર્જરી' રાગમાં ગવાય છે એ હકીકત પૃ. ૨૬૮માંના નીચે મુજબના ઉલ્લેખ ઉપરથી જણાય છે:—

" गुरुस्तुतिचाचरि गूर्जररागेण "

ઉપદેશરસાયનરાસના ટીકાકાર ઉપાધ્યાય જિનપાલનું નીચે મુજબનું પદ્ય "અપભ્રંશ કાવ્યત્રયી" (પૃ. ૨૯)માંથી હું અહીં ઉદ્ધૃત કરું છું કે જેથી ચર્ચરી અને રાસક એ પ્રાકૃત (પાઇય) પ્રબંધ છે એ વાત જાણી શકાય:—

" चर्चरी-रासकप्रख्ये प्रबन्धे प्राकृते किल ।
वृत्तिप्रवृत्तिं नाधत्ते प्रायः कोऽपि विचक्षणः ॥ "

અર્થાત્ ચર્ચરી અને રાસક નામના પ્રાકૃત પ્રબન્ધને અંગે ખરેખર, કોઈ વિચક્ષણ મોટે ભાગે વૃત્તિ રચવા પ્રવૃત્ત થતો નથી.

આ ઉપરથી આ પ્રબંધો સરલ છે એ વાત પણ સ્પષ્ટ થાય છે.

આ પ્રમાણે 'ચર્ચરી' સાહિત્ય સંબંધી ઊહાપોહ અહીં પૂરો થાય છે. એટલે એ સાહિત્યગત કૃતિઓ હું અહીં અકારાદિ ક્રમે નોંધું છું:—

| નામ | માપ | કર્તા | રચનાવર્ષ (વિક્રમીય) |
|---|---|---|---|
| ૧ ગુરુસ્તુતિચાચરિ | ૧૫ ગાથા | ? | પ્રાયઃ ચૌદમી સદી |
| ૨ ચર્ચરિકા (ચર્ચરી) | ૩૮ કડી | સોલણ | ચૌદમી સદી |
| ૩ ચર્ચરી | ૪૭ પદ્યો | જિનદત્તસૂરિ | બારમી સદી |
| ૪ ચાચરિસ્તુતિ | ૩૬ ગાથા | જિનપ્રભસૂરિ (?) | પ્રાયઃ ચૌદમી સદી |
| ૫ ચાચરી (રિ) | ૩૦ કડી | જિનેશ્વરસૂરિ | ચૌદમી સદી |
| ૬ વિક્રમોર્વશીયગત 'અપભ્રંશ' પદ્યો | | કાલિદાસ | મોડામાં મોડી ચે.થી સદી |

અંતમાં એ વાતનો નિર્દેશ કરી વિરમીશ કે હરિભદ્રસૂરિએ રચેલા ઉવએસપયની મુનિચન્દ્રસૂરિકૃત વૃત્તિમાં જે 'બંભદત્તચરિય' આપ્યું છે તેના ૨૧૪ આ પત્રમાં ઉત્તરજ્ઝયણની નેમિચન્દ્રસૂરિકૃત વૃત્તિમાં અપાયેલ 'બંભદત્તચરિય'માં લગભગ આરંભમાં 'ચર્ચરી'નો ઉલ્લેખ છે.

ગોપીપુરા, સુરત, તા. ૨૪–૫–૪૬.

# શ્રી. ભાનુમેરુકૃત "ચંદનબાલા સજઝાય"

લેખિકાઃ—શ્રીમતી શાર્લોટે ક્રાઉઝે, પી.એચ ડી., ભારતીયસાહિત્યવિશારદા,
ક્યુરેટર સિંદિયા ઓરિએંટલ ઇન્સ્ટિટયૂટ ઉજ્જૈન (ગ્વાલિયર સ્ટેટ)

ગૌર્જર ભાષાના મહાકવિ શ્રી. નયસુન્દર પોતાની રમણીય કૃતિઓમાં,[1] કે જે વિ. સં. ૧૬૫૦ની આસપાસના જમાનામાં વિરચિત છે, એક 'ભાનુમેરુ' નામના મહાત્માને પોતાના ગુરુ તરીકે ઓળખાવતાં પોતાની ગુરુપરંપરાની વિગત આપે છે. તે પ્રમાણે આ ભાનુમેરુ વૃદ્ધ તપાગચ્છમાં થયેલા શ્રી જ્ઞાનસાગર- ઉદયસાગર- લબ્ધિસાગર –ધનરત્નસૂરિના શિષ્ય હતા એટલે શ્રી. ધનરત્નસૂરિના પટ્ટધર, ૫૯મા ગચ્છપતિ શ્રી અમર-રત્નસૂરિ તથા શ્રી. ધનરત્નસૂરિના સ્વર્ગવાસ પછી થયેલી બીજી શાખાના[2] પહેલા અધિપતિ શ્રી. તેજરત્નસૂરિ આ બે સૂરિઓ શ્રી. ભાનુમેરુના ગુરુભાઈઓ હતા. શ્રી. માણિક્યરત્ન અને શ્રી. નયસુન્દર આ બે ભાઈઓ એમના શિષ્યો હતા.

શ્રી. નયસુંદરની કૃતિઓમાંનું એક શાંતિનાથસ્તવન[3] શ્રી. ધનરત્નસૂરિના જમાનામાં વિરચિત છે એમ તેનાં પ્રશસ્તિપદ્યોથી જ્ઞાત થાય છે. તેમાં શ્રી ભાનુમેરુના નામ સાથે "મુનિ" પદ જોડાયેલું છે. પાછલની કૃતિઓમાંની કેટલીક કૃતિઓ અમરરત્નસૂરિના જમાના-માં, કેટલીક તેમના પટ્ટધર દેવરત્ન ( દેવસુન્દર ) સૂરિના જમાનામાં અને કેટલીક દેવરત્ન (દેવસુન્દર) સૂરિના પટ્ટધર વિજયસુન્દર (જયરત્ન) સૂરિના જમાનામાં વિરચિત છે. તે બધી કૃતિઓમાં શ્રી. ભાનુમેરુને "ગણિ" તરીકે ઓળખવામાં આવેલ છે. તે કૃતિઓનો સમય વિ. સં ૧૬૩૭થી લઈને ૧૬૮૧[4] સુધીનો છે.

તે સિવાય શ્રી. નયસુન્દરની શિષ્યા સાધ્વી શ્રી. હેમશ્રીજી દ્વારા સં. ૧૬૪૪માં

---

૧. "જૈન ગુર્જર કવિઓ" ભાગ ૧, પૃ. ૨૫૪--૨૬૭; ભાગ ૩, પૃ. ૭૪૮--૭૫૫ અને પૃ. ૨૨૨૭. "શ્રીઆનંદકાવ્યમહોદધિ" મૌક્તિક ૬ની પ્રસ્તાવના. પૃ. ૧૨--૧૪માં જે વિવેચન છે તે પૂર્વોક્ત ગ્રંથોના આધાર પર વધારવાની અને સુધારવાની આવશ્યકતા છે.

૨. "જૈન ગુર્જર કવિઓ" ભાગ ૩, પૃ ૨૨૯૭.

૩. "જૈન ગુર્જર કવિઓ" ભાગ ૩, પૃ. ૭૫૫.

૪. સં ૧૬૮૧માં "યશોધર નૃપ ચૌપઈ" વિરચિત છે. તેની પ્રશસ્તિમાં (જૈન ગુર્જર કવિઓ ૩, પૃ. ૭૪૯) જે સાંકેતિક સંખ્યા આપવામાં આવેલ છે, એટલે "વસુધા વસુ મુનિ રસ એક" તેનો અર્થ શ્રી. દેશાઈજીએ "૧૬૧૮" કર્યો છે, તે યથાર્થ નથી લાગતો. કારણ કે, તે કૃતિમાં "વિજયસુન્દર"ને દેવસુન્દરના પટ્ટધર કહેવામા આવેલ છે, જ્યારે કે સં. ૧૬૪૬ સુધીની કૃતિઓમાં "દેવરત્ન" (=દેવસુન્દર) અને તે પછી જ "વિજયસુન્દર" (=જયરત્ન) પટ્ટધર તરીકે ઉલ્લિખિત છે એટલે આ કૃતિ સં. ૧૬૪૬ પહેલાં જ વિરચિત હોય તેનો સંભવ નથી. બાકી શબ્દોના ક્રમથી પણ સ્વાભાવિક રીતથી ૧૬૮૧ જ નિકળે છે ("મુનિ" શબ્દ ક્રિયાપદ-સંબોધન હોય અથવા 'પુનિ' શબ્દનું વિકૃત રૂપ હોય એવું લાગે છે)

શ્રી. અમરરત્નસૂરિના સમયમાં વિરચિત "કનકાવતી આખ્યાન" માં શ્રી. ભાનુમેરુ આ કવયિત્રીના દાદાગુરુ તરીકે ઉલ્લિખિત છે.[૫]

આ ભાનુમેરુનું નામ ઉપર્યુક્ત ઉલ્લેખો માત્રથી અમર થયું છે. એમના પોતાના હાથની કોઈ પણ કૃતિ હજુ સુધી પ્રસિદ્ધિમાં આવી હોય તેમ લાગતું નથી. માત્ર ઈ. સન્ ૧૯૧૭માં લખેલી "શ્રીઆનંદકાવ્યમહોદધિ," મૌક્તિક ૬ની પ્રસ્તાવનામાં (પૃ. ૧૩) શ્રી. મો. દ. દેશાઈ જણાવે છે કે "ભાનુમેરુકૃત ચંદનબાલા સજ્ઝાય હાથ લાગી છે તે આ ભાનુમેરુ (અર્થાત્ કવિ નયસુંદરના ગુરુ) લાગે છે." શ્રી. દેશાઈજીની પાછલની કૃતિઓમા—અર્થાત્ "જૈન ગુર્જર કવિઓ"માં અને "જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ"માં ન તો આ "ચંદનબાલા સજ્ઝાય," અને ન તો આ ભાનુમેરુ એક સાહિત્યકાર તરીકે ઉલ્લિખિત છે.

પરંતુ "જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ"ના પેરા ૮૭૧માં એક બીજા ભાનુમેરુનો ઉલ્લેખ છે, કે જેઓ ખરતરગચ્છમાં થયા અને ચારિત્રસારના શિષ્ય તથા સં. ૧૬૫૪માં શબ્દપ્રમેય પર વૃત્તિ રચનાર જ્ઞાનવિમલના ગુરુ હતા. તે ભાનુમેરુની પણ કોઈ કૃતિ હજુ સુધી મળી નથી એમ લાગે છે.

ઉજ્જૈનસ્થ શ્રી સિંદિયા ઓરિએંટલ ઇન્સ્ટિટ્યૂટના હસ્તલિખિત ગ્રંથસંગ્રહની પ્રત નં. ૬૬૨૦માં શ્રી. ભાનુમેરુકૃત એક "ચંદનબાલા સજ્ઝાય" પ્રાપ્ત થઈ છે. સંભવ છે કે તે જ ઉપર્યુલ્લિખિત કૃતિ હોય. પરંતુ તેમાં કવિનું નામ "ભાનુમેરુ" આવું જ આપેલું છે, અર્થાત્ તેઓ કયા ભાનુમેરુ છે અને કયા સમયમાં વિદ્યમાન હતા તે વાતોનો તેમાં કોઈ પણ ખુલાસો નથી. માત્ર તેમાં આવેલા ભાષાના કેટલાક પ્રયોગો જેવા કે— "મંદિર=ઘર, "ઉઢવું"=ઊંચું કરવું (સંસ્કૃત उद्+वह्), "મીત"=મિત્ર, "વેણીદંડ"= ગુંથાયેલો ચોટલો (સંસ્કૃત वेणीदण्ड હિન્દી चोण्डी), "લહુસહી"=લેશો, "કોડઈ"= કોડ (સંસ્કૃત कोटि), "સ્વઇ દેહીઇ"=પોતે જ (સંસ્કૃત स्वकीय-देहे), "લાધું"= લબ્ધ ઇત્યાદિ પ્રાચીન છે. એટલે કવિ ઉપર્યુક્ત બે ભાનુમેરુમાંના એક હોય તે બનવા જેમ છે. જો ૧૩મા પદ્યમાંના અનુપ્રાસ "રતન"—"ધન" દ્વારા શ્રી. ધનરત્નસૂરિનું નામ સૂચિત કરવાનો કવિનો ઇરાદો હોય તો સમજવું જોઈએ કે વૃદ્ધ તપાગચ્છના ભાનુમેરુ ગણિ જ આ સજ્ઝાયના કર્તા છે, પરંતુ તેની ખાતરી નથી.

પ્રસ્તુત કૃતિ—ગમે તે ભાનુમેરુના હાથની હોય—પ્રાચીન અને સરસ હોવાથી તેને વિસ્મૃતિથી બચાવવા માટે તેને અહીંયાં પ્રકાશિત કરવામાં આવે છે.

તેની પ્રતનું એક જ પત્ર છે. અક્ષર સાધારણ દેવનાગરીના છે. કોઈ કોઈ પડિમાત્રા-વાળા અક્ષરો તેમાં આવી ગયા છે. લિપિ સ્વચ્છ અને સુન્દર છે. શાહી અને કાગળ ૨૦૦થી વધારે વર્ષનાં હોય તેવાં પુરાણાં દેખાય છે. બન્ને પૃષ્ઠોની વચમાંના અક્ષરો લાલ શાહીની રેખાઓથી એવી રીતે વીંટાયેલા છે કે ગંજીફાના ચોકડીના આકારનો એક મોટો અને અનેક નાના ચતુષ્કોણો દેખાય છે. ડાબો અને જમણો કિનારો બન્ને

૫. આનંદકાવ્યમહોદધિ ૧, પૃ ૧૪ અને જૈન ગુર્જર કવિઓ ૧, પૃ. ૨૮૬.

લાલ રેખાઓથી અંકિત છે. આરંભમાં "જૈન ડાયગ્રામ"[૬] અને અંતમાં નિમ્નલિખિત લહિયા-પ્રશસ્તિ છે.

"ઇતિ चंदनबाला संपूर्णः । શ્રી શ્રી શ્રી સાધ્વી શ્રી વીરસુંદરિપઠનાર્થે ॥ ૭ ॥"

સજ્ઝાય[૭] આ પ્રમાણે છેઃ—

## ચંદનબાલા સજ્ઝાય

ધન ધન દીન માહરઇ આજનુ, કાંઈ અંગણુ દેવ દયાલ રે ।
આવ્યા અચિંત્ય ચિંતામણિ, કાંઇ બોલાઇ ચંદનબાલ રે ॥૧॥

આવો રે આવો જગગુરૂ, માહરા મંદિર માંહઈ પધારો રે ।
લો બાકલડા સૂઝતા, માહરા જગતારો મનઈ તારો રે ॥ આ૦ ॥૨॥

આ શું રૂડું આજ અનોપમ, લાધું ત્રિભુવન રાજ રે ।
મંદિર વીર પધારીયા, મુજ સરીયા વાંછિત કાજ રે ॥ આ૦ ॥૩॥

ઉપાય કોડઇ જુ કીજીઈ, જો જિનજી કેમઈ ન આવઈ રે ।
તે જિન સેહઈજઇ આવીઆ, કાંઇ આજ રૂડું અતિ ભાવઈ રે ॥ આ૦ ॥૪॥

આજ આંગણુ આભા પાખઇ, માહરઈ અમીઈ વુઠા રે ।
મઝ ઘરિ પ્રભુજી સ્વઈ દેહીઇ, કાંઇ ચાલી આવ્યા જેહ રે ॥ આ૦ ॥૫॥

ધન તે શ્રાવક શ્રાવિકા, જે મીઠાઈ પકવાન્ન રે ।
શાલિ દાલિ ઘૃત ગોલસું, કાંઈ દે વસ્રાદિક દાન રે ॥ આ૦ ॥૬॥

પરમ પૂજ્ય તમ સારખુ, કાંઇ પામી પાત્ર અમોના રે ।
અડદ બાકુલડા આપું છું, તો હું ભાગ્યહીના રે ॥ આ૦ ॥૭॥

---

૬. અર્થાત્ "ભલે મીંડું"

૭. પદ્યોની ગણુતરી પ્રતમાં નથી આપેલી. પ્રતના જે મૂલ પાઠોનું સંશોધન થયું છે તેનાં અસલી રૂપો તે તે કડી પ્રમાણે નીચે આપવામાં આવ્યાં છે—

**મૂલ પાઠોઃ**—પદ્ય ૧: આજુનુ; અચંત ચંતામણિ પદ્ય ૨: આવુ રે આવુ જગગરૂ; મંદર; પધારૂ; લુ; જગતારૂ; તાહરૂ. પદ્ય ૩: સું; ત્રભોવન; મંદીર; વંછત. પદ્ય ૪: જુ જનજી; કમઈ; જીનઃ પદ્ય ૫: પાખઇ; મેહા. પદ્ય ૬: શ્રાવીકા; પકવાંન; ઘોગ્ર; કાંઇ દુ વસ્રાદીક. પદ્ય ૭: સારખું; તુ હું; ભાયગહીન. પદ્ય ૮. માઽજન્ન; લ્યુ લ્યુ; દીઉ; મોકૂં. પદ્ય ૯: અભી-ગ્રહ; જ ઉઠઈ જીનવરૂ; ચંતિ પદ્ય ૧૦: સાં; વીકર્મ; પાછુ; સુરતિવ તુ. પદ્ય ૧૧: ત્રભોવન. પદ્ય ૧૨: દવ્યઃ સૂર; સરીર. પદ્ય ૧૩ જીન પ્રતલાભીના. પદ્ય ૧૪: અબીનવ. પદ્ય ૧૫: તુ; ભાયગ; પુન્યવંત; પ્રાણી; ગરૂ; પુન્યઇ; તાણી પદ્ય ૧૬: પ્રતલાભ્યા; પુન્ય. પદ્ય ૧૭: ભવીક; પ્રતલાભુ.

વાહલેસર એવડું કહ્યું, તુમે કહાવો છો મહાજન્ન રે ।
લ્યો, લ્યો, લાભ દીઓ મન્નઈ, માહરૂં ભગતિ મોહ્યું મન્ન રે ॥ આ૦ ॥૮॥

ઈમ આગ્રહ કરતાં પ્રભુજી, જોઇ અભિગ્રહ આપ રે ।
હાથ ન ઉઢઇ જિનવરો, તવ કુમરી ચિંતે મુઝ પાપ રે ॥ આ૦ ॥૯॥

હા હા ધિગ ધિગ મુંહનઇ, કાંઈ મઇ શાં કીધાં વિકર્મ રે ।
મુઝ ઘરથી પાછા વલસઇ, કાંઇ મૂર્તિમન્ત ધર્મ રે ॥ આ૦॥૧૦॥

ઈમ કહી જલ ભરઇ લોયણાં, તવ ઉઢઇ પ્રભુજી હાથ રે ।
બાકુલડા લેઈ કુમારીના, તુઠા ત્રિભુવન નાથ રે ॥ આ૦॥૧૧॥

પંચ દિવ્ય તર સુર કરઈ, ભંજઈ લોહ જંજીર રે ।
વેણીડંડ નવું કરી સરઈ, ભૂષઇ સકલ શરીર રે ॥ આ૦॥૧૨॥

કુમરી કહઈ મઈ રાંકડીઇ, પામ્યું આજ રતન રે ।
જે મઈ જિન પ્રતિલાભિયા, મુઝ માનવ ભવ ધન રે ॥ આ૦॥૧૩॥

ચ્યારે માસ જીરણ સેઠિ, જઈ વીણવીયા નીત નીત રે ।
તુહઈ પ્રભુજી તસ ઘરઈ ન ગયા, ગયા અભિનવ ઘરિ જગમીત રે ॥ આ૦॥૧૪॥

તો મુઝ ભાગ્ય મોટકું, કાંઈ પુણ્યવંત મુઝ પ્રાણ રે ।
જે અણુતેડયા જગગુરૂ, કાંઈ પુણ્યઈ આણ્યા તાણ રે ॥ આ૦॥૧૫॥

ધન ધન તે જગ માનવી, જેણઇ પ્રતિલાભ્યા ભગવંત રે ।
જનમ સફલ સહી તેહનું, કાંઇ તેહનઇ પુણ્ય અનંત રે ॥ આ૦॥૧૬॥

ભાવિક લોક ઈમ જગગુરૂનઇ, તમે પ્રતિલાભો ભગવંત રે ।
ભાનુમેરૂ કહઇ જીમ લહુસઇ, સકલ દુખનું અંત રે ॥ આ૦॥૧૭॥

---

સતી ચંદનબાલાનું નામ આગમના મૂલ ગ્રંથોમાં[1] "चंदणज्जा" અને "अज्जचंदणा" આ રૂપોમાં મહાવીરસ્વામીનાં પ્રથમ સાધ્વી શિષ્યાના અને તત્કાલીન સાધ્વીસમુદાયના આગેવાન આર્યાના નામ તરીકે આવે છે. એમનો વિગતવાર ઇતિહાસ આવશ્યક-સૂત્રની ટીકાઓ વગેરે પાછલના ગ્રંથોમાંથી પ્રસિદ્ધ, અને ભરહેસર સજઝાયમાં એમનો ઉલ્લેખ હોવાથી શ્રાવકવર્ગમાં પણ અતિપરિચિત છે. ઉપર પ્રકાશિત "ચંદનબાલા સજઝાય"માં તેનો સારમાત્ર હોવાથી આ સુંદર કવિતા સંબંધી વધારે ચર્ચા નહીં કરતી વિરમીશ !

ઉજ્જૈન, રાજકુમારી કમલા જયતી (૨૦ નવેંબર), ૧૯૪૬.

---

૧ समवायाङ्ग–सूत्र, सू. १५७, पद्य ४४; कल्पसूत्र सू. १३५; अंतगदसाओना विविध પાઠો.

# ફાગુબંધ કાવ્યનું સ્વરૂપ અને નારીનિરાસ ફાગના કર્તા

લેખક અને સંપાદક—શ્રીયુત પં. અંબાલાલ પ્રેમચંદ શાહ

ગુજરાતની સાહિત્ય સંપત્તિ વધારવામાં જૈન કવિઓનો ફાળો મુખ્ય છે. તેમનું ઋણ ગૂજરાત કદી ભૂલી શકે એમ નથી. તે સાહિત્ય-રત્નોને સંગ્રહી રાખતા જૈન ભંડારોમાં પ્રાચીન ગૂજરાતી ભાષામાં રચાયેલાં વિવિધ પ્રકારનાં કાવ્યો તો થોકબંધ મળી આવે છે. તેમાં રાસા, ફાગુ, વિવાહલો, બારમાસા, સંધિ, હરિયાલી, સ્વાધ્યાય અને સ્તુતિ-સ્તોત્રો જેવાં નાના પ્રકારનાં ગીતો પણ હોય છે. છતાં હરેકમાં ભિન્ન ભિન્ન સ્વરૂપની એક શૈલી અવશ્ય હોય છે. અહીં હું પ્રસ્તુત ફાગુ કાવ્યના સંશોધન અંગે, ફાગુબંધ કાવ્યના સ્વરૂપ સંબંધે, કંઈક આલેખવા ધારું છું.

'જૈન સત્ય પ્રકાશ'ના વર્ષ ૧૧ના ૬ઠ્ઠા અંકમાં "આપણાં 'ફાગુ' કાવ્યો" અને વર્ષ ૧૧ના ૭મા અંકમાં "આપણાં 'ફાગુ' કાવ્યો સંબંધમાં થોડી સૂચના" એ શીર્ષક હેઠળ પ્રો. હીરાલાલ કાપડિયા અને પં. લાલચંદ ભ. ગાંધીએ ક્રમશઃ વિવેચનો આપેલાં છે. પણ તેમાંથી કે બીજેથી પણ 'ફાગુ' કાવ્યના સ્વરૂપ સંબંધે કશું જાણવા મળતું નથી.

'ફાગુ કાવ્યો'નાં જેટલાં પ્રસિદ્ધ-અપ્રસિદ્ધ નામો મળી આવે છે તેની એક લાંબી યાદિ શ્રી કાપડિયાએ આપી છે. તેની અનુપૂર્તિ રૂપે પં. લાલચંદભાઈએ તેમ જ શ્રી. અગરચંદજી નાહટાએ પણ તેમાં કેટલાંક નામો ઉમેર્યાં છે. પ્રકાશિત થયેલાં 'ફાગુકાવ્યો' ઉપર દૃષ્ટિ નાંખતાં તેમાં એક શૈલીવિશેષ તરત જણાઈ આવે છે. એ જોતાં એના સ્વરૂપ સંબંધે એવો નિર્ણય કરી શકાય કે 'ફાગુ' એ ગીત, છંદ કે કાવ્યનું નામ નથી, પણ ફાગુ શબ્દાલંકારવાચી અનુપ્રાસાત્મક હોય એમ જણાય છે. સંસ્કૃતમાં જેમ યમકબંધ અનુપ્રાસમય કાવ્ય હોય છે તેને જ ભાષામાં 'ફાગબંધ' કહી શકાય. ફાગમાં ૪૮ માત્રાનો દોહા છંદ જ હોય છે.એટલે પ્રથમ અને ત્રીજા પાદની અંતે અને બીજા તથા ચોથા પાદની આદિમાં યમક અનુપ્રાસ ગોઠવેલા હોય તેને 'ફાગુબંધ' કહી શકાય ગીતની લઢણમાં પણ આવો યમક પ્રાસ કાનને મધુર લાગે છે. ઉદા. ત. જુઓ.

"અણહિલવાડઉં પાટણ, પટણનયર જે રાઉ;
દીસઈ જિહાં શ્રીઅ જિણહર, મણોહર સંપદ ઠાઉ." ૮

—જૈન ઐતિહાસિક ગૂર્જર કાવ્ય સંચય. 'દેવરત્નસૂરિ ફાગ' પૃ. ૧૫૧.

"અહે પંચ વરિસ લગઇ લાલીઅ, પાલીઅ અતિ સુકુમાર;
તાતઇ ઉચ્છવ બહુ કીકે, મુકીકે સુત નેસાલ." ૧૪

એજન. 'હેમવિમલસૂરિફાગ' પૃ. ૧૮૭

"પહિલૂ સરસતિ અરચીસૂં, રચીસૂ વસન્તવિલાસ;
વીણ ધરઈ કરિ દાહિણ, વાહણ હંસલુ જાસ." ૧

પહુતીય તિહણી શિવ રતિ, વરતિ પહુતી વસંત;
દહ દિસિ પસરઇ પરિમલ, નિરમલ થ્યા નભ અંત." ૨

—પ્રાચીન ગૂર્જર કાવ્ય 'વસંતવિલાસ' પૃ. ૧૫

"વારિઉ મોહ મતંગજ, ગજગંત જગ અવતસ;
જસુ જસ ત્રિભુવનિ ધવલિય, વિમલિય યાદવવંસ.
—શ્રી આત્માનંદ જન્મ શતાબ્દિ સ્મારક અંક–'નેમીશ્વર ચરિત'
ફાગબંધ પૃ. ૪૭. (૨)

આવિય માસ વસંતક, સંત કરઈ ઉત્સાહ;
મલયાનિલ મહિ વાયઉ, આયઉ કામ ગિદાહ. ૧૭
'ફાગુકાવ્ય' નતર્વિ.

સમરવિ ત્રિભુવનસામણ્ણિ, કામણ્ણિ સિર સણગારુ;
કવિયણુ વયણ્ણિ જા વરસઇ, સરસ અમિઉ અપારુ. ૧
—પાવાગઢથી વડોદરામાં પ્રગટ થયેલા જીરાવલા પાર્શ્વનાથ—
'જીરાપલ્લી પાર્શ્વનાથ ફાગુ' પૃ. ૬૭

આ અવતરણો ઉપરથી આપણે ઉપર્યુક્ત નિર્ણય ઉપર સહેલાઈથી આવી શકીએ. આ પદ્ધતિએ 'ફાગબંધ' કાવ્યને ચકાસીએ તો "ઐતિહાસિક જૈન કાવ્ય સગ્રહ"ના પૃ. ૨૧૫માં આપેલા 'ગુર્વાવલિ ફાગ'ને 'ફાગબંધ' નામ આપવું એ ભૂલ ગણાય. શ્રી. નાહટાજીએ "જૈન સત્ય પ્રકાશ"ના વર્ષ ૧૧ના ૧૨મા અંકમાં જણાવેલ 'પાચ પાંડવ ફાગુ' અને 'જિનચંદ્ર સૂરિ ફાગુ' માં જો ઉપર્યુક્ત રચનાશૈલી આલેખાયેલી ન હોય તો 'ફાગ' નામ આપી શકાય નહિ, એવું મારું મંતવ્ય છે.

'ફાગબંધ' કાવ્યોમાં શૃંગારિક કે ફટાણા જેવું વર્ણન હોવું જોઈએ એવું નથી હોતું, પણ મોટે ભાગે વસંતવર્ણનમાં એનો ઉપયોગ થયેલો જોવાય છે. એટલે એમાં કોઈ વ્યક્તિનું ચરિત હોય કે ઋતુકાવ્ય હોય પણ ઉપર્યુક્ત પદ્ધતિ જ તેમાં મુખ્ય હોય છે.

શ્રી. કાપડિયાએ આપેલી યાદિમાં, મારી પાસે પણ એક 'વસંતશૃંગાર ફાગ' નામે ફાગબંધ કાવ્ય છે, તે પણ ઉમેરી શકાય. એમાં એના કર્તાનું નામ નથી. પણ એમાં વિશિષ્ટ પ્રકારના કવિત્વની ઝમક છે; એટલું અહીં જણાવી દઉં છું. થોડા સમયમાં હું તેને પ્રસિદ્ધ કરવા ધારું છું.

જૈન મુનિઓએ જીવનમાં ઉલ્લાસ પ્રેરતાં કાવ્યો નથી રચ્યાં એવું કહેનારાઓ સામે આવાં ફાગુબંધ, બારમાસા, વિવાહલા અને એવા બીજા નામનાં વિરહ કાવ્યો જવાબરૂપ છે, એમ કહેવું અનુચિત નથી. બેશક, જૈન મુનિઓએ ઉલ્લાસ પ્રધાન કાવ્યોમાં પણ સંયમની સીમા તો આંકી જ છે.

[ ૨ ]

'નારીનિરાસ ફાગ' અપરનામ 'નેમિનાથ ફાગ' પણ આવા જ પ્રકારનું સુંદર કાવ્ય છે. મારી પાસેની તેની એક ત્રણ પત્રની પ્રતિ ઉપરથી મેં સંશોધીને અહીં પ્રકાશમાં મૂક્યું છે. આ કાવ્યની ખાસ વિશેષતા એ છે કે 'ફાગબંધ' આ કાવ્ય તેજ કવિએ રચેલા સંસ્કૃત શ્લોકોના છાયાનુવાદરૂપે આપેલું છે. આ કલાકાર કવિએ સ્ત્રીઓનાં લાલન અંગો પ્રતિની માનવીય શૃંગારભાવનાને ખ્યાલમાં રાખી તેના પ્રતિ વિરાગભાવ દાખવવાનો સોમપ્રભસૂરિની "શૃંગારવૈરાગ્ય તરંગિણી"ની જેમ ઉપદેશ આપેલો છે.

આ સમગ્ર કાવ્યમાં ભ. નેમિનાથ કે રાજુલ સંબંધે પ્રથમ અને છેલ્લા શ્લોકમાં આવેલા નામો સિવાય કશું વર્ણન નથી. આમાં નારીના નિરાસનું વર્ણન જ મુખ્ય છે. એટલે 'નારીનિરાસ' એ નામ કાવ્યને ઉપયુક્ત છે. છતાં નારીનો નિરાસ કરવામાં ભ. નેમનાથ પ્રમુખ છે એમ સૂચવી બીજા નામને પણ આમાં ઘટાવી સાર્થક કર્યું છે.

ભાષાની દૃષ્ટિએ આ કાવ્યમાં પોતાના સમય કરતાં કંઈક પ્રાચીનતાની છાંટ છે. **जेहं, वनिताहं, कमलाहं** જેવા અપભ્રંશના પ્રત્યયોનો પણ પ્રયોગ આમાં જોવાય છે. શાર્દૂલવિક્રિડિત, સ્રગ્ધરા, હરિણી, ઉપજાતિ જેવા મોટા સંસ્કૃત 'વૃત્તબંધ'વાળા શ્લોકના ભાવને એક નાના 'દેશીબંધ' દૂહા છંદમાં સમાવવો અને તેમાંયે યમકબંધનો ખ્યાલ રાખવો એ ઊંચા પ્રકારના કવિત્વનું ભાન કરાવે છે. પં. રત્નમંડનગણિ તેમના સમયના પ્રતિષ્ઠિત પ્રૌઢ વિદ્વાન હતા એ તેમની બીજી રચનાઓથી પણ જાણી શકાય છે.

આ જ કવિનું એક બીજું કાવ્ય "નેમિનાથ નવરસ ફાગ (રંગસાગર ફાગ)" નામનું મળે છે. તેમાંથી શ્રી. મોહનલાલ દેસાઈએ "જૈનયુગ પુ. ૨ના ૭-૮મા અંક"માં 'પ્રાચીન જૈન કવિઓનાં વસંતવર્ણન' એ શીર્ષક હેઠળ અવતરણ આપેલું છે. એમાંની રચનાશૈલી તેમના પ્રૌઢ કવિત્વનો ખ્યાલ આપતી ગમે તેને મુગ્ધ બનાવે તેવી છે. તેમાં પણ તેમણે માનવશૃંગારની ભાવનાને વહેતી મૂકી સંયમનો સીમાબંધ બાંધી પોતાની કવિત્વકળાનો પરિચય આપ્યો છે. આ સિવાય તેમની સુકૃતસાગર (પેથડ-ઝાંઝણ પ્રબંધ), મુગ્ધમેધાલંકાર, જલ્પકલ્પલતા, સંવાદસુંદર વગેરે કૃતિઓ પણ મળી આવે છે.

[ 3 ]

સં. ૧૫૨૪માં શ્રીપ્રતિષ્ઠાસોમે રચેલા "**सोमसौभाग्यकाव्य**"ના છેલ્લા સર્ગ ૧૦ના શ્લોક ૪૪-૪૫માં તેમની પ્રતિભાનું વર્ણન મળે છેઃ—

श्रीमान् राजति रत्नमण्डनगुरुर्बुद्धया गुरुश्चातुरीं
　भ्राजिष्णुः स्मरजिष्णुरुष्णकिरणप्रोन्निद्रभाभास्वरः ।
यद्वक्तृत्व–कवित्वकाम्यकलया ते रञ्जिता वादिनो
　विद्वांसश्च न धूनयन्ति तरसा स्वीयं शिरः के भुवि ? ॥ ४४ ॥
गम्भीरैर्मधुरैर्महार्थरुचिरैः स्फारैरुदारैः परैः
　पद्यैर्हृद्यतमैश्च गद्यपटलैर्जल्पन्नविश्रान्तगोः ।
विद्वत्संसदि रत्नमण्डनमिवाभाति स्म यः स्मेरभा–
　स्तल्लेभे भुवि रत्नमण्डन इति ख्याताभिधां सूरिराट् ॥ ४५ ॥

વળી સં. ૧૫૪૧મા શ્રીસોમચારિત્રગણિએ રચેલા "**गुरुगुणरत्नाकरकाव्य**"ના સર્ગ ૨ના શ્લો. ૧૧માં પણ નીચે મુજબનું તેમનું વર્ણન મળે છે—

"वाग्देवतादत्तवरा व्रतीश्वरा दीव्यद्वपूरूपपराजितस्मराः ।
　चकाशिरे ये कविमौलिमण्डनाऽनुकारकाः श्रीगुरुरत्नमण्डनाः ॥ ११ ॥

આ અવતરણો ઉપરથી શ્રીરત્નમંડનસૂરિ અને રત્નમંદિરગણિને એક ગણી આલેખતા શ્રી દેસાઈની અને તેની નકલ કરતા શ્રી કાપડિયાની ભૂલ તેમ જ પં. લાલચંદભાઈની કંઈક સુધારાવાળી છતાં બીજી રીતની ભૂલની પરંપરાનો ખ્યાલ આવે છે.

શ્રીરત્નમંડનસૂરિ અને શ્રીરત્નમંદિરગણિ બંને ભિન્ન વ્યક્તિઓ છે એવું પં. લાલચંદભાઈનું કથન સાચું છે, પણ બંને નંદિરત્નના શિષ્યો નથી શ્રીરત્નમંડનસૂરિ શ્રીસોમસુંદરસૂરિના કે તેમના શિષ્ય સોમદેવસૂરિના શિષ્ય છે અને રત્નમંદિરગણિ સોમસુંદરસૂરિના રત્નશેખરસૂરિ, તેના નંદિરત્નના શિષ્ય છે. આ હકીકત બીજી રીતે પણ પુરવાર થઈ શકે તેવી છે.

"**સોમસૌભાગ્યકાવ્ય**"ની રચના સં. ૧૫૨૪માં થયેલી છે. તેમાં તેમને 'સૂરિરાટ્' જણાવ્યા છે. તેમને લગભગ એ અરસામાં સૂરિપદ મળ્યું હોય તો તેમની વધુમાં વધુ ૫૦ વર્ષની વય ધારીએ તો તેમની વિદ્યમાનતાનો સમય સ. ૧૪૭૪–૭૫ લગભગનો ગણાય પ્રસ્તુત પ્રતિના મથાળે "**શ્રીસોમદેવસૂરિગુરુભ્યો નમઃ**"ને મૂળ પ્રતિની નકલ માનીએ તો તેઓ નિશ્ચિતરૂપે શ્રીસોમદેવસૂરિના શિષ્ય હોવા જોઈએ. શ્રીસોમસુંદરસૂરિને 'રંગસાગર ફાગ'માં સ્મર્યા છે એ જોતાં તેઓ તેમના શિષ્ય અને સોમદેવસૂરિના ગુરુભાઈ પણ હોય.

તેમના સમયમાં ગુરુભાઈઓમાં અણબનાવ પ્રવર્તતો હતો. તેથી શ્રીલક્ષ્મીસાગરસૂરિને સં. ૧૫૧૭ માં લાટાપુરીમાં શ્રી રત્નશેખરસૂરિએ પટ્ટાભિષક કર્યો ને પછી તેમને શ્રીસોમદેવસૂરિ અને રત્તમંડનસૂરિ સાથે ગચ્છમેળ કરવાની જરૂર પડી ત્યારે તેઓ ખંભાત આવ્યા અને ૧૫૨૦માં[1] મેળ કર્યો. એ સંબંધે "**ગુરુગુણરત્નાકરકાવ્ય**"માં જ ઉલ્લેખ છે કે—

" श्रीसोमदेवाह्वयसूरिसूत्रिताऽव्याक्षेपतः पक्षपृथक्त्वमोक्षिषु ।
निर्णिक्तहेमेव नतेषु तेषु च श्रीस्तम्भतीर्थे नगरे गुरूत्सवैः ॥ १२
ख--दृक्--शरोविशशरदि व्यधायि यैर्यदा गणैक्यं घनसङ्घसाक्षिकम् । "

આ વર્ણન ઉપરથી જાણી શકાય છે કે શ્રી લક્ષ્મીસાગરસૂરિ કરતાં શ્રી સોમદેવસૂરિ અને શ્રીરત્નમંડનસૂરિ મોટા હતા તેથી તેમની પાસે આવીને શ્રીલક્ષ્મીસાગરસૂરિએ મેળ કર્યો.

**उपदेशतरङ्गिणी**ના કર્તા શ્રી રત્નમંદિરગણિએ **भोजप्रबन्ध**ની રચના સં. ૧૫૧૭ માં કરી છે. અને રત્નમંડનસૂરિ સં. ૧૫૪૧ સુધી તો જીવિત હતા જ. એ જોતાં તેઓ બંને સમકાલીન તો છે જ, પરંતુ વય અને દીક્ષાપર્યાયમાં પણ મોટા એટલે તેમના ગુરુના ગુરુભાઈ હતા, તેથી રત્નશેખરસૂરિના શિષ્ય નંદિરત્નના શિષ્ય રત્નમંદિરગણિ હતા, પણ રત્નમંડનસૂરિ નહિ, એટલું નક્કી કરી શકાય છે.

પ્રસ્તુત કૃતિના અંતે 'પં. શ્રી રત્નમંડનગણિકૃતઃ' એવો ઉલ્લેખ આપ્યો છે તેથી એમ પણ જાણી શકાય છે કે તેઓએ આ કૃતિ સૂરિ થયાં પહેલાં જ રચેલી છે. એટલે આ કાવ્યકૃતિ પંદરમી શતાબ્દિના ઉત્તરાર્ધ એટલે **वसन्तविलासफाग**ના સમકાલીન સમયની છે અને તેની ધાટી પણ વસન્તવિલાસનું સ્મરણ કરાવે છે.

'ફાગુબંધ' કાવ્યોના સ્વરૂપ સંબંધે કે શ્રીરત્નમંડનસૂરિ સંબંધે વિપર્યાસ જેવું વિદ્વાનોને જણાય તો સૂચવવા વિનવું છું

---

૧ શ્રી દેસાઈએ "જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઈતિહાસ"ના પૃ. ૪૯૭ પર આ ગચ્છમેળનો સં. ૧૫૨૭ આપ્યો છે, અને તેની જ નકલ "શ્રીતપાગચ્છપટ્ટાવલી"માં શ્રી કલ્યાણવિજયજીએ કરી છે, પણ એ મેળ સં. ૧૫૧૭ નહિ પણ ૧૫૨૦માં થયો છે, એ ઉપર્યુક્ત વર્ણનથી જાણી શકાય છે.

## पं० रत्नमण्डनगणिविरचित नारीनिरास अपरनाम

# नेमिनाथ फाग

श्री सोमदेवसूरिगुरुभ्यो नमः ॥

सकलकमलाकेलीधामत्वदीयपदाम्बुज–
प्रणतिनिरतः श्रीनेमीश ! स्मृतश्रुतदैवतः ।
[1]प्रथमरजसोल्लेखद्वेषप्रदान्त्यरसास्पदं
रचयति यतिः फागं **नारीनिरास** इति श्रुतम् ॥ १ ॥

રતિ પહુતી મધુ માધવી, સાધવી શમરસ પૂરિ;
જિમ મહમહઈ મહીતલ, સીતલ સ્વજસ કપૂરિ. ૨

न जितो मधुमाधवर्तुना विषयैः पञ्चभिरञ्चितेन यः ।
स करोति दिशो यशोभरच्छलसर्पद्घनसारसौरभाः ॥ ३ ॥

તેહ તણુઉં કીજુઅલી, જુઅલી પયકમલાહં;
પરિહરિઉ જે હિઅકાય, કાયરે વનિતાહં. ૪

रचयामि चारु चिराय चारुतच्चरणाम्भोरुहचञ्चरीकताम् ।
कनकद्रवसान्द्रकान्तिषु प्रमदाङ्गेषु न ये रतिं गताः ॥ ५ ॥

વેણિ ગમઈ નહી આજ મું, આ જમુનાંજલ પૂર;
કાલિય નાગ નિરાગલુ, રાગલુ ડસઈ અતિક્રૂર. ૬
મ કરસિ એકસિ રાખડી, રાખડી પેખણિ રંગ;
એ નિરચા પથ દીપક, દીપકનૂં જિ પતંગ. ૭

कुसुमावलिफेनिलाबला कबरी कालतनुः कलिन्दिजा ।
अजिनजनमत्र मा र [ चय ] त्यनुरागः कलिकालियोरग ॥ ८ ॥

भृङ्गश्यामलकुन्तलावलिनिभोज्जृम्भाञ्जनभ्राजिनं
तेजःपुञ्जविराजिनं शशिमुखीमध्ये शिरःशेखरम् ।
धत्तेऽधः पथकल्पितप्रकटनं रक्षापुटीदीपकं
मा भूतस्य विलोकनाय रसिको यत् त्वं पतङ्गायसे ॥ ९ ॥

સિહર દેખી સિરિ મૂં ધરે, તૂં ધરે નયણ નિમેષ;
તરુણ ભારે પડી અંબ રે, લંબ રે ઊદ્દની રેખ. ૧૦

---

૧ મારી પ્રતિમાં प्रथममाविभ्राणं तुलातुलितौरसौ એવું અશુદ્ધ અને છંદોભંગવાળું પદ છે. મેં શ્રી દેસાઈએ 'જૈન ગૂર્જર કાવ્ય' ભા ૩ના ખં.૧માં આપેલા અવતરણમાંથી મૂક્યું છે.

त्वं सिन्दूरपरागपूरणधृतारुण्यां तरुण्याः कच–
श्रेण्यन्तः सरणिं विलोक्य सहसा संकोचय स्वे दृशौ ।
उल्कायास्तरुणेष्वरिष्टपिशुना रेखार्चिरेखातम–
स्तोमश्यामतमे निपत्य गगने विस्तारमासेदुषी ॥ ११ ॥

કામિણિ વઈરિણિ સી ગિણિ, સીગિણિ ભમુહિ ભિ જાણિ;
વિકટ કટાક્ષ સિરાઉલી, રાઉલી મૂંકઈ એ તાણિ. १२

तरुणीं गणयन्तु वैरिणीं कुटिलभ्रूनिभधन्वधारिणीम् ।
विकटाक्षकटाक्षतोमरैः कटरे विध्यति सा भटानपि ॥ १६ ॥

નાકિ મ ખેડસિ મનરથ, અનરથનૂં એહ મૂલ;
ભમુહિ તિલક ત્રિણિ પાંખડી, આંખડી દેખિ ત્રિસૂલ. १४

मध्यप्रांशुस्मरपरवशप्राणिहृद्भेदरक्ता–
सक्तिव्यक्तारुणतरतिरः सर्पिलोहत्रिपत्रम् ।
भालोन्मीदघुसृणतिलकश्यामलभ्रूयुगश्रीः
सुभ्रूनासा न भवति किमुद्दामकामत्रिसूलम् ॥ १५ ॥

નિર્મલ નાસિકા માણિક, જાણિ કમલિ જિસ્યું વારિ;
તિણિ પરિ આઉ અથિર ગણી, નિર ગણી મ ભજસિ નારિ. १६

संपद्यध्वमगण्यपुण्यकरणव्यापारपारंगताः
कान्तारङ्गममुं च मुञ्चत शिवद्रङ्गाध्वगध्वंसिनम् ।
आयुः पद्मगतोदबिन्दुतरलं यस्मादिति स्मारय–
त्यस्माकं धृतमौक्तिकमिदं (?) वक्त्राम्बुजं सुभ्रुवः ॥ १७ ॥

તું મનિ અધર મધરસિ, અધરમ અધર મ વિમાસિ;
જુવતી જંગમ બિસલય, કિસલય તિણિ તેહ પાસિ. १८

युवतेरधरस्त्वया सुधामधुरो मुग्ध ! सुधाऽवधार्यते ।
विषवल्लिकाऽरि सा यतो विधिना तत्र पुनः सपल्लवः ।

વિમલ કમલ દલ પાંખડી, આંખડી ઊપમ ટાલિ;
તે વિષ સલિલ તલાવલી, આવલી પાપિણિ પાલિ. २०

युवतिदृग्युगलं तव पक्ष्मलं तुलितपालिसरण्कृतपल्वलम् ।
विषजलाकुलमस्ति हिनस्ति यद् भवकटाक्षतरङ्ग[भरं] नरम् ॥ २१ ॥

નરગ નગરિ મુખ પોલ, કપોલસે કપાટ વિચાર;
જ્યોતિ જલણ મય કુંડલ, કુંડ લગાર ન સાર. २२

नरकपुरिपुरन्ध्रया वक्त्ररन्ध्रं प्रतोलिः
किलकिलतकपोलोद्घाटिता दृक्कपाटाः ।
अपि च विचरदर्चिःसंकुले वह्निकुण्डे
किमु कमिनृकुलानां कुण्डले दाहहेतोः ॥ २३ ॥

હા રમિસિઇ મુખિ સાસુ કિ, વાસુકિ મૂંકઇ એ ફૂંક;
તિણિ તીણુઈ કરી મહિર્ઈ, ગહિલીઈ ચતુર અચૂક. ૨૪

विगलति गलकुण्डे वासुकिः सुन्दरीणां
गमितगरलशक्तिः शोक्तिकेयस्तगात्मा ।
श्वसितमिषत ईर्ष्यामुक्तफूत्कार एष
ग्रहिलित इति हेतोः स्याज्जनस्तत्र सक्तः ॥२५॥

નારિ લવઈ નિત કુંઅલી, કુંઅલી સ સુણિ તું વાણિ;
કુમતિ કરઈ સવડાઈણિ, ડાઈણિ મંત્ર તઉ જાણિ. ૨૬

मा कर्णयोन्मीलदलीकमालां त्वं कोमलाङ्गां कमलाननायाः ।
यड्डाकिनीमन्त्र इव श्रुता सा दत्ते बुधानामपि दुष्टबुद्धिम् ॥ २७ ॥

સુર નર તિરિ પ્રજાગતિ, જાગતિ મઈ કિમ જાઈ;
તિણિ ત્રિણિ જિત કમલકંઠિ, રે કઠિ રેખા વ(ચ) હું માઈ. ૨૮

दिविज--मनुज--तिर्यग्गामुकाः कामुकाः स्युः
कथमिव मयि सत्यमिव मावेदनाय ।
कथयति कमला वेम्मि रेखात्रि सख्याः
स्वरजितकलकण्ठी कण्ठपीठप्रतिष्ठा ॥ २९ ॥

કસિણુ કંચુક મિસિ આભલુ, આભલુ કુચ ગિરિશૃંગિ;
ભીતરિ કરિસિ એ કાંદમ, કાં દમ ધરસિ ન અંગિ. ૩૦

भूषारत्नचरिष्णुरोचिरचिरद्युचारु नारीकुच--
स्याभ्रमभ्रकमेतदुन्नतमयं नो मेचुकः कञ्चुकः ।
कर्त्ता प्रङ्किलतामिदं किल भव[त्य]त्युद्गुणभ्रंसिनो
तेनाशु प्रविशत्वनिन्द्रियदमावासोदरं सोदरः ॥ ३१ ॥

આપણુ પું ગિણિ હાર તું, હાર તું જઈ નિરખેસિ;
માંડિય પાસ પયોધર, યોધ રહ્યા તુઝ રેસિ. ૩૨

विपुलमौक्तिकपद्धतिपाशयास्तव पयोधरयोः किमु योधयोः ।
द्वयमिदं तरुणिस्वनिरीक्षणप्रवगपुधरणाय समीहते ॥ ३३ ॥

નેત્રિવલી ત્રિવલી નર, લીન રહી મન વર્ષિ;
ત્રિવિધ કપટ ભરી રેખ, વરેખ વહઈ તિણ ત્રિષિ. ૩૪

इयमिह कणगर्ता गाढगम्भीरभावात्
त्रिकरणकपटानामुत्कटानां वधूटी ।
इति विधिरकरोत् किं तामभिज्ञानहेतोः
कलितवलितरङ्गाव्याजमध्यत्रिरेखाम् ॥ ३५ ॥

મયણ પારિ કરિ લા[ષ્]ડી, મા કડિ લકિ હિ ઝીણ;
ઈમ કિ કહઈ જુવતી વસિ, જીવ સવે હુઇં ખીણ. ૩૬

युवतिमृगमृगयोत्कानङ्गयष्टेस्तरुण्या--
स्तनुदलनकलङ्कप्रापकश्रेणिलङ्कः ।
पिशुनयति किमेवं कामिनी यो मनुष्यः
श्रयति स भवतेत्थं तन्तुसंकाश[का]यः ॥ ३७ ॥

બિલ જિસી આણિ મ સુંદરિ, તું દરિસિણિ નિજ નાભિ;
મદન રહઈ દષ્ટીવિષ હી, વિષધર એહ ગાભિ. ૩૮

नितम्बिनि ! विलोपमां तवक नाभिरालम्बिते
वतेयमधु(ध)रीकृतत्वदभिसंधिगभीरिमा ।
इमां यदि भवि निभालयति कोऽपि तद् भस्मसात्
तदीयविषमेषु दृग्विषभुजङ्गमाग्जायते ॥ ३९ ॥

વપુ વિષવન શુભ જાણિ મ, તાણિ મ કુચ ફલ લૂંબિ;
સેવિ મ તેહ તણી છાહડી, બાંહડી ડાલિ મ ઝૂંબિ. ૪૦

शङ्के सुभ्रु ! चकार तावकवपुः किम्पाकपृथ्वीरुहा-
कीर्णं काननमाकुलं कलयितुं वेधा कुलं कामिनाम् ।
भ्रूवल्लीह सितप्रसूनवदनश्वासनिलोर्मिस्फुरद्--
दोःशाखाधरपल्लवादय इमे यत् ते ददत्यापदम् ॥ ४१ ॥

કુરણઈ કામિણિ કાંકણ. કાં કણ વિણ જિમ રંક;
કરિ ધરી લિઈ રખે સાકિણિ, સાકિણિ નરગિ નિસંક. ૪૨

द्वारि क्षुद्रनृणामकारितकणा रङ्का इवैणीदृशो
मुक्ता बाष्पकणाः कुतः करुणयन्त्युच(च्च)त्कणाः किंकणाः ।

धृत्वाऽनःकरयोरशङ्कितमियं नैषीरसोल्याकरे
मा कस्मिन् नरके तदेकनयनासक्तेऽतिभीत्या सखे ॥४३॥

વિષતરુ વિષમ તજા ઘડી; જાંઘડી પરિહરિઉ એઉ;
તું ન પીએં પુણુ થાન, કુથાનકુ જુત તેઉ. ૪૪

विषतरुभुवा जङ्घायुग्मं त्वचा घटितं घटा--
मटति युवते [ : ] सत्कं तस्माज्जिहीत हितस्पृहाः ! ।
त्यजत च तनो तस्याः कुस्थानकं तद [न]र्थदं
न भवति तथा पेयं धन्या यथा जननीपयः ॥ ४५ ॥

અંગિ અગનિ સાચી રચી, ચીર ચીએ પરિગૂઢ;
તિમ કરિ જિમ આગિમ, દાઝિ મ તૂ તિહાં મૂંઢ. ૪૬

कचसंच[य]धूमधूसरोऽरुणचीरा तरुणी न पावकः ।
अधिभूमि चरिष्णुरुष्णतारहितोऽप्येष दहत्यहो ! जनम् ॥ ४७ ॥

સાચ વચન ઉગાઢીઆ, કાઢીઆ નિજ મુખ સીમ;
નેઉર ગુણિ પગિ લાંગલાં, લાગ લાગ્યાં લહઈ કીમ. ૪૮

सद्भूतानि वचांसि चारुवदना सर्वाणि निर्वासया--
मास स्वाननसीमतः कृतमतिः सत्येतरोदीरणे ।
रुच्यप्राच्यपदस्पृहानुरतया मञ्जीरमञ्जुस्वर--
व्याजात् तानि लगन्ति सपदयोस्तस्याः प्रशस्यानि किम् ॥४९॥

જેહં મનિ શમરસ સુંદરિ, સુંદરિ વસઈ અરાતિ;
તે મઝ સીલસુદરિસણુ, દરિસણુ દિઉ સુપ્રભાતિ. ૫૦

येषां चेतःसरसि तरुणी नैति पानीयहारि--
ण्येकाऽप्यङ्गीकृतकुचघटा शुद्धसिद्धान्तनीरे ।
तेषामालोकनमनुदिनं संगलन् मङ्गलाली--
लीलागार मम दिनकरोद्धारकाले किलास्तु ॥ ५१ ॥

પદમિની કુલ મધુ રાજલિ, રાજલિ જિણિ તજી એમિ;
જગિ જયઉ નિત નતસુરયણુ, સુરયણમંડન નેમિ. ૫૨

लक्ष्मीकेलिनिकेतकान्तविलसद्वक्त्रारविन्दस्फुरद्--
वेणीकैतवचञ्चरीकतरुणीझङ्कारझ.त्कारिणीम् ।
**भो**जप्राज्यकुलेज्यपल्वलभुवं **रा**जीमतीं पद्मिनीं
हित्वा **रैवतरत्नमण्डन**मभूद् यः सोऽस्तु नेमिःश्रिये ॥ ५३ ॥

इति श्रीमहातीर्थगिरिनारगिरिमण्डनश्रीनेमिनाथफागः समाप्तः
पं. रत्नमण्डनगणिकृतः ॥

# યુગપ્રધાન

લેખક—
N.

[જૈન-શ્રમણ સંસ્કૃતિના પ્રખર જ્યોતિર્ધર આર્ય શ્રી વજ્રસ્વામીની જીવનકથા]

( ગતાંકથી ચાલુ )

## [૧૨] રુક્મિણીનો ઉદ્ધાર

પાટલીપુત્ર નગરમાં ધન શ્રેષ્ઠીને રુક્મિણી નામની અતિ રૂપવતી પુત્રી હતી. તે શ્રેષ્ઠીની શાળામાં એકદા વજ્રસ્વામીના સમુદાયની સાધ્વીઓ આવીને રહી. આ સાધ્વીઓએ આર્ય વજ્રસ્વામીની અનેક પ્રકારે પ્રશંસા કરી. એ સાંભળીને મુગ્ધ બનેલી રુક્મિણીએ મનમાં નિશ્ચય કર્યો કે—મારે તો રૂપ અને ગુણના ભંડાર વજ્ર મુનિ સાથે જ લગ્ન કરવું; અને એ પતિ ન મળે તો લગ્ન કરવું જ નહીં. પોતાની પુત્રીની આવી વિચિત્ર પ્રતિજ્ઞા જાણીને એક વખત રુક્મિણીના પિતાએ કહ્યું 'બેટા, સાધુજનો કદી સંસારમાં પડે જ નહીં, માટે તારે કોઈ લક્ષ્મીપુત્ર પસંદ કરી લેવો જોઈએ.' આ સાંભળી રુક્મિણીએ કહ્યું: 'પિતાજી! આપ ધીરજ રાખો. મેં મારું નક્કી કરી રાખ્યું છે. પતિ તો આર્ય વજ્રસ્વામી જ થશે. બીજો કોઈ મારી નજરમાં નથી આવતો.'

પિતા—હવે તું રહેવા દે. સાધુને તો કાંઈ લગ્ન કરવાનું હોય ખરું?

રુક્મિણીઃ—બાપુજી, તમે એમને જુઓ ત્યારે ખબર પડે કે મારે લાયક કોણ છે?

એટલામાં આર્ય વજ્રસ્વામી એ નગરમાં પધાર્યા છે એ ખબર સાંભળી રુક્મિણીએ એના પિતાને કહ્યું: "પિતાજી, આજે મારા હૃદયનાથ વજ્રમુનીશ્વર આવ્યા છે. ચાલો આપણે ત્યાં જઈએ." વ્યાખ્યાન સમયે જ રુક્મિણી એના પિતા સાથે ત્યાં આવી. આર્ય વજ્રસ્વામીનું અદ્‌ભુત રૂપ, મનોહર કાંતિ જોઈ એ પ્રસન્ન થઈ ગઈ. એને એમ થયું; મારા પ્રેમનું પાત્ર આ જ છે. શું વિધાતાએ એનું રૂપ ઘડ્યું છે! ચમકતી આંખો, રૂપાળું મુખડું અને મધુરી વાણી. સાથે જ એમનું બ્રહ્મતેજ ભલભલાને મદ મુકાવે તેવું છે.

વ્યાખ્યાન પૂરું થયું અને બધાં ગયાં, પરંતુ રુક્મિણી અને તેના પિતા બે ત્યાં જ રહ્યાં. રુક્મિણીએ નજીક જઈને કહ્યું: 'પ્રભો! મારે એક વાત પૂછવી છે પૂછું?'

આર્ય વજ્રસ્વામીએ નીચી આંખો કરીને કહ્યું: 'બહેન, તારે જે પૂછવું હોય તે સુખેથી પૂછ.'

રુક્મિણી—આપનાં માતાપિતાનું શું નામ છે?

આર્યવજ્ર—બહેન, બીજું કાંઈ પૂછવું છે કે આ જ પૂછવું છે?

રુક્મિણી—આપે બહુ જ નાની ઉમ્મરે દીક્ષા લીધાનું મેં સાંભળ્યું છે. આ વાત સાચી છે?

આર્યવજ્ર—હા.

રુક્મિણી—આપે સંસારનું સુખ તો કાંઈ જ અનુભવ્યું લાગતું નથી?

આર્યવજ્ર—સંસારમાં સુખ જ ક્યાં છે કે સુખ અનુભવવાનું હોય?

રુકિમણી પોતાની બધી હિમ્મત એકઠી કરી પ્રેમભરી વાણીથી બોલી 'મારી ઇચ્છા છે કે હું આપની સાથે લગ્નગ્રંથીથી જોડાઉં. મારી માંગણી સ્વીકારો.'

આર્યવજ્ર—બહેન ! હું તો સાધુ છું, મારે આજીવન બ્રહ્મચર્ય પાળવાનું છે. બહેન ! સાધુ પાસે આવી સાંસારિક વાતો ન શોભે.

ધનશ્રેષ્ઠી—સાધુ મહારાજ ! મારું કહેવું સાંભળો. આપ સાધુ ભલે રહ્યા, પરંતુ કંચન અને કામિની પાસે ભલભલા ગોથાં ખાઇ જાય છે આપ આ કન્યાની માંગણી સ્વીકારો તો હું આપને ક્રોડો સોનામહોરો, રહેવાને મહેલ અને ક્રીડા કરવાને સુંદર ઉદ્યાન આપું.

આર્યવજ્ર—મહાનુભાવ ! આ કંચન, કામિની, વાડી અને વજીફા; બધું નાશવંત છે—ક્ષણિક છે. આમાંનુ આપણી સાથે શું આવવાનું છે એ વિચારો. સંસારીઓમાં સુખી કોણ છે ? સંસારીને એકાંતે દુઃખ દુઃખ ને દુઃખ જ છે. સંસારની ઉપાધિઓ કાંઇ થોડી છે? જૂઓ, માતાના ઉદરમાં નવ નવ મહિના સુધી કેવી ભયંકર વેદનાઓ આ જીવે સહી છે. જન્મ્યા પછીની બાલ્યાવસ્થા પણ કેવી રીતે જાય છે ? યુવાવસ્થામાં ધનોપાર્જનની ચિંતા દિવસ ને રાત થયા જ કરે છે. લગ્ન પછી કુટુંબરક્ષણુની ચિન્તા, વ્યવહાર જાળવવાની ચિંતા, અરે એ ઉપાધિઓમાંથી કોણ પોતાના આત્મકલ્યાણનો સમય મેળવી શકે છે ?

રુકિમણી—આપની વાત તો સાચી છે, પરંતુ એક વાર આપ મારી સાથે લગ્ન કરી લ્યો. સંસાર સુખ ભોગવ્યા પછી આપણે બન્ને સાધુધર્મ સ્વીકારીશું !

આર્યવજ્ર—બહેન ! કાલની કોને ખબર છે ? કોણ વહેલો કે મોડો જશે તેની કોઈને ખબર નથી. દિનપ્રતિદિન આયુષ્ય ઘટતું જાય છે. તેમ જ મારે તો આજીવન બ્રહ્મચર્યવ્રત પાળવાની પ્રતિજ્ઞા છે. હું મારી પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ થાઉં એ બને તેમ જ નથી. તું મારી ધર્મબહેન છો જેને તું પોતાનો પ્રિય ગણે છે તે પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ થાય એ તને ગમે છે ? અગ્નિમાં બળી મરવુ સારું, આપઘાત કરવો સારો, પરન્તુ પોતાની પ્રતિજ્ઞાથી વિચલિત થવું એ સારૂં નથી.

રુકિમણી—પણ મારે શું કરવુ ? હું તો મનથી, વચનથી આપને જ વરી ચૂકી છું, આપ જ મારા હૃદયનાથ છો. આ હૃદય દિવસ ને રાત આપના નામની માળા જપે છે. આપ દયાના સાગર છો એમ સાભળ્યું છે, પરન્તુ હું આજે જોઉં છું કે તપ, સંયમ અને ત્યાગના કારણે આપ તો સાવ નિષ્ઠુર થઈ ગયા છો

આર્યવજ્ર—બહેન ! તુ આ શું બોલે છે ? ત્યાગ, સંયમ, ચારિત્ર અને સદાચાર જેના આત્મામાં વસે છે એમનું હૃદય માનસસરોવર જેવું સ્વચ્છ અને પવિત્ર જ હોય છે. જો તને મારા ઉપર સાચો સ્નેહ હોય તો હું જે માર્ગ બતાવું તે માર્ગ તું સ્વીકારીશ ખરી ?

રુકિમણી—હા, હું તો તમારી આજ્ઞાની જ રાહ જોઉં છું તમે જે કહેશો તે કરીશ.

આર્યવજ્ર—હું તને કહું છુ તું સાચા સુખને માર્ગે આવી જા, ભાગવતી દીક્ષા

સ્વીકારી લે, એમાં જ તારું અને જગતના જીવોનું કલ્યાણ છે. સંસારસમુદ્ર પાર ઉતારવાની તાકાત આ સર્વવિરતિ ધર્મમાં–ચારિત્રમાં છે જેણે આ ચારિત્ર ધર્મનો આશ્રય કર્યો તે સંસારસમુદ્ર જરૂર તરવાનો. આ તારું ધન, આ યુવાની, આ રૂપ, આ બધું ચાર દિવસની ચાંદની જેવું છે, જ્યારે શાશ્વત છે દર્શન, જ્ઞાન અને ચારિત્ર આત્માના સહજ ગુણો આ છે. આત્મિક પ્રેમ એ શાશ્વત પ્રેમ છે; આત્મિક પ્રેમ એ જ અવિનાશી પ્રેમ છે.

રુક્મિણી—મુનિવર ! આજથી હું આપને મારા ગુરુ સ્થાપું છું અને નાના ઘરના કુંડાળામાંથી નીકળી વિશાળ વિશ્વના કુંડાળામાં આવું છું. મારાં હૃદયનાં તાળાં આપે ઉઘાડી નાખ્યાં. આપનાં ત્યાગ, તપ, સંયમ અનુપમ છે. આપે આજે મને જીવનનું ખરું હાર્દ સમજાવ્યું. જીવનની સાચી રસિકતા ભોગો ભોગવવામાં નહિ કિન્તુ ભોગના ત્યાગમાં છે એ સમજાવ્યું. આજથી હું સંયમના માર્ગે વિચરીશ.

ધનશ્રેષ્ઠી—બેટા ! બેટા ! સાચવજે હોં, સંયમ પંથ દોહ્યલો છે. ખુલ્લે પગે વિચરવું, ઉષ્ણ જળ પીવું, સૂકું પાકું ખાવું, તપ કરવાં, ટાઢ ને તડકો સહેવો બેટા ! તારાથી આ બધું સહેવાશે ?

રુક્મિણી—પિતાજી, હું આપના જેવા વીર પિતાની પુત્રી છું. મેં મારા મનથી એક વીર પુરુષને પતિ તરીકે સ્વીકાર્યા હતા, હવે એ મહા શૂરવીરના માર્ગે હું પણ ચાલી શકીશ એમાં લગારે સંદેહ ન રાખશો. પિતાજી, હવે આપણો સંસારી સંબંધ પૂર્ણ થાય છે. આર્ય વજ્રસ્વામી સાથેનો મારો આજથી ગુરુ અને શિષ્યનો સંબંધ જ રહેશે. એઓ ભૂતલમાં વિચરી જૈન શાસનની વિજય પતાકા સર્વત્ર ફરકાવે એ જ મારા હૃદયની અભિલાષા છે

ધનશ્રેષ્ઠી—બેટા ! ધન્ય છે તને ! ધન્ય છે તારા ગુરુદેવને ! સદાયે તારું કલ્યાણ થાઓ એમ ઇચ્છું છું મારું જીવન આજથી પલટાય છે. હવેથી જિનશાસનની પ્રભાવનામાં મારી લક્ષ્મી વાપરીશ.

આર્ય વજ્રસ્વામી—મહાનુભાવ, સમસ્ત ભારતમાં ગામેગામ સુંદર જિનભુવનો બંધાવો, વિહારો કરાવો. આર્ય અને અનાર્ય દેશમાં સમ્રાટ્ સંપ્રતિરાજે પ્રગટાવેલ જૈન ધર્મની જ્યોતિને જ્વલંત રાખવા પ્રયત્ન કરો.

ધનશ્રેષ્ઠી—ગુરુદેવ, આજથી આ મારું તન, મન, ધન જિનશાસનની સેવા માટે જ છે. આ નશ્વર દેહ, આ નશ્વર લક્ષ્મી જિનશાસનની સેવામાં વપરાઈ શાશ્વત થાઓ એ જ મારી અભિલાષા છે.

આખા પાટલીપુત્ર નગરમાં વાત ફેલાઈ ગઈ કે રુક્મિણી સાધ્વી બને છે; જિનશાસનની દીક્ષા સ્વીકારી આત્મકલ્યાણના પુનિત પથે વિચરે છે. પાટલીપુત્રનો ધનકુબેર ધનચંદ્ર શેઠ દાનવીર બને છે. ખૂબ ઉત્સવો થયા ધન્ય છે એ કામવિજેતા સૂરિપુંગવને ! ધન્ય છે સંયમ પંથે વિચરતી રુક્મણીને અને ધન્ય છે દાનવીર બનતા ધનદ શેઠને ! (ચાલુ)

## નવી મદદ

૨૫) પૂ. મુ. મ. શ્રી. ધર્મસાગરજીના સદુપદેશથી જૈન મહાજનની પેઢી, ઊંઝા.

૨૦) પૂ. મુ. મ. શ્રી. હંસસાગરજીના સદુપદેશથી જૈનસંઘ, શાંતાક્રુઝ.

૧૦) પૂ. મુ. મ. શ્રી. ત્રૈલોક્યસાગરજીના સદુપદેશથી જૈનસંઘ, રાજગઢ.

## પ્રતિષ્ઠા

(૧) વડોદરા ( એ. પી. રેલ્વે ) માં સં. ૨૦૦૩ ના માહ શુદિ ૫ ને સોમવારના રોજ, પૂ. આચાર્યમહારાજ શ્રી. વિજયઉમંગસૂરીશ્વરજી મહારાજ આદિની નિશ્રામાં, શ્રી અજિતનાથ ભગવાનની પ્રતિષ્ઠા કરવામાં આવી.

(૨) છનીઆરણાં સં. ૨૦૦૩ ના માહ શુદિ ૧૫ ને બુધવારના રોજ, પૂ. મુનિમહારાજ શ્રી જયંતવિજયજી મહારાજ આદિની નિશ્રામાં, પ્રતિષ્ઠા કરવામાં આવી.

## અમદાવાદના ગ્રાહક ભાઈઓને

"શ્રી જૈન સત્ય પ્રકાશ"ના અમદાવાદના ગ્રાહકભાઈઓને જણાવવામાં આવે છે કે–છેલ્લા ૪–૫ મહિનાથી શહેરમાં માસિક વહેંચનાર ફેરિયો છૂટો થયેલ હોવાથી, અમદાવાદના ગ્રાહકભાઈઓ પાસેથી માસિકના લવાજમની ઉઘરાણી થઈ શકી નથી, તેમ જ બીજો આ કામને યોગ્ય માણસ ન મળે ત્યાં સુધી લવાજમની ઉઘરાણી કરવી શકય પણ નથી. તેથી અમદાવાદના ગ્રાહક ભાઈઓને વિનતિ કરવામાં આવે છે કે–દરેક ગ્રાહક ભાઈએ પોતાના લવાજમની રકમ, રવિવાર સિવાયના દિવસે, બપોરના ૧ થી ૩ ની વચમાં, સમિતિની ઓફિસે, નીચે લખેલ ઠેકાણે, બનતી તાકીદે અવશ્ય ભરાવી દેવાની ગોઠવણ કરવી.

આશા છે કે આ ધાર્મિક સંસ્થાનાં નાણાં તાકીદે ભરાઈ જાય તેની દરેક ગ્રાહકભાઈ કાળજી રાખશે.

—વ્યવસ્થાપક

શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ
જેશિંગભાઈની વાડી : ઘીકાંટા રોડ : અમદાવાદ

# હરેકે વસાવવા યોગ્ય

## શ્રી જૈન સત્ય પ્રકાશના ત્રણ વિશેષાંકો

### (૧) શ્રી મહાવીર નિર્વાણ વિશેષાંક

ભગવાન મહાવીરસ્વામીના જીવન સંબંધી અનેક લેખોથી સમૃદ્ધ અંક: મૂલ્ય છ આના (ટપાલખર્ચનો એક આનો વધુ)

### (૨) દીપોત્સવી અંક

ભગવાન મહાવીરસ્વામી પછીના ૧૦૦૦ વર્ષ પછીના સાતસો વર્ષના જૈન ઇતિહાસને લગતા લેખોથી સમૃદ્ધ સચિત્ર અંક: મૂલ્ય સવા રૂપિયો

### (૩) ક્રમાંક ૧૦૦ : વિક્રમ–વિશેષાંક

સમ્રાટ્ વિક્રમાદિત્ય સંબંધી ઐતિહાસિક ભિન્નભિન્ન લેખોથી સમૃદ્ધ ૨૪૦ પાનાંનો દળદાર સચિત્ર અંક: મૂલ્ય દોઢ રૂપિયો

## શ્રી જૈન સત્ય પ્રકાશના બે વિશિષ્ટ અંકો

[૧] **ક્રમાંક ૪૩–જૈનદર્શનમાં માંસાહાર હોવાના આક્ષેપોના જવાબરૂપ લેખોથી સમૃદ્ધ અંક: મૂલ્ય ચાર આના**

[૨] **ક્રમાંક ૪૫–ક. સ. શ્રી હેમચંદ્રાચાર્યના જીવન સંબંધી અનેક લેખોથી સમૃદ્ધ અંક: મૂલ્ય ત્રણ આના**

## કાચી તથા પાકી ફાઇલો

'શ્રી જૈન સત્ય પ્રકાશ'ની ત્રીજા, ચોથા, પાંચમા, આઠમા, દસમા, અગિયારમા વર્ષની કાચી તથા પાકી ફાઇલો તૈયાર છે. મૂલ્ય દરેકનું કાચીના બે રૂપિયા, પાકીના અઢી રૂપિયા

—લખો—

**શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ**
**જેશિંગભાઈની વાડી, ઘીકાંટા, અમદાવાદ**

મુદ્રક:–મગનભાઈ છોટાભાઈ દેસાઈ શ્રી વીરવિજય પ્રીન્ટીંગ પ્રેસ, સલાપોસ ક્રોસરોડ, પો. બો. નં. ૬ શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય–અમદાવાદ. પ્રકાશક.–ચીમનલાલ ગોકળદાસ શાહ. શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ–અમદાવાદ.

શ્રી જૈન સત્ય પ્રકાશ
તંત્રી
ચીમનલાલ ગોકળદાસ શાહ

વર્ષ ૧૨ : અંક ૭ ] અમદાવાદ : ૧૫-૪-૪૭ [ ક્રમાંક ૧૩૯

## વિ ષ ય - દ ર્શ ન



લવાજમ-વાર્ષિક બે રૂપિયા : છૂટક ચાલુ અંક-ત્રણ આના

# સરાક-જાતિના ગ્રામ પાસે જિનમૂર્તિઓ નીકળી

બરાકડ (પોસ્ટ-પાલગંજ, જિલ્લો હજારીબાગ)થી પૂ. મુ. મ. શ્રી. પ્રભાકર વિજયજીએ નીચેના સમાચાર મોકલ્યા છે—

મહોદા (માનભૂમ)થી શ્રાવક સોનચંદ તારાચંદ મને પત્રથી જણાવે છે કે—કુમારડી અને બેલહટ ગ્રામની પાસે આલોરા નામક ગ્રામમાં, એક બ્રાહ્મણે શિવમંદિર પાસેની જમીન એક હાથ ખોદતાં, નાની મોટી ધાતુની ૩૨ મૂર્તિઓ અને એક સાતફણા પાર્શ્વનાથ પ્રભુની તથા શ્રીઋષભદેવ અને શ્રીશાન્તિનાથ ભગવાનની મૂર્તિઓ નીકળી છે. આ સિવાય ખંડિત મૂર્તિઓ, મંદિરના પથ્થરો, ચોમુખજી વગેરે ઘણું નીકળ્યું છે. શ્રી જૈનધર્મ પ્રચારક સભાના પ્રચારકો તપાસ માટે ઊપડી ગયા છે. સરાક જાતિનાં બનાવેલાં મન્દિરો, શોધખોળ કરવાથી, ઘણાં પ્રાપ્ત થઈ શકે તેમ છે. આશા છે તે માટે દાનવીરો શ્રી જૈન-ધર્મ પ્રચારક સભાને સહકાર આપશે. વધુ વિગત તપાસ બાદ મોકલી આપવામાં આવશે. તા. ૨૭-૩-૪૭

## અમદાવાદના ગ્રાહક ભાઈઓને

"શ્રી જૈન સત્ય પ્રકાશ"ના અમદાવાદના ગ્રાહકભાઈઓને જણાવવામાં આવે છે કે—છેલ્લા ૪-૫ મહિનાથી શહેરમાં માસિક વહેંચનાર ફેરિયો છૂટો થયેલ હોવાથી, અમદાવાદના ગ્રાહક-ભાઈઓ પાસેથી માસિકના લવાજમની ઉઘરાણી થઈ શકી નથી, તેમ જ બીજો આ કામને યોગ્ય માણસ ન મળે ત્યાં સુધી લવાજમની ઉઘરાણી કરવી શક્ય પણ નથી તેથી અમદાવાદના ગ્રાહક ભાઈઓને વિનંતિ કરવામાં આવે છે કે—દરેક ગ્રાહક ભાઈએ પોતાના લવાજમની રકમ, રવિવાર સિવાયના દિવસે, બપોરના ૧થી ૩ની વચમાં, સમિતિની ઑફિસે, નીચે લખેલ ઠેકાણે, બનતી તાકીદે અવશ્ય ભરાવી દેવાની ગોઠવણ કરવી.

આશા છે કે આ ધાર્મિક સંસ્થાનાં નાણાં તાકીદે ભરાઈ જાય તેની દરેક ગ્રાહકભાઈ કાળજી રાખશે.

—વ્યવસ્થાપક

શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ

જેશિંગભાઈની વાડી : ઘીકાંટા રોડ : અમદાવાદ

॥ अर्हम् ॥
अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक मुनिसम्मेलन संस्थापित
श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र

# श्री जैन सत्य प्रकाश

जेशिंगभाईकी वाडी : घीकांटा रोड : अमदावाद (गुजरात)

| वर्ष १२ | विक्रम सं. २००३ : वीरनि. सं. २४७३ : ई. स. १९४७ | क्रमांक |
| --- | --- | --- |
| अंक ७ | चैत्र वदि ५ : मंगळवार : १५मी एप्रील | १३९ |

# नवकार-फल-प्रकरणम्

सं०—पूज्य मुनिमहाराज श्री कांतिविजयजी

घण—घाइ—कम्म—मुक्का, अरहंता तह य सव्व—सिद्धा य।
आयरिया उवज्झाया, पवरा तह सव्व—साहू अ ॥ १ ॥

एआण नमुक्कारो, पंचण्हं[1] पवर—लक्खण—धराणं।
भविआण होइ सरणं, संसारे संसरंताणं ॥ २ ॥

उड्ढमहो तिरिअंमि अ, जिण—नवकारो पहाणओ नवरं।
नर—सुर—सिव—सुक्खाणं, कारणं इत्थ भुवणम्मि ॥ ३ ॥

तेण इमो निच्चं चिअ, पढिज्जइ सुत्तट्ठिएहिं अगवरयं।
होइ च्चिज दुह—दलणो, सुह—जणओ भविय—लोयस्स ॥ ४ ॥

जाए वि जो पढिज्जइ, जेण य जायस्स होइ फल—रिद्धी।
अवसाणेवि पढिज्जइ, जेण मओ सुग्गइं जाइ ॥ ५ ॥

आवय (ई)[2] हिं पि पढिज्जइ, जेण य लंघेइ आवय (इ)—सयाइं।
रिद्धीहिं पि पढिज्जइ, जेण य सा जाइ वित्थारं ॥ ६ ॥

न य सिरि हुंति सुराणं, विज्जाहर नेव नरवरिंदाणं।
जाण इमो नवकारो, सा[3]सुव्व पइट्ठिओ कंठे ॥ ७ ॥

जह अहिणा दट्ठाणं, गारुडमंतो विसं पणासेइ।
तह नवकारो मंतो, पाव—विसं नासइ अयेसं ॥ ८ ॥

---

१ पचण्ह वि. प्रत्यन्तरे। २ आवइएहि पढिज्जइ. प्रत्यन्तरे। ३ सा सव्व. प्रत्यन्तरे।

किं एस महारयणं, चिंतामणि व्व नवकारो ।
किं कप्पदुम-सरिसो, नहु नहु ताणंपि अहिययरो ॥ ९ ॥

चिंतामणि-रयणाइं, कप्पतरू[4] एग-जम्म-सुह-हेऊ ।
नवकारो पुण पवरो, सग्गऽप्पवग्गाण दायारो ॥ १० ॥

जं किंचि परम-तत्तं, परमप्पय-कारणं च जं किंचि ।
तत्थ इमो नवकारो, झाइज्जइ परमजोगिहिं ॥ ११ ॥

जो गुणइ लक्खमेगं, पूएइ वीहिइ जिण-नमुकारं ।
तित्थयर-नाम-गुत्तं, सो बंधइ नत्थि संदेहो ॥ १२ ॥

जो [5]पुण लक्खमणुणं, परिअट्टेऊण पूअए संघं ।
सो तईयभवे सिज्झइ, अहवा सत्तट्ठमे जम्मे ॥ १३ ॥

सट्ठिसयं विजयाणं, पवराणं जत्थ सासओ कालो ।
तत्थ वि जिण-नवकारो, [6]एसोवि पढिज्जइ नवरं ॥ १४ ॥

एरावएसु पंचसु, पंचसु भरहेसु [7]तं चिअ पढंति ।
जिण-नवकारो एसो, सासय-सिव-सुक्ख-दायारो ॥ १५ ॥

जेण मरंतेण इमो, नवकारो पाविओ कयत्थेण ।
सो देवलोय गंतुं, परमपयंतं पि पावेइ ॥ १६ ॥

एसो अणाइकालो, अणाइ-जीवो अणाइ-जिण-धम्मो ।
तइआवि ते पढंता, [8]एअं चिअ जिण-नमुकारं ॥ १७ ॥

जे केइ गया मुक्खं, गच्छंति य केइ कम्म-मल-मुक्का ।
ते सव्वे चिअ जाणसु, जिण-नवकार-प्पभावेणं ॥ १८ ॥

इअ एसो नवकारो, भणिओ सुर-सिद्ध-खयर-पमुहेहिं ।
जो पढइ भत्ति-जुत्तो, सो पावइ सासयं ठाणं ॥ १९ ॥

अडवि-गिरि-रन्न-मज्झे, भयं पणासेइ [9]चिंतिओ संतो ।
रक्खइ भविअ-सयाइं, माया जह पुत्त-भंडाइं ॥ २० ॥

४ इक० प्रत्यन्तरे । ५ एतत्पद्य प्रत्यन्तरे नास्ति ।
६ इय एस पढिज्जइ निच्च, प्रत्यन्तरे । ७ सुच्चिय पढति. प्रत्यन्तरे । ८ एसुच्चिय जिण नमुक्कारो. प्रत्यन्तरे । ९ समरिओ. प्रत्यन्तरे ।

थंभेइ जलं जलणं, चिंत्तिअमित्तो वि पंच–नवकारो ।
अरि–मारि–चोर–राउल–घोरुवसग्गं पणासेइ ॥ २१ ॥

न हु किंचि तस्स पहवइ, डाइणि–वेआल–रक्ख–मारि–भयं ।
नवकार–पभावेणं, नासंति अ सयल–दुरिआइं ॥२२॥

वाहि–जल–जलण–तक्कर–हरि–संगाम–विसहर–भयाइं ।
नासंति तक्खणेणं, जिण–नवकार–प्पभावेणं ॥ २३ ॥

हियय–गुहाए नवकार–केसरी जाण संठिओ निच्चं ।
कम्मट्ठ–गंठि–दोघट्ट–घट्टयं ताण परिनट्ठं ॥ २४ ॥

तव–संजम–झाण–रहो[10], पंचनमुक्कार–सारहि–निउत्तो ।
नाण–तुरंगम–जुत्तो, नेइ फुडं परम–निव्वाणं ॥ २५ ॥

जिणसासणस्स सारो, चउदसपुव्वाण जो समुद्धारो ।
जस्स मणे नवकारो, संसारो तस्स किं कुणइ ॥ २६ ॥

॥ इति नवकारफलप्रकरणं समाप्तम् ॥

આ નવકાર–ફલ–પ્રકરણ પાટણના શ્રી હેમચંદ્રાચાર્ય જ્ઞાનમંદિરની નં. ૮૭૫૫ની એક હસ્તલિખિત પ્રતિ ઉપરથી ઉતારીને અહીં આપ્યું છે.

# જૈન દર્શન

– લેખકઃ—શ્રીયુત મોહનલાલ દીપચંદ ચોકસી

( ગતાંકથી ચાલુ )

પુદ્‌ગલના સમૂહરૂપ, અજીવ તત્ત્વના એક ભાગરૂપ અને ગુણની દૃષ્ટિએ જડ સ્વરૂપ એવો કર્મનામા પદાર્થ આ જગતની રચનામાં–અહર્નિશ પ્રવર્તી રહેલી ક્રિયામાં–ચેતનાવંત એવા આત્માઓના ઉદય—અસ્તમાં કેવો મહત્ત્વનો ભાગ ભજવે છે એ આપણે જોઈ ગયા મુખ્ય આઠ કર્મો, અગર તો એનો વંશ–વિસ્તાર વધતાં ૧૫૮ કર્મ પ્રકૃતિઓ, ખાણમાં જેમ સોનાં સાથે માટી ભળી જઈને એકરૂપ બનેલી દૃષ્ટિગોચર થાય છે એવી રીતે, જીવ સાથે ભળી જાય છે અને આત્માના મૂળ ગુણને આવરી લે છે. આત્માના સ્વયં સ્વભાવરૂપે પરિણમવામાં હરકત કરનારાં મિથ્યાત્વ, અવિરતીપણું, કષાય અને યોગ એ ચાર કારણો અગ્રપદે છે, એટલુ જ નહીં પણ મુખ્ય ભાગ ભજવનારાં છે. જ્યાં સુધી આત્મા એની જાળમાંથી છૂટતો નથી ત્યાં લગી એ સાચા માર્ગે આવી શકતો જ નથી. એ ચંડાળ ચોકડીના પાશમાંથી મુક્તિ મેળવવી તે સહજ વાત નથી. એ માટે તીર્થંકરદેવ

[10] नियमरहो. प्रत्यन्तरे ।

કથિત માર્ગે ક્રમસર આગળ વધવું પડે છે. અને એમ થાય તો જ એક પછી એક કરતાં એ ચાર અદશ્ય થાય છે. એ વાત યથાર્થ સ્વરૂપમાં ગુણસ્થાનકની વાત વિચારતી વેળા આગળ ઉપર જોઈશું.

વિશ્વની નિયામકતામાં, ઉપર જોયું તેમ, કર્મનો કાળો જેવો તેવો નથી એમ પ્રથમ નજરે જણાય છે, અને એ વાત સાવ ખોટી પણ નથી; આમ છતાં એના સહકારમાં બીજા ચાર કારણો ઓછાવત્તા પ્રમાણમાં હોય છે જ, અને એ બધાં મળીને પાંચ સમવાય તરીકે ઓળખાય છે.

કાળ, સ્વભાવ, નિયતિ, પૂર્વકર્મ અને પુરુષાર્થ—એ એનાં નામો છે. જગતમાં કિંવા ત્રણ લોકમાં સમયે સમયે બની રહેલા નાના મોટા દરેક બનાવોમાં ચર્મચક્ષુધારી એવા માનવીની નજરે ભલે એમાં કોઈ એકની મુખ્યતા જણાય, પણ જ્ઞાનચક્ષુવાળા તીર્થંકર દેવો જણાવે છે કે, પાંચ આંગળીની માફક એ પાંચે કારણો પ્રત્યેક ક્રિયામાં ભાગ ભજવતાં હોય છે. આ સમવાયના સ્વરૂપ અને એમની દ્વારા સર્જાતી કાર્યવાહી અંગે પૂજ્ય આચાર્ય શ્રી. સિદ્ધસેન દિવાકરજીએ પોતાના 'સન્મતિતર્ક' નામા તર્કના મહાન્ ગ્રંથમાં સપ્રમાણ છણાવટ કરેલી છે અને એ વિષયમાં વ્યાખ્યાનકાર શ્રી. વિજયલક્ષ્મીસૂરિએ પોતાના ઉપદેશપ્રાસાદ ગ્રંથમાં ઉદાહરણો ટાંકી લંબાણથી સમજૂતી આપી છે. એટલે જિજ્ઞાસુ વર્ગ પ્રત્યે એ જોવાનો અંગુલી નિર્દેશ કરી અહીં તો એની ચર્ચા ટૂંકમાં જ કરી આગળ વધવું ઉચિત ધાર્યું છે.

કેટલાકો માને છે તેમ જૈનધર્મ કેવળ કર્મની જ પ્રધાનતા માની હમણે હાથ દઈ બેસી રહેવાનું કહેતો જ નથી. તેમ એનો ઉપદેશ કર્મનો સધિયારો લઈ ઉદ્યમ કરવાના કાર્યથી હાથ ધોઈ નાંખવાનો પણ નથી જ. એ જેમ કર્મનું પ્રતિપાદન કરે છે તેમ પુરુષાર્થમાં રહેલી અચિંત્ય શક્તિને પણ વર્ણવે છે જ. એ ઉપરાંત બીજાં ત્રણ કારણોની અનુકુળતા તરફ ધ્યાન ખેંચે છે. એ પાંચને સમજાવી, કાર્યનિષ્પત્તિ થવામાં વિલંબ થાય તો એ દરેકમાં સમાયેલી તરતમતા અવધારી, રંચ માત્ર નાસીપાસી વહોર્યા વિના, કે નિરાશાને સેવ્યા વગર ઉદ્યમ ચાલુ રાખવા ઉપર જ ભાર મેલે છે. ઉદ્યમથી કાર્યસિદ્ધિ થાય છે એ વાત એને સોએ સો ટકા મંજૂર છે. સાથે એ પણ વાત લક્ષ્ય બહાર કરવાની નથી કે જે કંઈ વિલંબ થઈ રહ્યો છે એમાં પૂર્વકૃત કર્મો અને અન્ય કારણો પણ ભાગ ભજવી રહેલાં છે. એ સર્વ વચ્ચેથી માર્ગ કહાડવા સારુ તો આત્માએ વસ્તુસ્વરૂપ બરાબર વિચારી લઈ ધીરજથી આગળ ધપવાનું છે.

આપણી આસપાસ દૃષ્ટિ કરીશું તો વિશ્વમાં જે કંઈ બની રહ્યું છે એમાં ઉપર વર્ણવ્યાં કારણો કામ કરી રહેલાં જણાશે.

વર્ષાકાળ બેસતાં જ વાદળાં બંધાય અને જળધારા વરસવા માંડે; વસંતના આગમને વનરાજી ખીલી ઊઠે; અથવા તો અખાત્રીજનો વાયુ વાય અને આંબા પરની શાખો પાકવા માંડે એથી કાળની અગત્ય સહજ સમજાય છે.

બાવળના કાંટા અણીયાળા જ હોય; મોરના પીંછા અજબ રંગી ને કોઈ અનોખી આકૃતિ ધારી હોય; વાંઝણી સ્ત્રીને ગર્ભ રહે જ નહી; પાણીમાં મોટા મોટા માંછલાં કે ઠુંબડા તરી જાય, પણ પથ્થરનો નાનો સરખો ટુકડો કિંવા કાગડો ડૂબી જાય; સૂંઠ વાયુનું શમન કરે અને હરડેની ફાકી રેચક નીવડે; હાથની હથેલીમાં વાળ ઊગે જ નહીં અને દૂધમાં છાશનું ટીપું પડવાથો દહી ઉત્પન્ન થાય—એ બધું જોતાં સ્વભાવમાં રહેલી શક્તિની પિછાન સહજ થાય છે.

નિયતિ યાને ભવિતવ્યતાના ચમકારા પણ સમજવા જેવા છે. આંબા ઉપર સંખ્યાબંધ કેરીઓ લટકતી હોય, પણ એમાંની કેટલીક પાકી મળી મધ જેવી થાય, કેટલીકની મીઠાશ કોઈ ઓર જ પ્રકારની બની જાય, કેટલીક પાકયા વિના ખરી જાય અને કેટલીક ખાટી થઈ જાય આ બધો હોનહારની અજબ કળા છે. આકાશમાં ઊડતાં કબૂતર પર એક શિકારીએ બાણ તાકયું છે. બીજી તરફ એનાથી ઊંચે ઊડતાં બાજની નજરમાં એ આવી ગયું છે. આમ ઉભયની ભીંસમાં જોત જોતામાં એ ભીંસાઈ યમરાજના અતિથિ થવાનો ચોકખો ભય સામે ડોકિયું કરી રહેલ છે. ત્યાં તો શિકારીના પગે સર્પદંશ થાય છે. એ ભોંય પડે છે અને હાથમાંનુ બાણ એકાએક છૂટી જતાં પેલા બાજ પક્ષીને લાગી જાય છે. આમ કુદરતી રીતે કબૂતર બચી જાય છે. સંગ્રામની હેલી વચ્ચેથી, હજારો શસ્ત્રોના ખણખણાટ-માંથી બચી આવનાર સોનકો હોય છે, જ્યારે મહાલયના કમરામાં પલંગ પરની સુંવાળી ગાદી પર સૂતેલા માનવનો હંસલો અચાનક ઊડી જાય છે. રાજગાદીના ચોઘડિયે જ શ્રીરામને વનવાસ જવાનું થાય છે.

કર્મના તમાશા આમ ડગલે ને પગલે દૃષ્ટિગોચર થાય છે. સીતા જેવી સતીના શિરે આળ ચઢે, શ્રી ઋષભદેવ જેવા તીર્થપતિને વર્ષ સુધી આહાર પ્રાપ્તિ ન થાય અને શ્રી. મહાવીર દેવના કાનમાં કીલિકા નંખાય! એકના જન્મ ટાણે ખમા ખમા અને વધામણાંની રમઝટ જામે ત્યારે બીજાના જન્મની વેળા જનની સિવાય કોઈ હાજર પણ ન હોય! ઉદ્યમી ઉંદરે ભૂખ ટાળવા કરંડિયો કરકોલ્યો, પણ ભાગ્ય વિપરીત નીકળ્યું: જાતે જ કરંડિયામાં રહેલા સર્પનો ભક્ષ્ય બન્યો! સર્પના કર્મે જોર કર્યું—આહાર મળ્યો અને નીકળવાનો રસ્તો લાધ્યો. તેથી જ ભાગ્ય કરે તે કોઈ ન કરે એમ મનાય છે.

ઉદ્યમથી સૃષ્ટિના રૂપ–રંગ કેટલી હદે ફેરવાય છે એ તો આપણી નજર સામે છે. પુરુષાર્થીઓએ એ દ્વારા પહાડ, સાગર અને સરિતાઓ પર પ્રભુત્વ જમાવ્યું છે. વિદ્યાની સિદ્ધિ, કર્મનો નાશ એ ઉદ્યમને જ આભારી છે. વૃદ્ધ મુકુંદ સાધુ મોટાગાદી તરીકે પંકાયા અને દઢપ્રહારી જેવા તીવ્ર કર્મી સંત બન્યા એ એના જીવંત ઉદાહરણો છે.

આ સર્વ વાતોથી એ પાંચે કારણોમાં રહેલી શક્તિનો ખ્યાલ આવે છે. દરેક કાર્યની નિષ્પત્તિ પરસ્પરના સહકારમાં જ રહેલી છે. આત્મા કાળના પરિપાક નિગોદમાંથી નિકળે છે, ભવ્ય સ્વભાવ હોવાથી કર્મની નિર્જરા કરે છે, ભવિતવ્યતાના યોગે માનવ ભવ પામી સદ્‌ગુરુનો સમાગમ સાધી, ભવસ્થિતિને પકવી, પંડિત વીર્યના જોરે કર્મપુંજને બાળી નાંખી મુક્તિમાં જાય છે, એમાં પાંચે કારણોનો યોગ સધાય છે. (ચાલુ)

# યુગપ્રધાન

લેખક—
N.

[જૈન-શ્રમણ સંસ્કૃતિના પ્રખર જ્યોતિર્ધર આર્ય શ્રી વજસ્વામીની જીવનકથા]

( ક્રમાંક ૧૩૩થી શરૂ : ગતાંકથી ચાલુ : આ અંકે પૂર્ણ )

## [ ૧૩ ] દુષ્કાળમાં સંઘરક્ષા અને રાજાને પ્રતિબોધ

રુકિમણીની દીક્ષાને વર્ષો વીત્યાં આર્ય શ્રી. વજસ્વામી દૂર સુદૂર પ્રાંતોમાં વિચરવા લાગ્યા. એક વાર તેઓશ્રી પોતાની પાસેની આકાશગામિની વિદ્યા વડે પૂર્વ તરફથી ઉત્તર પ્રાંતમાં પધાર્યા. આખા પ્રાંતમાં દુષ્કાળના ભીષણ ઓળા પથરાયેલા હતા. ગરીબ લોકોને પેટપૂર ખાવાનું મળતું ન હતું. ઢોરો બિચારાં ભૂખ અને તરસથી પીડાતાં હતાં. મનુષ્યો પણ થાકયા હતા. બીજા વર્ષમાં વરસાદ પડશે, એ આશાએ બધા જીવતા હતા. સાં બીજા વૈશાખ-જેઠ અને અષાઢ મહિનાઓ આવ્યા અને ગયા, પણ વરસાદનું બુંદ ન મળે. શ્રાવણ ને ભાદરવો પણ ખાલી ગયા. દેશમાં ત્રાહિ ત્રાહિ થઈ ગયું. શ્રીમંતો પણ ઊણોદરી કરવા લાગ્યા. સત્રશાળાઓ બંધ થવા માંડી. નદીઓ, તળાવો, કૂવા અને વાવોનાં પાણી સુકાયાં જૈન સંઘ પણ આ દુષ્કાળના ભીષણ ફાંસલામાં ફસાયો હતો. એ દેશમાં વિચરતા મુનિવરોને પણ આહારપાણી મુશ્કેલીથી મળતા હતાં. જૈન સંઘની વિનંતિથી આર્ય વજસ્વામીએ એક વિશાળ પટ્ટ વિકુર્વી, શ્રીસંઘને તેમાં બેસારી, જે પ્રાંતમાં સુકાળ હતો ત્યાં-જગન્નાથપુરીમાં શ્રીસંઘને લાવ્યા. રસ્તામાં શ્રીસંઘે અનેક સ્થાને જિનમંદિરોનાં દર્શન કર્યાં; અને આચાર્યશ્રીનો ધર્મોપદેશ સાંભળ્યો. પુરીના શ્રીસંઘે નૂતન આવેલા શ્રીસંઘનું ખૂબ જ પ્રેમ-સ્નેહ અને ભક્તિથી સાધર્મિવાત્સલ્ય કર્યું, અને સ્વામિભક્તિનો લાભ લીધો. એટલામાં પર્યુષણ મહાપર્વના દિવસો આવ્યા, અને શ્રીસંઘે અષ્ટાહ્નિકા મહોત્સવ કરવાનો નિર્ણય કર્યો.

આ પ્રસંગે નવા આવેલ શ્રીસંઘના જાણવામાં આવ્યું કે, પુરીના ઉદ્યાનોમાં પુષ્પો ઘણાં જ ઉત્પન્ન થતાં હોવા છતાં, ત્યાંનો રાજા બૌદ્ધધર્મી હોવાના કારણે, જેટલાં ફૂલો થાય છે તે બધાંયે બુદ્ધદેવની મૂર્તિને માટે લઈ જવામાં આવે છે અને એ મૂર્તિને ચઢેલાં ફૂલો જ બીજાંઓને મળે છે. વળી એ ચઢાવતાં જે ફૂલોનો બચાવ થાય છે તે રાજા પોતે સૂંઘીને પછી જ બીજાને આપે છે. એ રાજા પહેલાં તો બહુ જ ઉદાર, પરધર્મસહિષ્ણુ, તેમ જ ધર્મપ્રેમી હતો, પરન્તુ બૌદ્ધ સાધુઓના ત્યાં આવ્યા પછી રાજાની ભાવના બદલવા માંડી. પુરીનો જૈન સંઘ શ્રીમંત, ધર્માનુરાગી અને વીતરાગ પ્રભુનો પૂર્ણ ઉપાસક હતો એટલે જેમ તેટલું દ્રવ્ય ખર્ચીને પણ વીતરાગદેવને ચડાવવા માટે ફૂલો મેળવવા તૈયાર હતો, પણ રાજા ધર્માંધ હોવાના કારણે પ્રભુપૂજા માટે કદી ફૂલો મળી નહી શકતાં.

બહારથી આવેલ શ્રીસંઘ અને પુરીનો શ્રીસંઘ એમ બન્ને સંઘોએ ભેગા થઈ આચાર્ય મહારાજ શ્રી. વજસ્વામીજીને વિનંતિ કરી, પોતાનું દુઃખ દૂર કરવા જણાવ્યું.

આચાર્ય મહારાજશ્રીએ શાસનપ્રભાવનાનું કાર્ય સમજી બધાને શાંત રહેવા સમજાવ્યું, અને પોતે જ અપૂર્વ ફૂલો લાવી આપશે, એમ જણાવ્યું. જૈન સંઘ રાજી રાજી થઈ ગયો.

પછી આકાશગામિની વિદ્યાના પ્રતાપે સૂરિપુંગવ આર્ય શ્રી વજ્રસ્વામી પુરીથી ઊડીને નીકળ્યા. રસ્તામાં પોતાના પિતા ધનગિરિના મિત્ર હૂતાશનદેવના ઉદ્યાનનો માળી તેમનું સન્માન કરી વિનવે છેઃ પ્રભો! શી આજ્ઞા છે? આજે આપનાં દર્શન ક્યાંથી? ત્યારે આચાર્ય મહારાજ બોલ્યા: પુરીના સંઘને પ્રભુની અંગરચના કરવા પુષ્પો જોઈએ છે.

માળી— આ બગીચામાં વીશ લાખ ફૂલો ઊતરે છે. આપને જોઈએ એટલાં આપું.

આર્ય વજ્રસ્વામી — હું અહીથી દૂર જાઉં છું, થોડી વારમાં પાછો આવીશ. એ દરમ્યાન તમે એ ફૂલોનો ઉપયોગ કરી તૈયાર રાખશો.

માળી — જેવી આજ્ઞા.

ત્યાંથી વજ્રસ્વામી હિમવંત પર્વત પર ગયા. રસ્તામાં આવતાં સિદ્ધાયતનમાં બિરાજમાન શ્રી વીતરાગ–પ્રભુની ભવ્ય મૂર્તિઓનાં દર્શન કરી જ્યાં ભગવતી લક્ષ્મીદેવીનું સ્થાન છે ત્યાં પદ્મદ્રહમાં ગયા. ત્યાં પણ લક્ષ્મીદેવી સામે જ મલ્યા. મહાપ્રતાપી આર્ય શ્રી વજ્રસ્વામીને જોઈ લક્ષ્મીદેવીએ વંદના કરી અને પૂછ્યુ. ફરમાવો શી આજ્ઞા છે?

આર્ય શ્રી વજ્રસ્વામી — તમારા હાથમાં રહેલ કમલ પુષ્પ શ્રીવીતરાગદેવની પૂજા માટે જોઈએ છે. તે આપો.

લક્ષ્મી — એમાં તે શું મોટી વાત છે? આપ કહો તો ઈંદ્ર મહારાજના ઉદ્યાનમાંથી આવાં જોઈએ એટલાં કમલો લાવી દઉં.

આચાર્યશ્રી — અત્યારે વધારેનો ખપ નથી, આ એક જ કમળ બસ છે.

લક્ષ્મીદેવીએ તરત જ સહસ્રપત્રી, સૂર્યસમ વિકસિત કમલ સૂરિજીના વિમાનમાં મૂકયું.

સૂરીશ્વરજી ત્યાંથી પુનઃ હુતાશન ઉદ્યાનમાં આવ્યા ત્યાં મોટું વિમાન વિકુર્વ્યું. માળીએ એમાં ફૂલ ગોઠવ્યાં. પછી સૂરિજીએ પોતાના મિત્રદેવોને બોલાવ્યા, બધા મળી પુરી પધાર્યા

આકાશમાં વિમાન આવતાં જોઈ બુદ્ધાચાર્યે ઉદ્ઘોષણા કરાવી કે બુદ્ધદેવની પૂજા કરવા દેવો આવે છે. આખું નગર, રાજા, પ્રજા ધર્માચાર્યો બધા બુદ્ધ મંદિર પાસે એકઠા થયા, ત્યાં તો વિમાનો એ મંદિરને મૂકી આગળ વધ્યાં અને જિનમંદિર પાસે ઊતર્યાં. પુષ્પોથી જિનમૂર્તિઓને અંગરચના થઈ; જિનમંદિરો શોભાવ્યાં અને દેવોએ પણ ખૂબ ઉત્સાહ, પ્રેમ, શ્રદ્ધા અને ભકિતથી વીતરાગ પ્રભુની પૂજા કરી. આખા નગરમાં વાયુવેગે વાત ફેલાઇ. જૈન મંદિરોમાં તાજાં સુગંધી ફૂલો આવ્યાં છે, દેવતાઓ આવ્યા છે અને આ બધો પ્રતાપ જૈનાચાર્ય શ્રી આર્ય વજ્રસ્વામીજીનો છે.

રાજા, અંતઃપુર અને સમસ્ત પ્રજાજનો સૂરિજી મહારાજના આ ચમત્કારથી અને આ વિદ્યાશકિતથી પ્રસન્ન થયા; બુદ્ધાચાર્યે જનતાને અને રાજાને રોકવા ઘણા ઘણા પ્રયત્નો કર્યા, પરન્તુ આજે એ બધાયનાં અજ્ઞાનપડલ હટી ગયાં હતાં.

આચાર્ય શ્રી આર્યવજ્રસ્વામીએ સત્યધર્મની પ્રરૂપણા કરી અને રાજાને ઉદ્દેશીને કહ્યું: રાજન્, તમારા રાજ્યમાં આવો પક્ષપાત ન શોભે. ધર્મ એ તો આત્માનો ગુણ છે. જ્યાં રાગ અને દ્વેષ છે ત્યાં ધર્મ ન હોઈ શકે. પક્ષપાત અને દૃષ્ટિરાગ છે ત્યાં ધર્મ નહિ, ધર્માભાસ છે. ધર્મ તો શીખવે છે રાગ અને દ્વેષ છોડો, ક્રોધ ને કષાયનો ત્યાગ કરો, અહં ને મમ છોડો. રાજન્! ધર્મ કરનાર મનુષ્ય બીજાનું દિલ દુઃખાય એથી પૂરો સાવધ રહે. સાચો ધર્મનિષ્ટ મનુષ્ય એનું જ નામ કે જે સત્યધર્મનો અનુરાગી હોય, જેને સાચું

એ મારું હોય, જેને વીતરાગ–રાગ અને દ્વેષથી રહિત–પૂર્ણ જ્ઞાની પુરુષ જ દેવ તરીકે માન્ય હોય; કંચન અને કામિનીના સર્વથા ત્યાગી, સત્યધર્મના ઉપાસક ધર્મગુરુઓની ઉપાસના હોય અને જેનાથી આત્માની શુદ્ધિ થાય, ક્રોધ ને કષાય ઓછા થાય, સંસાર ઉપરની આસક્તિ ઘટે, વિષયોને જે ઝેરરૂપ માને, એ ધર્મ ઉપર પ્રેમ હોય એ જ સાચો ધર્મનિષ્ઠ છે.

રાજા — ગુરુદેવ, આજે મને સત્યધર્મનું જ્ઞાન થયું છે, અત્યાર સુધી મારી આંખોએ પાટા બાંધ્યા હતા આજથી હું જૈનધર્મનો ઉપાસક બનું છું. આખી પ્રજાએ જૈનધર્મ સ્વીકાર્યો આખા પુરી શહેરમાં અને પ્રાંતમાં જૈનધર્મની વિજયપતાકા ફરકી રહી.

રાજાએ એક વાર સૂરિજી મહારાજને પૂછયું ભગવંત, આ બૌદ્ધ સાધુઓ અધર્મ, પાખંડ અને દંભ ફેલાવે છે, માટે તેમનાં મંદિરો, મઠો, વિહારો બંધ કરાવી દઉં ?

આર્ય શ્રી વજ્રસ્વામીજી—રાજન્ ! જૈનધર્મ જગતના જીવો સાથે મૈત્રી અને પ્રેમભાવના શીખવે છે. જૈનધર્મનો સાચો જય જ એમાં છે. જે દિવસે એમાં સંકુચિતતા, અનુદારતા અને કૂપમંડૂક દશા આવશે ત્યારે એનો પ્રચાર ને પ્રભાવ આપોઆપ ઓછો થવા માંડશે. જ્યાં સુધી વીતરાગધર્મના ઉપાસકોમાં, વીતરાગધર્મના ઉપદેશકોમાં સંપ–સ્નેહ અને સત્યધર્મ ઉપર સાચો અનુરાગ, સમ્યગ્દર્શન, જ્ઞાન અને ચારિત્ર ઉપર તેના પ્રચાર માટે સાચી ભક્તિ છે, સમભાવ છે ત્યાં સુધી ભારતમાં એ ધર્મનો વિજયધ્વજ ફરકવાનો છે. જૈનધર્મનો સ્યાદ્વાદ સિદ્ધાંત અપૂર્વ છે, તેની અહિંસા અપૂર્વ છે, એનાં સંયમ અને તપ પણ અપૂર્વ છે. રાજન્! જૈનધર્મ એ તો વિશ્વવ્યાપી થશે–એના પ્રખર ઉપદેશકોથી; અને જૈનધર્મના અનુયાયીઓ–ઉપાસકો વધશે સાચી શ્રદ્ધા, સમ્યગ્જ્ઞાન અને જીવનના મોહના ત્યાગથી. માટે હું કહું છું કે તું કદી કોઈ પણ અન્ય ધર્માવલંબીને કોઈ પણ જાતની ફરજ પાડી બલાત્કારથી એના ધર્મથી વંચિત નહિ રાખીશ. જો તને જૈનધર્મ ઉપર, તેના પ્રચાર માટે સાચો પ્રેમ અને ધગશ હોય તો તું એવો આદર્શ પરમાર્હતોપાસક બની જા કે તને જોઈ, લોકોને આ ધર્મ ઉપર આપોઆપ ભક્તિ અને લાગણી ઊછળી આવે. આ માટે કરવા જેવું આટલું જ છે: જૈન સાધુઓનો વિહાર વધે, તેમના ઉપદેશનો લાભ આબાલ વૃદ્ધ દરેક વિના સંકોચે લઈ શકે તેવી અનુકૂલતા કરી આપવી; જિનમંદિરોની વૃદ્ધિ થાય તેમ જ જે ઉપાસકો થાય એમને દરેકને એવી સહાયતા કરો કે જેથી તેમની શ્રદ્ધા દૃઢ થાય. આર્ય શ્રી વજ્રસ્વામીના આ ઉપદેશથી રાજા પ્રસન્ન થયો, અને આખા પ્રાંતમાં જૈનધર્મની વિજયઘોષણા ગાજી રહી.

આર્ય શ્રી વજ્રસ્વામીની પાસે અનેક વિદ્યાઓ હતી. એ વિદ્યાઓ તથા ચારિત્રના બળે તેમણે પાટલીપુત્ર નરેશને ત્યાંના ધનકુબેર ધનદશેઠને, પુરીના મહારાજાને વગેરે અનેકને પ્રતિબોધ્યા, અને જૈનશાસનની મહાન પ્રભાવના કરી.

## [ ૧૪ ] અન્તિમ

એક વાર આચાર્ય મહારાજશ્રીને સળેખમ થયું હતું, જ્વરનો ઉપદ્રવ હતો, ખાંસી થઈ હતી. એક શિષ્ય એ માટે સૂંઠ લાવ્યો હતો. આચાર્ય મહારાજશ્રીએ વિચાર્યું, પછી લઈશ. એમ ધારી પોતાના કાન ઉપર એ ગાંગડો ભરાવી દીધો. આચાર્ય મહારાજ આખો દિવસ એ ભૂલી ગયા અને સાંઝના પ્રતિક્રમણ સમયે અહોકાયંનો પાઠ બોલતા અંગુઠો

કાને અડયો, સૂહનો આંઠિયો નીચે પડયો. સૂરિજી મહારાજે આ જોયું. પોતે ચમકયા. હવે પોતાનું આયુષ્ય અલ્પ રહ્યું છે, એમ જાણી આર્ય શ્રીવજ્રસેનને સઘનો ભાર સોંપી પોતે રથાવર્તગિરિ ઉપર જઈ અનશન કર્યું. આ વખતે પુન દેશમાં ભયંકર દુષ્કાલ ફેલાયો હતો. અનેક સાધુઓએ પણ શરીર પરની મમતા છોડી અનશન સ્વીકાર્યાં. આ વખતે ઉપસર્ગો પણ થયા છે. સૂરીશ્વરજી મહારાજ અને તેમના શિષ્યરત્નો બધું શાંતિથી સહી અરિહંતદેવનું ધ્યાન ધરતા સ્વર્ગ લોકમાં સંચર્યા. જે પર્વત ઉપર સૂરિજી મહારાજે અનશન કર્યું હતું, અને જ્યાંથી તેઓ સ્વર્ગે પધાર્યા હતા, ત્યાં ઇંદ્રરાજે આવી રથમાં બેસી પહાડને પ્રદીક્ષણા આપી, માટે એ રથાવર્તગિરિપર્વતરાજ કહેવાયો.

જિનશાસનના આ મહાપ્રભાવક, શત્રુંજયતીર્થોદ્ધારક, મહાન્ યુગ પ્રધાન આચાર્યશ્રીને કોટીશ વંદન હો !　　　સમાપ્ત

# વિમલશાહનો સલોકો

## લેખક—અનેકાન્તી (સ્વ. મુ મ. શ્રી. હિમાંશુવિજયજી)

## સંગ્રાહક—પૂજ્ય મુનિમહારાજ શ્રી લક્ષ્મીભદ્રવિજયજી

"શ્રી જૈન સત્ય પ્રકાશ"ના ક્રમાંક ૧૨૨માં પ્રો. હીરાલાલ ર. કાપડિયાનો "સલોકા-સંચય" લેખ છપાયો છે. તેમાં મુ. મ. શ્રી. વિનીતવિમલજીએ બનાવેલ 'વિમલમંત્રી સલોકા'નો ટૂંકો પરિચય આપ્યો છે. આ સલોકાનો વિશેષ પરિચય પ્રસિદ્ધ વકતા, શાસનદીપક પૂ. મુ. મ. શ્રી. વિદ્યાવિજયજી મહારાજના શિષ્યરત્ન સ્વર્ગસ્થ મુ. મ. શ્રી હિમાંશુવિજયજીએ તા ૫-૬-૧૯૩૨ના "જૈન" પત્રમાં "સાહિત્યોપયોગી વાતો"*ના મથાળા નીચે આપ્યો છે. ખરેખર, તે વાચકોને ઉપયોગી છે માટે તેઓના શબ્દોમાં જ તેને અહીં રજુ કરું છું.　　　—સંગ્રાહક

## "વિમલશાહનો સલોકો"

ઉજ્જૈનના ભંડારમાં જગત્પ્રસિદ્ધ આબૂનાં મંદિરો બનાવનાર દાનવીર વિમલશાહનો ગુજરાતી ભાષામાં એક સલોકો મલ્યો છે. આ પ્રતિના ૫ (પાંચ) પેજ છે. પ્રતિ લગભગ પાંચ ઈંચ પહોળી અને એક ફૂટ લાંબી છે. કુલ ૧૦૭ સલોકા છે. પ્રતિના પ્રારંભના થોડા સલોકા લોકોની જાણ માટે નીચે આપું છું—

*પૂ. મુ. મ. શ્રી હિમાંશુવિજયજી મહારાજે તે અંકમાં આ પ્રમાણે વાતો આપી છે:

(૧) વિમલશાહનો સલોકો, (૨) વિજયપ્રભસૂરિ પછી, ચોવીશ તીર્થંકરની સ્તવનાવળીની પ્રશસ્તિમાં સં. ૧૭૩૦ ભા.વ ૫, ઔરંગાબાદમાં યુગપ્રધાન તપગચ્છનાયક શ્રી. વિજયપ્રભના રાજ્યમાં પ. ધીરવિજયજીના શિષ્ય લાભવિજયજીના શિષ્ય વૃદ્ધિવિજયજીએ આ ચોવીશી બનાવી અને શ્રી જ્ઞાનવિજયજીએ લખી. વગેરે (૩) જિનસહસ્રનામ શ્લો૦ ૪૧; (૪) પદ્માવલી કોષ.

શ્રી જીનાય નમઃ

અથ વિમલશાહજીરો સિલોકો લિખ્યતે ॥

સરસતી સમરૂં બે કર જોડી, વાંદુ વરકાણા ગિરનાર ગૌડી;
જઈએ શેત્રુંજે શંખેસર દોડી, કવિતાને કુશળ કલ્યાણ કોડી. ( ૧ )
મરુધરમાંહિ તીરથ તાજા, આબૂ નવકોટી ગઢાંરો રાજા;
ગામે ગઢે તો દેવલ દરવાજા, ચૌમુખ ચૌ બારા ઉપર છાજા. ( ૨ )
અતલે આચરિજ ધર્મઘોષસૂરિ, યાત્રા કિધી પિણ જાણું અધૂરી;
દેવલ વીણ ડુંગર દિશે ના નૂરી, ધ્યાન તબ બેઠા પદ્માસન પૂરી. ( ૩ )
સુપનામાંહે તો ચક્કેસરી માતા, પોરવાલ પાટણે વિમળ વિખ્યાતા;
હોસી છત્રપતી સબલો જીહાતા, ઢીલ મ કરજો તિહાંકિણ જાતા. ( ૪ )
અણહલપાટણ આચારિજ આવે, શ્રાવક સૌનારે ફૂલેં વધાવે;
ગુહલી કરે ને ગુણ ગીત ગાવે, ગુરુજી વિમલને આઘો તેડાવે. ( ૫ )
નાંનડીયૌ બાલક બીહંતૌ આયૌ, જાંણે સાદૂલૌ સીંહણીજાયૌ;
શ્રીપૂજ વિમલને આઘો બોલાયૌ, વલતો વિમલનેં વાતે લગાયૌ. ( ૬ )
તીજો તીરથ તો આબૂ સુણાવે, જીનાલય પાખે જાત્રા કુણ જાવે?
પોરવાડ પાખે કિણુને કહવાયે, દૂજો ઈણ ઠામે દેવલ નહીં થાયે ( ૭ )
લિખમી પાસું તો દેવલ કરાવું, સોનારૂપાનાં બિંબ ભરાવું;
ખત મતાલગ લિખેનેં દીધું, વલતો શ્રીપૂજ વિહાર કીધું. ( ૮ )
વિમલને પૂછે કર જોડી માતા, આપણા ગુરાંને છૈ સુખસાતા?
સાધે મુજ તીરે લિખાવે લીધું, દેવલ કરાવું મેં બોલ દીધું. ( ૯ )
મતો કરે નેં માતા વિચારે, પૃથ્વિનો રાજ પ્રધાન સારૈ,
રહે રાજા તો વિમલને મારે, ઈમ જાણીને ગુણીયા ઈગ્યારે ( ૧૦ )
ભરીયૈં મુકે નેં ભાગ્યાં રે જાયે, પહિરે ઓઢે ને પેટ ભરાયે;
મજૂરી કરતાં મનમેં સંકાયે, વિમલ માંમાંરે મોટો ઇમ થાયે ( ૧૧ )
તિણ સમે શેઠ પાટણરા જાણે, કન્યા પરણાવો જોઇ ઈણ ટાણે;
પૂછે પરગાંમ ઠામ ઠિકાણે, એહવો સુંદર વર કિહાંથી આંણે? ( ૧૨ )
સબલા સૈહરની શેઠની જાઈ, બત્રીસ લખણી બુધવંતી બાઈ;
સખરો (સરખો) વર જોવૈ કરવી સગાઇ, પંડિતને પૂછે પિતા ને ભાઇ. ( ૧૩ )

[પ્રતિની પાછલના કેટલાક સલોક]

એહવો કુણ હુવો રાવણે રાણો, તીજા તીરથનો કીયો ઠિકાણો;
દેવલ નીપાવી પ્રતિમા ભરાવી, પ્રતિષ્ઠા શ્રીપૂજ કનૈ કરાવી. ( ૯૮ )
ઈંડો ચઢાવે સોભાગ લીધો, વિમલ તિહાં સાહમીવચ્છલ કીધો;
ભાણેજાને ગઢ આબૂ ભલાયો, આપ ચઢેને ચંદ્રાવૈ આયો. ( ૯૯ )

તિહાં પિણ નવો દેવલ કરાયો, નેમનાથનો બિંબ ભરાયો;
અંબાય માતાનો પ્રસાદ કીધો, બીજા દેવતાને બલબાકુલા દીધો (૧૦૦)
મનના મનોરથ સઘળાહી સરીયા, બારે હીમતસા મંડણ કરીયા;
પાટણ છાંડીને ચંદ્રવે આયા, પાંચ પાંચ તે છત્ર ધરાયા. (૧૦૧)
પતસા બાંધીને દેવલ કરાયા, આબૂ ઉપર ઇંડા ચઢાયા;
પોરવાડ પ્રગટયો પાંચમે આરે, નાણો ખરચીને સોભા વધારે. (૧૦૨)
ઇણ સાહ બાંધ્યા પતા સાહબારે, એહવો સપૂત હુઓ કુલ સારે;
કોઇ કેહસી વાંણીયો વખાણો, ખાણો પામીને ખરચીયો નાણો. (૧૦૩)
સૂરવીરની સબલી પ્રસંશા, કટકારે કામે ન ભાગે પાછા;
ચઢીયો સિલોકો શ્રીરામ કીધો, બીજે શાસ્ત્રાંમે સમુદ્ર પ્રસિદ્ધો. (૧૦૪)
સંવત ઇગ્યારે છાવીસા જાણો, વિમળ વધાયો પુન્ય પ્રમાંણો;
પિતા વીરજી માતા કનકાદે જાયો, નાંનપણ નઓ નામ કહાયો. (૧૦૫)
ઓંઝારાવત જાત વખાણો, સમુદ્ર સંક્ષેપ થોડો સો આણો;
પોરવાડ પ્રાક્રમી (પરાક્રમી) હુવો પ્રસિદ્ધો, સંત વિમલ ચરિત્ર લીધો. (૧૦૬)
પછે શ્રીપૂજ પંન્યાસ કીધો, સિલોકો જોડીને સોભાગ લીધો,
સહાય અંબાય સદગુરુ સવાયો, પંડિત વીનતીવિમલ ગુણ ગાયો. (૧૦૭)

ઇતિ શ્રીવિમલસાહરો સિલોગો સંપૂર્ણમિતિ ભદ્રમ્

પ્રારંભ અને પાછલના સલોકાઓ (પૃ. ૫) ઉપરથી ગ્રંથનુ પાત્ર, ગ્રંથ, તેના કર્તા અને ભાષા ઉપર વધુ વિચાર કરવા હુ જૂની ગુજરાતી ભાષાવેદીઓને સૂચના કરું છું. કોઈ યોગ્ય વિશ્વાસુ વિદ્વાન્ મારી પાસેની સલોકાની પ્રતિ મંગાવશે તો યોગ્ય કરાશે. ઇતિશમ્

# યક્ષદેવ મુનિનો પરિચય

( લે. પ્રો. હીરાલાલ ર કાપડિયા એમ. એ. )

જૈન તેમ જ અજૈન જગતમાં એક નામની અનેક વ્યકિતઓ થઈ ગઈ છે. આથી ઐતિહાસિક ગુંચ ઉકેલવામાં મુશ્કેલી પડે છે. પ્રાચીન સમયમાં મહાપુરુષોને પોતાની જાતની જગતને જાણ કરાવવાની તમન્ના ન હતી—બલ્કે ઉદાસીનતા હતી. તેઓ કાર્યને જેટલું મહત્ત્વનું સમજતા હતા તેટલુ એ કાર્ય કરનારનાં નામનિશાન સાચવી રાખવામાં મહત્તા માનતા હોય એમ જણાતુ નથી. આથી તો અનેક ગ્રન્થકારો વિષે આપણને બહુ જ ઓછી માહિતી મળે છે. પ્રસ્તુત યક્ષદેવ મુનિ વિષે પણ એવી જ પરિસ્થિતિ જોવાય છે. અન્યાન્ય જ્ઞાનભંડારોમાં જે હસ્તલિખિત પ્રતિઓ છે તેનું વર્ણનાત્મક સૂચીપત્ર પ્રકાશિત થાય તો આ દિશામાં સબળ પ્રકાશ પડવા પૂરતો સંભવ છે, કેમકે કેટલીયે હસ્તલિખિત પ્રતિઓના લેખકો જૈન મુનિઓ છે અને તેમણે પોતાની ગુરુપરંપરા રજૂ કરી છે. આથી તો પ્રકાશિત પુસ્તકોની પણ હસ્તલિખિત પ્રતિઓ ઐતિહાસિક દૃષ્ટિએ મહત્ત્વની છે,

કેમ કે એના લેખકો ભિન્ન ભિન્ન હોવાથી અને તેમાં લેખકની પ્રશસ્તિ હોવાનો સંભવ હોવાથી ઐતિહાસિક ક્ષેત્રમાં પ્રકાશ પડે એ સ્વાભાવિક છે.

ઉપલબ્ધ જૈન સાહિત્ય જોતાં **યક્ષદેવ** નામના ત્રણ મુનિઓ થઈ ગયેલા જણાય છે. **યાકિની** મહત્તરાના ધર્મસૂનુ તરીકે પોતાને ઓળખાવનારા જે **હરિભદ્રસૂરિએ** [1]**અનેકાન્તજયપતાકા**, તેની સ્વોપજ્ઞ ટીકા તેમ જ **અનેકાંતવાદપ્રવેશ** રચી સ્યાદ્વાદનો વિજયડંકો વગાડ્યો છે તેમની પ્રશંસા-સ્તુતિ **યક્ષદેવ** મુનિએ કરી છે. **અનેકાન્તજયપતાકાની** જે કેટલીક હસ્તલિખિત પ્રતિઓ મળે છે તેના અંતમાં **યક્ષદેવ** મુનિએ **હરિભદ્રસૂરિની** સ્તુતિની સાથે સાથે પોતાનો સ્વલ્પ પરિચય આપ્યો છે. એને લગતાં પ્રસ્તુત પદ્યો નીચે મુજબ છપાયેલાં મળે છે:—

मतिर्बौद्धाः ! शुद्धा प्रभवति कथं साऽद्य भवतां
विचारश्चार्वाकाः ! प्रचरति कथं चारुचतुरः ? ।
कुतर्कस्तर्कज्ञाः ! किमपि स कथं तर्कयति वः
सति स्याद्वादाङ्के प्रकटहरिभद्रोक्तवचने ॥ १ ॥
ग्रावग्रन्थिप्रमाथि प्रकटपटुरणत्कारवाग्भारतुष्ट–
प्रेङ्खद्‌दर्पिष्टदुष्टप्रमदवशभुजास्फालनोत्तालवालाः (? ताः) ।
यद् दृष्ट्वा मुक्तवन्तः स्वयमतनुमदं वादिनो हारिभद्रं
तद्‌गम्भीरप्रसन्नं न हरति हृदयं भावितं कस्य जन्तोः ? ॥२॥

यथास्थितार्हन्मतवस्तुवेदिने निराकृताशेषविपक्षवादिने ।
विदग्धमध्यस्थनृमूढतारये नमोऽस्तु तस्मै हरिभद्रसूरये ॥३॥

सितपटहरिभद्रं ग्रन्थसन्दर्भगर्भं विदितमभयदेवं निष्कलङ्काकलङ्कम् ।
सुगतमतमथालङ्कारपर्यन्तमुच्चैस्त्रिविधमपि च तर्कं वेत्ति यः साङ्ख्यभट्टौ ॥४॥

श्रीमत् सङ्गमसिंहसूरिसुकवेस्तस्यांह्रिसेवापरः
शिष्यः श्रीजयसिंहसूरिविदुपस्त्रैलोक्यचूडामणेः ।
यः श्री 'नागपूरे' प्रसिद्धसुपुरस्थायी श्रुतायागतः
श्लोकान् पञ्च चकार सारजाडिमाऽसौ यक्षदेवो मुनिः ॥५॥

આ પાંચે પદ્યોનું ભાષાંતર કોઈ પણ સ્થળે છપાયેલું હોય તો તેની મને ખબર નથી એટલે એ હું અહીં આપું છું—

જ્યારે સ્યાદ્વાદના અંગરૂપ **હરિભદ્રે** કહેલ સ્પષ્ટ વચન વિદ્યમાન છે ત્યારે હે **બૌદ્ધો**! આજે તમારી શુદ્ધ બુદ્ધિ કેવી રીતે સમર્થ છે? વળી હે ચાર્વાકો! (તમારો) રમણીય અને ચતુર વિચાર કેવી રીતે પ્રચાર પામે? હે તર્કના જાણકારો! તમારો એ કુતર્ક કેવી રીતે તર્ક કરી શકે?—૧

---

૧ આગમોદય સમિતિ ગ્રંથમાલામાં આ છપાય છે. એનો એક ભાગ છપાયો છે.

પથ્થરની ગાંઠનો નાશ કરનારા પ્રસિદ્ધ કુશળ એવા ટણુકારરૂપ વાણીના ભાર વડે સંતુષ્ટ, ઝગઝગતા, અભિમાની અને દુષ્ટ હર્ષને વશ થઈ હાથના આસ્ફાલન વડે જેમણે પવનો (?) ઉછાળ્યા એવા વાદીઓએ જે હરિભદ્રનું વચન જાતે જોઈને અનલ્પ અહંકારને તજી દીધો તે ગંભીર અને રમણીય વચન પ્રાણીના હૃદયને હરતું નથી ?—૨

યથાસ્થિત જૈન દર્શનના પદાર્થોને જાણનારા, જેમણે તમામ વિપક્ષવાદીઓને પરાસ્ત કર્યા છે એવા, તેમ જ વિદગ્ધ મધ્યસ્થ જનોના અજ્ઞાન પ્રત્યે શત્રુરૂપ એવા એ હરિભદ્રસૂરિને નમસ્કાર હોજો—૩ ગ્રંથની રચના વડે ગર્ભિત એવા શ્વેતાંબર હરિભદ્રના મતને તેમ જ અભયદેવના તથા નિષ્કલક અકલંકના મતને જેણે જાણ્યો છે એવા તેમ જ જે સુગતના અર્થાત્ બુદ્ધના મતને, અલકાર પર્યન્ત શાસ્ત્રને (?), ત્રણ જાતના તર્કને તથા સાંખ્ય અને ભટ્ટને સારી રીતે જાણે છે એ, સુકવિ શ્રી સંગમસિંહસૂરિના ચરણની સેવામાં તત્પર, વિદ્વાન્ અને ત્રૈલોક્યને વિષે ચૂડામણિ સમાન શ્રી જયસિંહસૂરિના શિષ્યરૂપ તેમ જ પ્રસિદ્ધ સુપુરમાં રહેનારા એવા જેઓ શ્રીનાગપુર (નાગોર)માં ભણવા માટે આવ્યા તે યક્ષદેવ, જેઓ જડતાના સારરૂપ છે તેમણે પાંચ પદ્યો રચ્યાં—૪,૫

આ ઉપરથી આપણે એ જાણી શકીએ છીએ કે યક્ષદેવ જયસિંહસૂરિના શિષ્ય થતા હતા. તેમણે નાગોર (?) જઈ હરિભદ્રસૂરિના સ્યાદ્વાદને લગતા ગ્રથોનો સંગમસિંહસૂરિ પાસે અભ્યાસ કર્યો હતો અને એ ગ્રથોની એમના મન ઉપર પ્રબળ છાપ પડી હતી અને તે પણ એટલે સુધી કે ભલભલા બૌદ્ધો, ચાર્વાકો કે તાર્કિકો પણ સ્યાદ્વાદની વિરુદ્ધ અક્ષર ઉચ્ચારી શકે તેમ નથી એમ એઓ માનવા પ્રેરાયા હતા. સૈદ્ધાન્તિક યક્ષદેવના શિષ્ય પાર્શ્વે ગંભૂતા (ગાંભૂ)માં શક સંવત ૮૨૦માં શ્રાદ્ધપ્રતિક્રમણસૂત્રની વ્યાખ્યા જંબુ નામના શ્રાવકની સહાયતાથી રચી છે[1] તો આ યક્ષદેવ તે જ શું જયસિંહસૂરિના શિષ્ય છે એવો પ્રશ્ન ઊઠે છે.

'ઉપકેશ' ગચ્છમાં યક્ષદેવ નામે એક મુનિ થઈ ગયા છે, એમની પરંપરામાં થયેલા સિદ્ધસૂરિ પાસે સમરાશાહે વિ. સં. ૧૩૭૧માં શ્રીઆદીશ્વરની પ્રતિષ્ઠા કરાવી હતી. આ સિદ્ધસૂરિ માટે યક્ષદેવ કક્ક-સિદ્ધ-દેવગુપ્ત-સિદ્ધ એવો ઉલ્લેખ થઈ શકે તેમ છે. આ ઉપરથી આ યક્ષદેવને અગ્યારમા-બારમા સૈકામાં થઈ ગયેલા માની શકાય એમના ગુરુનું નામ જાણવામાં નથી.

આ પ્રમાણે યક્ષદેવ વિષેનો ઊહાપોહ અત્રે પૂર્ણ થાય છે એટલે હવે યક્ષ નામના મુનિ વિષે વિચાર કરાય છે. આમ કરવાનું કારણ એ છે કે યક્ષદેવનું ટૂંકુ નામ યક્ષ સંભવે છે

જગત્પ્રસિદ્ધ કણ્હ(કૃષ્ણ) મુનિના શિષ્ય જયસિંહસૂરિએ ધમ્મોવએસમાલા રચી છે. એના ઉપર અનેક ટીકાઓ રચાયેલી છે. તે સર્વમાં સૌથી પ્રથમ વ્યાખ્યા આ સૂરિએ વિક્રમસંવત્ ૯૧૫[2] માં રચી છે એના અંતમાં એમણે પોતની ગુરુપરંપરાનો

[1] આ વ્યાખ્યા 'શ્રાવકપ્રતિક્રમણવૃત્તિ' તરીકે પણ ઓળખાય છે. એની વિ સં. ૧૨૨૮ માં લખાયેલી પ્રતની નોંધ પાટણના હસ્તલિખિત પ્રતિઓના સૂચિપત્ર (પૃ. ૧૮)માં લેવાઈ છે. આ વ્યાખ્યા પાટણથી વિ. સં. ૧૯૯૭માં પ્રસિદ્ધ થઈ છે.

[2] જૈ. સા. સં. ઈ. (પૃ. ૧૮૦)માં વિ. સં. ૯૧૩-૯૧૫ એવો ઉલ્લેખ છે.

પરિચય કરાવ્યો છે. તેમાં વટેશ્વરના શિષ્ય તત્ત્વાચાર્યના શિષ્ય યક્ષનો ઉલ્લેખ છે. આ યક્ષના શિષ્ય તરીકે કૃષ્ણ મુનિનો અને એના શિષ્ય તરીકે કર્તાએ પોતાનો નિર્દેશ કર્યો છે.

દાક્ષિણ્યાંચહ્ન ઉર્ફે ઉદ્દ્યોતનસૂરિએ વિક્રમસંવત્ ૮૩૫માં પૂર્ણ કરેલી કુવલયમાલાની પ્રશસ્તિમા યક્ષ યાને યક્ષદત્તનો ઉલ્લેખ છે. એમના સંબંધમાં આ પ્રશસ્તિ ઉપરથી આપણે જોઈ શકીએ છીએ કે યક્ષદત્ત ગણિ એ મહાકવ દેવગુપ્તના શિષ્ય મહત્તર શિવચન્દ્રના શિષ્ય થાય છે. એ ક્ષમાશ્રમણ ગણિને અનેક શિષ્યો હતા. એમાં નાગ, વૃન્દ, મમ્મટ, દુર્ગ, અગ્નિશર્મા અને વટેશ્વર એ નામના ૭ શિષ્યો મુખ્ય હતા. એ પૈકી વટેશ્વરના શિષ્ય તત્ત્વાચાર્યના શિષ્ય તે ઉદ્દ્યોતનસૂરિ છે.

ગોપીપુરા સુરત, તા. ૨૧-૪-૪૭

# સ્યાદ્વાદ વિશે કંઈક

લેખક:—શ્રીયુત પોપટલાલ મોનજીભાઈ મહેતા, જૂનાગઢ

'સ્યાદ્વાદ' એ શું છે? स्यात् એ अस् ધાતુ (અર્થ હોવું)નુ શકયાર્થરૂપ છે એટલે કે હોઈ શકે' એમ તેનો અર્થ થાય છે. જે વાદમા ભિન્ન ભિન્ન કે પરસ્પર વિરોધી પણ સત્યો જુદી જુદી અપેક્ષાઓથી હોઈ શકે તેમ સ્વીકારેલુ છે તે 'સ્યાદ્વાદ' એવો અર્થ નીકળી શકે છે. પરતુ આ વાદમાં જે નિર્ણય કરવામાં આવે છે તે તો નિશંક, સ્પષ્ટ આદેશવાળા હોય છે અને તેમાં કાંઈ સદેહ, અનિશ્ચિતતા કે સંશય જેવું હોતું નથી. એટલું ખરું છે કે સ્યાદ્વાદ ભિન્ન ભિન્ન અપેક્ષાઓ યુકત સત્યો સમજી તેનો સમન્વય કરે છે અને તેથી તે સદા પ્રિયવાદ રહે છે. તેવી જ રીતે તે મુખ્ય દૃષ્ટિયુકત સત્ય આગળ કરે છે તેથી તે સત્યવાદ છે અને તેમાં કશી અસ્પષ્ટતા કે ભ્રાંતિ નથી.

ત્યારે એક જ પદાર્થને આશ્રયી એક જ સમયે પરસ્પર વિરોધી સત્યો શી રીતે સંભવી શકે?—એ સવાલ સ્પષ્ટ કરવાની જરૂર છે. એક વસ્તુ કોઈ એકે 'નિત્ય' જોઈ અને જણાવ્યુ કે 'આ વસ્તુ નિત્ય છે.' એ જ વસ્તુને બીજા કોઈએ 'અનિત્ય' જોઈ અને જણાવ્યું કે 'આ વસ્તુ અનિત્ય છે.' આમ એક ને એક જ પદાર્થના સબધમાં એ પરસ્પર વિરોધી સત્યો સભવે ખરાં?—એ આપણો સવાલ છે. અર્થશાસ્ત્રીએ એક વસ્તુને અર્થશાસ્ત્રના નિયમ મુજબ ઉપયોગી બતાવી, પરતુ ઘરની સ્ત્રીએ સ્વચ્છતા અને સુઘડતાની દૃષ્ટિએ તેને બીનઉપયોગી જણાવી. આમ એક ને એક જ પદાર્થમાં પરસ્પર વિરોધી સત્યો છે તેમાં ના પાડી શકાય તેમ નથી. એક વ્યક્તિ પોતાના પુત્રની અપેક્ષાએ પિતા છે અર્થાત્ તેને તેનો પુત્ર 'પિતા' કહે છે. તે જ શખ્સને તેનો બાપ 'પુત્ર' કહે છે; એટલે કે એક જ પદાર્થમા પરસ્પર વિરોધી સત્યો છે એમ સ્વીકાર્યા વિના ચાલે તેમ નથી. આમ પ્રત્યેક પદાર્થમાં જુદી જુદી દૃષ્ટિઓથી જોતા ભિન્ન કે વિરોધી સત્યો માલૂમ પડે છે. તેમ જ પ્રત્યેક ગુણ, સ્થિતિ, પર્યાયમાં ભિન્ન ભિન્ન દૃષ્ટિઓથી ભિન્ન ભિન્ન સત્યો જોવાય છે. એટલે એ વાત સાચી છે કે સત્યો સાપેક્ષ હોય છે, પરંતુ સ્વતંત્ર-નિરપેક્ષ absolute નથી. પ્રત્યેક સત્ય અમુક અપેક્ષાપૂર્વકનું હોય છે. અપેક્ષા અગર દૃષ્ટિ સમજીએ એટલે તેને અવલંબેલું સત્ય પણ સહેલાઈથી સમજી શકાય છે.

હરકોઈ કાળે નિર્ણય કરવામાં જે જે દૃષ્ટિઓ જરૂરની હોય તે લક્ષ્યમાં લઈ બાકીની દૃષ્ટિઓ વિચારમાં લેવામાં આવતી નથી અને તે રીતે અમુક દૃષ્ટિથી ઘટાવેલાં સત્યો જરૂરનાં હોઈ નિર્ણયાત્મક બને છે એટલે દૃષ્ટિઓ અર્થાત્ અપેક્ષાઓ અને તજ્જન્ય સત્યો સમજવાં જોઈએ અને સાથે સાથે જરૂરિયાત લક્ષ્યમાં લેવી જોઈએ, કે જે નિર્ણયો ઘડી આપે છે. કેટલાક વિચારકો એવો મત ધરાવે છે કે સ્યાદ્વાદ એ સંશયવાદ જેવો અસ્પષ્ટ અને અચોક્કસ હોવાથી કદિ પણ નિર્ણય આપી શકવા સમર્થ નથી. પરંતુ આ માન્યતા ભૂલ ભરેલી છે; તેમાં સ્યાદ્વાદના સ્પષ્ટ ખ્યાલની ખામી છે કોઈ પણ વસ્તુનો નિર્ણય કરવામાં જે સત્ય ઉચ્ચારાય તે વિવિધ દૃષ્ટિઓનાં સત્યો તપાસાઈ વિચારાઈને જરૂરી દૃષ્ટિઓ લક્ષ્યમાં લઈ બને છે, એટલો જ સ્યાદ્વાદનો અર્થ છે. સ્યાદ્વાદથી વિરુદ્ધ વાદ તે એકાંતવાદ કહ્યો છે. આ વાદમાં નિર્ણય કરતાં વિવિધ દૃષ્ટિઓ વિચારમાં લેવામાં આવે નહિ કે વિવિધ વિરોધી ધર્મો એક જ પદાર્થમાં હોય નહિ એમ માનેલું છે તેથી તેમાં એક જ બાજુનાં સત્યો વિચારમાં લેવામાં આવે છે.

ઉપરની વિચારણાથી સમજાય છે કે સ્યાદ્વાદ સંશયવાદ નથી, પણ તેના નિર્ણયો સદા સ્પષ્ટ અને વિશાળ હોય છે; પ્રત્યેક નિર્ણય બતાવે છે કે તેમાં અમુક દૃષ્ટિઓપૂર્વક વિચારણા થઈ છે, અમુક દૃષ્ટિઓનાં સત્યો વિચાર્યાં છે અને તેના આધારે નિર્ણય થયો છે. આટલું ચોક્કસ છે કે સ્યાદ્વાદ અપેક્ષાઓથી ભરપૂર હોય છે, પરંતુ નિર્ણય ઘડવામાં તે અપેક્ષાઓ સંશયો બનતી નથી. દેશકાલાદિક અપેક્ષાઓ જરૂરની હોઈ તે પર નિર્ણય ઘડવામાં આવે છે, જે પ્રમાણભૂત છે તેમ જણાશે.

હવે આ વિષયની વિશદતા સારુ એક ઉદાહરણ લઈએ: એક દર્શનકારે આત્માને નિત્ય કહ્યો. બીજા દર્શનકારે આત્માને અનિત્ય જણાવ્યો. આ બન્ને પોતપોતાની દૃષ્ટિએ સાચા છે. આત્મા નિત્ય છે કેમ કે આત્મદ્રવ્ય ત્રણે કાલ, તેના પર્યાયો ફરતાં છતાં, સત્તા ધરાવે છે. આત્માને તેના પર્યાયરૂપે જ જોનારાએ આત્માને તે પર્યાયની અપેક્ષાએ અનિત્ય કહ્યો તો તે દૃષ્ટિ પણ યથાર્થ છે. એક જ આત્મપદાર્થમાં આવા વિરોધી ધર્મોનો સમાસ થાય છે. જેઓ એક જ દૃષ્ટિને સાચી માને છે અને બીજી દૃષ્ટિઓનો ઇન્કાર કરે છે તેઓ એકાંતવાદના આગ્રહના કારણે પૂર્ણ સત્યને સમજી શકતા નથી.

સ્યાદ્વાદી જે અપેક્ષાઓ મુખ્ય કરવી જોઈએ તે મુખ્ય કરી શકે છે, અને વ્યવહાર તેમ જ નિશ્ચય ધર્મો સાચવી શકે છે. કઈ અપેક્ષાઓ—દૃષ્ટિઓ અને તજ્જન્ય સત્યો મુખ્ય કરવાં અને કયા ગૌણ એ સંજોગોથી નક્કી થઈ શકે છે. જ્યાં વ્યવહાર મુખ્ય કરવાનો હોય ત્યાં તેને અનુરૂપ અપેક્ષાઓ—સત્યો મુખ્ય કરવાં જોઈએ અને તેવી સ્પષ્ટતા સાથે આચરણ આગળ થઈ શકે છે. જ્યાં જે વ્યવહાર કે નિશ્ચય મુખ્ય કરવાનો હોય ત્યાં તે વ્યવહાર કે નિશ્ચય અનુસાર દૃષ્ટિપૂર્વકનું સત્ય ગ્રહણ કરવું જોઈએ, જે નિર્ણયાત્મક બની રહે છે.

એટલું ચોક્કસ છે કે અપેક્ષાઓ—દૃષ્ટિઓ અનંત છે તેથી પ્રત્યેક પદાર્થને આશ્રીને ઉચ્ચારવામાં આવતાં સત્યો પણ અનંત જ હોય છે. નિર્ણયકાળે જે અપેક્ષા જરૂરની હોય તે ગ્રહણ થાય છે, બાકી પ્રત્યે ઉપેક્ષા ભાવ થાય છે. ધ્યાનમાં એ રાખવાનું કે આ

સત્યો અપેક્ષા સમજી લાગુ કરવાનાં છે. પરંતુ અપેક્ષારહિતપણે સ્વતંત્ર સત્ય નથી કેટલાક વિદ્વાનો પદાર્થોનાં સત્યો એટલા જ ખાતર ઉચ્ચારવાનું મુનાસબ ગણતાં નથી કે અપેક્ષા યુક્ત સત્ય, અપેક્ષાનો ત્યાગ કરવાથી, ભયંકર કોટિનું અસત્ય પણ બની જાય છે. વળી સત્યનું નિરૂપણ કરવામાં કેટલુંયે અવક્તવ્ય હોય છે, છતાં તે સત્યમાં લાગુ તો પાડવાનું હોય છે. તેઓ સત્યને અવક્તવ્ય માને છે, જે પણ એક અપેક્ષાએ સાચું છે. આ રીતે સ્યાદ્વાદ શૈલિમાં ત્રણ મુખ્ય સામસામાં ભાંગા પાડી શકાય છે (૧) વસ્તુ નિત્ય છે, (૨) વસ્તુ અનિત્ય છે અને (૩) વસ્તુ અવક્તવ્ય છે. આ ત્રણેને પરસ્પર મેળવવાથી તેના મુખ્ય સાત ભાંગા થાય છે, જે નીચે મુજબ ગોઠવી શકાય છે:

(૧) વસ્તુ નિત્ય છે.
(૨) વસ્તુ અનિત્ય છે.
(૩) વસ્તુ નિત્ય–અનિત્ય છે.
(૪) વસ્તુ અવક્તવ્ય છે.
(૫) વસ્તુ નિત્ય અને અવક્તવ્ય છે.
(૬) વસ્તુ અનિત્ય અને અવક્તવ્ય છે.
(૭) વસ્તુ નિત્ય–અનિત્ય અને અવક્તવ્ય છે.

ઉપરના સાત પૈકીના ૧–૨–૪ નંબરના પરસ્પર છેલ્લી કોટીના વિરોધી છે, બાકીના ચાર મધ્યમ કોટીના છે. વચ્ચે અનંત ભિન્ન ભિન્ન દૃષ્ટિઓ છે, જેમાં ઉપરની સાત મુખ્ય છે, જેને સપ્તભંગી કહેવામાં આવે છે. પ્રત્યેક પદાર્થ–ગુણ–પર્યાયમાં તે ઘટાવી શકાય છે, જે સમજતાં સ્યાદ્વાદનું રહસ્ય સમજાય છે. આ સપ્તભંગી સ્યાદ્વાદની કૂંચી છે.

આપણી સન્મુખ સિદ્ધાંતો—આગમો જે સત્યો રજુ કરે છે તેમાં કેટલાંક વ્યવહાર પ્રધાન છે, કેટલાંક દ્રવ્યાર્થિક છે, કેટલાંક પર્યાયાર્થિક છે, કેટલાંક જ્ઞાનાર્થિક અને કેટલાંક ક્રિયાર્થિક છે સિવાય અનેક છે જૈનધર્મના સર્વ આગમોમાં બતાવેલાં સત્યો સ્યાદ્વાદ શૈલિથી નિરૂપણ કરેલાં છે. સમજવાનું એ કે તે સિદ્ધાંતો ક્યારે કઈ દૃષ્ટિ મુખ્ય કરી કહેવામાં આવ્યાં છે તે ભૂલવાનું નથી. જે સત્ય જે વિષયને આશ્રી હોય તેને તેમાં લાગુ બરાબર પાડી શકાય છે તેથી તે અપેક્ષાઓ અને સત્યોને યથાર્થ ઘટાવવાથી યથાર્થવાદ છે, જે પ્રમાણભૂત છે.

આથી કહેવું જ પડશે કે સ્યાદ્વાદ એ યથાર્થવાદ છે તેમાં એકપક્ષી એકાંતપણું નથી. એકાંતવાદી એક પદાર્થમાં બીજી દૃષ્ટિઓ હોઈ શકે જ નહિ તેમ સમજે છે અને સત્યને સ્વતંત્ર–નિરપેક્ષ માને છે. પરંતુ ખરી રીતે આપણે નિહાળી ગયા તેમ સત્ય તો સાપેક્ષ—relative છે. આપણા અનુભવથી એ સિદ્ધ છે કે એકાંતદૃષ્ટિનાં સત્યો મિથ્યા છે, કેમ કે, તે સત્ય તેના વિષયને આશ્રી તેની મર્યાદામાં ઘટાવી શકાય છે, પરંતુ તેની બહાર તે લાગુ પડતાં નથી, છતાં તેને તેમાં લાગુ પાડવાં તે અસત્ય છે, 'આત્મા નથી' એમ કોઈએ જોયું તો તે સત્ય અમુક દૃષ્ટિપૂર્વકનું છે, સિવાય બીજી કોઈ દૃષ્ટિઓ જ નથી એમ કહી ઉપરના સત્યને તેની દૃષ્ટિના ક્ષેત્રની બહાર પણ લઈ જવામાં આવે તો કેવળ ખોટું છે. સત્ય સમજવામાં તેની અપેક્ષાઓ સમજીએ તેમ જ અનેક અપેક્ષાઓના દ્વન્દ્વ વચ્ચે હોઈએ ત્યારે શું મુખ્ય કરવાનું છે તે સમજીએ, તેમાં સ્યાદ્વાદ પામ્યાની સફળતા છે.

# પં. નંદિરત્નગણિના શિષ્ય પં. રત્નમંડનગણિ

[ લે. શ્રીયુત પં. લાલચંદ્ર ભગવાન ગાંધી, વડોદરા ]

'શ્રી જૈન સત્ય પ્રકાશ'ના તા. ૧૫-૩-૪૭ના ગત અંકમાં પં. અંબાલાલ પ્રેમચંદ શાહનો જે લેખ 'ફાગુબંધ કાવ્યનું સ્વરૂપ અને નારીનિરાસફાગના કર્તા' નામથી પ્રકટ થયેલ છે, તેમાંનું કેટલુંક વિધાન ગેરસમજ કરાવનાર હોવાથી અને મને ઉદ્દેશીને ત્યાં સૂચન હોવાથી તે સંબંધમાં સ્પષ્ટીકરણ કરવાની મ્હારી ફરજ સમજું છું, જેથી તે લેખક તથા બીજા વિચારક વાચકો યુક્તિ-યુક્ત પ્રામાણિક વિચારી સ્વીકારી શકે.

તે લેખમાં પૃ. ૧૬૭-૧૬૮માં પં. રત્નમંડન સંબંધમાં જણાવતાં લેખકે જણાવ્યું છે કે—" × × તેમ જ પં. લાલચંદભાઈની કંઈક સુધારાવાળી છતાં બીજી રીતની ભૂલની પરંપરાનો ખ્યાલ આવે છે. શ્રીરત્નમંડનસૂરિ અને શ્રીરત્નમંદિરગણિ બંને ભિન્ન વ્યક્તિઓ છે એવું પં. લાલચંદભાઈનું કથન સાચું છે, પણ બંને નંદિરત્નના શિષ્યો નથી. શ્રીરત્નમંડનસૂરિ શ્રીસોમસુંદરસૂરિના કે તેમના શિષ્ય સોમદેવસૂરિના શિષ્ય છે અને રત્નમંદિરગણિ સોમસુંદરસૂરિના રત્નશેખરસૂરિ, તેના નંદિરત્નના શિષ્ય છે. આ હકીકત બીજી રીતે પણ પુરવાર થઈ શકે તેવી છે. × × તેથી રત્નશેખરસૂરિના શિષ્ય નંદિરત્નના શિષ્ય રત્નમંદિરગણિ હતા, પણ રત્નમંડનસૂરિ નહિ, એટલું નક્કી કરી શકાય છે." × × "તેઓ નિશ્ચિતરૂપે શ્રીસોમદેવસૂરિના શિષ્ય હોવા જોઇએ. શ્રીસોમસુંદરસૂરિને 'રંગસાગરફાગ'માં સ્મર્યા છે એ જોતાં તેઓ તેમના શિષ્ય અને સોમદેવસૂરિના ગુરુભાઈ પણ હોય."—એ વગેરે સહસા વિધાન કરતાં લેખકે વિશેષ ગ્રન્થાવલોકન કરવા તસ્દી લઈ, સ્થિર બુદ્ધિથી વિચારણા કરી હોત તો તેઓ એવો ઉલ્લેખ કરવા ન પ્રેરાત અને સત્ય-પ્રકાશ આપી શક્યા હોત. અસ્તુ. નીચેનાં પ્રમાણો જોતાં એ સત્ય સમજાશે—એવી આશા છે

પં. નંદિરત્નગણિ, એ, તપાગચ્છાધિપતિ સોમસુંદરસૂરિના શિષ્ય હતા (રત્નશેખરસૂરિના નહિ)—એમ તેમના શિષ્ય રત્નમંદિરગણિએ વિ. સં. ૧૫૧૭માં રચેલા ભોજપ્રબંધના અંતમાં સૂચિત કર્યું છે—

" जातः श्रीगुरुसोमसुन्दरगुरुः श्रीमत्तपागच्छप-<br>
स्तत्पादाम्बुजषट्पदो विजयते श्रीनन्दिरत्नो गणिः ।<br>
तच्छिष्योऽस्ति च रत्नमन्दिरगणिर्भोजप्रबन्धो नव-<br>
स्तेनासौ मुनि-भूमि-भूत-शशभृत्-संवत्सरे निर्मितः ॥ "

— રત્નમંદિરગણિએ પોતાના ગ્રંથોમાં એ નંદિરત્નગુરુનું સ્મરણ કર્યું છે, એ સાથે પોતાના ગુરુના ગુરુ સ્વર્ગવાસી ગચ્છનાયક સોમસુંદરસૂરિનું અને ગ્રન્થ-રચના-સમયે વિદ્યમાન ગચ્છનાયક તરીકે રત્નશેખરસૂરિનું પણ સ્મરણ ત્યાં ત્યાં ઉચિત આચરણરૂપે કર્યું છે—એ ઉપદેશતરંગિણીના આદિ-અંતના ઉલ્લેખો જોવા-વિચારવાથી સમજાય તેમ છે.

— એવી રીતે પં. રત્નમંડનગણિના સુકૃતસાગર કાવ્યના પ્રારંભમાં જોવાથી જણાશે કે તેમણે પણ પૂર્વોક્ત પરમગુરુ, સદ્ગત ગચ્છનાયક સોમસુંદરસૂરિના પટ્ટધર વિદ્યમાન ગચ્છનાયક તરીકે રત્નશેખરસૂરિનું સ્મરણ કર્યા પછી નંદિરત્નગુરુનું પણ સ્મરણ કર્યું છે, એટલું જ નહિ, તે કાવ્યના પ્રત્યેક (૮) તરંગોના અંતમાં-ગદ્ય ઉલ્લેખોમાં પણ

શિષ્ટાચાર તરીકે એ ગચ્છનાયકોના વિનેય તરીકે અને પં. નંદિરત્નગણિના ચરણરેણુ તરીકે પોતાનો પરિચય કરાવ્યો છે. તથા ગ્રંથના અંતમાં શ્લો. ૨૨૩–૨૨૪માં પણ તેમણે કરેલો નંદિરત્નગુરુના નામનો નિર્દેશ જોઈ શકાય તેમ છે—

[ १ ]

" श्रीसोमसुन्दराचार्य–पट्ट–पूर्वाद्रि–हेलयः।
तेजस्विनो जयन्ति श्रीरत्नशेखरसूरयः ॥ ३ ॥
बिभ्रती शिष्य–हृन्मञ्जुमञ्जूषोद्घाटपाटवम्।
श्रीनन्दिरत्नगीश्चित्रमवक्रा कुञ्चिकायते ॥ ४ ॥"

—પં. રત્નમંડનગણિના સુકૃતસાગર કાવ્ય ('જૈન આત્માનંદસભા, ભાવનગરથી સં. ૧૯૭૧માં પ્ર.)ના આરંભમાં.

[ २–९ ]

" इति युगोत्तमगुरुश्रीसोमसुन्दरसूरिपट्टालङ्कार–श्रीरत्नशेखरसूरिविनेय–पण्डितनन्दिरत्नगणि–चरणरेणु–रत्नमण्डनविरचिते मण्डनाङ्के सुकृतसागरे... ......प्रथमस्तरङ्गः।

" " द्वितीयस्तरङ्गः।
" " तृतीयस्तरङ्गः।
" " चतुर्थस्तरङ्गः।
" " पञ्चमस्तरङ्गः।
" " षष्ठस्तरङ्गः।
" " सप्तमस्तरङ्गः।
" " अष्टमस्तरङ्गः।

[ १० ]

" पूर्णः पार्वणसोमसुन्दरगुणस्यानन्दिरत्नत्रयी–
दीप्रश्रीगुरुधर्मघोषचरणद्वन्द्वारविन्दालिनः।
प्रौढावन्तिचिरत्नमण्डनमणेः श्रीपेथडस्य श्रुति–
स्वादिष्टः सुकृतादिसागर इति ख्यातः प्रबन्धोऽभवत् ॥२२३॥

[ ११ ]

दृब्धः श्रीगुरुनन्दिरत्न–चरणाम्भोजालितां भेजुषा,
विद्यामण्डितपण्डितप्रमुसुधानन्दैरदोषीकृतः।
तन्द्रातीतविनीतनन्दिविजयप्रादुष्कृताद्यप्रति–
ग्रन्थः सद्भिरयं मरुत्परिमलन्यायेन विस्तार्यताम् ॥२२४॥

—પં. રત્નમંડનગણિના સુકૃતસાગરકાવ્યના અંતમાં.

પં. રત્નમંડનગણિના બીજા ગ્રંથ જલ્પકલ્પલતાના ત્રણે સ્તબકોનાં અંતિમ પદ્યોમાં પણ ગુરુ નંદિરત્નનું સ્મરણ કરેલું જોવામાં આવે છે. તેમ જ ત્યાંના ગદ્ય ઉલ્લેખોમાં તપાગચ્છાધિપતિ સોમસુંદરસૂરિના પટ્ટધર વિદ્યમાન ગચ્છનાયક રત્નશેખરસૂરિના શિષ્યાણુ તરીકેનો ઉલ્લેખ, તેમના આજ્ઞાંકિત અનુયાયી તરીકે પોતાને સૂચવવા માટે છે.

[ ૧૨ ]

"अस्ति स्वस्तिकरस्तमस्तिरयिता श्रीनन्दिरत्नो रवि-
स्तत्पादप्रणये परायणतया कोकायते यः कविः ।
आद्यस्तत्कृतजल्पकल्पलतया क्रोडीकृतः साधना-
सिद्ध्याह्वयस्तबको बभूव बहुलामोदः सुधीमण्डनः ॥

[ १३ ]

* * श्लिष्टस्तत्कृतजल्पकल्पलतया शेषाब्धि-संख्योदयद्-
दोषाह्वयस्तबको बभूव सुधियामाद्येतरो मण्डनम् (:) ॥ १३ ॥

[ १४ ]

* * श्लिष्टस्तत्कृतजल्पकल्पलतिकामैकादिमत्र्यम्बका-
सिद्ध्याह्वयस्तबकस्तृतीय उदयांचक्रे सुधीमण्डनः ॥२७॥

"इति श्रीतपागच्छ....रत्नशेखरसूरीन्द्रशिष्याणु-रत्नमण्डनकृतायां जल्पकल्पलतायां मण्डनाङ्कः १, २, ३"

—પં. રત્નમંડનકૃત જલ્પકલ્પલતા (દે લા. ગ્રં. ૧૧, પ્ર સં. ૧૯૬૮)

નારીનિરાસ નેમિનાથફાગની હ. લિ પોથી લખનાર-લખાવનાર સોમદેવસૂરિના કોઈ ભક્ત શિષ્યે તેના પ્રારંભમાં 'श्रीसोमदेवसूरिगुरुभ्यो नमः ॥' લખેલું હોઈ શકે -એટલાથી જ એ કાવ્યના કર્તાને એમના શિષ્ય તરીકે સૂચવવા એ યુક્ત ગણાય નહિ. પં. રત્નમંડનગણિએ પોતાના કોઈ ગ્રન્થમાં તેમને ગુરુ તરીકે ઓળખાવ્યા હોય તો તે દર્શાવવું જોઈએ; ખરી રીતે સોમદેવસૂરિ અને પં. નંદિરત્નગણિ એ બંને સોમસુંદરસૂરિના શિષ્યો હોઈ ગુરુભાઈઓ ગણાય અમે ઉપર એ ગ્રંથકારના ગ્રંથોમાંથી પ્રમાણો દર્શાવ્યાં છે, એ વાંચવા-વિચારવાથી પં રત્નમંડનગણિના ગુરુ પં. નંદિરત્નગણિ હતા-એ સ્પષ્ટ સમજી શકાય તેમ છે ગચ્છનાયકો પરમગુરુ હોઈ તેમના પ્રત્યે બહુમાન સૂચવવા તેમના આજ્ઞાંકિત અનુયાયીઓ પોતે વિનેય, શિષ્યાણુ તરીકેના ઉલ્લેખો કરે એ સ્વાભાવિક છે. એથી ભ્રાંતિમાં ન પડવું જોઈએ. જલ્પકલ્પલતાના ઉપર્યુંક્ત અંતિમ ઉલ્લેખને જોઈ ભ્રાંતિથી તેના કર્તાનું નામ અણુરત્નમંડન, તથા તેમના ગુરુનું નામ રત્નશેખરસૂરિ, વેબરના બર્લીનના કેટલોગમાં સૂચવેલ છે, તેના આધારે 'કેટલોગસ કેટલોગોરમ્' વગેરેમાં તેવી નોંધ છે.

સોમસુંદરસૂરિ ગચ્છનાયકની વિદ્યમાનતામાં રચેલી 'રંગસાગર નેમિફાગ' કૃતિમાં પં. રત્નમંડને તેમનું સ્મરણ કર્યું છે (છપાયેલ આવૃત્તિમાં સોમસુંદરસૂરિને તેના કર્તા જણાવ્યા

છે), સુકૃતસાગર કાવ્યની રચના, રત્નશેખરસૂરિ ગચ્છાધિપતિના સમય (સં. ૧૫૦૨ થી સં. ૧૫૧૭)માં કરેલી હોવાથી ત્યાં તેમણે 'जयन्ति' ક્રિયાપદ દ્વારા તેમનું સ્મરણ-સૂચન કર્યું છે.

પં. અંબાલાલભાઈએ પૃ. ૧૬૮માં ગચ્છમેળ સંબંધમાં જે જણાવ્યું છે, તે બરાબર નથી. "શ્રીસોમદેવસૂરિ અને રત્નમંડનસૂરિ સાથે ગચ્છમેળ કરવાની જરૂર પડી ત્યારે તેઓ ખંભાત આવ્યા + + લક્ષ્મીસાગરસૂરિ કરતાં શ્રીસોમદેવસૂરિ અને શ્રીરત્નમંડનસૂરિ મોટા હતા તેથી તેમની પાસે આવીને શ્રીલક્ષ્મીસાગરસૂરિએ મેળ કર્યો. + રત્નમંડનસૂરિ સં. ૧૫૪૧ સુધી તો જીવિત હતા જ."—એ કથન વિચારણીય છે.

— સં. ૧૫૨૪માં પં. પ્રતિષ્ઠાસોમે રચેલા સોમસૌભાગ્ય કાવ્ય (સર્ગ ૧૦, શ્લો. ૪૪)માં 'श्रीमान् राजति रत्नमण्डनगुरुः' એવા કરેલા વર્તમાનકાલીન ક્રિયાપદ-પ્રયોગ-દ્વારા પં. રત્નમંડનને તે સમયમાં વિદ્યમાન સૂચવ્યા છે; પરંતુ સં. ૧૫૪૧માં સોમ-ચારિત્રગણિએ ગુરુગુણરત્નાકરકાવ્ય (સર્ગ ૨. શ્લો. ૧૧)માં તેમના જ સંબંધમાં પરોક્ષ-ભૂતકાલીન 'चकाशिरे' ક્રિયાપદનો પ્રયોગ કર્યો હોવાથી તે સમયમાં પં. રત્નમંડન વિદ્યમાન ન હોવા જોઈએ. સોમદેવસૂરિ ગચ્છ-મેળ કરાવવામાં પ્રેરક હતા, સં. ૧૫૧૭માં રત્નશેખરસૂરિના પટ્ટ પર સ્થાપિત થયેલા લક્ષ્મીસાગરસૂરિને સ ૧૫૨૦માં પં. રત્નમંડન-ગણિએ ખંભાતમાં નમન કર્યું હતુ-એમ નીચે જણાવેલા ગ્રંથ પરથી જણાય છે. નારીનિરાસ નેમિનાથફાગના પ્રારંભના પદ્યમાં 'सकलकमलाकेलि' તથા અંતિમ પદ્યમાં 'लक्ष्मीकेलिनिकेत' શબ્દદ્વારા લક્ષ્મીસાગરસૂરિનું સ્મરણ કવિનું વિવક્ષિત વિચારીએ તો તેની રચના એ ગચ્છનાયકના સમયમાં થઈ હશે-એવું અનુમાન કરી શકાય.

ગુરુગુણરત્નાકરકાવ્ય, જે સં. ૧૫૪૧માં સોમદેવસૂરિના પ્રશિષ્ય, અને પં. ચારિત્ર-હંસગણિના શિષ્ય સોમચારિત્રગણિએ તે સમયમાં વિજયમાન ગચ્છનાયક લક્ષ્મીસાગરસૂરિ સબંધમાં રચ્યું હતું, તેના બીજા સર્ગમાં શ્લો. ૧૦થી ૧૩ ચાર શ્લોકો કલાપક તરીકે સંબંધવાળા હોવાથી તેનો સમુચ્ચય આશય આવી રીતે હોવો જોઈએ—

"જેમને(લક્ષ્મીસાગરસૂરિને) બાળવામાં રહેલા જોઈને ગૂર્જરભૂમિમાં અવસર મેળવીને કલિરાજે કેટલાક સાધુઓને પોતાના સેવકો કર્યા હતા, તેથી આ ગણ(તપાગચ્છ) વ્રણ-(છિદ્ર)વાળો થયો હતો. વાગ્દેવીએ જેમને વરદાન આપેલુ હતું, જેઓએ દિવ્ય શરીર અને રૂપવડે કામદેવને પરાજિત કર્યો હતો, તથા કવિ-શિરોમણિનું અનુકરણ કરનાર જે ગુરુ રત્નમંડન દીપતા હતા, તેઓ, સોમદેવસૂરિએ કરેલા અત્યાગ્રહથી પક્ષની ભિન્નતા મૂકી દઈ, વિશુદ્ધ કરેલા સોનાની જેમ, રત્નંભતીર્થ(ખંભાત) નગરમાં ભારે ઉત્સવ પૂર્વક નમતાં, જેઓએ(લક્ષ્મીસાગરસૂરિએ) સં. ૧૫૨૦માં ઘણા સંઘની સાક્ષીએ જ્યારે ગણમાં ઐક્ય કરાવ્યું, ત્યારે અહિં અન્ય પક્ષના મહાત્માઓના મનમાં પણ અત્યંત વિસ્મય થયો હતો."

— ભ્રાંતિથી બીજાની ભૂલ-પરંપરા દર્શાવનાર સાક્ષર, પોતાની ભૂલ-પરંપરા જુએ અને સત્ય સ્વીકારી, ભૂલ-પરંપરા કરતાં સાવધાનતા રાખે—એમ ઇચ્છીએ.

સં. ૨૦૦૩ ચૈત્ર શુ. ૨ સોમ.

### શ્રીમુનિસુંદરસૂરિવિરચિત

# નવસારીમંડન-શ્રીપાર્શ્વનાથ-સ્તોત્ર

## સં૦-શ્રીયુત પં. અંબાલાલ પ્રેમચંદ શાહ

સુરતની દક્ષિણે આવેલું નવસારી શહેર ઘણું પ્રાચીન છે. ઈ. સ. પૂર્વે ત્રીજી શતાબ્દિમાં તેની ખ્યાતિ યુરોપ સુધી હતી. ગૂજરાતનાં બંદરોમાં આની ગણના હતી. ટોલેમીએ પણ આનો ઉલ્લેખ કર્યો છે. જો કે દક્ષિણે સોપારા અને ઉત્તરમાં ભરૂચના આબાદીભર્યાં બંદરોથી તેની મહત્તા અંકાઇ નહોતી, છતાં દક્ષિણથી ભરૂચ જવાના સ્થળ અને દરિયાઈ માર્ગમાં આ બંદર વચ્ચે આવતું જ. આ શહેરનું પ્રાચીન નામ નવસારિકા મળે છે.

ગૂજરાતમાં ચાલુક્ય રાજાઓના સમયમાં તેનું મહત્ત્વ વધવા લાગ્યું. ઈ. સ. ૭૪૦ના શ્રીઆશ્રય શીલાદિત્ય યુવરાજના લેખ ઉપરથી જણાય છે કે નવસારિકા ગૂર્જર ચાલુક્યોના પાટવી કુમારોનું નિવાસસ્થાન બન્યું હતું.

ઈ. સં. ૭૩૮માં સિંધના સૂબા અબ્દુલ-ઇ-રહમાને સૌરાષ્ટ્ર, ઉત્તર ગૂજરાત અને માલવા ઉપર ચઢાઈ કરી અને ભરૂચ ઉપર ધાવો નાખ્યો ત્યારે ચાલુક્ય અવનીજનાશ્રય પુલુકસેન ઇ સ ૭૩૯માં નવસારી આગળ તેની સામે થયો અને તેને હરાવ્યો.

તે પછી ગૂર્જર ચાલુક્યોની પડતીની સાથે તે રાષ્ટ્રકૂટોના હાથમાં ગયું.

પારસીઓએ સંજાણથી નાસીને ઈ. સ. ૧૫૨૦માં અહીં આશ્રય મેળવ્યો. મોગલોની સત્તા પછી સુરતમા નવાબી સત્તા સ્થપાઈ ત્યારે મરાઠાઓને નવાબી સત્તા ઉપર દાબ બેસાડવા નવસારી જ અનુકૂળ પડેલું તેથી અહીં જ મરાઠાઓનાં થાણાં સ્થપાયાં હતાં.

નવમા સૈકામાં નવસારી જૈનધર્મનું કેન્દ્ર થઈ પડયું હતું. તે સમયના કર્કના સુરતના તામ્રપત્રમાં નવસારીનાં જૈનમંદિરોને કેટલીક મિલકત આપ્યાનો ઉલ્લેખ મળે છે.

આથી નવસારીનું મહત્ત્વ જૈનો માટે વિશેષ ગણાય. આ જ વાતને પ્રમાણિત કરતું આ સ્તોત્ર છે એટલે નવસારીના મંદિરનું મહત્ત્વ પ્રાચીનતાની દૃષ્ટિએ ઉલ્લેખનીય છે.

શ્રી. મુનિસુંદરસૂરિએ આમાં કોઈ ઐતિહાસિક વિગત ટાંકી નથી. તેમણે તો પ્રાચીનતાની દૃષ્ટિએ માત્ર ભક્તિથી તેનું મહત્ત્વ આંકતાં સ્તુતિ કરી છે.

શ્રી મુનિસુંદરસૂરિની જીવનકથા સુપ્રસિદ્ધ છે. તેની માહિતી મેળવવા માટે જિજ્ઞાસુઓએ 'અધ્યાત્મકલ્પદ્રુમ'ની સ્વ. શ્રી મોહનલાલ દ. દેસાઈએ લખેલી પ્રસ્તાવના જોઇ લેવી. તેઓ પંદરમી શતાબ્દિમાં થયેલા વિદ્વાન આચાર્યોમાં મુખ્ય હતા અને તેમણે સંસ્કૃત-પ્રાકૃતમાં અનેક ગ્રંથોની રચના કરેલી છે; એટલું જણાવવું અહીં બસ થશે.

આ સ્તોત્ર પંદરમી શતાબ્દિનો ગૂજરાતી ભાષાનો એક સુંદર નમૂનો છે. મારા ધારવા મુજબ મુનિસુંદરસૂરિની ગૂજરાતી ભાષામાં લખાયેલી કોઈ કૃતિ હજી સુધી ઉપલબ્ધ

નથી થઈ. તેથી એવા સંસ્કૃત–પ્રાકૃત ભાષાના લેખકના હાથે રચાયેલ આ ગૂજરાતી ભાષાની કૃતિનો નમૂનો ભાષાની દૃષ્ટિએ મહત્ત્વભર્યો ગણાય. આમાં પ્રાકૃત ભાષાના અને અપભ્રંશના પ્રયોગોનો ઉપયોગ કરેલો જોવાય છે. ભાષામાં મૃદુત્વ લાવતા 'સહેલડી, ગેલડી, પહેલડી, વહેલડી, મોરઉં', હિયડઉં વગેરે પ્રયોગો પણ દૃષ્ટિગોચર થાય છે, અને પંદરમી શતીમાં ગૂજરાતી ભાષાના સ્વરૂપ ઉપર ઠીક પ્રકાશ નાખે છે.

આ સ્તોત્ર મારી પાસેની એક પત્રની પ્રતિ ઉપરથી ઉતારવામાં આવ્યું છે. પત્ર પણ લગભગ પંદરમી શતીનું હોય એમ જણાય છે. પ્રતિની સ્થિતિ અને લિપિ પણ સારી છે

## સ્તોત્ર

નવસારીમંડણુ પાસસામિ, સુપસિદ્ધઉ સામલવન્ન નામિ;
આણીય નીય ચંચલ ચિત્ત ઠામિ, હું ગાઇતુ જિણુપય સીસ નામિ. ૧

નવસારી સારી તઇં કરી, સુણિ સામલવન્ન કૃપા કા(ક)રી;
સિરિપુરિ મંગપુરિ દહિથલી, અરિ(હિ)છત્રા નાગદ્રહિ વલી ૨

પાટણિ ખંભાઇતિ પાસનાહ, વડલી ઘોઘાપુરિ નઈં સુણાહ;
તૂંહ નઇ કરહેડઈ કૃતધી, આરાસણિ આરાધઇ સુધી ૩

નવપલ્લવ નવખંડ અંતરીખ, જિરાઉલઉ ચિંતામણિ સરીખ;
ચિંતામણિ પાસ પંચાસરઉ, કોકઉ કુલ(કલિ)કુંડ સંખીસરઉ ૪

ચઉપટ્ટ મલ્લ રાવણ થાંભણઉ, સાહપુરઉ પાસ સોહામણઉ;
ઇહે નામિ તું દીસઈ દીપતઉ, હવડીઈં કલિબલ જીપતઉ. ૫

સખિ મોરઉ મન ઊમાહિઉં, ક્ષણુ એકઇ ન રહઈં સાહિઉં;
સિરિપાસ જિણેસર જત્તરેસિ, અમ્હે જાસઉં સખિ નવ સહસ દેસિ. ૬

ઇમ સુણિ કરિ ભણઈ સહેલડી, અમ્હે જાસિઉં બહિનિ પહેલડી;
તઉ મેલ્હઉ સુંદરિ ગેલડી, નિયનાહ જણાવઉ વહેલડી ૭

ઇ મંતીઅ નારિ કહઇ એકંત, નવસારી દેવ વંદાવિ કંત;
ચાલઉ સામલવન્ન જુહારીઈં, ચિરસંચિઅ પાતક હારીઈં. ૮

જગ જગડણુ મોહ નિવારીઇ, કુલ એકોતર સઉ તારીઈ;
લહી માણુઅ જનમ કિમ હારીઇ, આજ કાજ આપણુડઉં સારીઈ. ૯

ઇણુઈ પરિ સંઘ ચાલઇ નિતુ નવા, તુમ્હ પાસ જિણેસર ભેટિવા;
આવઈં ઊમાહિયા દેવદેવ, કરિવા તુઙ સામલવન્ન સેવ. ૧૦

પરમેસર કેસર નઈ કપૂર, કસતૂરી ચંદન કરઈ ચૂર;
રચઈ અંગી નવ નવ ભંતિ અંગિ, તુમ્હ પાસ જિણેસર મનહ રંગિ. ૧૧

અણીઆલી નાન્હી કેવડી, પુણુ ગંધિ ગુણિહિં છઈ તે વડી;
રસે ફૂલિ ભરી રચૂડલી, તુમ્હ પૂજિઈ પૂજઇ મનરુલી ૧૨

ઊવેખઇં કૃષ્ણાગર કપૂર, કરિ મેલ્હિઇં સોવન બીજપૂર;
જે ઢોઇં ફલ પકવાન ધાન, તે પામઈ ઝલહલતાં વિમાન. ૧૩

કરઈં પૂજ મહાધજ આરતી, મંગલીવઉ ટાલઈ આરતીઃ
એકમન્ન ભાવઈં ભાવના, ગુણ ગાઈં સામલવન્નના. ૧૪

તૂં ત્રિભુવન કેરઉ રાજિઉ, તૂં મહિમા પડહઉ વાજિઉ;
તુમ્હ સેવ કરઈં પદમાવતી, ભગતિહિં ધરણિંદ સિઉં આવતી. ૧૫

તૂંહ બિંદ ઝિરઇ નિતુ અમીયબિંદ, નવિ સૂકઇ સૂકડિ ફુલબિંદ;
મિથ્યાતીતણાં વધામણાં, નિતુ આવઇ સામિ સોહામણા ૧૬

પસરઈં તુહ પડિમા તેજપૂર, જાણે ફિરિ ઊગ્યા બાર સૂર;
નીલુપ્પલ તાલ તમાલ સાલ, કજ્જલ કલ ઝાલ કલા વિસાલ. ૧૭

જગ રંજણુ જે મજ્જણુ કરઈં, તેહનઈં સુરનર સેવા કરઈં;
જે સ્વામી તુમ્હ આંગી કરઇ, તે સિદ્ધવધૂ સઇવર વરઇં ૧૮

જઉ પાસ જિણેસર પૂજિઈં, ભવદુક્ખ ભુએ નવિ ધૂજીઇ;
જઉ પાસ જિણેસર વાંદીઈં, જગ ભીતરિ તઉ ચિર નાંદીઈં. ૧૯

હવડાં વરતઇ વિસમઉ સમઉ, એક ગાજઇ જિણ ત્રેવીસમઉ;
કોઇ દેવ ન દેખઉં તુજ્જ સમઉ, મજ્ઝ હીયડઉં તુજ્ઝ પાય વીસમઉં. ૨૦

ઇમ પૂજી પણમી થુણીય સ્વામિ, જાઈ કરીઅ અવારીઅ નિઅઠામિ;
ઇસી જાત્ર કરઈં જે પાસની, તેહનઇં સિદ્ધિ થાઇ આસની. ૨૧

નવસારીમંડણ પાવવિહંડણ પાસસામિ મંગલકરણ,
શ્રીસોમસુંદરસૂરિપટ્ટદિવાયર શ્રીમુનિસુંદરસૂરિ ગુરો;
જે તસુ ઉવએસિં પાસુ થુણેસિઈ સફલ કરેસિં મણુઅભવ,
તે પામઈં નિમ્મલ ઉજ્જલ કેવલ દંસણુ નાણુ લહઈં વિભવ. ૨૨

ઇતિ નવસારીમંડનશ્રીપાર્શ્વનાથસ્તોત્રમ્ ॥ શુભં ભવતુ ॥

# चितौडके प्राचीन जैन श्वेताम्बर मन्दिर

लेखकः-श्रीयुत अगरचंदजी नाहटा

चितौडके दुर्गके सम्बन्धमें जैन साहित्यमें समय समय पर अनेक उल्लेख अवलोकनमें आये थे और यहांके जैन मन्दिरोंके सम्बन्धमें जयहेम रचित चैत्यपरिपाटी भी 'जैनयुग' वर्ष ३ पृष्ठ ५४ में प्रकाशित देखनेमें आई एवं अन्य एक चैत्यपरिपाटी गत श्रावण मासमें पालनपुर भंडारका अवलोकन करते समय प्राप्त हुई। इसकी प्राप्तिके अनन्तर कईवार चितौडके जैन मंन्दिरोंके सम्बन्धमें प्रकाश डालनेकी इच्छा हुई और कुछ नोंध भी लिखली गई थी पर विशेष अन्वेषणके लिये वह अभी तक प्रकाशमें नहीं आ सकी थी। सौम्यग्यवश इस वार हिन्दी साहित्य सम्मेलनके उदयपुर अधिवेशनमें जानेका मौका मिला और केसरियाजीकी यात्राके साथ साथ चितौडकी यात्रा का सुयोग प्राप्त हुआ। समयाभावसे केवल १ दिन ही वहां रहना हुआ, फिर भी वहांके जैन अवशेषोंको देखकर चित्तमें वडा आनंद एवं विषाद हुआ। आनंद तो वहांके प्राचीन जैन गौरवका अनुभव करके हुआ और खेद वहांकी वर्तमान दशाको देखकर। वहांके मन्दिरकी कोरणी बडी सुन्दर है, पर अधिकांश मन्दिर तूटे हुए पडे हैं। आश्चर्यका विषय है कि मूर्ति एक भी मंदिरमें नहीं है। श्री विजयनीतिसूरिजीके उपदेशसे जीर्णोद्धार प्रारंभ हुआ है, पर जीर्णोद्धारके साथ नया काम भी प्रारंभ कर देनेके कारण अवतक प्राचीन सभी मंदिरोंका उद्धार हो जाना चहिए था, उसके वदले सातवीस देहरीके मंदिरका जीर्णोद्धार हो पाया है। इस मंदिरमें बाहरसे मूर्तिये लाकर प्रतिष्ठित कर दी गई। इसके पश्चात् खुदाई द्वारा कई मूर्तिये भूमिमेंसे प्राप्त हुई है वे भी इसी मंदिरमें रखी हुई हैं। मेरे नम्र मतानुसार किसी योग्य निरीक्षकके तत्त्वावधानमें आसपासके स्थानोंका सूक्ष्म निरीक्षण किया जाय तो और भी बहुत सी मूर्तियें यहांके भूमिगृहों आदिसे प्राप्त होगी, क्योंकी मुगलोंके आक्रमणके समय मूर्तिकी सुरक्षाके लिये संघने यहीं कहीं उन्हें दाट रखी होगी।

प्राप्त चैत्यपरिपाटी १६ वीं शताब्दीकी है उसमें यहां ३२ जैन मंदिर एवं ८-९ हजार मूर्तिये होनेका उल्लेख है। प्रथम चैत्यपरिपाटी प्राप्त नहीं है, द्वितीयकी प्रति अशुद्ध प्राप्त हुई है अतः कुछ अशुद्धियें रह जाना संभव है, फिर भी सरसरी तौरसे यहां के जैनमंदिरोंके सम्बन्धसे पाठकोंका ध्यान आकर्षित करनेके लिये सारगर्भित सूची नीचे दी जा रही है।

---

१ इसकी रचना सं. १५६६ के लगभग हुई थी।

२ इसकी रचना सं. १५७३ फा. व. में हर्षप्रमोदके शि. गयंदीने की है।

| मंदिरका नाम | प्रतिमासंख्या | | अन्य प्रतिमायें | निर्माता |
|---|---|---|---|---|
| १ श्रेयांसनाथका मंदिर | ८० | प्रतिमायें | स्तंभन एवं वीर | |
| २ आदिनाथ मंदिर | ५४ | ,, | | शा. ईसर |
| ३ सोमचिन्तामणि पार्श्व | ३५० | ,, | सुमति सह | |
| ४ चंद्रप्रभ (चौमुख) | १३६ / १३० | ,, | | |
| ५ आदिनाथ मंदिर | १० | ,, | | |
| ६ पार्श्वनाथ ,, | ३५ | ,, | | आका |
| ७ सुमतिनाथ ,, | १३ | ,, | | |
| ८ वीरविहार[1] (६० पगथिये) | ३२८ | | | शा. बाला |
| | ३४२ | | | |
| ९ पार्श्वमंदिर } [2] | | | | दोसी रतनइ |
| ९ सुपार्श्वमंदिर } | | | | (कर्मसी) |
| १० जैन कीर्तिस्तंभ[3] (७ मंजिला) | २००० | ,, | | हं. पूना सुत |
| ११ पार्श्वमंदिर[4] | ९०० | ,, | | |
| १२ चंद्रप्रभ | ४० | ,, | | |
| १३ अदबुद (आदिनाथ) | १५ | ,, | | |

१ चारित्ररत्नगणि रचित चित्रकूटीय महावीरप्रासाद प्राशस्तिमें इस मंदिरके निर्माता ओसवाल गुणराज एवं प्रतिष्ठापक आचार्यपरंपराका विस्तृत वर्णन है। इस प्रशस्तिकी मूल-प्रति भां. रि. इ. पूनेमें है, प्रतिलिपि हमारे संग्रहमें है। रोयल एसियाटीक सोसायटीके जर्नलमें भांडारकरने सन १९०८ में इसे प्रकाशित भी की है। प्रशस्तिके अनुसार इस मंदिरका दक्षिणवर्ती मंदिर पोरवाड कुमारपालने और उत्तरका ओसवाल तेज पुत्र भायाने बनवाया था।

२ जैन गुर्जर कविओ भा. १ पृ. १९५ के अनुसार इनका निर्माण कर्माशाहने कर-वाया व प्रतिष्ठा विवेकमंडनने की।

३ इसके संबंधमें एक स्वतंत्र लेख लिखा गया है।

४ जैन साहित्य और इतिहासके पृ. ५३० के अनुसार इनके निर्माता जिनदास शाह थे। ब्र० शीतलप्रसादजीने अपने मध्यभारत व राजपूतानेके जैन स्मारकमें भी इसका उल्लेख किया है। इस ग्रन्थमें यह भी लिखा है कि यहांके श्याम पार्श्वनाथ मंदिरका निर्माण सं. १३३५ में रावल तेजसिंहकी धर्मपत्नी जैतलदेवीने करवाया था इसके लिये उनके पुत्र रावल कुमारसिंहने भूमिप्रदान की थी।

| | | |
|---|---|---|
| १४ चंद्रप्रभ (मलधार गच्छीय) | १५ ,, | |
| १५ सुमतिनाथ (सुराणा रामचंदकारित) | ७० या १७ | |
| १६ शांति (खरतर वसही) | ६६ | |
| | २५ | |
| १७ पार्श्व (७ फन) | ५१५ | सतरिसय २ शत्रुंजय गिरनार (पट) |
| १८ सुमति (बरहडीया धनराजका.) | ५० | |
| १९ शांति (डागा जिनदत्तका) | २०० | |
| | १६४ | |
| २० शांति (लोला वसही) | ५८ | |
| २१ मुनिसुव्रत (नागौरिका.) | १२५ | |
| २२ शीतल (अंचलगच्छीय) | ३३८ | |
| २३ मुनिसुव्रत (नाणावाल ग०) | ३८ | |
| २४ सीमंधर (पल्लीवाल) | ९४ | |
| २५ पार्श्व (चित्रावाल ग०) | ४० | |
| २६ सुमति (पूर्णिमा गच्छीय) | २२ | |
| २७ आदिनाथ चौमुख (मालवी) | ८७३ | शत्रुंजय, गिरनार, अष्टापद |
| | ८७७ | |
| २८ मुनिसुव्रत (गुफामें कीर्तिधर शुकोसल, ३ गोमुखोसे पानी बहता है, पासमें कुंभाराणाका कीर्तिस्तंभ है कुंभेश्वर) | | |
| २९ शांति[5] (चौमुख-वेलाकारित) | २२५ | शीतल, आदि, पार्श्व |
| ३० अजित (सरणावसही) | ५८५ | |
| ३१ शांति (शा. डुंगर का०) | ९९० | सत्तरिसय |
| ३२ संभव[6] | ३५ | |

५ इसे अभी सिंगार चौरी कहते थे पर यह भ्रमित नाम है। वास्तविकमें इसका नाम अष्टापदावतार शांति जिनालय है। इसे महाराणा कुंभाके खजानची शा वेलाने सं. १५०५में बनवाया था। ओझाजी आदिने इसकी प्रतिष्ठा ख० जिनसेनसूरिजीने की लिखा है पर वास्तवमें प्रतिष्ठापक आचार्यका नाम जिनसुन्दरसूरि है।

६ इन ३२ जिनालयोंके बाद भी शायद १-२ मंदिर और बने होंगे। जिस चैत्य-परिपाटीके आधारसे उपर सार दिया गया है उसका रचनाकाल सं. १५७३ है, पर अभी

**चितौड़से जैनोंका प्राचीन सम्बन्ध—**

जैन समाजका चितौडसे बहुत प्राचीन सम्बन्ध है। यह सम्बन्ध श्री सिद्धसेन दिवाकरसे भी पहले तक जा पहुंचता है, जिनका समय वि० की ५ वीं शताब्दी है। इसके पश्चात् पूज्यपाद हरिभद्रसूरिजीका निवास भी यहा होनेका उल्लेख पाया जाता है। १२ वीं शताब्दी में यहां चैत्यवासका प्राबल्य प्रतीत होता है। श्री जिनवल्लभसूरिजीने उसका प्रबल विरोध किया और उनके उपदेशसे यहांके श्रावक साधारणने महावीरस्वामीका विधि चैत्यालय निर्माण किया था। इस मंदिरमें विधि मार्गके प्रदर्शक सूरिजीके संघपट्टकादि ग्रन्थ शिलापट्ट पर उत्कीर्ण किये गये थे। श्री जिनवल्लभसूरिजी एवं उनके पट्टधर श्री जिनदत्तसूरिजी (सं. ११९९) का पदोत्सव भी यहीं हुआ था। उपकेशगच्छप्रबन्धके अनुसार चक्रेश्वरीदेवीकी वाणीसे कृष्णर्षिने यहां आकर किसी व्यक्तिको दीक्षित किया व अध्ययन कराया। चैत्यपरिपाटी के अनुसार यहां खरतर, तपा, अंचल, नाणावाल, पल्लीवाल, चित्रावाल, पूर्णिमा, मलधारी गच्छोंके पृथक् पृथक् जिनालय थे। यहांके मंदिरोंकी संख्या, प्रतिमाओंकी संख्या आदिसे भी यहांकी घनी एवं धनी जैन वस्ती एवं जैन प्रभावका सहज अनुमान किया जा सकता है। ५ वीं शताब्दिसे १६ वीं शताब्दीके शेष तक यहांका उन्नत काल प्रतीत होता है, यद्यपि, १४ वीं शताब्दीमें अलावद्दीनके आक्रमणसे कुछ क्षति हुईथी, फिर भी १५ वीं शताब्दीमें ही हम फिर यहांकी जाहोजलाली पाते हैं। १७ वीं शताब्दीमें समराट अकबरके आक्रमणके पश्चात् चितौड अपना प्राचीन गौरव पुनः प्राप्त नही कर सका। आज भी यहां दुर्ग पर एवं नीचे जैनोंकी वस्ती है, मंदिर है, पर उनकी स्थिति साधारण है और वे अपना प्राचिन गौरव भूल चूके है।

उपर्युक्त ३२ जिनालयोमेंसे अब तो १०–१५ मंदिर रहे होंगे अवशेष नष्ट हो चूके है, पर जो बच पाये है उनकी सुव्यवस्था शीघ्रातिशीघ्र करनी चाहिये। इन प्राचीन मंदिरोंके अतिरिक्त दुर्ग पर इन मंदिरोके कुछ नीचे एवं पहले १९ वीं शताब्दीके बने हुए दो तीन मंदिर और है। एक प्राचीन जैनमंदिरमें तो देवीकी मूर्ति पूजी जाने लगी है। दुर्गके नीचे शहरमें भी पीछले समयके बने हुए ४–५ मंदिर है। ओझाजीके कथनानुसार शहरप्रवेश करनेकी पुलमें भी कई जैनमंदिरोके पत्थर लगे हुए है। इन सब प्राचीन अवशेषकी भलीभांति खोज करके उनके संबंधमे एक महत्वपूर्ण चितौडका जैन इतिहास प्रकाशित करना

---

भूमिसे जो प्रतिमायें प्राप्त हुई है वे अधिकांश खरतर गच्छकी है एवं प्रतिष्ठाका समय सं. १५९५–९६ तकका है, अतः सं. १५७३ के बाद भी प्रतिष्ठायें होती रही सिद्ध होता है। पता नहीं ये मूर्तियें उपरोक्त ३२ मंदिरोमेंसे किसी मंदिरकी ही है या इनसे भिन्न अन्य मंदिरकी।

परम आवश्यक है। सभी मंदिरो एवं प्रतिमाओंके लेखोंका उसमे संग्रह होना चाहिए। कलापूर्ण स्थापत्योंके चित्र एवं वर्तमान जैन वस्तीकी गणना आदि द्वारा प्राचीन कालसे अबतक दि. एवं श्वे. दोनों समाजका कैसा संबंध रहा भलीभाति दिगदर्शन कराया जाना आवश्यक है। आशा है स्थानीय जैनसमाज, यतिजी आदि एवं प्राचीन जैन गौरवको प्रकाशमें लानेकी इच्छावाले सज्जन इस ओर शीघ्र ध्यान देंगे।

अब थोडा सा निवेदन मैं जिर्णोद्धारके संबंधमें भी कर देना आवश्यक समझता हूं। जैसाकी अभी जिर्णोद्धारका कार्य चल रहा हैं वैसे काम चलनेसे तो वहु वर्ष लगेंगे, अतः नवीन देहरीयें आदि न बनवाकर जो मंदिर जीर्णशीर्ण दशामें पडे हैं एवं दिनोदिन टूटते भांगते जा रहे है उनकी अतिशीघ्र सुधि लेनी चाहिये अन्यथा उनके ढह पडने पर खरच एवं कार्य और अधिक बढ जायगा। अतः जिर्णोद्धारके कार्यका ढंग परिवर्तन करना आवश्यक हैं। मूर्तियें अभी प्राप्त हो ही चूकी है एवं फिर भी इधरउधर और मिल जायगी अतः सब मंदिरोके भग्न अंशोकी मरम्मत कराके प्रत्येक मंदिरमें एक दो मूर्तिये प्रतिष्ठित करदी जाय ताकि उन मंदिरोंकी पूजा प्रारंभ होनेसे देखभाल होने लगेगी। झाडू बुहारी होनेसे कचरा नहीं जमेगा और उनकी दशा जो दिनोदिन खराब हो रही है वह रुककर सुधार पर आजायगी। कई मूर्तियां एवं मंदिरोंके भग्न पाषाणखण्ड इधरउधर बिखरे पडे है उन्हे एक स्थान पर संग्रहीत कर लिया जाय जिनसे उनकी सुरक्षा हो। जिस एक मंदिरमें देवीकी पूजा प्रारंभ हो चली है उसमें देवीजोको अन्यत्र स्थापित कर उसका कब्जा जैनसंघको पुनः प्राप्त करलेना चाहिए। हजारों रुपयोंकी लागतके जैन मंदिर हमारी उपेक्षाके कारण अब भी नष्टभ्रष्ट होते रहे यह कभी वांछनीय नहीं है। योग्य व्यक्तिको यह सब सुपरत करने पर थोडे अर्थव्ययसे सुन्दर काम हो सकता है।

## परिशिष्ट

माननीय ओझाजीके उदयपुर राज्यके इतिहाससे चितौडके जैन स्मारकोके संबंधमें आवश्यक जानकारी उद्धृत की जाती है।

१. चितौड दुर्गको मौर्यवंशी चित्रांगदने बनवाया। ८ वी शतीमें गुहिलवंशी वप्पा रावलने मौर्यवंशी मानसे हस्तगत किया। चितौड जाते पुल आती है उसमें कई हिन्दु एवं जैन मंदिरोंके पत्थर लगे हुए है।

२ जैन कीर्तिस्तंभ आता है जिसको दिगंबर संप्रदायके दघेरवाल महाजन सा. नायाके पुत्र जीजाने वि. सं. की चौदहवीं शताब्दीके उत्तरार्द्धमे बनवाया था। यह कीर्तिस्तंभ आदिनाथका स्मारक है। उसके चारो पार्श्व पर आदिनाथकी एक एक विशाल दिगंबर (नग्न) जैन मूर्ति खडी है और बाकीके भाग पर अनेक छोटी जैन मूर्तियें खडी हुई हैं। इस कीर्तिस्तंभ उपरकी छत्री विजली गिरनेसे टूट गई और इस स्तंभको भी हानी पहुंची थी, परन्तु वर्तमान महाराणा (फतहसिंहजी) साहबने अनुमान ९००० रुपये लगाकर ठीक वैसी ही छत्री पीछी बनवा दी और स्तंभकी भी मरामत हो गई है।

३ जैन कीर्तिस्तंभके पास ही महावीर स्वामीका मंदिर है, जिसका जीर्णोद्धार महाराणा कुंभाके समय वि. सं. १४८५ में ओसवाल महाजन गुणराजने कराया था। इस समय यह मंदिर टूटीफूटी दशामें पडा हुआ है।

४ गोमुखके निकट महाराणा रायमलके समयका बना हुआ एक छोटा जैन मंदिर है जिसकी मूर्ति दक्षिणसे यहां लाई गई थी, क्योंकि उस मूर्तिके उपर प्राचीन कन्नडी लिपिका लेख है और नीचे के भागमे उस मूर्तिके यहां प्रतिष्ठित किये जानेके सबंधमें वि. सं. १५४३ का लेख पीछेसे नागरी लिपिमें खोदा गया है।

५ बडी पोलके पूर्वमें कई एक जैन मदिर टूटीफूटी दशामें पडे हैं और इनमेंसे सतवीस देवल नामक जिनालयमे खुदाईका काम बडा ही सुन्दर हुआ है।

६ जिसको सींगार चौरी कहते हैं इसके मध्यमें एक छोटीसी वेदी पर चार स्तंभवाली छत्री बनी हुई है। इसके एक स्तंभ पर खुदे हुए वि. सं. १५०५ के शिलालेखसे ज्ञात होता है कि राणा कुंभाके भंडारी वेलाकने जो केल्हाका पुत्र था शांतिनाथका यह जैन मंदिर बनवाया था और उसकी प्रतिष्ठा खरतरगच्छके आचार्य जिनसेन (सुन्दर ?) सूरिने की थी।

७ सूरजकुंडसे आगे जेमलपताकी हवेलीसे पूर्व जेमलके तलावके तट पर ६ बौद्ध स्तूप है जो इस समय तोपखानेके मकानके पास गडे हुए हैं[1]।



---

१ इसका भलीभांति अवलोकन कर निर्णय करना आवश्यक है, ये जैन न हों।

# પ્રશ્નોત્તર-પ્રબોધ

પ્રયોજક:—પૂજ્ય આચાર્ય મહારાજશ્રી વિજયપદ્મસૂરિજી

પણમિય સિરિપાસપહું, ગુરુવરસિરિનેમિસૂરિપયકમલં ॥
પણ્હુત્તરપ્પબોહં, રએમિ ભવ્વપ્પબોહટ્ઠં ॥ ૧ ॥

૧—**પ્રશ્ન**—ચરમ તીર્થંકર પ્રભુ શ્રી મહાવીર દેવના શાસનની આરાધના કરીને જિન નામકર્મને બંધનારા શ્રેણિકરાજા વગેરે નવ જીવો આવતી ચોવીશીમાં કેટલામા તીર્થંકર થશે?

**ઉત્તર**—૧—શ્રેણિક—પરમ શ્રાવક ચેડા મહારાજના જમાઈ અને પ્રભુ શ્રી મહાવીર દેવના બનેવી શ્રેણિક રાજા આવતી અવસર્પિણીમાં ભરતક્ષેત્રને વિષે આવતી ચોવીશીમાં પહેલા પદ્મનાભ નામના તીર્થંકર થશે. ૨—સુપાર્શ્વ—પ્રભુ શ્રી મહાવીર દેવના કાકા શ્રી સુપાર્શ્વરાજા આવતી ચોવીશીમાં બીજા સૂરદેવ નામના તીર્થંકર થશે. ૩—પોટ્ટિલ—પોટ્ટિલનો જીવ આવતી ચોવીશીમાં ચોથા સ્વયંપ્રભ નામના તીર્થંકર થશે. ૪—કેદાયિનો જીવ ત્રીજા સુપાર્શ્વ નામના તીર્થંકર થશે. ૫ શંખ શ્રાવક છઠ્ઠા દેવશ્રુત નામે તીર્થંકર થશે. ૬—દઢાયુનો જીવ પાંચમા સર્વાનુભૂતિ નામના તીર્થંકર થશે. ૭—શતક શ્રાવક દશમા શતકીર્તિ નામના તીર્થંકર થશે ૮—રેવતી શ્રાવિકાનો જીવ સત્તરમા સમાધિ નામના તીર્થંકર થશે. ૯—સુલસા શ્રાવિકાનો-જીવ પંદરમા નિર્મમ નામના તીર્થંકર થશે. આ બીના કાલસપ્તતિકા તથા પ્રાકૃત દિવાળી કલ્પના આધારે જણાવી છે ૧

૨—**પ્રશ્ન**—યુગલિક મનુષ્યોને કૃષ્ણ, નીલ, કાપોત, તેજો, પદ્મ અને શુક્લ લેશ્યામાંથી કઈ લેશ્યા હોય ને કઈ કઈ લેશ્યા ન હોય?

**ઉત્તર**—શરૂઆતની ચાર લેશ્યાઓ—યુગલિક મનુષ્યોને હોય, એટલે છેલ્લી પદ્મ લેશ્યા ને શુક્લ લેશ્યા ન હોય. ૨

૩—**પ્રશ્ન**—શ્યામાચાર્ય મહારાજે બનાવેલા શ્રી પ્રજ્ઞાપનાસૂત્ર વગેરેમાં ગર્ભજ મનુષ્યની ઉત્કૃષ્ટ અવગાહના ૩ ગાઉની જણાવી છે. તો અહીં પૂછવાનું એ કે શું બધાયે ગર્ભજ મનુષ્યોની અવગાહના એક સરખી હોય?

**ઉત્તર**—સૂત્રકાર ભગવંત કઈ વસ્તુ કઈ અપેક્ષાએ જણાવે છે તે તરફ લક્ષ્ય રાખવાથી જ સૂત્રકારનો આશય યથાર્થ સમજી શકાય છે. અહીં પાંચ ભરતક્ષેત્ર અને પાંચ ઐરવત ક્ષેત્રમાં અવસર્પિણીના પહેલા આરાની શરૂઆતમાં (પહેલો આરો બેસતા) ગર્ભજ મનુષ્યોની અવગાહના ત્રણ ગાઉની હોય એમ જાણવું. તે પછીના કાળમાં ઘટતાં ઘટતા તે (પહેલા) આરાની છેવટે બે ગાઉની અવગાહના હોય, એ પ્રમાણે બીજો આરો બેસતાં બે ગાઉની, અને ઊતરતાં એક ગાઉની, ત્રીજો આરો બેસતાં એક ગાઉની અને ઉતરતાં ૫૦૦ ધનુષ્યની અવગાહના હોય, ચોથો આરો બેસતાં ૫૦૦ ધનુષ્યની અવગાહના ને ઊતરતાં છેવટે ૭ હાથની અવગાહના હોય. પાંચમો આરો બેસતાં સાત હાથની ને ઊતરતાં ૧ હાથની અવગાહના, છઠ્ઠો આરો બેસતાં એક હાથની ને ઊતરતાં મુંડા હાથની અવગાહના હોય. અવસર્પિણીની આ બીના જણાવી. આથી ક્રમસર ચઢતી બીના ઉત્સર્પિણીની જાણવી એટલે ઉત્સર્પિણીનો પહેલો આરો બેસતાં મુંડા હાથની ને ઊતરતાં એક હાથની અવગાહના, બીજો આરો બેસતાં ૧ હાથની ને ઉતરતાં ૭ હાથની અવગાહના. ત્રીજો આરો બેસતાં ૭ હાથની, ને ઊતરતા ૫૦૦ ધનુષ્યની અવગાહના. ચોથો આરો

બેસતાં ૫૦૦ ધનુષ્યની ને ઊતરતાં ૧ ગાઉની અવગાહના હોય. પાંચમો આરો બેસતાં એક ગાઉની ને ઊતરતાં બે ગાઉની અવગાહના હોય. છઠ્ઠો આરો બેસતાં બે ગાઉની ને ઊતરતા ત્રણ ગાઉની અવગાહના હોય. આ રીતે અવસર્પિણીનો ક્રમ ઉત્સર્પિણીમાં પશ્ચાનુપૂર્વી ક્રમની માફક ઊલટો થઈ જાય છે-એમ ઉત્સર્પિણીનો ક્રમ અવસર્પિણીમાં ઊલટો બને છે. આ રીતે પાંચ ભરત અને ઐરવતની અપેક્ષાએ ગર્ભજ મનુષ્યની અવગાહનામાં હીનાધિકપણું (ઓછાવધતાપણું) જણાવ્યું. પાંચ મહાવિદેહમાં જઘન્યથી અંગુલનો અસંખ્યાતમો ભાગ અને ઉત્કૃષ્ટી અવગાહના પાંચસો ધનુષ્યની જાણવી. આ સર્વ બીના ગર્ભજ મનુષ્યના ઔદારિક શરીરની અપેક્ષાએ જાણવી. ગર્ભજ મનુષ્યોમાં કેટલાએક વૈક્રિય લબ્ધિને ધારણ કરનારા મનુષ્યો કારણે વૈક્રિય શરીર કરે, તેની જઘન્ય અવગાહના અંગુલનો અસંખ્યાતમો ભાગ, અને ઉત્કૃષ્ટી અવગાહના સાધિક લાખ યોજન પ્રમાણ જાણવી. હૈમવત-હૈરણ્યવતમાં જઘન્યથી અંગુલનો અસંખ્યાતમો ભાગ ઉત્કૃષ્ટી અવગાહના એક ગાઉની; હરિવર્ષ રમ્યકવર્ષમાં ઉત્કૃષ્ટી બે ગાઉની, દેવકુરુ ઉત્તર કુરૂમાં ઉત્કૃષ્ટી ત્રણ ગાઉની અવગાહના ને જઘન્ય અવગાહના ત્રીસે અકર્મભૂમિના ગર્ભજ મનુષ્યોની એક સરખી અંગુલના અસંખ્યાતમા ભાગ પ્રમાણ જાણવી. છપ્પન અંતરદ્વીપના ગર્ભજ મનુષ્યોની જઘન્ય અવગાહના અંગુલનો અસંખ્યાતમો ભાગ ને ઉત્કૃષ્ટી ૮૦૦ ધનુષ્યની અવગાહના જાણવી

આ બીના સ્પષ્ટ જણાવે છે કે-દેવકુરુ ઉત્તરકુરુના યુગલિયા ગર્ભજ મનુષ્યોના ઔદારિક શરીરની અવગાહના ત્રણ ગાઉની હોય છે તે અપેક્ષાએ ગર્ભજ મનુષ્યોની ઉત્કૃષ્ટ અવગાહના ત્રણ ગાઉની કહી છે.૩

૪—પ્રશ્ન—નંદીશ્વરદ્વીપનું વલયાકારે (ગોળાકારે) વિષ્કંભપ્રમાણ કેટલું?

ઉત્તર—નંદીશ્વરદ્વીપનું એક અબજ, ત્રેસઠ કરોડ, ચોરાશી લાખ યોજન વલયવિષ્કંભ શ્રી વિચારસાર સપ્તતિકામાં કહ્યો છે. તે પાઠ આ પ્રમાણે-" **तेवट्ठं कोडिसयं लक्खा चुलसीइ वलयविक्खंभो।** ૪

૫-પ્રશ્ન—ચાર અંજનગિરિનું સ્વરૂપ શું?

ઉત્તર—જંબૂદ્વીપથી આઠમા નંદીશ્વર દ્વીપના મધ્યભાગમાં પૂર્વાદિ ચારે દિશાએ ચાર અંજનગિરિ પર્વતો રહેલા છે. તે આ પ્રમાણે-૧—પૂર્વ દિશામાં દેવરમણ નામનો અંજનગિરિ, દક્ષિણમાં નિત્યોદ્યોત નામનો અંજનગિરિ, પશ્ચિમમાં નિત્યોદ્યોત નામે અંજનગિરિ, ઉત્તરમા રમણીય નામનો અંજનગિરિ છે. આ ચારે અંજનગિરિ પર્વતોનો દેખાવ ઊંચા કરેલા-ગોપુચ્છના જેવો જાણવો. એટલે જેમ ગાયનું પૂંછડું મૂળના ભાગમાં સ્થૂલ હોય, અને નીચે જતાં અનુક્રમે પાતળું પાતળું હોય, તે પ્રમાણે આ ચારે અંજનગિરિ પર્વતોનો વિસ્તાર નીચે નીચે વધારે યોજનનો હોય છે, અને ઉપર ઉપર અનુક્રમે થોડા થોડા યોજન પ્રમાણ હોય છે. આ પર્વતો-અંજન રત્નમય હોવાથી અંજનગિરિ નામથી પ્રસિદ્ધ છે. આ ચારે પર્વતોની પૃથ્વી પરથી ઊંચાઈ ચોરાશી હજાર યોજન પ્રમાણ કહી છે. તેઓ એક હજાર યોજન પૃથ્વીની અંદર ઊંડા છે. તે દરેક અંજનગિરિનો પૃથ્વીની સપાટી ઉપર દશહજાર યોજનનો વિસ્તાર અને ત્યાંથી ઉપર જતાં અનુક્રમે તે (વિસ્તાર) ઘટવા માંડે છે, તેથી છેક ઉપરના ભાગમાં તેનો એક હજાર યોજન

વિસ્તાર રહે છે. આ દરેક અંજનગિરિની પરિધિનુ પ્રમાણ મૂળમાં ૩૧૬૨૩ યોજનથી કંઇક હીન અને ઉપરના ભાગમાં ૩૧૬૨ યોજન જાણુવુ પરિધિનું પ્રમાણુ લંબાઈ પહોળાઈના પ્રમાણુથી ત્રણુગણું ઝાઝેરૂ હોય. તેનો વિધિ, ક્ષેત્રસમાસની મોટી ટીકા વગેરેમાં વિસ્તારથી જણાવ્યો છે. ૫

૬–પ્રશ્ન—દધિમુખ પર્વતોનુ સ્થાન અને સ્વરૂપ શું?

ઉત્તર—પાચમા પ્રશ્નના ઉત્તરમાં જણાવેલા દરેક અંજનગિરિની ચારે દિશામાં લાખ લાખ યોજન છેટે ચાર ચાર વાવો હોવાથી બધી મળીને ૧૬ વાવો થાય. તે દરેક વાવડી દશ દશ યોજન ઊંડી, નિર્મળ ઠંડા સ્વાદિષ્ટ જલથી ભરેલી છે. તેની લંબાઈ પહોળાઈ લાખ લાખ યોજન કહી છે તે દરેક વાવડીની ચારે દિશામાં ક્રમસર અશોક, સપ્તચ્છદ, ચંપક, આમ્રવન શોભે છે તેથી સર્વ મળી વનની સંખ્યા ૬૪ થાય. તે દરેક વાવડીના મધ્ય ભાગમાં એકેક દધિમુખ પર્વત હોવાથી તેની સંખ્યા ૧૬ થાય. આ સોળ દધિમુખ પર્વતની ઊંડાઇ એક હજાર યોજન, અને પૃથ્વી પરથી ચોસઠ હજાર યોજન ઊંચાઇ જાણુવી. અનાજ ભરવાનો કોઠો અથવા માણું જેવા આકારે હોય, તેવો આકાર આ દધિમુખ પર્વતનો જાણુવો અને આવો આકાર હોવાથી જ તે પર્વતો મૂળમાં, મધ્યમાં અને શિખરમાં સરખી પહોળાઇવાળા કહ્યા છે, એટલે દરેક ભાગમાં પહોળાઈ દશ દશ હજાર યોજન પ્રમાણુ જાણુવી. આ પર્વતોનો દેખાવ સફેદ છે, કારણુ કે તે રૂપામય છે. કહ્યું છે કે—

सहसो गाढा चउसट्ठि–सहसुच्चा दससहस्स पिहुला य।
सव्वत्थसमा पल्लग–सरिसा रुप्पामया सव्वे ॥ १ ॥ ६३ ॥

૭–પ્રશ્ન—રતિકર પર્વતોનું સ્વરૂપ શું?

ઉત્તર—પૂર્વે જણુાવેલી ૧૬ વાવડીઓના આંતરામાં બે બે રતિકર પર્વતો હોય છે, એટલે વાવડી દીઠ બબ્બે રતિકર પર્વતો ગણુતાં સર્વ મળી ૩૨ રતિકર પર્વતો થાય. તે બધાનું પ્રમાણુ એક સરખું જ છે, તે આ પ્રમાણે. દશહજાર યોજન પહોળા અને દશહજાર યોજન લાંબા તથા ઉંચાઇમાં એક હજાર યોજન, જમીનમાં ૨૫૦ યોજન ઊંડા તમામ રતિકર પર્વતો હોય છે. તે પર્વતો નીચે (તળેટીએ) તથા ઉપર (શિખરના ભાગમાં) દશહજાર યોજન પહોળા હોવાથી ઝલ્લરી નામના વાજિંત્રો જેવા ગોળાકાર છે. નંદીશ્વર દ્વીપના ચારે ખૂણુામાં ચાર રતિકર પર્વતો છે, એમ વિચાર સપ્તતિકામાં જણુાવ્યું છે. ઉપર રતિકર પર્વતો બત્રીશ છે, એમ જે કહ્યું છે તે પ્રવચનસારોદ્ધારાદિ ગ્રંથોના આધારે જણુાવ્યું છે આ સંબંધી વિશેષ બીના શ્રી જીવાભિગમ તથા સ્થાનાંગ સૂત્રાદિમાં પણુ જણાવી છે. ૭.

૮–પ્રશ્ન—નંદીશ્વરદ્વીપના બાવન ચૈત્યોનાં સ્થાન કયાં કયાં?

ઉત્તર—૪ અંજનગિરિ, ૧૬ દધિમુખ પર્વતો, ૩૨ રતિકર પર્વતો સર્વ મળી બાવન પર્વતોની ઉપર એક એક ચૈત્ય છે. સર્વ મળી બાવન ચૈત્યો જાણુવા એમ જીવાભિગમ, લોકપ્રકાશાદિમાં કહ્યું છે. ૮.

૯–પ્રશ્ન—તે બાવન ચૈત્યોનું સ્વરૂપ શું?

ઉત્તર—તે દરેક ચૈત્યો પૂર્વ પશ્ચિમ સો સો યોજન લાંબા ને પચાસ પચાસ યોજન ઉત્તર-દક્ષિણ પહોળાં, અને બોંતેર બોંતેર યોજન ઊંચા છે. કહ્યું છે કે— "લાંબા સો જોજન વિસ્તાર, પચાસ ઉંચા બહોંતેર ધાર." તે દરેક ચૈત્યના દરેક દરવાજામાં ૧ મુખમંડપ ૨ પ્રેક્ષામંડપ, ૩ ચૈત્યસ્તૂપ ૪ ચૈત્યવૃક્ષ, ૫ મહેન્દ્રધ્વજ, ૬ પુષ્કરિણી-આ ૭ પદાર્થો હોય છે.

તેમાં મુખમંડપ અને પ્રેક્ષામંડપ સો યોજન લાંબા, પચાસ યોજન પહોળા, અને સોળ યોજન ઊંચા છે. ચૈત્યસ્તૂપ સોળ યોજન લાંબા, અને સોળ યોજન પહોળા છે, ચૈત્યવૃક્ષ અને મહેન્દ્રધ્વજની પીઠિકાઓ આઠ યોજન લાંબી પહોળી છે, અને પુષ્કરિણી વાવો સો સો યોજન લાંબી પહોળી અને દશયોજન ઊંડી છે. આ પર્વત ઉપરની વાવોમાં મત્સ્ય વગેરે જલચર પ્રાણીઓ છે-એમ શ્રી પ્રજ્ઞાપનાસૂત્રના ત્રીજા પદની ટીકામાં શ્રીમલયગિરિ મહારાજે કહ્યું છે. ચૈત્યવૃક્ષનું ને ઇંદ્રધ્વજનું પ્રમાણ શ્રીજીવાભિગમ વગેરે શાસ્ત્રોમાં વિસ્તારથી જણાવ્યું છે. વીશ સિદ્ધાયતનો શ્રીસ્થાનાંગ, જીવાભિગમાદિમાં કહ્યાં, ને બત્રીશ રતિકર પર્વતોની ઉપરનાં ચૈત્યો વીશમાં ઉમેરીને બાવન ચૈત્યો, શ્રી પ્રવચનસારોદ્ધારાદિમાં જણાવ્યાં છે. ૯

૧૦–પ્રશ્ન—ચૌદપૂર્વી એક ભવમાં ને આખા સંસારમાં ખાસ કારણે આહારક શરીર કેટલી વાર બનાવે ?

ઉત્તર—ચૌદ પૂર્વી ભગવંતો એક ભવમાં બે વાર ને આખા સંસારમાં ચાર વાર આહારક શરીર બનાવે. યતિદિનચર્યામાં કહ્યું છે કે—

चत्तारि वाराओ, चउद्दस पुव्वी करेइ आहारं ।
संसारम्मि वसंतो—एगभवे दुण्णि वाराओ ॥ १ ॥१०

૧૧–પ્રશ્ન—મોતીને ઉપજવાના સ્થાનો કયાં કયાં ?

ઉત્તર—૧ હાથીનું કુંભસ્થલ, ૨ શંખનો મધ્યભાગ, ૩ માછલાનું મોઢું, ૪ વાંસ, ૫ વરાહ ભુંડની દાઢ, ૬ સર્પનું મસ્તક, ૭ મેઘ, ૮ છીપ; આ આઠ સ્થાને મોતી ઉપજે છે, કહ્યું છે કે—

गयकुंभि—शंखमज्झे—मच्छमुहे—वंसि—वराहदाढासुं ।
सप्पसिरे तह मेहे—सिप्पउडे मुत्तिआ हुंति ॥ १ ॥

૧૨–પ્રશ્ન—સંમૂર્છિમ મનુષ્યોને કયું ગુણસ્થાનક હોય ?

ઉત્તર—સંમૂર્છિમ મનુષ્યોને એક મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાનક હોય, બાકીના ગુણસ્થાનકો ન હોય, એમ શ્રી પ્રજ્ઞાપનાસૂત્ર, જીવાભિગમાદિશાસ્ત્રોમાં જણાવ્યું છે. ૧૨

૧૩–પ્રશ્ન—સંમૂર્છિમ મનુષ્યોનું આયુષ્ય કેટલું ?

ઉત્તર—તેમનું આયુષ્ય અંતર્મુહૂર્ત જેટલું હોય છે. ૧૩

૧૪–પ્રશ્ન—સંમૂર્છિમ મનુષ્યોની કાયસ્થિતિનું પ્રમાણ કેટલું ?

ઉત્તર—સંમૂર્છિમ મનુષ્યોની કાયસ્થિતિનું પ્રમાણ બેથી નવ મુહૂર્ત જાણવાં. ૧૪

( ચાલુ )

# હરેકે વસાવવા યોગ્ય

## શ્રી જૈન સત્ય પ્રકાશના ત્રણ વિશેષાંકો

### (૧) શ્રી મહાવીર નિર્વાણ વિશેષાંક

ભગવાન મહાવીરસ્વામીના જીવન સંબંધી અનેક લેખોથી સમૃદ્ધ અંક. મૂલ્ય છ આના (ટપાલખર્ચનો એક આનો વધુ).

### (૨) દીપોત્સવી અંક

ભગવાન મહાવીરસ્વામી પછીનાં ૧૦૦૦ વર્ષ પછીના સાંતસો વર્ષના જૈન ઇતિહાસને લગતા લેખોથી સમૃદ્ધ સચિત્ર અંકઃ મૂલ્ય સવા રૂપિયો.

### (૩) ક્રમાંક ૧૦૦ : વિક્રમ–વિશેષાંક

સમ્રાટ્ વિક્રમાદિત્ય સંબંધી ઐતિહાસિક ભિન્નભિન્ન લેખોથી સમૃદ્ધ ૨૪૦ પાનાંનો દળદાર સચિત્ર અંકઃ મૂલ્ય દોઢ રૂપિયો

## શ્રી જૈન સત્ય પ્રકાશના બે વિશિષ્ટ અંકો

[૧] ક્રમાંક ૪૩–જૈનદર્શનમાં માંસાહાર હોવાના આક્ષેપોના જવાબરૂપ લેખોથી સમૃદ્ધ અંકઃ મૂલ્ય ચાર આના.

[૨] ક્રમાંક ૪૫–ક. સ. શ્રી હેમચંદ્રાચાર્યના જીવન સંબંધી અનેક લેખોથી સમૃદ્ધ અંક : મૂલ્ય ત્રણ આના.

## કાચી તથા પાકી ફાઇલો

'શ્રી જૈન સત્ય પ્રકાશ'ની ત્રીજા, ચોથા, પાંચમા, આઠમા, દસમા, અગિયારમા વર્ષની કાચી તથા પાકી ફાઇલો તૈયાર છે. મૂલ્ય દરેકનું કાચીના બે રૂપિયા, પાકીના અઢી રૂપિયા.

—લખો—

શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ
જેશિંગભાઈની વાડી, ઘીકાંટા, અમદાવાદ.

મુદ્રક.–મગનભાઈ છોટાભાઈ દેસાઈ. શ્રી વીરવિજય પ્રીન્ટીંગ પ્રેસ, સલાપોસ ક્રોસરોડ, પો. બો. નં. ૬ શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય–અમદાવાદ. પ્રકાશકઃ–ચીમનલાલ ગોકળદાસ શાહ. શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ–અમદાવાદ.




વર્ષ ૧૨ : અંક ૮ ] અમદાવાદ ૧૫-૫-૪૭ [ ક્રમાંક ૧૪૦

## વિ ષ ય - દ ર્શ ન



લવાજમ-વાર્ષિક બે રૂપિયા : છૂટક ચાલુ અંક-ત્રણ આના

'શ્રી જૈન સત્ય પ્રકાશ'ના ગતાંક-ક્રમાંક ૧૩૯માં ૧૭૭-૧૭૯મા પાને છપાયેલ 'નવકાર-ફ્લ-પ્રકરણમ્'માં કેટલીક અશુદ્ધિઓ રહી ગઈ છે તેનું શુદ્ધિપત્રક આ પ્રમાણે છે-

| શ્લોક | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|
| ૨ | -लक्ख-धराणं | -लक्खण-धराणं |
| ૪ | च्चिज्ज | च्चिय |
| ૭ | नवकारो[३] सासुव्व | नवकारो सासुव्व[३] |
| ૮ | अथेसं | असेसं |
| ૯ | कप्पदुम- | कप्पद्दुम- |
| ૧૦ | सग्गऽप्पवग्गाण | सग्गऽपवग्गाण |
| ૧૧ | परमजोगिहिं | परमजोगीहिं |
| ૧૨ | वोहिद्द | विहिद्द |
| ૧૩ | लक्खमणुणं | लक्खमणूणं |
| ૧૮ | मुक्वा | मुक्का |
| ૨૩ | हरि-संगाम- | -हरि-करि-संगाम- |
| ૨૪ | जस्म | जस्स |

## અમદાવાદના ગ્રાહક ભાઈઓને

"શ્રી જૈન સત્ય પ્રકાશ"ના અમદાવાદના ગ્રાહકભાઈઓને જણાવવામાં આવે છે કે-છેલ્લા ૪-૫ મહિનાથી શહેરમાં માસિક વહેંચનાર ફેરિયો છૂટો થયેલ હોવાથી, અમદાવાદના ગ્રાહકભાઈઓ પાસેથી માસિકના લવાજમની ઉઘરાણી થઈ શકી નથી, તેમ જ બીજો આ કામને યોગ્ય માણસ ન મળે ત્યાં સુધી લવાજમની ઉઘરાણી કરવી શક્ય પણ નથી તેથી અમદાવાદના ગ્રાહક ભાઈઓને વિનંતિ કરવામાં આવે છે કે-દરેક ગ્રાહક ભાઈએ પોતાના લવાજમની રકમ, રવિવાર સિવાયના દિવસે, બપોરના ૧થી ૩ની વચમાં, સમિતિની ઓફિસે, નીચે લખેલ ઠેકાણે, બનતી તાકીદે અવશ્ય ભરાવી દેવાની ગોઠવણ કરવી.

આશા છે કે આ ધાર્મિક સંસ્થાનાં નાણાં તાકીદે ભરાઈ જાય તેની દરેક ગ્રાહકભાઈ કાળજી રાખશે.

—વ્યવસ્થાપક

શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ
જેશિંગભાઈની વાડી : ઘીકાંટા રોડ : અમદાવાદ

॥ अर्हम् ॥
अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक मुनिसम्मेलन संस्थापित
श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र

# श्री जैन सत्य प्रकाश

जेशिंगभाईकी वाडी : घीकांटा रोड : अमदावाद (गुजरात)

| वर्ष १२ | विक्रम सं. २००३ : वीरनि. सं. २४७३ : ई स. १९४७ | क्रमांक |
| --- | --- | --- |
| अंक ८ | वैशाख वदि १० : गुरुवार : १५मी मे | १४० |


श्रीजिनप्रभसूरिकृतम्

## धम्माधम्मविचारकुलकम् ।

सं०-पूज्य मुनिमहाराज श्री कांतिविजयजी

अह जण निसुणिज्जउ कन्नु धरिज्जउ धम्माधम्म-विचार फुडु ।
जिम जाणिउ जिणपहु मिल्हिउ कुप्पहु पावउ सिवसुहअमय फुडु ॥ १ ॥
एउ सव्वहं धम्महं परमठाणु जं दीजइ जीवहं अभयदाणु ।
पुढवाइजीवनवभेय हुंति जे रक्खइं सिवसुहु ते लहंति ॥ २ ॥
जे जंपइं हिउ-पिउ-सच्च-वयणु ते लहइं अणोवमु धम्मरयणु ।
परधणु न लेइ जो धम्मवंतु सो होइ सिद्धिरमणीइ कंतु ॥ ३ ॥
जो धरइ अट्ठारस-भेउ बंभु सो चेव सूरु सिवु [1]विहु बंभु ।
नवभेउ परिग्गहु परिहरेइ कोहाइ अभिंतरु निग्गहेइ ॥ ४ ॥
अप्पणह पीड जेणेह होइ तं परह न कीजइ जीवलोइ ।
परिहरइं अट्ठारसपावठाण मिल्हेविणु अट्टइं रुद्दझाण ॥ ५ ॥
जे सव्वहा वि अह देसओ वि भवसायरु तरइं अविग्घु ते वि ।
महु-मज्ज-मंस-मक्खण-अभक्ख नहु भक्खइं जीवदयाइ-दक्ख ॥६॥
पंचुंबरि-वइंगण-सूरणाइं तह आमइं गोरसि विदल जाइं ।
जो रयणीभोअणु परिहरेइ तसु जीवदयाइ मुक्खु होइ ॥ ७ ॥
जो रयणीभोअणु पच्चक्खाइ तसु अद्धजम्मु उपवासि जाइ ।
जो दिवसरत्ति खायंतु ठाइ सो सिंगपुंछविणु पसूउ भाइ ॥ ८ ॥
जहिं दिवसरत्ति न विसेसु सत्थि तहिं मूढ धम्मलेसो वि नत्थि ।
जो दिवस मुत्तु भुंजइ निसाइ सो हारइ कोडि वराडियाइ ॥ ९ ॥

1. विण्हु प्रत्यन्तरे ।

जो कगइ अधम्मु सुधम्मबुद्धि दूरइ विपण्टा तसु सुद्धि ।
जो जीवरक्ख नहु मुणइ भेउ तसु नरयपडंतह कवणु खेउ ॥ १० ॥
जहिं जीवदयावरवम्मु जाइ तहिं मूढा लग्गा किम कुढा( ट्टा )इ ।
मज्जारघूअमुणकागभुंड हुइं रत्तिइं जेमा वंकतुंड ॥ ११ ॥
नारय–तिरिक्ख–जोणिसु जंति जे मूढ रयणि–भोअणु करिंति ।
जो जाणइ पुन्नह पावभेउ सो पुण सुकयत्थउ मणुयदेउ ॥ १२ ॥
दिवसह वि पहिल्ली पच्छिमा वि दोघडिय मुत्तु भुंजइ सयावि ।
अन्नु वि पुण निसुणहु धम्मसारु जिम तरइ चउगइ–भवु अपारु ॥१३॥
उवसम–विवेग–संवर–पहाणु इंदिय–नोइंदिय–दम–निहाणु ।
समभावु जो य सव्वहिं करेइ तं सिद्धि–सुक्खु अप्पणि वरेइ ॥ १४ ॥
जो जाणइ अप्पह परिविसेसु सो पावइ तिहुअणसुहु असेसु ।
जो धरइ नाण–दंसण–चरित्तु तसु नमउं पायपंकयपवित्तु ॥ १५ ॥
मोहारि–वग्गु जो निग्गहेइ सो तिन्नि वि रयणइं लहु लहेइ ।
जो मणु पसरंतं धरइ ठाइ सो समरसिमिलितउ मुक्खु जाइ ॥ १६ ॥
किं पढिय गुणियसुणिएण तेण अन्नाणकट्ठु किं वयतवेण ।
जं न पाविय उवसम–रस–निहाणु एउ परम–तत्तु एउ परम–झाणु ॥ १७ ॥
एवं जाणेविणु मग्गु लहेविणु कायव्वं सो अप्पहिउ ।
आगमअणुसारिहिं जिणपहसूरिहिं धम्माधम्मविचारु किउ ॥ १८ ॥

આ ધર્માધર્મવિચારકુલક પાટણના ખેતરવાસીના પાડાના તાડપત્રના ભંડારની (ડાભડા નં. ૧, પૃ ૯૪ થી ૯૬) પ્રતિ ઉપરથી ઉતારીને અહીં આપ્યું છે.

## મુનિરાજ શ્રી. અમીયવિજયજી વિરચિત

# શેઠ હઠીસિંગ-સંઘવર્ણન સ્તવન

### સંગ્રાહક-શ્રીયુત શેઠ સુરેન્દ્રભાઈ સારાભાઈ

( ઢાલ પહેલી : બીજ વધાવો રે સજની–એ દેશી )

સરસતિ સમરુ રે રંગે, સદ્‌ગુરુ ધ્યાન ધરું ઉચ્છરંગે;
ધુલેવધણી ગુણ કેસ્યું, પછે સીવસુખ માગી લેસ્યું.
કેસરીયા જિનને રે સેવો, એ જિનધ્યાન સમો નહિ મેવો. કે. ૧
ભરતક્ષેત્ર મનોહાર, તેહમાં મધ્ય ખંડ શ્રીકાર;
આર્યદેશ ઘણા સોહે, ગુજરાત દેશ તિહાં મન મોહે. કે. ૨
રાજનગર અભિધાન, નટ વીર લોકતણો પ્રધાન;
પુન્યવંત વસે પ્રાણી, સાંભલે સૂત્ર સિદ્ધાંતની વાણી. કે. ૩

ઓસવંસ શણગાર, શેઠ હેમાભાઈ સુખકાર;
દાન દયા દિલમાંહે, રાખે ભક્તિ ભાવ મનમાંહે. કે. ૪
રાજનગરનો રે સંઘ, લેઈ સંચરીયાં સિદ્ધગિરિ શૃંગ;
દેશ દીધા રે ચંગ, સિદ્ધગિરિ ચઢીયા ધરી ઉમંગ. કે. ૫
નાભિનંદન ભેટયા, ભવ ભવ કેરા પાપ ઉમેટયા;
કેસરચંદન ઘોલી, પ્રભુને પૂજ્યા પાપ ઉખેલી. કે. ૬
અંજનસલાકા રે કીધી, દીધી તેહની પેરાવણી લીધી;
સામીવચ્છલ કીધો, સંઘભક્તિમાહિ જસ લીધો. કે. ૭
સંઘવી બિરૂદ તે લીધું, જે ચિંતવ્યુ તે સઘલું કીધું;
ભાઈબેહેન પરીવાર, પુન્યે મલિઓ એ મનોહાર. કે. ૮
ઓસવંસમાંહે દીવો, હઠીભાઈ સમો નહિ તેહવો;
માતા સુરજબાઈ, દોલાભાઈ દીસે સવાઈ. કે ૯
કીધો મનસોબો સારો, સહુના મનમાં લાગ્યો પ્યારો;
કેશરીયાની જાત્રાએ રે જાવું, મનુજ જનમનું તો ફલ પાવું કે. ૧૦
શેઠજી પાસે રે જાઈ, ભેગો કરીઓ સઘ સમુદાઈ;
સ્વજન કુટુંબ સહુ મલીઓ, સંઘની વાત માંહે સહુ ભલીઓ. કે. ૧૧
સંઘે તિલક તે કીધો, મનનો મનોરથ સઘલો સીધો;
અમીયવિજય કહે સુણજો, જે થાઈ તે દલમાં ધરજો. કે. ૧૨

( ઢાલ બીજી : સાંમલીયાજી–એ દેશી )

દેલીયા ભટને તેડાવો રે, સંઘમાં નોંતરાં દેવરાવો રે;
શ્રીસંઘો વેલા પધારો રે, ધુલેવ ધણીને જુહારો રે. કેશ૦ ૧
મોટા સંઘવી થઈ તઈયારી રે, શ્રાવક લોક થયા હુસીયારી રે;
સંઘમાંહે ડંકો દીધો રે, મનમાહિ હતો તે કીધો રે. કેશ૦ ૨
પાલીતાણાથી સંઘ ઉપડીઓ રે, રાજનગર ભણી સંચરીઓ રે;
મજલે મજલે ચાલતાં રે, રાજનગરે પોતા ઉજમંતા રે કેશ૦ ૩
શેઠ હેમાભાઇ પરીવારે રે, કરે નગર પ્રવેશ તે ત્યારે રે;
શ્રાવક લોક તે ઘરમાં પેઠા રે, જાત્રા કરવા અતિ મીઠા રે. કેશ૦ ૪
હઠીભાઇ વાડીમાંહિ આવે રે, સહુ સાજન મીલણા લાવે રે;
ઋષભદેવજી જાત્રાઇ જાવું રે, પછે ઘર માંહે આવવું રે. કેશ૦ ૫
એ નિશ્ચય કરીને રહીયા રે, ત્યારે શેઠજી આવીને મલીયા રે;
મસલત કરી અતિ ભારી રે, શેઠને વાત કહી ઘણી સારી રે. કેશ૦ ૬
શેઠજીને વચનમાં લીધા રે, મનસોબે અમૃતરસ પીધા રે;
હવે શેઠજી ઘરમાં આવી રે, જોસી જનને તેડાવી રે. કેશ૦ ૭

મુહુરત શ્રીકાર તે આવ્યું રે, સહુ ભાઈના મનમાં ભાવ્યું રે;
રથ ગાડી ઘોડા શ્રીકાર રે, ઘોડવેલ લીધ મનોહાર રે. કેશ૦ ૮
ઇમ મોટે મંડાણે આવે રે, સહુ સંઘને લારે લાવે રે;
જીહાં સંઘવી હઠીભાઇ રાજે રે, તિહાં નોબત નગારાં ગાજે રે. કેશ૦ ૯
તપગચ્છ નાયક સોભાગી રે, છે જિનશાસનના રાગી રે;
વિજયદીણેંદ્રસૂરી રાજે રે, જસ પુન્ય પ્રતાપથી ગાજે રે. કેશ૦ ૧૦
ગીતારથ ગુણગણ રાગી રે, છે ખેમાગુણે સોભાગી રે;
રૂપવિજય પન્યાસજી આવે રે, એ તો સૂત્રના અર્થ બતાવે રે. કેશ૦ ૧૧
વૈદ્યકશાસ્ત્રતણો નહીં પાર રે, તે જાણે અર્થ વિચાર રે;
સુબુદ્ધિવિજય પન્યાસ રે, તે સંઘમાં કરે નિવાસ રે. કેશ૦ ૧૨
સાધુ સાધવીનો પરિવાર રે, સંઘમાંહિ શોભે શ્રીકાર રે;
ગુણવંતા શ્રાવક ઘણા સોહે રે, શ્રાવિકા રૂપે મન મોહે રે. કેશ૦ ૧૩
સંઘ ગામ ગામનો આવે રે, મોહટા સંઘમાં ભેલો થાવે રે;
હવે ઋષભજી સંઘ કેવો જાવે રે, તે અમીયવિજય ગુણ ગાવે રે. કેશ૦ ૧૪

( ઢાલ ત્રીજી : સુણ સાહેલી—એ દેશી )

સ્વસ્તિ શ્રી નમું શારદા ગણીપતિ લાગુ પાય સુણ સાહેલી. એ ટેક.
હવે સંઘ ઉપડે મુકામથી, તેહના ગુણ કહેવાય. સુણ૦ ૧
સંવત અઢારને ત્રાણું ઈ, ફાગુણ વદી દસમીઈ સાર; સુણ૦
અસારુઈ દેરા દીધા, મલીઓ સંઘ અપાર. સુણ૦ ૨
ચઉદસે વલાદ તે આવીયા. ભેટયા ધર્મના નાથ; સુણ૦
અસાવારચાઈ છાલે વસ્યા, આવ્યા સંઘવી સાથ સુણ૦ ૩
ચૈત્ર સુદી પડવે દિને, આવ્યા પરાતેજ માંહિ; સુણ૦
ઋષભદેવ જુહારીયા, જિમીઓ સંઘજ ત્યાંહે. સુણ૦ ૪
ત્રીજ દિનેં સોનાસરે, ગાંમે કર્યો મુકામ; સુણ૦
આમનગરે આવ્યા વહી, ચોથે કરી ચુંપતોમ. સુણ૦ ૫
મહાવીર જિન ભેટીયા, સર્યાં મનોરથ કાજ; સુણ૦
સાહમીવચ્છલ તિહાં થયો, સ્વર્ગની બાંધી પાજ. સુણ૦ ૬
વષતાપર જઇ ભેટીયા, ઋષભ જિનેસર દેવ; સુણ૦
ઇડરગઢે શાંતિનાથજી, કરીઇ તેહની સેવ. સુણ૦ ૭
ગામમાહિ દેરા પાંચ છે, પૂજે શ્રાવક લોક; સુણ૦
સાહમી વચ્છલ બે તિહાં થયા, મલીયા લોકના થોક. સુણ૦ ૮
નોમે પોસી ગામમાં, ભેટયા પાસ જિણંદ; સુણ૦
સામીવચ્છલ તિહાં કર્યો, પુન્યવંત હીરાચંદ. સુણ૦ ૯

ડામાડોલ હતો ઘણો, તે નિશ્ચય તિહાં કીધ; સુણ૦
પુન્યવંતને સંપજે, જિહાં સાહસ તિહાં સિદ્ધ. સુણ૦ ૧૦
દસમે ભવનાથ ગામમાં, દેશ કર્યા શુભ ઠામ; સુણ૦
ઇગ્યારસે આસ્યા વધી, ગયા ટીટોઇ ગામ. સુણ૦ ૧૧
મોહરી પાર્શ્વનાથ ભેટીયા, મેટીયા મોહ જંજાલ; સુણ૦
કેશરચંદને પૂજીયા, વાજે ભેલી તાલ. સુણ૦ ૧૨
ઇહિરી ગામ વડગામમાં, મુકામ કર્યાં દોય સાર; સુણ૦
ઠાણા ગામે ચઉદસે, રહ્યા રાગે નીરધાર. સુણ૦ ૧૩
ચૈત્ર સુદી પુન્યમ દિને, દેવલીઇં દેરા દીધ; સુણ૦
નવપદપૂજા તિહાં કરે, મનુઅ જનમ ફલ લીધ સુણ૦ ૧૪
ઋષભ જિણંદ જુહારવા, સંઘને હર્ષ અપાર; સુણ૦
વદ પડવે આસ્યા વધી, પૂરણ હુઈ નીરધાર. સુણ૦ ૧૫
જિન ઉત્તમ પદ પદ્મની, સેવા ફલે તતકાલ; સુણ૦
અમીયવિજય કહે પુન્યથી, થાઈ રાંગલમાલ. સુણ૦ ૧૬

( ઢાલ ચોથી. મારો સંઘ ચાલ્યો ગોડીયા પાસજી રે-એ દેશી )

ધુલેવ નગર સંઘે દેરા દીધા રે, ચંદનીયો થઈ ચોસાલ;
રાવટી ધોલી કાલી ઘણી શોભતી રે, પાલના થયા પોસાલ;
ઋષભજી પૂજો રે કેસર ઘોલીને રે. એ આંકણી. ॥ ૧ ॥
દેશાસરના દોય દેરા દીધા રે, બનાતી કીનખાપી મનોહાર;
જરકસી ચંદરૂઆ બાંધે તિહાં રે, રજતનું સિંહાસન સુખકાર. ઋષભ૦ ૨
પ્રભુ પધરાવે ઘણે હર્ષ સુરે, સ્નાત્રપૂજા કરી બહુ ભાવ;
વસ્ત્ર આભૂષણ પેરે નવનવા રે, અમ્બલીઈ સોનેરી સાવ. ઋષભ૦ ૩
રથ ગાડી પાલખી મેના ઘણા રે, સાબેલા થાઈ શ્રીકાર;
જિનગુણ ગાઈ યાચક અતિ ભલા રે, વાજિત્રનો નહી પાર. ઋષભ૦ ૪
ગોરી ગાવે જિન ગુણ રંગસ્યું રે, ઇમ મોટે રે મંડાણ;
સંઘવી હઠીસિંહ બહુ યુક્તિસ્યું રે, દોલાભાઇ સુજાણ. ઋષભ૦ ૫
સુરજબાઈ સાચા સદા રે, રુકમણી રાતો રંગ ચોલ;
નવી વહુ હરકોરને હરખ ઘણો રે, જાત્રા કરણનો નહિ તોલ. ઋષભ૦ ૬
બેન ઉજમને ઉછરંગ ઘણો રે, મોતિકુવર મન હરખત;
સ્વજન કુટુંબ બહુ સાજને રે, જાઇં ઋષભજી પ્રણમંત ઋષભ૦ ૭
બાવન જનાલો દેવલ દેખીને રે, હ્રુદય કમલ વિકસંત;
મુખ મંડપ પ્રેક્ષામંડપ ભલો રે, સંઘવી જોઇ જોઇ હરખંત. ઋષભ૦ ૮

દીઠો નંદન નાભી નરંદનો રે, પાપ ગયા રે પાયાલ;
શ્યામવરણ શોભે સુંદરુ રે, કૃપાવંત દયાલ. ઋષભ૦ ૯
દરિસણ દીઠે પાતિક હરે રે, મનવંછિત થાયે સિદ્ધ;
રાય રાણા કરે સેવના રે, જગતમાં થાઈ પ્રસિદ્ધ ઋષભ૦ ૧૦
દેશ દેશના સંઘ આવે ઘણા રે, પૂજે કેસર ઘોલ;
ધૂપ દીપ અક્ષત નૈવેદની રે, પૂજાનો નહી છે તોલ. ઋષભ૦ ૧૧
રાંક હોઈ તે રાજા થાઈ રે, જે કરે કેસરીયાની સેવ;
દ્રવ્ય ભાવથી સેવા કરે રે, તે થાઈ દેવનો દેવ. ઋષભ૦ ૧૨
એ જિન ઉજ્જેણીમાંહી વસ્યા રે, રોગ હર્યો રે શ્રીપાલ;
સાતસે કોઢીના કોઢ જ ગયા રે, આપ્યું બીજોરું ફૂલમાલ. ઋષભ૦ ૧૩
અનુક્રમે દલીમાંહિ આવીયા રે, ગયો કેઇક કાલ;
મલેછ લસકર તિહાં આવીયું રે, યુદ્ધ કર્યો રે વીકરાલ. ઋષભ૦ ૧૪
લસકર નાંઠું દહવટ ગયું રે, મહીમાવંત ભગવંત;
કાલાંતરે ગયા ષડગ દેશમાં રે, આવ્યા કૃપાસિંધુ ભદંત. ઋષભ૦ ૧૫
વંશજાલ માંગો પરગટ કર્યા રે, ધર્મકુંડ થયો તિહાં સાર;
જગતચંદ સૂરીસરે થાપીયા રે, વિધિપૂર્વક કરી મનોહાર. ઋષભ૦ ૧૬
ધુલેવનગર વસ્યું તિહાં કને રે, પરતો પૂરે નિશદીસ;
મહિમા મોટો જગમાં વડો રે, કરજોડી નમું શીશ. ઋષભ૦ ૧૭
સંઘવી હઠીસીહએ જિન પૂજીયા રે, દ્રવ્ય ભાવ શુભ ચિત્ત;
સ્નાત્રપૂજા ને પરભાવના રે, જાચકને દીઈ ઘણું વિત્ત ઋષભ૦ ૧૮
ભમતી માંહે જિન પૂજીયા રે, મરુદેવાને પ્રણમંત;
પગલાં ચોવીશ જિનના શોભતાં રે, નમતાં સંસારનો કરે અંત. ઋષભ૦ ૧૯
કાલા ગોરા વીર સેવા કરે રે, તેહને બલિપૂજા કરે સાર;
વિઘન હરે જે સેવન કરે રે, ન લાગે ખડગની ધાર ઋષભ. ૨૦
ઈમ જિન પૂજી હઠીભાઈ આવીયા રે, હીયડે હરખ ન માય;
અમીયવિજય કહે સામી વચ્છલની રે, વાત સુણો કહેવી થાય. ઋષભ૦ ૨૧

(ઢાલ પાંચમી)

હવે સંઘવી હઠીભાઈને રે, મનોરથ હતા તે સિદ્ધ;
ધુલેવજીસું રંગ લાગો રંગ લાગો રે ચોલમજીઠ;
કેસરીયાસુ રંગ લાગો. (એ આંકણી)
ઘણા દીવસની ચાહના રે, તે સંપૂરણ કીધ. ધુલેવ૦ ૧
હવે સંઘ ભગતીને કારણે રે, મુહૂરત કરી નીરધાર; ધુલેવ૦
શુદ્ધ કરાવી ભુમિકા રે, બાંધે ચદનીઓ શ્રીકાર. ધુલેવ૦ ૨

કનાયત કસી ચહું દિસે રે, મોદક કરે મન ખાંત; ધુલેવ૦
ખારેક દ્રાક્ષના રાઈતાં રે, ખાતાં થાઈ સુખ સાત ધુલેવ૦ ૩
તલાઈ પાપડ વડી રે, વ્યંજનનો નહિ પાર; ધુલેવ૦
ઈણી પરે સજાઈ કરી રે, સંઘ નોતરે ગુણધાર. ધુલેવ૦ ૪
સંઘ ભગતી બહુવિધ કરે રે, પાવનકારી સંઘ; ધુલેવ૦
પેરામણી કરે નવ નવી રે, સંઘ રતનનો ખાંણ. ધુલેવ૦ ૫
તપાગચ્છ નાયક વડો રે, વિજયદીણંદસૂરી નામ; ધુલેવ૦
ચ્યાર વોરણા તીહાં થયાં રે, દીપે ગુણના ધામ. ધુલેવ૦ ૬
ચોરાવરમલજી આવીયા રે, સંગ ભજતીને કામ; ધુલેવ૦
ઋષભદેવને ભેટીયા રે, પેરામણી કરે તામ ધુલેવ૦ ૭
નવ સાહમી વચ્છલ થયા રે, સંઘની શોભા અપાર; ધુલેવ૦
પનર દીવસ ધુલેવમાં રે, યાત્રા કરી નીરધાર. ધુલેવ૦ ૮
ઉદાર ચિત્ત વરતે સદા રે, હઠીભાઈ સુજાણ; ધુલેવ૦
ત્રીજી મજલે ચાલતાં રે, ડુંગરપુરે કર્યું ઠાણ. ધુલેવ૦ ૯
બે સાહમીવચ્છલ થયાં રે, વખત મલીચંદ એક; ધુલેવ૦
બીજો પટેલ મંછારામનો રે, કર્યો ધરી બહુ ટેક. ધુલેવ૦ ૧૦
મજલે મજલે ચાલતાં રે, આવ્યું કપડવંજ; ધુલેવ૦
જિનપ્રાસાદ તિહાં વંદીયા રે, ત્રુટી કર્મની સંધ. ધુલેવ૦ ૧૧
તપગચ્છ શેઠ સોહામણો રે, નીહાલચંદ ઓસવંસ; ધુલેવ૦
તસ સુત મોતીચંદ તિહાં રે, કર્યા મોદક પ્રશંસ. ધુલેવ૦ ૧૨
સામીવચ્છલ ત્રણ થયા રે, સંઘભકિત બહુ કીધ; ધુલેવ૦
કુવા ગામ સંઘભકિતથી રે, માણેકચંદે જસ લીધ. ધુલેવ૦ ૧૩
વૈશાખ વદિ પડવે દિને રે, સંઘવી કરે પ્રવેસ; ધુલેવ૦
રાજનગરમાંહી આવીયા રે, હઠીસિંગ હર્ષ વિસેસ. ધુલેવ૦ ૧૪
નોકારસી કરી હર્ષની રે, સંઘ ભગતીનો નહિ પાર; ધુલેવ૦
દેશ વિદેશે જસ થયો રે, બોલે જયજયકાર. ધુલેવ૦ ૧૫
દાન દયા દાક્ષણતા રે, વિનય વૈયાવચ્ચ સાર; ધુલેવ૦
સંઘવી માંહે ગુણ દીપતા રે, ગુણવંતનો આધાર. ધુલેવ૦ ૧૬
તીર્થંપતિને માન્ય છે રે, નમો નમો સઘ ત્રણ કાલ; ધુલેવ૦
**અમીયવિજય** કહે ભકિતથી રે, થાઈ મંગલમાલ. ધુલેવ૦ ૧૭

॥ ઇતિ શ્રીહઠીસિંઘ સંઘવર્ણનગર્ભિતિ શ્રી ઋષભજિનસ્તવનં સમ્પૂર્ણમ્ ॥

# અઢારમી સદીનું એક ખંડકાવ્ય

# મ. વિનયવિજયગણિકૃત નેમ-રાજુલ-ભ્રમરગીતા

## સંપાદક તથા વિવેચક—શ્રીયુત વૈદ્ય ચીમનલાલ લલ્લુભાઈ ઝવેરી

ભક્તિ પ્રત્યેનો નિરવદ્ય પ્રેમ—પૌદ્‌ગલિક આકાંક્ષા વિનાનો પ્રેમ—જ્યારે માનવ હૃદયમાં ઊછળે છે ત્યારે તે કંઈ ને કંઈ સરસ કે નિરસ, ટૂંકી કે લાંબી, સંસ્કૃત-પ્રાકૃત-અપભ્રંશ કે ગુજરાતી વગેરે ભાષામય વાણીરૂપે કહી નાખે છે. કવિ કવિતા કરવામાં સદાય નિરંકુશ ગણાય છે. સાંકુશ કવિઓ કદી પોતાની ઊર્મિઓને રસરૂપે ઢાલવી શકે નહી, કેમ કહેવું અને શું કહેવું એને માટે તો કવિ પણ ઊર્મિને આધીન છે. અહીં અમે વાચકો સમક્ષ એવી જ કવિતાવાળી નાની સાદી ગુજરાતી પણ છંદ વૈવિધ્યવાળી એક કવિતા, જે સુપ્રસિદ્ધ વિદ્વાન્ મહોપાધ્યાય શ્રી વિનયવિજયજીગણિની બનાવેલી છે, તે રજુ કરીએ છીએ.

આ કાવ્ય કાવ્યરસના રસિકોને જ રસ ઉત્પન્ન કરી શકે તેવું છે કવિએ દૂહા અને ઢાલના એક એકના અંતરે આખી કવિતા ૨૭ કડીઓમાં પૂરી કરી છે. શ્રમણ ભગવાન બાવીસમા તીર્થંકર નેમિનાથ સંસારી અવસ્થામાં લગ્નક્રિયામાં રાજુલ સાથે પરણવા જાય છે અને ત્યાંથી પાછા ફરે છે, એટલા પ્રસંગનું વર્ણન એ આ કાવ્યનો વિષય છે તેથી એને આપણે ખંડકાવ્યના નામે ઓળખાવેલ છે. કવિએ પ્રથમ સ્ત્રીવર્ણનમાં શૃંગારરસ દીપાવ્યો છે. પછી પત્નીનો પતિ પ્રત્યેનો ભાવ વર્ણવતાં વિરહવર્ણન કરતાં કારુણ્ય રસનું નામ દઈ કવિ વિયોગીની દુર્દશા રાજુલના પાત્રમાં વર્ણવી પત્નીની પતિ પ્રત્યેની ઉચિત ઉક્તિઓ કહેવડાવે છે; અને કામ અવસ્થાનું ભાન કરાવી પત્નીની નજરે પતિનું મહત્ત્વ બતાવી અન્તે કવિ પ્રેમ પ્યાલામાંના ઉગ્ર વિષનો ઈશારો કરી સ્નેહીઓમાં શત્રુતા દેખાડે છે. કવિ નેમ-રાજુલના નિરવદ્ય પ્રેમના પરિણામે વિશુદ્ધોપદેશથી પૌદ્‌ગલિક આકાંક્ષાને બાજુ પર મૂકેલી પરમાત્મત્વ પ્રાપ્ત કરવાની વાત કહી પોતાની કવિતાનો વિષય પૂર્ણ કરે છે. અને પોતે કયા ગચ્છના, કોની આજ્ઞામાં રહેનાર, કોના શિષ્ય, તે વાત કહી સંવત આપી કાવ્ય પૂરું કરે છે.

આ કાવ્યપદ્ધતિએ તેમના સમયપૂર્વે આવી રીતે કોઈએ પ્રભુ-સ્તુતિ કરી નથી, માટે આ ધોરણની ગુજરાતીમાં આ પહેલી જ કવિતા છે એમ કહી શકાય. આવી જ વિવિધ છંદ પદ્ધતિનું પ્રાકૃત કાવ્ય 'અજિતશાંતિસ્તવ' તો જૈન પ્રજામાં પ્રસિદ્ધ જ છે, પણ ગૂર્જરગિરામા તેની કોટીમાં આ કાવ્યનો પહેલો નંબર છે. આ કાવ્યનું તાત્પર્ય સર્વ મનુષ્યો સમજી શકે તેને માટે અમે એનો અર્થ આપ્યો છે. આ કાવ્યની નકલ અમે મહુધા સાહિત્ય-સંગ્રહના રાજરત્ન-મુનિસંચિત સંગ્રહમાંની એક હસ્તલિખિત પ્રતિ ઉપરથી ઉદ્ધૃત કરી છે, જે પ્રતિ ઓગણીસમી સદીમાં લખાયેલી છે.

ભાષા—આ કાવ્યની ભાષા જો કે ગુજરાતી છે, છતાં તે અઢારમી સદીમાં વિદ્વાનોને હાથે લખાયેલી પ્રતિઓ જોતા પરિવર્તન પામેલી જોવામાં આવે છે. આવું પરિવર્તન ભિન્ન ભિન્ન સમયે લખાયેલા એક જ પુસ્તકની વિશેષ પ્રતો મળવાથી નક્કી થઈ શકે છે.

પણ અમને તો આ એક જ પ્રત મળેલી હોવાથી એ શોધન કરવાનું બની શક્યું નથી તેથી વિદ્વાનો તેને ક્ષંતવ્ય ગણશે એવી આશા રાખું છું.

આ કાવ્યના આ જ લક્ષ્યને અનુસરીને સંસ્કૃતમાં 'शमामृत' નામે છાયા નાટક રચાયેલું પ્રસિદ્ધ થઈ ચૂક્યું છે, તે તદ્‌ભાષાવિદો જોઈ શકશે આ જ મહોપાધ્યાયજીએ તેનું થોડા ફેરફાર સાથે આખું જ અવતરણ પોતાની કલ્પસૂત્રસુબોધિકા ટીકામાં કર્યું છે.

## નેમ–રાજુલ–ભ્રમરગીતા

### દુહા

સમુદ્રવિજે કુલ ચંદલો, માત શિવાદેવી નંદ;
બાલબ્રમચારી સદા નમું, નમીઈ નેમિજિણંદ. ૧
તીર્થંકર બાવીસમો, યાદવ કુલ સિણગાર;
રાજીમતી મન વલ્લહો, કુરૂણારસ ભંડાર. ૨
મુનિ મન પંકજ ભમરલો, ભવ ભય ભેદણહાર;
ભમર ગીતા ટોડર કરી, પૂજુ બંધુ મોરારિ. ૩

### ઢાલ–ફાગની

પ્રણમીય સરસતી વરસતી, વચન સુધારસ સાર,
નેમ જણેશર ગાઇએં, પાયીઇં હરષ અપાર;
જાન લેઇ જબ આવીયા, જાદવ તોરણ બાર,
ગોખી ચઢી તવ ન(ની)રખે, હરષિં રાજુલ નારી. ૪

---

મૂળ કવિતાની તે તે કડીનો અર્થ વાચકોની જાણ માટે અહીં આપવામાં આવે છે

(૧) સમુદ્રવિજય રાજાના કુલરૂપ સાગરને ઉલ્લસિત કરવામાં ચન્દ્ર સમાન, અને રાણી શિવાદેવી માતાના પુત્ર, બાલપણથી જ બ્રહ્મચારી, સામાન્ય કેવલજ્ઞાનીઓમાં ઇન્દ્ર એટલે તીર્થંકરને નમવા યોગ્ય જાણી હમેશાં નમો.

(૨) યાદવકુલમાં શણગારરૂપ બાવીસમા તીર્થંકર, જેઓ દયારૂપ પાણીના ભંડાર એટલે સાગર જેવા છે અને રાજીમતી નામે યાદવરાજ ઉગ્રસેનની પુત્રીને તે વહાલા છે અર્થાત્ તેના પતિ છે.

(૩) તેઓ મુનિઓના મનરૂપ કમળમાં ભ્રમરની માફક રહેલા છે અર્થાત્ મુનિઓ જેમનું ધ્યાન કરે છે, અને સંસારરૂપ ભયને દૂર કરનાર છે, એવા મોરારિ (મૌર્યોના શત્રુ–કૃષ્ણ)ના બંધુ–ભાઈ તેમને આ ભ્રમરગીતા રૂપ હાર કરીને પૂજુ છું. હવે સ્તુતિ કર્યા પછી કવિ પોતાની કવિતાનો વિષય શું છે તે બતાવે છે—

(૪) અમૃત સમાન રસયુક્ત શ્રેષ્ઠ વચનને વરસાવતી સરસ્વતી–વાણી (ભગવાનની વાણી) ને નમસ્કાર કરીને જિનેશ્વર નેમનાથને જો ગાઉં તો બહુ જ આનંદ થશે. જ્યારે ત્રિખંડાધિપ કૃષ્ણચન્દ્ર મહારાજાને પોતાના હાથમાંની રાજ્યની લગામ અધિક બળવાન નેમકુમાર લઈ લેશે એવી શંકા થઈ ત્યારે તેમનું બળ કમી કરાવવા, વિવાહવિધાનને નહીં ઇચ્છતા નેમકુમારને પરાણે પરાણે મનાવી લગ્ન માટે ઉગ્રસેન રાજાની પુત્રી રાજીમતીનો

દૂહા

પ્રણમીઇ સરસતી ભગતી આંણી, માય આપો ઘણું સરસ વાંણી;
પ્રણુવા તોરણુ નેમ આવ્યા, દેષતાં રાજુલ મન સોહાયા. ૫

ઢાલ

સસીવયણી મૃગલોયણી, નવશર સજી સિણુગાર,
નવજોવન સોવન અંગીય, અપછર અવતાર;
સર સિંથો ફૂલી બહુ, મૂલી રાષડી સાર,
શિસફુલાં મણિ ટીકિની, નીકી કાંતિ અપાર. ૬

દૂહો.

મૃગમદ વાસિત વેણી કાલી, ઝીલિ કાને બની કનક વાલી;
સોહિઇ નિરમલુ ના કીઈ મોતી, આરસી કર ધરી રૂપ જોતી. ૭

ઢાલ

અંજન અંજીત અખડી, અધરપ્રવાલી રંગ,
હસિત લલિત લીલાંગની, મદભર અંગ અનગ;
રતન જડિત કંચૂક, સુપચીત કુચ યુગ સાર,
એકાઉલ મુક્તાઉલ, ટંકાઉલ અલિ સાર. ૮

---

તેમની સાથે વિવાહ કર્યો. ત્યાર બાદ જાન લઈ પરણવા આવેલા જાદવ તોરણે આવી મહાલયના રાજદ્વારમાં ઊભા હતા તે વખતે વરને જોવાની ઇચ્છાથી રાજુલ સ્ત્રી આનંદથી ગોખેથી (બારીએથી) જોવા લાગી.

(૫) ભક્તિ લાવી સરસ્વતીને નમસ્કાર કરું છું અને માગું છું કે હે માતાજી! મારી વાણીમાં ઘણો રસ આપો જ્યારે નેમકુમાર પરણવા તોરણે આવ્યા ત્યારે તેમને જોઈ રાજુલનું મન બહુજ સુખ પામ્યું

(૬) ચન્દ્ર સમાન મુખવાળી, અને હરણ સમાન વિશાળ નેત્રાવાળી, નવસેર હાર વડે જેની છાતી ઢંકાયેલી છે, અને જેણે સોળે શણગાર સજેલા છે, જે નવા ખીલેલા યૌવન યુક્ત હોઈ સારા વર્ણ વડે જાણે અપ્સરાનો જ અવતાર હોય તેમ તેના કરતાં વધારે શોભે છે, જેના માથે સેંથામાં સિંદૂર પૂરેલું છે અને તેના ઉપર રાખડીએ બાંધેલું સુંદર ફૂલ શોભી રહેલુ છે, શ્રેષ્ઠ રેશમની બહુમૂલ્ય રાખડી સાથે જેના માથે એટલે અંબોડે ફૂલ શોભી રહ્યાં છે, તેમ જ નાક ઉપર અપાર કાન્તિવાળી ટીકી શોભી રહી છે,

(૭) જેના લમણા ઉપર કસ્તુરીની વાસ મહેકી રહી છે અને જેની વેણી (અંબોડો) શ્યામવર્ણી હોઈ, બન્ને કાને વાળીઓ ઝળકે છે. નમણું નાક શોભે છે, દેવોને પણ મોહિત કરતી તે હાથમા આરસી લઈ પોતાનું રૂપ જુએ છે.

(૮) આંખોમાં મેશ આંજેલી છે, હોઠ સ્વાભાવિક જ પ્રવાલ જેવા રાતા છે, ક્રીડાસક્ત અને મનોહર અંગનાઓને પોતાની શોભા વડે જેણે હસી કાઢી છે, તથા જેના અંગમાં કામદેવ અભિમાનથી ભરપૂર ભરેલો છે, જેની કંચુકી રત્નોથી જડેલી હોઈ બે સ્તનો સારી રીતે ઉપચિત (પુષ્ટ) થયેલાં છે, અને તેના ઉપર એકસરો હાર, મોતીનો હાર, ટંકાવલી (તે વખતે ચાલતા નાણાનો બનાવેલો) હાર શ્રેષ્ઠ શોભી રહ્યો છે.

દૂહા

હાથી મણિમુદડ હિમચૂડી, મેષલા કટવની રયણ રૂડી;
ઝાંઝરી ઘુઘરી ચરણુ છાજિ, પિઉ જો આવિ તો બહુ દિવાજે. ૯

ઢાલ

ગોખિ ચડી ચિત ચિંતવિ, રાજૂલ રાજકુમારિ,
વાહિમ વેગિ આવયો, ઉભા કાંઇ દવારિ;
ભલુ રે કરૂ તમે આવતાં, પાલી પૂરવ પ્રીત,
નવભવ નેહ નિવારતાં[1], રાષી ઉત્તમ રીતિ. ૧૦

દૂહા.

દુહિલા દિન ગયા તુમ પાખિ, રખે તે સોહિણિ દેવ દાષિ;
આજ હુ દુઃખનો પાર પામી, નયણુ મેલાવડિ મલ્યો સ્વામિ. ૧૧

ઢાલ

નયણે હો નાવિ નિંદરડિ, ઉદક ન ભાવિ અન્ન,
સુની ભમી આ દેહડી, નેમસું બાંધુ મન્ન;
આસુડે જડિ લાગી, લેંજે કચૂક ચીર,
મયણુ સંતાપિ ચાંપિ, પોપી દહે શરીર ૧૨

દૂહા

વિરહ હું તાહરિ ઘણું ઘધી, માછલી જલથકી જિમ અલાઘી;
જીવજીવન હવિ ચિત્ત ઠારો, મંદિરમાંહિ વેહલા પધારો. ૧૩

---

(૯) જેના હાથમાં સુવર્ણના ચૂડીઓ અને મણિજડિત વીંટી પહેરેલી છે, અને જેની કેડે રત્નનો કંદોરો શોભી રહ્યો છે, ઘૂઘરીયુક્ત ઝાંઝરોથી જેના ચરણો ઢંકાયેલા છે અને જેનો મનોભાવ એમ કહી રહ્યો છે કે સ્વામી જો આવે તો બહુ આનંદ થાય

(૧૦) રાજમહેલના ગોખે ચડેલી રાજકુમારી રાજુલ મનમાં વિચાર કરે છે કે–હે વહાલા! દ્વારમાં શું ઊભા છો? તમે જલદી આવજો પૂર્વની પ્રીતિ પાલીને તમે આવ્યા તે ઘણું સારું કર્યું. નવભવથી બાંધેલો સ્નેહ દૂર કરતાં (નિભાવતાં) ઉત્તમ પુરુષોની રીત રાખી.

૧. કવિતામાંનો પ્રસંગ જોતાં 'નિવારતાં'ના બદલે 'નિભાવતાં' કે એવી મતલબનો કોઈ શબ્દ અહીં હોવો જોઇએ એમ લાગે છે. આ કૃતિની બીજી હસ્તલિખિત પ્રત જોવા મળે તો આનો નિર્ણય થઈ શકે. આશા છે વિદ્વાનો આ સંબંધી ખોજ અવશ્ય કરશે.

(૧૧) તમારા વિના દિવસો બહુ મુસીબતે ગયા છે. માટે હે દેવ, રખે તેમાં ઓછાશ કરતા. હે સ્વામી! આંખોના મેળાથી તમે મળ્યા તેથી આજે હુ દુઃખનો પાર પામી.

(૧૨) આંખોમાં નિદ્રા આવતી નથી, પાણી અને અન્ન ભાવતું નથી, અને આ શરીર શૂન્ય જ ફરે છે કે જે દિવસથી નેમનાથમાં મારું મન બંધાયું છે. આપના વિયોગરૂપ વાદળાં ચારે બાજુ ઘેરાઈ તેમાંથી આંસુરૂપ વર્ષા વરસી રહી છે, અને તે વડે ચોળી અને સુંદર રેશમી સાડી ભીંજાઈ રહી હોઈ કામદેવ એના બાણવડે સંતાપી રહ્યો છે. અને કોયલડીનો મધુર ટહુકાર મારા શરીરને બાળી રહ્યો છે.

(૧૩) હે જીવજીવન! હુ તમારા વિયોગથી ઘણું બળી છું–જેવી રીતે પાણીથી જુદી પડેલી માછલી આકુળ બુએ. માટે હવે મારા મનના સાંત્વન માટે મંદિરમાં વહેલા પધારો.

ઢાલ

મયણુ હરાવ્યો હો શંકર, ને જિમ કંસ મોરારિ,
તે જિન બાણુ હણી મનુ, જાણિ તાહરિ નારિ;
સરણુ કર્યું મિં તાહરું, વાલિમ વહુ નીવારિ,
ભાણા ખડખડ દોહિલી, યોવન દિવસ વિચારિ. ૧૪

દૂહા

ભવભવિ લાઈઓ ચિત વાલો, નેહ નજર હવિ કાં ન ભાલો;
કંતનિ કામણુ કરૂ કાંઈ, ખિણુ ખિણુ સાંભરિ તુહિ જ સાંઈ. ૧૫

ઢાલ

ફરકિ દાહિણુ લોયણુ, મુજ મનિ આરત થાય,
રખે રે યાદવ પાછા વલી, દુખ દેઈનઈ જાય;
ઈણિ અવસરિ પશૂ પેખિઉ, પેખો રાજૂલ પ્રેમ,
જીવદયા મન આણિ, પાછા વલીયા નેમ. ૧૬

દૂહા

તતખીણુ રાજૂલ પડિય ધરતી, સહીરો સહુ મલી હા હા કરતી;
ચંદન છાંટીને કરીય બેઠી, વલી વલી દુઃખને પુર પેઠી. ૧૭

ઢાલ

નિઠોર નાહ ન કીજિયે, ઇમ વિસવાસી ઘાત,
કો ન કરી તિમ કી કંતે, જગ લગે વાત રહિસિ વિખ્યાણુ;
અવગુણુ હું છાંડિ, માંડિ અવરસું પ્રીત,
છેહ દેઈ છકીટને, એ સીઉ તમ રીતિ. ૧૮

---

(૧૪) શંકરે કામદેવને હરાવ્યો (નાશ કર્યો) અને કૃષ્ણે કંસને માર્યો, પણ તારી સ્ત્રીને તે જ કામદેવ બાણુથી મારે છે એમ જાણો. મેં તમારું શરણુ કર્યું છે, માટે હે વહાલા! તમે મારા વિયોગને દૂર કરો, જુવાનીના દિવસનો વિચાર કરી આ ભાણા ખડખડ મટાડો

(૧૫) હે વહાલા! જન્મોજન્મ તમને મેં ચિત્તમાં રાખ્યા, તો હવે સ્નેહદૃષ્ટિથી કેમ જોતા નથી? મને તો લાગે છે કે તમે કાંઈ કામણ કર્યું હશે તેથી હે સ્વામી! તું જ મને વારે વારે સાંભરે છે.

(૧૬) મારી જમણી આંખ ફરકે છે તેથી ચિંતા થાય છે કે રખે યાદવ પાછા વળી દુ:ખ આપીને જાય. તે વખતે એક બાજુ પશુઓને જોયાં અને બીજી બાજુ રાજુલનો પ્રેમ જોયો. પણ મનમાં જીવદયા લાવીને નેમકુમાર પાછા વળ્યા.

(૧૭) એવું વિચારતાં જ રાજુલ ભોંય પડી (મૂર્છિત થઈ). તે વખતે બધી સખીઓએ હાહાકાર કર્યો અને ચંદન જલ છાંટીને બેઠી કરી, પણ વારે વારે દુ:ખથી મૂર્છિત થઈ.

(૧૮ હે નાથ! કઠોરતા ન કરો, અને આમ વિશ્વાસઘાત ન કરો! કોઈ ન કરે તેમ હે કાંત! તમે કર્યું, એ વાત જગતમાં પ્રસરતી રહેશે. મને અવગુણી જાણી છોડીને બીજી સ્ત્રી સાથે પ્રીતિ [illegible] આમ છાકટાની માફક છેહ દઈ જવો એ શું તમારી રીત છે?

દૂહા

ભૂષણુ પરિહરિ હાર ત્રોડિ, ઢોલિ ચરન ને અંગ મોડિ;
જંપ નહિ જીવની ફુરિ રોતી. ખિણુ ખિણુ નેમની વાટ જોતિ. ૧૯

ઢાલ

કંત વિન સું જીવવું, કંત વિના સો જંગ,
કંત વિના સ્યાં ભૂષણુ, કંત વિના સ્યો રંગ;
કંત વિના સ્યાં મંદિર, કંત વિના સી સેજ,
કંત વિના સ્યાં ભોજન, કંત વિના સ્યાં હેજ. ૨૦

દૂહા

સહિરો નેમની જઇ મનાવો, હઠ છાંડી પિઉ ઘેર આવો;
જોકર જાણુતી મુક્ત રાતો, કર ગ્રહિ રાખતી કંત જાતો ૨૧

ઢાલ

ચંદન પી સુરજ તપિ, દાહિ રહિ દૂષ જોર,
ઘોર ઘટા ઘન ગાજિ, ન વલી કંત કઠોર;
નયણે નિંદ ન આવિ, સુહણે દેષું નાહ,
બાપીઉ પિઉ પિઉ કરિ, દૂણોહિ દુઃખ દાહ. ૨૨

દૂહા

કંતનિ કામિની અવર જાઇ, માહરિ તો અવર ન કોઇ;
મેહર કરી મોહની પાસ રાષો, આઠ ભવની પેરિ પ્રીત જ રાખો ૨૩

---

(૧૯) આભૂષણો કાઢી નાખી હાર તોડી નાખે છે, આંખો મીંચી દે છે, અગ મચકોડે છે, જીવને ઝંપ વળતો નથી ને વારંવાર રડે છે, અને ક્ષણે ક્ષણે નેમકુમારના આવવાની વાટ જુએ છે.

(૨૦) પતિ વિનાનું જીવવું શું? પતિ વિનાનો સસાર શો? પતિ વિનાનાં ઘરેણાં શાં? પતિ વિનાનો આનદ શો? પતિ વિનાનું ઘર શું? અને પતિ વિનાની પથારી શી? પતિ વિનાનું ભોજન શું? પતિ વિનાનો સ્નેહ શો?

(૨૧) હે સખિઓ! તમે નેમકુમારની પાસે જઈ મનાવો. હે સ્વામી! હઠ છોડીને ઘેર આવો. જો કદાચિત્ મુક્તિના ઉપર પ્રેમ રાખે છે એવું જાણુતી હોત તો હે સ્વામી! તમને જતાં જ હાથ પકડત.

(૨૨) ચંદનનું શીતલ પાણી તે સૂર્યના જેવો પ્રચંડ દાહ કરે છે, વાદળો ચારે બાજુ ઘેરાઈને ઘનઘોર અંધકાર થવા છતાં કઠોર મનનો હે સ્વામી, તું પાછો નથી વળતો. મારી આંખમા નિદ્રા આવતી નથી અને સ્વપ્નમા સ્વામીને દેખું છું. બપૈયો પિઉ પિઉ કરીને મને બમણું દુઃખ અને દાહ કરે છે.

(૨૩) પતિ અને પત્ની બીજાને જાય પણુ મારે તો બીજું કોઈજ નથી. તેથી મારા ઉપર કૃપા કરીને મને પાસે રાખો (અને) આઠ ભવની રીતે પ્રીતિ રાખો

ઢાલ

જાણ્યું હતું જઇ પૂરસું, સાસરઓ સુખવાસ,
સાસુને પાએ લાગસું, સસરો (સસરો)જી પુરશિ આસ;
સું જાણું ઇમ નાહલો, નાસ્યે દેઈ છેહ,
વયર વસાવ્યું જે કીઉં, નીસનેહીસું નેહ. ૨૪

દૂહા

નેમ-રાજુલ બહુ પ્રીત પાલી, વિરહની વેદના સર્વ ટાલી;
સુખ ઘણું મુકતનાં વેગિ લીધાં, નેમના વચનથી કાજ સિદ્ધાં. ૨૫

ઢાલ

શ્રી વિજયસેનસૂરીસ ગુરૂ, જયવંતા પટોધાર,
શ્રી વિજયસેનસૂરીસરૂ, તપગચ્છનો સિણગાર;
શ્રી કીર્તિવિજય ઉવઝાયનો, પામી ચરન પસાય,
જદૂપતિ નામિ હો વાચક, વિનયવિજય ગુણ ગાય. ૨૬

દૂહા

ભેદ સંયમ તણા (૧૭) ચિત્ત આણો, માન સંવત તણો એહ જાણો;
વરસ છત્રીસનો વર્ગ મૂલી, ભાદ્રવે પ્રભુ થુણ્યા ઇસા ન કુંણિ. ૨૭

ઇતિ શ્રી નેમ—રાજુલની ભ્રમરગીતા સંપૂર્ણ ॥ ૭ ॥ પૃ. ૬૧૩-૬૧૫

(૨૪) પહેલેથી જાણ્યું હતું કે સાસરાનો સુખવાસ મળશે, સાસુને પગે લાગીશું, અને સસરાજી અમારી આશા પૂર્ણ કરશે. પણ હું શું જાણું, કે નાથ છેહ દઈને નાસી જશે. જે કામ કર્યું તે શત્રુતા વસાવ્યા બરોબર છે. નિઃસ્નેહી સાથે સ્નેહ શો ?

(૨૫) નેમ અને રાજુલ બન્નેએ પ્રેમ પાળીને વિયોગની વેદના (દુ:ખ) સર્વ દૂર કરી. નેમનાથના વચનથી-ઉપદેશથી જલદીથી મોક્ષનાં સુખો મેળવીને કાર્ય સિદ્ધ કર્યા.

(૨૬) તપાગચ્છને શોભાવનાર આચાર્યોના નાયક વિજયસેનસૂરિ હાલ જીવંત પટોધર છે. શ્રી કીર્તિવિજય ઉપાધ્યાયના ચરણની કૃપાથી ઉપાધ્યાય વિનયવિજયે યદુપતિ નેમનાથના ગુણો ગાયા.

(૨૭) સંયમના ભેદો વિચારશો તો સંવતની સંખ્યા જાણી શકશો. છત્રીસ વર્ષનો વર્ગમૂલમાં ભાદરવા મહિનામાં પ્રભુની સ્તુતિ કરી કે જે રીતે બીજાએ હજુ સુધી કરી નથી. (સં. ૧૭૩૬ના ભાદરવા માસમાં આ કવિતા રચી.)

ગુર્જર ભૂમિમાં અર્થ કીધો શેઢી વાત્રક મધ્યમાં,
ગામ મહુધા રૂષભ-સુપાર્શ્વ-પ્રસાદે, સાહિત્ય રસ પૂરો કીધો;
વટપદ્રવાસી શ્રીમાલીકુલ, ઝવેરી અવટંક જેની,
લલ્લુ તનુજે શ્રી ચીમનલાલે ભક્તિરસ પૂરણ પીધો.

ઇતિ નેમ-રાજુલ-ભ્રમરગીતાનો અર્થ સંપૂર્ણ.

મહુધા. સંવત ૨૦૦૨, ધનતેરસ.

# જૈન દર્શન

લેખકઃ—શ્રીયુત મોહનલાલ દીપચંદ ચોકસી

( ગતાંકથી ચાલુ )

ગુણસ્થાન એટલે આત્મશક્તિના વિકાસની ક્રમિક અવસ્થા. સિદ્ધાંતકારો એ સંબંધમાં જણાવે છે કે આત્માના પરિણામો મુજબ એમાં ચઢ-ઊતર થાય છે. અગાઉ આપણે જોયું તેમ આત્મા જ્યાં સુધી કર્મના આવરણોથી લેપાયેલ હોય છે ત્યાં સુધી તેનું શુદ્ધ સ્વરૂપ દૃષ્ટિગોચર થતું નથી. જેમ જેમ એ આવરણો ઓછાં થતાં જાય છે, કિંવા ખખેરાઈ દૂર કરાય છે તેમ તેમ મૂળ સ્વરૂપના વધુ ને વધુ પ્રમાણમાં સ્પષ્ટ દર્શન થતાં જાય છે. આ ક્રિયાને દર્શાવવાનું કાર્ય આ ગુણસ્થાનો પર અવલંબે છે. ચૌદમું ગુણસ્થાનક એટલે જ સંપૂર્ણ દશાની પ્રાપ્તિ, અર્થાત્ આત્માનું સચ્ચિદાનંદમયપણું, કર્મસમૂહથી કાયમી છૂટકારો, નિરંજન-નિરાકાર દશા. આ ગુણસ્થાનની સંખ્યા ચૌદ છે. મુક્તિપુરીમાં પહોંચવા સારુ એ ચૌદ પગથીઆ નીસરણીની ઉપમાને પામ્યા છે. સીડી પર ચડનાર વ્યક્તિ પગથિયું ચૂકે તો જેમ લપસી પડવાનો સંભવ છે તેમ અહીં પણ આત્મા ઉપયોગ મૂકે તો પાછો પડવાનો સંભવ છે જ. શક્તિવંત પગથિયું કુદાવી જાય તેમ અહીં પણ જાગ્રત આત્મા અમુક સ્થાને સ્પર્શ્યા વિના ઉપરના સ્થાને જઈ શકે છે. કર્મનાં બધાં આવરણોમાં મોહનું બળ વધુ છે. જેટલે અંશે એ કર્મ ઉપર કાબુ મેળવાય એટલે અંશે પ્રગતિનો પારો ઊંચે જાય. મોહનું સ્થાન આઠ કર્મોમાં રાજા સમાન છે. એની સ્થિતિ પણ સૌ કરતાં લાંબી છે જે, આપણે જોયેલી છે. મોહની બે પ્રધાન શક્તિઓ તે દર્શનમોહ અને ચારિત્ર-મોહ. પ્રથમ શક્તિની પ્રબળતાથી આત્મા જડ-ચેતનનો વિવેક કરી શકતો નથી. બીજીની બળવત્તાથી એ પરપરિણતિથી છૂટી સ્વમાં તદાકાર બની શકતો નથી. કોઈ પણ વસ્તુનું યથાર્થ દર્શન (બોધ) થયા પછી જ એ વસ્તુને પ્રાપ્ત કરવાની કે ત્યજવાની તાલાવેલી થાય છે અને સફળતા પ્રાપ્ત કરાય છે. આધ્યાત્મિક વિકાસગામી આત્મા માટે પણ મુખ્ય બે જ કાર્ય છેઃ પહેલું સ્વ તથા પરનું યથાર્થ દર્શન યાને ભેદજ્ઞાન કરવું અને બીજું પરને છોડી 'સ્વ'માં સ્થિત થવું.

પહેલી શક્તિ મંદ થયા પછી જે બીજી અનુક્રમે તદ્દન મંદ થાય ત્યારે જ આત્મા સ્વરૂપદર્શન-સ્વરૂપપ્રાપ્તિ કરે છે.

૧. મિથ્યાદૃષ્ટિ, ૨. સાસ્વાદન, ૩. મિશ્રદૃષ્ટિ, ૪. અવિરત સમ્યગ્દૃષ્ટિ, ૫. દેશવિરતિ, ૬. પ્રમત્તસંયત, ૭. અપ્રમત્તસંયત, ૮. અપૂર્વકરણ, ૯. અનિવૃત્તિ બાદર, ૧૦. સૂક્ષ્મ સંપરાય, ૧૧. ઉપશાંત મોહ, ૧૨ ક્ષીણમોહ, ૧૩. સયોગકેવળી અને ૧૪. અયોગકેવળી -આમ ચૌદ ગુણસ્થાનકનાં નામ છે. આ સંબંધમાં સૂક્ષ્મતાથી જ્ઞાન મેળવવાના જિજ્ઞાસુએ ગુણસ્થાનકક્રમારોહ આદિ એ વિષય પર પ્રકાશ પાડતા ગ્રંથો અવલોકવા.

એનો સામાન્ય સાર આ પ્રકારે છે :

અવિકસિત અથવા સર્વથા અધઃપતિત આત્મિક અવસ્થા એ પ્રથમ ગુણસ્થાન છે. અહીં ઉપર વર્ણવેલી મોહની શક્તિઓ પ્રબળ હોવાથી આત્મા તાત્ત્વિક લક્ષ્યથી સર્વ પ્રકારે શૂન્ય હોય છે.

બીજા અને ત્રીજા ગુણસ્થાનમાં વિકાસનું સહજ સ્ફુરણ હોય છે. પ્રબળતાનો અવિ-

કાસ જ હોય છે. ચોથાથી વિકાસ ક્રમશઃ વધવા માંડે છે. આ ગુણસ્થાનક પામીને આત્મા પહેલ વહેલો જ આધ્યાત્મિક શાંતિ અનુભવે છે. એ ભૂમિકામાં આધ્યાત્મિક દૃષ્ટિ યથાર્થ (આત્મસ્વરૂપાભિમુખ) હોવાને લીધે વિપર્યાસરહિત હોય છે. આ દશા જૈન દર્શનમાં સમ્યગ્દૃષ્ટિપણા તરીકે ઓળખાય છે. પછીની ભૂમિકાઓમાં એ સમ્યક્ત્વ ચાલુ જ હોય છે. વિકાસ અને દૃષ્ટિની શુદ્ધિ ઉત્તરોત્તર વધતી જ જાય છે. મોહની પ્રધાન શક્તિ (દર્શનમોહ) ને શિથિલ કરીને સ્વરૂપદર્શન કરી લીધા પછી પણ જ્યાં સુધી તેની બીજી શક્તિ (ચારિત્ર મોહ) ને શિથિલ કરી ન શકાય ત્યાં સુધી સ્વરૂપસ્થિતિ પ્રાપ્ત નથી થતી. પાંચમા ગુણસ્થાનમાં બીજી શક્તિને લેશમાત્ર શિથિલ કરે છે ત્યારે તેની વિશેષ ઉત્ક્રાંતિ થઈ જાય છે. એ સ્થાને વિકાસગામી આત્મા વિચારે છે કે જો અલ્પ ત્યાગથી જ આટલી અધિક શાંતિ મળી તો પછી જડ ભાવોનો સર્વથા ત્યાગ કરાય તો કેટલી વધુ શાંતિ મળે? એ પ્રેરણા જ ચારિત્રમોહને વધારે દબાવવામાં અગ્રેસર થાય છે. એમાં સફળ થતાં જ આત્મા છઠ્ઠા ગુણ-સ્થાનકે આવે છે. પૌદ્ગલિક ભાવો ઉપર મૂર્છા બિલકુલ રહેતી નથી અને બધો સમય સ્વરૂપને પ્રગટ કરવાના કામમાં જ ખરચાય છે. અહીં આત્મકલ્યાણ ઉપરાંત લોકકલ્યાણની ભાવના તેમ જ તેને અનુકૂળ પ્રવૃત્તિ પણ થાય છે, જેથી કેઈ કોઈ વાર થોડો ઘણો પ્રમાદ પણ થઈ જાય છે. જો કે વિકાસગામી આત્માને પાંચમા કરતા છઠ્ઠામાં સ્વરૂપનું પ્રાગટીકરણ વિશેષ હોવાને લીધે આધ્યાત્મિક શાંતિ વધારે જ મળે છે, છતાં વચ્ચે વચ્ચે અનેક પ્રમાદો શાંતિ મેળવવામાં અવરોધો ઊભા કરે છે સર્વવિરતિથી વિશિષ્ટ શાંતિ મેળવવા પ્રમાદનો ત્યાગ કરી સ્વરૂપની અભિલાષાને અનુકૂળ એવા મનન–ચિંતન સિવાય બીજી બધી પ્રવૃત્તિનો તે ત્યાગ કરે છે. આ રીતે અપ્રમત્તસંયત નામનું સાતમું ગુણસ્થાનક પમાય છે.

આ સ્થિતિ ઝાઝો સમય ટકી શકતી નથી. મનોપ્રદેશમાં ખેંચાખેંચ (Tug of War) ચાલે છે એક તરફ અપ્રમાદજન્ય ઉત્કટ સુખનો અનુભવ આત્માને તે સ્થિતિમાં રહેવાને ઉત્તેજે છે અને બીજી તરફ પ્રમાદજન્ય પૂર્વ વાસનાઓ તેને પોતાની તરફ ખેંચે છે. આ ખેંચતાણમાં વિકાસગામી આત્મા કોઈ વાર પ્રમાદની તંદ્રા તો કોઈ વાર અપ્રમાદની જાગૃતિમાં, વમળમાં પડેલા લાકડાની માફક કે વંટોળીએ ચડેલ તણખલાની માફક, અહીં તહીં અથડાય છે. ઘડીમાં છઠ્ઠું તો ઘડીમાં સાતમું ગુણસ્થાન આવે છે, અને જાય છે. પ્રમાદની સાથે થનાર એ આંતરિક યુદ્ધ વખતે વિકાસગામી આત્મા જો પોતાનું ચારિત્રબળ વિશેષ પ્રકાશિત કરે તો પછી તે પ્રલોભનોને વટાવી વિશેષ અપ્રમત્તદશા પ્રાપ્ત કરે છે. એથી બાકી રહ્યાં સહ્યાં મોહનાં બંધનોનો અંત આણી શકાય છે. મોહની સાથે થનાર ભાવી યુદ્ધ માટે કરવી જોઈતી તૈયારીની આ ભૂમિકાને આઠમું ગુણસ્થાન કહેવામાં આવે છે. આ પહેલાં કદીયે ન થયેલી આત્મશુદ્ધિ અહીં એને લાધે છે.

આ ગુણસ્થાનકથી આગળ વધનાર આત્માઓના તેઓની કાર્યપદ્ધતિના આધારે બે ભાગ પડે છે. આત્મા મોહના સંસ્કારોના પ્રભાવને અનુક્રમે દબાવતો દબાવતો આગળ વધે છે, તેમ જ છેવટે તેને શમાવી દે છે તે એક પ્રકાર. આત્મા મોહના સંસ્કારોને ક્રમશઃ જડમૂળથી ઉખેડતો ઉખેડતો આગળ વધે છે અને છેવટે સર્વથા નિર્મૂળ કરી નાંખે છે તે બીજો પ્રકાર. અંતરાત્મભાવના વિકાસ દ્વારા પરમાત્મભાવરૂપ સર્વોપરી ભૂમિકાને પહોંચવાના ઉપર

પ્રમાણે બે માર્ગ છે, સિદ્ધાંતમાં એ શ્રેણીઓ તરીકે ઓળખાય છે. પ્રથમ પ્રકારને ઉપશમ શ્રેણી અને બીજા પ્રકારને ક્ષપક શ્રેણી કહેવાય છે.

દબાવતાં જનાર કરતાં ઉખેડીને આગળ વધનાર વધુ પ્રશંસાપાત્ર છે, એટલું જ નહીં પણ એનો માર્ગ જોખમરહિત બનતો હોવાથી એને પડવાનો ભય નથી. શરૂમાં વધુ મહેનત પડે છે, પણ કાર્યવાહી લોખંડના ટાંકણે અંકાયેલી બને છે. દબાવનારનું કાર્ય રાખ નીચે ઢંકાયેલ અગ્નિ જેવું નિવડે છે. પવનનો સપાટો લાગતાં જ ઢંકાયેલ અગ્નિ પ્રકાશી ઊઠી પોતાનું કામ કરવા માંડે છે. એમ દબાવેલા યાને ઉપશમાવેલા કષાયો પુનઃ ભભૂકી ઊઠે છે અને આત્માને પટકી પાડે છે. શ્રેણી માંડનાર આત્માઓ ઉત્તરોત્તર વિશુદ્ધિવાળી બે ભૂમિઓ યાને નવમું-દશમું ગુણસ્થાન સ્પર્શે છે. ઉપશમાવી યાને દબાવીને આગળ વધનાર અગિયારમા પર આવે છે, પણ ત્યાંથી પૂર્વે જણાવ્યું તેમ અવશ્ય પટકાય છે જ ક્ષય કરીને આગળ વધનાર આ અગિયારમાને કૂદી આગળ બારમા ગુણસ્થાને પહોંચે છે. અહીં મોહના રહ્યા સહ્યા દલિકોનું સર્વથા ઉન્મૂલન કરી વાળે છે. આમ કર્મવૃંદમાં જે રાજા તરીકે ઓળખાય છે તે હણાતા બાકીના ઉપરનો વિજય તો આત્મા સહેલાઈથી મેળવી શકે છે. આ સ્થાને આવ્યા પછી આત્મા વિજેતાનું પદ પ્રાપ્ત કરે છે.　　(ચાલુ)

# शंखेश्वर तीर्थ सम्बन्धी साहित्यकी विशालता

लेखकः—श्रीयुत अगरचंदजी नाहटा

जैन तीर्थोंका इतिहास अभी अंधकार में पडा है। हर्षकी बात है कि उसके साधनों की प्रचुरता श्वे.साहित्यमें वहुत अधिक है। प्रत्येक जैन श्वेताम्बर तीर्थका स्वतंत्र इतिहास—ग्रन्थ प्रकाशित होने योग्य सामग्री सुलभ है और वैसे ग्रन्थ प्रकाशित होने वांच्छनीय भी हैं, पर हमारे विद्वानों एवं तीर्थ संरक्षिणी संस्थाओंका इस ओर बहुत-हो कम ध्यान गया है। आनंदजीकी कल्याणजीकी पेढ़ी चाहें तो बहुत शीघ्र एवं सहजमें यह कार्य हो सकता है। पेढीने श्वे. मन्दिरोंकी डिरेक्टरी—यादी प्रकाशित करनेका कार्य तो हाथमें लिया है, और श्रीयुत साराभाई नवाब जैसे अधिकारी व्यक्ति भी उन्हें प्राप्त हो गये हैं, अतः निकट भविष्यमें आशा की जा सकती है कि जैन तीर्थोंकी हमारी जानकारी बहुत बढ़ जायगी।

वीसवीं सदीके जैनाचार्योंमेंसे इतिहासके साधनोंको प्रकाशित करनेका श्रम जितना आ. विजयधर्मसूरिजी और उनके शिष्यमण्डलने किया है अन्य किसीने भी नहीं किया। आपकी दृष्टि सर्वतोमुखी थी। एक तरफ ऐतिहासिक रास संग्रहके ४ भाग व ऐतिहासिक सज्झाय मालाका प्रकाशन करवाया तो दूसरी ओर जैन प्रतिमा लेखकसंग्रहे एवं प्राचीन जैन तीर्थमालाको भी प्रकाशित की। पुस्तकप्रशस्तिसंग्रह भी किया गया था, पर खेद है कि वह प्रकाशित नहीं हुआ। इस प्रकार आपने विशाल ऐतिहासिक सामग्री उपस्थित की है।

१ प्रथम भाग छपे वर्षों हो गये, अब आगेके भागोको भी शीघ्र प्रकाशित करना चाहिए।

हर्षकी बात है कि आपके विद्वान शिष्योंने अभि तक उस प्रवृत्तिको जारी रखी है और प्रति वर्ष कोई न कोई ऐतिहासिक ग्रन्थ प्रकाशित करते ही रहते हैं। आ. विजयेन्द्र-सूरिजी तो इतिहासके प्रकांड विद्वान हैं ही, पर शान्तमूर्ति मुनि जयंतविजयजीकी प्रवृत्ति भी बडी ही प्रशंसनीय है। आबू तीर्थके सम्बन्धमें आपने जो महत्त्वपूर्ण कार्य किया है वह चिरस्मरणीय रहेगा। आपके ब्राह्मणवाडा, हम्मीरगढ, अचलगढ ग्रन्थ भी सुन्दर हैं पर यहां उनकी अधिक चर्चाका अवकाश नहीं है। संवत १९९८में आपका एक और महत्त्वपूर्ण ग्रन्थ प्रकाशित हुआ था जिसका नाम 'शंखेश्वर महातीर्थ' है। अभी तक इस ढंगके विविध स्तोत्र स्तवन सह तीर्थके इतिहास संबंधी कोई भी ग्रन्थ प्रकाशित नहीं हुए हैं। वास्तवमें यह ग्रन्थ आपके बहुत परिश्रमका फल है। विविध स्थानोंसे प्राप्त छोटी से छोटी कृतिको भी संग्रह करते रहना बडे धीरज एवं खोजका काम है। यद्यपि शंखेश्वर तीर्थ संबंधी स्तवनादि रचनाओंका आपने बहुत बडा संग्रह किया है पर जैन साहित्य इतना विशाल है कि उसका पार पाना किसी भी एक व्यक्तिसे तो क्या—कई सेंकडों व्यक्तिओंसे भी संभव नहीं है। जहां कहींका भंडार टटोलिये, कुछ न कुछ नवीन सामग्री मिलती ही रहती है। अतः मेरे नम्र मतानुसार, अन्वेषण करने पर, शंखेश्वर संबंधी कमसे कम इतनी ही रचनायें और भी मिल जायगी। पूज्य मुनिश्रीने जब मुझे उक्त शंखेश्वर महातीर्थ पुस्तक भेजी थी मैंने कई सूचनाओंके साथ यह भी सूचन किया था कि शंखेश्वरके स्तवनादि मेरे संग्रहमें एवं मेरी जानकारीमें और भी बहुत से हैं। मुनिश्रीने उनका द्वितीयावृत्तिमें उपयोग करनेका सूचन किया भी स्मरण है। उसके पश्चात् 'जैन सत्य प्रकाश'के क्रमांक १२३मे श्रीमती सुभद्राबहन (शारलोटे क्राउझे) का 'कंईक शंखेश्वर साहित्य' लेख प्रकाशित हुआ अवलोकनमे आया, अतः अपने संग्रहालयसे विशेष जानकारी प्रकाशित करनेका विचार हुआ। पर उस समय सीलहट होनेसे सामग्री मेरे पास न थी अतः वैसा न हो सका। सीलहटसे आने पर उसे देखकर प्रस्तुत लेख तैयार किया।

मुझे प्राप्त स्तवनादिकी संख्या ४० के लगभग है अतः उनके प्रकाशनकी तो यहां संभावनना नहीं सोच कर प्रस्तुत लेखमें केवल उनकी सूची देकर ही संतोष करना पडा है। मेरे संग्रहकी भी अभी १२ हजार प्रतियोंकी ही सूची हो पाई है, अभी ४—५ हजार प्रतियोंकी सूची बननी बाकी है; और अन्य भंडारोंकी तो बात ही जाने दीजिये। अतः सहज हीमें जितने ज्ञात हो सके उन्हीं स्तवनोंका निर्देश कर दिया है। अभी और बहुत साहित्य मिलेगा। आशा है अन्य मुनिगण भी खोज शोधको आगे बढायेंगे।

## शंखेश्वर-स्तवन सूची

| आद्यपद | गाथासंख्या | कृतिनाम | कर्ता | रचनाकाल |
|---|---|---|---|---|
| सदाविराजा सांमि संखेसरो हो | ७ | शंखेश्वरपार्श्वलघु स्तवन | जिनहर्ष | |
| वाराणसी नगरी भली | १४ | ,, | ,, | |
| संखेसरो रे जगमें तीरथ जाणीयइ | ३ | ,, | समयसुंदर | |
| सकलाप पास संखेसरो | ३ | ,, | ,, | |
| परचा पूरे पृथ्वीतणा | ५ | ,, | ,, | |
| सेवो प्रभु सुखकारी | ७ | ,, | जिनलाभसूरि | १८२६ माघ वद ३ |
| अलवेसर मुज अरज सुणीजे | ९ | ,, | चारित्रकीर्ति | १७६७ पोष वद ९ |
| श्री शंखेश्वर मण्डण पास जिणेसरु | १३ | ,, | सुमतिकल्लोल | |
| श्रीमद्गुर्जरमंडले मरुधरित्र्यां | ९-१ | शंखेश्वरस्तोत्र | विजयसौभाग्य | |
| निखिलनाकपवंदितपत्कजं | ११ | ,, | ,, | |
| श्रीसंगरंगमकराकरकेलिधारं | ७ | ,, | जयसागर | |
| जनाध्येय वामेय कल्याणकारी | २५ | ,, | सुजसकीर्ति | सं. १६६६ |
| आनंदपद्माकरचारुहंसं | ५ | ,, | नगराज | |
| गोडीग्रामे स्तंभने चारुतीर्थे | ५ | शंखेश्वरस्तव | | |
| सिरि संखेसर पास | ३ | ,, लघुस्तवन (प्र०) | | |
| सरसति अति मीठी मुझनइ | १४ | ,, | देवचंद्र (तपा) | |
| संखेश्वर संखपूरीयउ उमाहो धरि आवीयउ हो | ७ | शंखेश्वरपार्श्वस्तव | उदैचंद | |
| संखेश्वर सामी हूं तोरी बलहारी | ५ | ,, | दयातिलक | |
| भेटवो पास संखेश्वरो | ५ | ,, | ज्ञानसागर | |
| भवियन सेवो रे पास संखेसरो | ५ | ,, | (क्षमालाभ शि.) | |
| अमर नरिंद तणी मिली कोडी | १३ | ,, | वहम (?) | |
| संखेश्वर प्रभु तुझ धामे रे | ५ | ,, स्तोत्र | कनकमूर्ति | |
| सकलगुणाकर जिनवरु | ८ | ,, | समरचंद्र | |
| तुं तो साचो साहिब रे संखेसरा | १२ | ,, बृहतस्तवन | लक्ष्मीवल्लभ | |
| वितनुते तनुते तु नतेश्वर | ५ | ,, स्तव | गुणविनय | |

| | | | |
|---|---|---|---|
| करिवउ तीरथ तउ मुंकीरथ | ९ | ,, ,, | जिनराजसूरि |
| पासजीकी मूरति मों मन भाइ | ४ | ,, ,, | ,, |
| मुझनै परतो ताहरों रे | ८ | ,, ,, | जिनरंगसूरि |
| महिमा मोटी त्रिभुवन मोहे | ७ | ,, ,, | धर्मवर्द्धन |
| साहिब सुखदाइ हो लाल | ५ | | धनजी |
| प्रणमुं पास संखेसरों | ७ | | नयसोम |
| सरसती भगवती सुरराणी रे | ११ | | लब्धिकल्लोल |
| श्री संखेश्वर पासजी रे | ७ | | क्षमाकल्याण १८६६ फा.सु.१५ |
| तुं ज्ञानी तुझने कहुंजी | ९ | | भुवनकीति |
| वंदउ रे चतुर नर | ६ | | पुण्यसागर |
| | ५ | | जिनरत्नसूरि (१४ वीं) |
| | | | धर्ममंदिर |

इनके अतिरिक्त नेमविजयरचित स्तम्भन, सेरिसा, शंखेश्वर पार्श्वनाथ स्तवनमें संखेश्वर सम्बन्धी वर्णन है। १४वीं शताब्दिका लिखित एक शंखेश्वरप्रबन्ध नीचे दिया जाता हैः—

"बृहद्गच्छीयाः श्रीदेवेन्द्रसूरयः संखेश्वरे चातुर्मासकं स्थितास्तत्र व्याघ्रपल्लीयो दुर्जनशल्यनामा राणकस्तस्य तृतीयज्वरस्यागच्छतो वर्ष ३ जातान्येकदा झंझुवाटके गतस्य मूलनायकेन स्वप्नं दत्तं पत्तनग्रामे सूरीणां देवतावसरे श्रीपार्श्वबिंबं रत्नमयं तत्प्रभावतत्स्नात्र-जलेन रोगोपशान्तिर्भाविनी। तेन गुरुवो याचिताः। श्रावकत्वं विना नार्प्यते। तदपि प्रतिपद्य तत्स्नात्रेण ज्वरो जगाम। स्या जाता। राणकेन प्रसादं निर्माप्य सा प्रतिमा तत्रास्थापि। तत्कृते १६ वादी श्री देवेन्द्रसूरिभिः प्रतिष्ठा कलश ध्वजारोपादि। राणकः श्रावकोऽभूत्। अंतःपुरेणो-पधानानि व्यूढानि पंचम्यादि च। प्रभपत्तने भीमाग्रे केनाप्युक्तं यद्दुर्जनशल्यो वणिग्धर्ममारा-धयति। तेन क्रुद्धेन तुरंगमसहस्र .१२ पदातिसहस्र .२० समुदायमयं कटकं प्रहितं। इतो राणकोऽपि गुरून्सुत्कलापयितुं गतोऽस्माकमयं धर्म इति गुरुभिः साधुद्वयमर्पितं। यन्नंदं स्थापयति तत्रैव स्थेयं नाटतः परत इति। तथाकृते तेन कृतं प्राप्ते अनशनेन स्वर्गतः। संखेश्वरतीर्थं जातमिति। छ। श्रीसंखेश्वरतीर्थप्रबन्ध समाप्तः॥ छ॥

**वस्तुपालप्रबन्धमें**—सं. १२९८ वर्षे अंकेवालीआग्रामे श्रीवस्तुपालस्य स्वर्गः। मन्त्रिणि दिवंगते....श्रीवर्द्धमानसूरयो वैराग्यादांबिलवर्द्धमानतपः कर्तुमारेभुः। मृत्वा शंखे-श्वरेऽधिष्ठायकतया जातास्ते। ततस्तेनाधिष्ठायकेन मन्त्रिणो गतिर्विलोकिता न चाज्ञाता।

# જૈન કૃતિઓમાં ચો, ચી, ચું ને ચે પ્રત્યયોનો પ્રયોગ

(લે. પ્રો. હીરાલાલ ર. કાપડિયા એમ એ.)

એ તો સુવિદિત વાત છે કે જૈન કૃતિઓ સંસ્કૃત, પાઇય, ગુજરાતી, ફારસી, દ્રાવિડ એમ વિવિધ ભાષાઓમાં રચાયેલી છે. જિનપ્રભસૂરિકૃત ફારસી કૃતિ પ્રસિદ્ધ છે. આ સૂરિએ એક કૃતિ 'દ્રવિત' ભાષામાં રચી છે એમ "પત્તનસ્થ પ્રાચ્ય જૈન ભાણ્ડાગારીય ગ્રન્થ સૂચી" (પૃ. ૨૬૬) માં ઉલ્લેખ છે. [1]નયચન્દ્રે રચેલા **રંભામંજરી** નામના સટ્ટકમાં થોડાંક પદ્યો મરાઠીમાં છે. કોઈ પ્રાચીન કૃતિ સંપૂર્ણતયા મરાઠીમાં જૈનોને હાથે રચાઈ હોય તો તે જાણવામાં નથી. સંસ્કૃત, પાઇય અને ગુજરાતી કૃતિઓની વાત ન્યારી છે અને તેમાં પણ ગુજરાતી પ્રાચીન કૃતિઓ જેટલી જૈન લેખકોની મળી છે તેટલી અજૈન લેખકોની મળી નથી. વિશેષમાં શાલિભદ્રસૂરિએ વિ. સં. ૧૨૪૧માં જે **ભરતેશ્વર-બાહુબલિરાસ** રચ્યો છે તેની પહેલાંની કોઈ ગુજરાતી કૃતિ છે? જો હોય તો તે જણાવવા વિદ્વાનોને વિજ્ઞપ્તિ છે.

સ્વ. પ્રો. નરસિંહરાવ ભોળાનાથે "ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનમાળા" ના અંગરૂપે "Gujarati Language and Literature" એ વિષય ઉપર અંગ્રેજીમાં પાંચ વ્યાખ્યાનો આપ્યાં હતાં. એ મુંબઈ વિદ્યાપીઠ તરફથી ઈ સ. ૧૯૩૨માં પુસ્તકરૂપે પ્રસિદ્ધ થયાં છે. આમાં પૃ. ૫૬-૬૧ માં ચો, ચી, ચું ને ચે પ્રત્યયો વિષે ઊહાપોહ છે. મુખ્યતયા એના આધારે હું આ લેખ લખું છું.

નરસિંહ મહેતાએ **શૃંગારમાળા** અને **ચાતુરી બત્રીસી**માં 'ચો' ઇત્યાદિ પ્રત્યયો વાપર્યા છે. એની પૂર્વે કોઈ અજૈન કવિએ તેમ કર્યું હોય એમ જણાતું નથી **વસન્ત-વિલાસ**ને જૈન કૃતિ ગણતાં કેટલાક અચકાય છે; બાકી એના ૧૮મા અને ૩૪મા પદ્યમાં 'ચું' અને 'ચી' પ્રત્યય વપરાયા છે અને એ કૃતિ વિ. સં. ૧૫૦૮ કરતાં તો અર્વાચીન નથી જ. આથી આને બાજુ ઉપર રાખી આવા પ્રત્યયો વાપરનારા જૈન લેખક તરીકે હું લાવણ્યસમયનો ઉલ્લેખ કરું છું. એમણે વિ. સં. ૧૫૬૮માં **વિમલપ્રબંધ** રચ્યો છે. એમાં નવ ખંડ છે. દરેક ખંડના અંતમાં "મુનિ લાવણ્યસમયચી વાણી" એવી

---

૧ એઓ જયસિંહસૂરિના શિષ્ય પ્રસન્નચન્દ્રના શિષ્ય થાય છે. એમણે કુક્કોક, શ્રીહર્ષ, વાત્સ્યાયન અને (વેણીકૃપાણ) અમરચન્દ્રનો ઉલ્લેખ કર્યો છે. કાવ્યના વિષયમાં એઓ પોતાને 'બીજા અમરચન્દ્ર' તરીકે ઓળખાવે છે. **હમ્મીર મહાકાવ્ય**માં અને **રંભામંજરી**માં જીવન-વૃત્તાન્ત સબંધી કેટલાક સમાન પદ્યો છે. એ ઉપરથી આ બંને કૃતિઓ નયચન્દ્રની જ છે એમ સિદ્ધ થાય છે. એઓ કહે છે કે મારુ કાવ્ય અમરચન્દ્રના લાલિત્યથી અને શ્રીહર્ષની વક્રિમાથી અલંકૃત છે. આ કવિને સરસ્વતીનો આશીર્વાદ મળ્યો હતો એમ એની કૃતિ કહે છે. રંભામંજરી એ રાજશેખરે રચેલી કપ્પૂરમંજરી કરતાં કોઈક રીતે ચડિયાતી છે, એમ કવિ પોતે કહે છે

જયસિંહસૂરિએ ૭ ભાષાના જાણકાર અને પ્રામાણિક (ન્યાયશાસ્ત્રી) એવા સારંગને વાદવિવાદમાં હરાવ્યો હતો. આ સૂરિએ ઈ. સ. ૯૦૦માં થયેલા ભાસર્વજ્ઞના **ન્યાયસાર** ઉપર ટીકા, એક નવું વ્યાકરણ અને વિ. સં. ૧૪૨૨મા સમાપ્ત કરેલું અને દસ સર્ગમાં વિભક્ત **કુમારપાલચરિત** એમ ત્રણ કૃતિઓ રચી છે.

પંક્તિ છે, આમાં 'ચી' પ્રત્યય વપરાયો છે, એવી રીતે પ્રથમ ખંડની નીચે મુજબની પંક્તિઓમાં પણ 'ચી' પ્રત્યય છે:-

"પુરે મનચી આશ" (શ્લો. ૧૯).

"કલ્પવૃક્ષ કુસુમાંચી માલ" (શ્લો. ૫૦)

**નયસુન્દરે** વિ. સં. ૧૬૩૭માં **રૂપચંદ કુંવરરાસ** રચ્યો છે. એમાં તુમચી, તુમચે, અમચી અને પંકજચૂં શબ્દો નજરે પડે છે. પ્રસ્તુત પંક્તિઓ નીચે પ્રમાણે છે:-

"તે તુમચી કરશે બહુ સેન" ચોથી ચોપાઈ, ૨૭

"તુમ પધારો તુમચે ઠામ" એજન, ૩૫

"અહીં રહે અમચી સ્વામીની રૂપે રંભ સમાન" એજન, દુહો ૫

"પંકજચૂં મુખ પ્રેમદા રે વિકસ્યું પૂનમચંદ"

આ **નયસુન્દરે** વિ. સં. ૧૬૬૫માં જે **નળદમયંતીરાસ** રચ્યો છે તેમાં પણ 'ચે' પ્રત્યય વાપર્યો છે. આ રહી એ પંક્તિ:—

"યદ્યપિ કેવળ તુમચે કામ સા દયિતા હું છંડું સ્વામ" (પ્રસ્તાવ ૬, કડી ૭૩; પૃ. ૨૭૫)

વિ. સં ૧૭૮૦માં **શીલવતીરાસ** રચાયો છે. એમાં 'ચો' વગેરે પ્રત્યય વપરાયા છે:

"મુખ બોલો હે તુમચો અવદાત" (૪, ૭, ૧)

"હું જાઉં તુમચે ભામણે" (૬, ૧૧, ૧)

"તુમચો ઘર પેઠો પયાળ" (૫, ૧, ૨)

"તુમચો બાળક તે હરે" (૬, ૯, ૨)

"જીવ તો તુમચે ભાગ રે" (૬, ૯, ૩)

"જો કોઈ ધનનો કામ છે તુમચે (૬, ૮, ૨)

આ પૈકી છેલ્લું ઉદાહરણ ખાસ નોધપાત્ર છે, કેમ કે 'તમને' એ અર્થમાં 'તુમચે' શબ્દ અહીં વપરાયો છે. અહીં 'ચું' નો 'ચે' થયો છે.

રૂપવિજયે "તું હી અકલંકી" થી શરૂ થતી '**શ્રીપાર્શ્વનાથમહિમા**' નામની લાવણી રચી છે. એમણે એની બીજી કડીના ઉત્તરાર્ધમાં 'ચા' પ્રત્યય વાપર્યો છે. પ્રસ્તુત પંક્તિ નીચે પ્રમાણે છે.-

"નમો નિરંજન ફણિપતિસેવિત ખાસ ઓઢીયા સુરકંદા"

આ ઉદાહરણ પ્રો. દ્વિવેટિયાએ નોંધ્યું નથી. એવી રીતે લક્ષ્મીચંદના શિષ્ય ગંગ મુનિએ વિ. સં ૧૭૬૫માં રાણપુરમાં જંબૂસ્વામીની ચાર ઢાળની જે [2]સજ્ઝાય રચી છે તેમાં ત્રીજી ઢાળની પહેલી કડીમાં 'અમચી'[3] એવો પ્રયોગ છે તે પણ એમણે નોધ્યો નથી.

જૈન તેમ જ અજૈન ગુજરાતી કૃતિઓમાં 'ચો' ઇત્યાદિ પ્રત્યયો વપરાયા છે તે શાને આભારી છે એવો પ્રશ્ન ઊઠે છે. મરાઠીમાં "ચે" ઇત્યાદિ પ્રત્યયો છે તો શું મરાઠી

---

૨ આ સજ્ઝાય સૌ કમળાબ્હેન ડૉકટર તરફથી ઈ. સ. ૧૯૩૫માં છપાયેલી **શ્રીસજ્ઝાયમાળા**માં પૃ ૧૭-૨૨ માં છે.

૩ પ્રસ્તુત પંક્તિ નીચે મુજબ છે:—

"અમે તો પ્રભુજી કરિને ઓળખ્યા રે, અમચી તુમારે હાથ લાજ રે"

ભાષાનો ગુજરાતી ભાષા ઉપર પ્રભાવ પડયો છે? જૈન ગુજરાતી સાહિત્યનું સર્જન મોટે ભાગે જૈન મુનિવરોને હાથે થયું છે. મરાઠી ભાષાના ઉદ્ભવ પૂર્વે ગુજરાત એ શ્વેતાંબર મુનિઓની પ્રવૃત્તિઓનું કેન્દ્ર બન્યું હતું એટલે મરાઠી ભાષામાં કોઈ મુનિએ સળંગ કૃતિ મહારાષ્ટ્રમાં રહીને કે રચ્યા વિના મરાઠી ભાષાના પ્રભાવથી અંકિત બનેલી પોતાની ગુજરાતી ભાષામાં રચ્યાની વાત સંભવતી નથી. જૈન ગુજરાતી સાહિત્યના અભ્યાસથી એ વાત અજાણી નથી કે એમાં પાઇય ભાષાના શબ્દો વિશેષતઃ નજરે પડે છે. આવી પરિસ્થિતિમાં સિદ્ધહેમચન્દ્ર (અ ૮, પા ૨) ના નિમ્નલિખિત ૧૪૯મા સૂત્રમાં અપાયેલા 'એચ્ચય' પ્રત્યયનો આ પ્રભાવ છે એમ માનવા મન લલચાય છેઃ—

"युस्मदस्मोऽञ एच्चयः"

અર્થાત્ યુષ્મદ્ અને અસ્મદ્ સંબંધી (તદ્ધિત) 'અઞ્ (પ્રત્યય)નો 'એચ્ચય' થાય છે. એટલે કે युष्माकमिदंનાં यौष्माक અને तुम्हेच्चय એમ રૂપો થાય છે. એવી રીતે अस्माकमिदंનાં आस्माक અને अम्हेच्चय થાય છે. આ નિયમનો બારીકાઈથી વિચાર કરતાં 'તમે' એ અર્થવાળા तुम्हे ને અને 'અમે' એ અર્થવાળા अम्हे ને 'એચ્ચય' અનુગ (suffix) લગાડાયો છે એમ પ્રો. દિવેટિયા કહે છે. વિશેષમાં તેઓ કહે છે કે ડૉ. રામકૃષ્ણ ભાંડારકર સંસ્કૃત त्यं જે પહેલાં अत्रत्य, तत्रत्य ઇત્યાદિ શબ્દો પૂરતો વપરાતો હતો અને જે અંતમાં વ્યાપક બનાવાયો તેમ જ માલિકી અને બીજા સંબંધો બતાવવા માટે બધાં નામોને લાગૂ પડાયો તે 'त्यं'માંથી મરાઠી 'चें'ની ઉત્પત્તિ માને છે. આ બે હકીકતોને એકત્રિત કરી પ્રો. દિવેટિયા કહે છે કે एच्चयમાંનો ए એ ખરી રીતે तुम्हे-अम्हेनो અંત્યાક્ષર છે અને च्चयं એ चें નીપજાવનાર त्यकंમાંથી નિષ્પન્ન થયેલ છે. તેઓ આ ઉપરાંત એમ પણ કહે છે કે 'ચ' પ્રત્યય એ જૂની ગુજરાતી તેમ જ મરાઠી એ બંનેની મિલ્કત હતી અને એ પાછળની ગુજરાતીમાંથી લુપ્ત બની અને આધુનિક મરાઠીમાં ચાલૂ રહી આમ બને છે એ જાણીતી વાત છે. પરિયટ્ટ, આઇ, લગાડ, પુઠે (સં. पुरः) ઇત્યાદિ જે 'દેશ્ય' શબ્દો પ્રારંભિક ગુજરાતીમા હતા તે વપરાતા બંધ થયા, જ્યારે મરાઠીમાં તો હજી પણ એ વપરાય છે જેમ કે परियट्टमांથી ઉદ્ભવેલ परीट શબ્દ. આથી કરીને નરસિંહ મહેતાનાં કાવ્યમાંનો चो પ્રત્યય મરાઠીની અસરનું પરિણામ નથી. આના સમર્થનાર્થે પ્રો દિવેટિયાએ પૃથીરાજ રાઠોડે રાજસ્થાનીમાં વિ. સં. ૧૬૩૭-૩૮માં રચેલ "વેલિ કિસન રુકમણિ રી"માંથી ત્રણ ઉદાહરણ આપ્યાં છેઃ—

( १ ) बालक ति किरि हंस चौ बालक—पद्य १२

( २ ) कुण जानै संगि हुआ केतला। देस देस चा देसपति ॥

( ३ ) मन त्रिग चै कारणैं मदन ची वागुरि जाणे विसतरण ॥ "—पद्य ३२

સંસ્કૃત त्यकनुं જે બન્યું તે એના પાઇય ઉદ્ભવરૂપ च्चयनुं બન્યું. પ્રારંભમાં આ પ્રત્યય अम्हे અને तुम्हे પૂરતો મર્યાદિત હતો તે એના ઉત્તર કાલીન અપભ્રંશ (post-Apabhransa) ઉદ્ભવરૂપ चो, ची, चं એ નામોને લાગૂ પડાયો.

'चो' પ્રત્યયે સિધીમાં जोरૂપ ધારણ કર્યું. જેમકે मुहिंजो મારો मोहनजो મોહનનો, परिंजो પોતાનો, असांजो આપણો અને अव्हांजो તમારો. આ પણ નરસિંહ મહેતાના चोની સ્વતંત્ર ઉત્પત્તિનું સૂચન કરે છે.

ડૉ. ટેસિટરિએ જૂની પશ્ચિમની રાજસ્થાનીના વ્યાકરણ ઉપરનાં ટિપ્પણમાં (કંડિકા ૭૮)માં 'અપભ્રંશ' किच्चउ (સં कृत्यक)માંથી चो અનુગ ઉદ્‌ભવ્યો છે એમ કહ્યું છે. આ રીતે એઓ ડૉ. સ્ટેન કોનો અને સર જ્યોર્જ ગ્રીયર્સનની સાથે મળતા થાય છે. પ્રો. દિવેટિયા ડૉ ભાંડારકરના મતને પસંદ કરે છે અને હું પણ એમ જ કરું છું.

આ પ્રમાણે 'ચો' ઇત્યાદિ પ્રત્યયો વિષેનો ઊહાપોહ પૂરો થાય છે એટલે રંભા-મંજરીમાંના મરાઠી પદ્યો એની વિ. સં. ૧૫૩૫મા લખાયેલી અને ભાંડારકર પ્રાચ્યવિદ્યા સંશોધન મંદિરમાં રખાયેલી હાથપોથીમાંથી ડૉ. ઉપાધ્યેએ ચન્દ્રલેખા (ચંદલેહા) સટ્ટકની પ્રસ્તાવના (પૃ. ૪૨)માં જેમ ઉદ્ધૃત કર્યાં છે તેમ હું રજૂ કરું છું:—

" जरि पेखिला मस्तकावरी केशकलापु ।
तरि परिस्खलिला मयूराचे पिच्छप्रतापु ॥
जरि नयन विषयु केला वेणीदंडु ।
तरि साक्षाज्जाला भ्रमरश्रेणीदंडु ॥
जरि दृगोचरी आला विसाल भालु ।
तरि अर्द्धचन्द्रमंडलु भइला उर्णायुजालु ॥
भ्रूजुगलु जाणु । द्वैधीकृत कन्दर्पचापु ।
नयननिर्जितु जाला पंजनु निःप्रतापु ॥
मुखमंडलु जाणु शशांकदेवताचे मंडलु[४] ॥
सर्व्वांगसुन्दरतामूर्तिमंतु कामु ।
कल्पद्रुम जैसे सर्व्वलोक आशाविश्रामु ॥ "

આનો અર્થ એ છે કે જ્યારે માથા ઉપર કેશનો સમૂહ જોયો ત્યારે મોરનાં પિચ્છનો પ્રતાપ નષ્ટ થયો. જ્યારે વેણીદંડ નેત્રનો વિષય બનાવાયો—એના ઉપર નજર કરાઈ ત્યારે સાક્ષાત્ ભ્રમરની શ્રેણિનો દંડ બની ગયો જ્યારે વિશાળ લલાટ દૃષ્ટિગોચર થયું ત્યારે અર્ધચન્દ્રમંડળ કરોળિયાની જાળ જેવું જણાયું. ભવાંની જોડ એ કામદેવના ધનુષના બે ભાગ કર્યા હોય એમ ભાસે છે. ખંજન નેત્ર વડે જીતાતાં પ્રતાપ વિનાનું બન્યું. મુખમંડળ એ જાણે ચન્દ્ર દેવતાનું મંડળ છે. એ સર્વાંગે સુન્દરતાની મૂર્તિવાળો મદન છે. વળી સમસ્ત જગતની આશાના વિશ્રામરૂપ એ કલ્પવૃક્ષ છે.

ગોપીપુરા, સુરત, તા. ૧૧–૪–૪૭

૪ અહીં એક પંક્તિ ખૂટતી હોય એમ જણાય છે.

# સિરોહી રાજ્યનાં કેટલાંક પ્રાચીન જિનમંદિરો

લેખકઃ—પૂજ્ય મુનિમહારાજ શ્રી. ન્યાયવિજયજી (ત્રિપુટી)

ભારતવર્ષમાં રજપૂતાના તેની વીરતા માટે પ્રસિદ્ધ છે. ભારતવર્ષની 'થર્માપોલી'નું ગૌરવ રજપૂતોની અને મેવાડના શૂરવીર રાણાઓની ભૂમિને અપાયેલું છે. આ રજપૂતાનાની એ વીર ભૂમિ અત્યારે તો એના પથ્થરો, કાંટા અને કાંકરા માટે પ્રસિદ્ધિ પામી રહી છે, એ શોચનીય છે. એ માટે એક મેવાડી કવિએ કહ્યું છે કે—

"मेवाडे पंच रत्नानि, कांटा भाठा च पर्वताः ।
चतुर्थो राजदंडश्च पञ्चमं वस्त्रलुञ्चनम् ॥

આ ઉક્તિ જેમ મેવાડ માટે છે તેમ મારવાડને પણ બરાબર લાગુ પડે છે, એટલે મેવાડને બદલે मरुदेशे એમ કેટલાક જોડી દે છે.

પરન્તુ દાનવીર—ધર્મવીર જૈનોએ અહીંના પથ્થરોનો ખૂબ સદુપયોગ કરી અહીં આલીશાન, ભવ્ય જિનમંદિરો બનાવ્યાં છે, અને સુંદર તીર્થસ્થાનો સ્થાપ્યાં છે. ચંદ્રાવતી, મુંડસ્થલ, આબુજી, રાણુકપુર, નાડોલનાડલાઇ, વરકાણા, નાંદીયા, દીયાણા, હમ્મીરગઢ, બામણવાડા, સિરોહી, કેસરીયાજી, દેલવાડા, ચિત્તોડ, કરેડાજી, દયાલશાહનો કિલ્લો, જેસલમેર, બિકાનેર, કાપડીજી, ફલોધી, ઓશીયાજી વગેરે વગેરે અનેક પ્રાચીન તીર્થો અને નગરોનાં ભવ્ય જિનમંદિરો ઉપર્યુક્ત કથનની શાખ પૂરે છે. આ લેખમાં સિરોહી રાજ્યનાં કેટલાંક પ્રાચીન જિનમંદિરોનો ટૂંક પરિચય આપવા ધાર્યો છે. અમારું ગત (સં. ૨૦૦૨નું) ચાતુર્માસ શિવગંજમાં હતું શિવગંજની આજુબાજુ બે તીર્થો છે, એની ખૂબ પ્રશંસા સાંભળી હતી. એમાં આ વખતે રાડબર તીર્થ વધ્યું એટલે ત્રણ તીર્થો થયાં. જાકોડા, કોટીજી અને રાડબર એ આ ત્રણ તીર્થોનાં નામ છે.

## જાકોડાજી

શિવગંજ¹થી ઉત્તર પૂર્વના ખૂણામાં ત્રણ ગાઉ દૂર આ પ્રાચીન તીર્થ

---

૧. શિવગંજ સિરોહી નરેશ મહારાજા શિવસિંહજીએ ૧૯૧૦માં વસાવ્યું છે. શરૂઆતમાં પાલીનિવાસી શેઠ કાલુરામજી ઓસવાલ આવ્યા હતા, જેઓના સંતાનો નગરશેઠ છે, અને અત્યારે નગરશેઠ તખતરાજજી તેમના જ વંશજ છે. અહીં સુંદર સાત જિનમંદિરો છે અને લગભગ ૧૦૦ થી ૧૫૦ જૈનોનાં ઘર છે, જેમાં ઓસવાલ પોરવાલ સમ્મિલિત છે. આ સાત જિનમંદિરોનો ટૂંક પરિચય આ પ્રમાણે છે—

૧—ઋષભદેવજીનું મોટું મંદિર બજારની પાસે છે, જેની પ્રતિષ્ઠા સં.૧૯૨૮માં વૈશાખ શુદિ ત્રીજે થઈ છે. મંદિર મોટું અને વિશાલ છે બહાર બે મોટા હાથી હોવાથી એ હાથીવાળું મંદિર કે મોટું મંદિર પણ કહેવાય છે.

૨—પોરવાડોનું મંદિર. આ પણ સુંદર વિશાલ શિખરબંધ મંદિર છે. સં.૧૯૪૩ના ફાગણ શુદિ ત્રીજે એની પ્રતિષ્ઠા થઈ છે આ પોરવાલોનું મંદિર કહેવાય છે. મૂલનાયક શ્રી. ઋષભદેવજી છે.

૩થી૭—ત્રીજું આદિનાથજીનું મંદિર, ચોથું અજિતનાથજીનું મંદિર, પાંચમું મહાવીર પ્રભુનું મંદિર, છઠ્ઠું કનાપરામાં કેસરીયાજી—શ્રી આદિનાથજીનું મંદિર છે. આ સ્થાન શિવગંજ વસ્યા પહેલાંનું હોવાથી આ મંદિર જૂનાં મંદિર તરીકે પણ ઓળખાય છે. અને સાતમું દાદાવાડીનું મંદીર, જે બગીચામાં છે અને મૂલનાયકજી શ્રી મહાવીર પ્રભુ છે.

અહીં છ થી સાત ઉપાશ્રયો (જેમાં ધર્મશાળા પણ સમ્મિલિત છે.), આયંબિલ ખાતું, કન્યાપાઠશાળા, બાળકોની જૈન પાઠશાળા વગેરે ચાલે છે શિવગંજની સામે પાર ઉદરી—સુમેરપુર આવ્યાં છે. અહીં પણ ત્રણ જિનમંદિરો, જૈન બોર્ડીંગ વગેરે છે. જૈનોની વસ્તી પણ છે. જાકોડા જતાં—આવતાં અહીં દર્શન કરવા યોગ્ય છે.

આવ્યું છે. સુમેરપુર પછી તો એકલો વેરાન રસ્તો જ આવે છે. ઠેઠ પહાડની તલેટીમાં આ સ્થાન આવેલું છે. ગામમાં પેસતાં જ આપણા મંદિરનું શિખર અને ધ્વજા દેખાય છે. પહાડની નીચે જ આ મંદિર શોભે છે. મૂલનાયકજી શ્રી શાંતિનાથજી છે. પ્રતિમાજી પ્રાચીન અને ભવ્ય છે, પરિકરમાં ૧૫૦૭નો લેખ છે. એમાં યક્ષપુરીય ગ્રામ અને પાર્શ્વ-નાથજીનું પરિકર છે. કદાચ પહેલાં મૂલનાયકજી શ્રી પાર્શ્વનાથજી હોય એ સંભવિત છે. પરન્તુ અત્યારે તો મૂલનાયકજી શ્રી શાંતિનાથજી છે. આ ગામમાં માત્ર એક જ જૈન ઘર છે. આ તીર્થની વ્યવસ્થા પડિમાવાવાળા શેઠ ઉમેદમલજી સંભાળે છે. એમનાં ભક્તિ અને ધર્મપ્રેમ પ્રશંસનીય છે. મોટી નવી ધર્મશાળા બને છે. શેઠ ઉમેચંદજીએ તો પોતાનું જીવન અને ધન આ તીર્થ પાછળ જ ખર્ચવા નિર્ણય કર્યો હોય તેમ તેઓ અહીં જ રહે છે, તીર્થ સેવા કરે છે અને શ્રીસંઘ પાસેથી મદદ મેળવી તીર્થપ્રભાવના કરી રહ્યા છે. મૂર્તિ મહાચમત્કારી અને પ્રભાવિક છે. તીર્થની ઉન્નતિ થઈ રહી છે.

## કોરટાજી

શિવગંજથી પશ્ચિમમાં ૩॥ ગાઉ દૂર આ પ્રાચીન તીર્થ આવ્યું છે. આ તીર્થની સ્થાપના ઓસવાલ વંશસ્થાપક પરમ પ્રભાવક શ્રીરત્નપ્રભસૂરિજીએ વીર નિ. સં. ૭૦માં[2] કરી છે. સૂરિજીએ ઓશિયાનગરીમાં શ્રી મહાવીર પ્રભુની પ્રતિષ્ઠા કરી

૨ सप्तत्यां वत्सराणां (७०) चरम-जिनपतेर्मुक्तजातस्य वर्षे
पञ्चम्यां शुक्लपक्षे सुरगुरुदिवसे ब्रह्मणः सन्मुहूर्ते ।
रत्नाचार्यैः सकलगुणयुतैः सर्वसंघानुज्ञातैः
श्रीमद्वीरस्य बिंबे भवशतमथने निर्मितेयं प्रतिष्ठा ॥ १ ॥
उपकेशे च कोरंटे तुल्यं श्रीवीरबिंबयोः ।
प्रतिष्ठा निर्मिता शक्त्या श्रीरत्नप्रभसूरिभिः ॥ २ ॥

વીરનિર્વાણ સંવત ૭૦ માં શ્રી. રત્નપ્રભસૂરિજીએ શ્રી સંઘની આજ્ઞાથી ઉપકેશ નગરમાં અને કોરંટક નગરમાં એક સાથે શ્રી વીરપ્રભુની પ્રતિમાજીની સ્થાપના કરી.

આ જ કોરટાજીમા ભગવાન શ્રી મહાવીર સ્વામીની પાટે થયેલા ૧૭મા પટ્ટધર મહા પ્રભાવિક શ્રી વૃદ્ધદેવસૂરિજીએ પણ પ્રતિષ્ઠા કરાવ્યાનો ઉલ્લેખ મળે છે:—

"श्रीवीरात् 'पंचनवत्यधिकपंचशत ५९५ वर्षातिक्रमे कोरंटके नाहडमंत्रि-निर्मापितप्रासादे प्रतिष्ठाकृत.

શ્રી વીર પ્રભુ પછી ૫૯૫ વર્ષ ગયા પછી કોરંટક નગરમાં નાહડ મંત્રીશ્વરે બનાવેલા મંદિરમાં વૃદ્ધદેવ સૂરિજીએ પ્રતિષ્ઠા કરી હતી. તેનો સ્પષ્ટ ખુલાસો નીચે આપું છુ—

कोरण्टके वीरजिनेन्द्रमूर्तिं दक्षपान्थवृत्तिं कृतपुण्यपाकाम्
यः प्रत्यतिष्ठत् किमु सत्रशालां स वृद्धदेवोऽजनि तस्य पट्टे (પટ્ટાવલી સમુચ્ચય)

આ કોરટાજી ઉપરથી કોરંટીય ગચ્છ પણ નીકળ્યો છે. જૂઓ:—

सं. १३४० ज्ये. व. १० शुक्रः कोरंटीयगच्छे...
सूरिणा पल्लीवाल... प्रतिष्ठितं

આ ગચ્છની ઉત્પત્તિનું સ્થાન અને પ્રચારનું સ્થાન દર્શાવતાં જણાવ્યું છે કેઃ—

એ જ મુહૂર્તમાં એ જ દિવસે અહીં કોરટાજીમાં પણ મહાવીર પ્રભુની મૂર્તિની પ્રતિષ્ઠા કરાવ્યાનો ઉલ્લેખ મળે છે. મારવાડમાં શ્રી મહાવીર પ્રભુ છદ્મસ્થાવસ્થામાં પધાર્યા હતા અને એ સમયે મુંડસ્થળમાં મંદિર બન્યું હતું એ સબંધી શિલાલેખી પ્રમાણ મલે છે. યદ્યપિ આજે આ વિહાર માટે અને એ પ્રાચીન મંદિરના અસ્તિત્વ માટે વિવાદ ઊભો થયેલો છે, પરન્તુ આ કોરટાજીના મંદિર માટે હજી વિવાદ કે ચર્ચાને અવકાશ નથી મલ્યો, એટલે કોરટાજીનું મંદિર લગભગ ૨૪૦૦ વર્ષનું પુરાણું ગણાય છે. તે વખતે તો આ નગર બહુ જ ઉન્નત અને ગૌરવશીલ હતું. એ ગૌરવમયી ભૂતકાલ ગયો, એના ઉપર કાળના અનેક પડછંદા પડી ગયા છે. આ નગરીએ ધૂપ અને છાંયાના અનેક પ્રસંગો નિહાળ્યા છે. ત્યારપછી આ મંદિરજીના જીર્ણોદ્ધાર થતા રહ્યા છે. છેલ્લો જીર્ણોદ્ધાર સં. ૧૭૨૭-૨૮માં શ્રી વિજયદેવસૂરિજીના પરિવારના સાધુઓએ કરાવ્યો હતો.

**વર્તમાન સ્થિતિ**—અત્યારે અહીં ચાર ભવ્ય જિનમંદિર આ પ્રમાણે છે—

૧. કોરટાજી ગામની બહાર લગભગ ળા-ળાા માઇલ દૂર પહાડની તલેટીમાં શ્રી. મહાવીર પ્રભુનું પ્રાચીન મંદિર છે. મેં જે ઉપર વર્ણવ્યું તે જ આ મંદિર છે. અઢારમી સદીની પ્રતિષ્ઠિત મૂર્તિ અત્યારે તો મૂલ ગભારાની બહાર રંગમડપમાં બિરાજમાન છે. અહીંના ભાઈઓને પૂછતા જણાયું કે આ મૂર્તિ મૂલનાયકજી તરીકે હતી, પરન્તુ ખંડિત હોવાથી આ મૂર્તિને બહાર બિરાજમાન કરી, નવીન મૂર્તિ સ્થાપી છે. પરન્તુ અમે જ્યારે જોયું તો અમને એમ ન લાગ્યું કે મૂર્તિ ફેરવવાની જરૂર હોય. ભોળા મારવાડી ભાઈઓએ લગાર દીર્ઘદૃષ્ટિથી અને વિવેકથી વિચાર્યું હોત તો મૂલનાયકજી ઉત્થાપન કરી બહાર રાખવાની લગારે જરૂર નહોતી. વર્તમાન મૂલનાયકજીની મૂર્તિ નથી તો બરાબર ઘાટની કે માપની. જે સુંદરતા, જે તેજસ્વિતા અને પ્રભાવિકતા પ્રાચીન મૂર્તિમાં છે તે નવી મૂર્તિમાં નથી. અમને તો દૃષ્ટિનો પણ મેળ ન દેખાયો.

૨—શહેરમાં પેસતા જ શ્રી ઋષભદેવજી-કેસરીયાજીનું પ્રાચીન મંદિર આવે છે. મૂર્તિ ભવ્ય, દર્શનીય અને વિશાળ કદની છે. અત્યારે કોરટાજીમાં આ જ ભવ્ય પ્રાચીન મૂર્તિ પોતાના ભૂતકાલીન ગૌરવને દર્શાવે છે. મંદિર તો નવું બન્યું છે, પરન્તુ મૂર્તિ તો સિદ્ધગિરિરાજના મૂલનાયકજી ઋષભદેવજીની યાદી આપે છે. અમે ગયા ત્યારે શિવગંજ સંઘના શ્રાવકો અને કોરટાજીનો શ્રીસંઘ સામે આવ્યો હતો. ઉત્સવપૂર્વક ચૈત્યપરિપાટી સમસ્ત સંઘે સાથે જ કરી હતી.

૩—અહીં દર્શન કરી પહાડની નીચે રહેલા ત્રીજા મંદિર શ્રી પાર્શ્વનાથજીના મંદિરે ગયા. મંદિર પ્રાચીન અને દર્શનીય છે.

૪—ત્યાંથી દર્શન કરી ચોથા શ્રી ઋષભદેવજીના મંદિરે આવ્યા. વિજયદેવસૂરગચ્છના શ્રી શાંતિસાગરસૂરિજીએ વિ. ૧૯૦૩માં-વીસમી સદીમાં એની પ્રતિષ્ઠા કરાવી છે આ મંદિરને શ્રી શાંતિનાથજીનું મંદિર કહે છે. પહેલાં મૂળનાયક શ્રી શાંતિનાથજી હશે, પરંતુ અત્યારે તો મૂલનાયકજી શ્રી ઋષભદેવજી છે

---

इति श्वेतांबरीय पल्लीगच्छः वडगच्छ-कोरंटगच्छसमाचार ॥ तस्य क्षेत्रं-पाली सहजिगपुरं, कोरंटा, बामणवाडा वीरमपुर, नाकोडा."—( પટ્ટાવલી સમુચ્ચય )

કોરટાજી તીર્થના લેખો વગેરેનું વિસ્તૃત વર્ણન મારા "હિન્દનાં જૈનતીર્થો" નામક પુસ્તકમાંથી જોઈ લેવા ભલામણ છે.

ઉપરનું શ્રી કેસરીયાજીનું-ઋષભદેવજીનું મંદિર સૌથી વિશાલ અને સુશોભિત છે. આ મૂર્તિ સિવાય બાકીનાં સ્થાનો સત્તરમી સદી અને વીસમી સદીનાં છે.

કોરટામાં ૧૪ કક્કા પ્રસિદ્ધ હતા. એમાંથી અત્યારે તો માત્ર સાત જ કક્કા વિદ્યમાન છે.

કોરટાજીમાં કાર્તિકી પૂર્ણિમાનો મોટો મેળો ભરાય છે. પહેલાં તો ૮-૧૦ હજાર માણસો ભેગા થતા, અત્યારે પણ ૪-૫ હજાર તો આવે જ છે. અહીં દર વર્ષે આ દિવસે નોકારસી થતી. પરંતુ અહીંના ઠાકોરના ત્રાસથી અને રેશનીંગના જમાનાને અંગે એ બધું બંધ છે. શ્રી કેસરીયાજીના મંદિરમાં પૂજા ભણાવવાનો રંગમંડપ વિશાલ છે. સામે મોટી ધર્મશાળા છે, ઉપાશ્રય છે, શ્રાવકોનાં ઘર છે. યાત્રિકોને બધી સગવડ છે. શિવગંજથી આવતાં વાહનાદિ પણ મલે છે.

## રાડબર

શિવગંજથી ૪ાા ગાઉ દૂર દક્ષિણમાં આ તીર્થ આવ્યું છે. રાડબરનું પ્રાચીન નામ રાજનઢ હતું. વિશાલ કિલ્લામાં આ ભવ્ય નગર વસ્યું હતું. પરન્તુ આજ તો એ નગર ધ્વસ્ત થઈ ગયું છે. કિલ્લો પણ તહસ નહસ થઈ ગયો છે. માત્ર થોડાં ભરવાડોનાં ઘર છે. પાસે શ્રાવકોની વસ્તીવાળું સુલી ગામ છે કહે છે કે જે વ્યાપારીઓ પરદેશથી રાજગઢમાં વ્યાપાર કરવા આવતા તેઓ અહીં ચુલા-ભઠ્ઠીઓ સળગાવતા, માટે આનું નામ ચુલી પડ્યું છે અને મારવાડમાં "ચ" ને બદલે 'સ" બોલાતો હોવાથી ચુલીને બદલે સુલી થઇ ગયું. સિરોહી સ્ટેટના નકશામાં પણ Suli આપ્યુ છે. આ સુલી ગામમાં શ્રાવકોનાં ઘર અને સુંદર નાનું જિનમંદિર છે. મૂલનાયકજી શ્રી શાંતિનાથજી છે. અને અહીંથી ૧ માઇલ દૂર રાડબરનું શ્રી મહાવીર ભગવાનનું મંદિર છે. બરાબર જાણે પહાડ કોરીને જ બનાવ્યુ હોય એમ દૂરથી લાગે છે. ત્રણે બાજુ પહાડ છે. એમાંયે મંદિરની પાછળ અને જમણી બાજુ તો એવો સુંદર પહાડી દેખાવ લાગે છે, કે જાણે કુદરત અહીં જ પ્રસન્ન થઈ રહી છે. એમાયે ચાતુર્માસમાં તો પહાડ લીલોછમ થાય છે, પાણીનાં ઝરણાં વહે છે, ઉપર વાદળા હોય, પહાડ સાથે અથડાતાં હોય, ઝરમર ઝરમર મેહ વરસી રહ્યો હોય અને પાણીના પ્રવાહો ઉપરથી પડતા હોય અને મયૂર કેકારવ કરી રહ્યા હોય -આ દૃશ્ય તો માનવીને મુગ્ધ કરી દે એવું છે. આવા સુંદર પહાડની બરાબર નીચે ઢળાણમાં આ પ્રાચીન મંદિર છે મૂલનાયકજી શ્રી મહાવીરપ્રભુની પ્રાચીન મૂર્તિ છે કહે છે કે સંપ્રતિ મહારાજના સમયનાં બિંબ છે. મૂલ ગભારામાં ત્રણ મૂર્તિઓ છે. જમણી બાજુ શ્રી ચંદ્ર પ્રભુજી (ઋષભદેવજી) અને ડાબી બાજુ શ્રી પાર્શ્વનાથજી છે. તેમ જ બહારના રંગમંડપમાં પણ ચાર મૂર્તિઓ છે. મૂર્તિઓ પ્રાચીન છે, પરન્તુ વ્યવસ્થાની ખામી છે. ચુલીના શ્રાવકો ક્વચિત્ જ પૂજા કરવા આવે છે. પૂજારી પાણી ઢોળીને, મરજી મુજબ પૂજા કરીને જાય છે. કહે છે કે વિ. સં ૧૯૫૭ પહેલા તો અહીં ભગવાનની મૂર્તિઓ ઉપર મેલ ચઢયો હતો, શ્રાવકો પૂજા કરવા પણ નહોતા આવતા, હવે આવતાં શીખ્યા છે. મંદિર નાનું નાજુક અને દેવવિમાન જેવું છે. પરન્તુ જીર્ણોદ્ધારની જરૂર છે. આ પહાડના પથ્થરોનો જ ઉપયોગ થયો છે.

આ ત્રણ તીર્થોમાં જાકોડાજીને બાદ કરીએ તો બાકીનાં સ્થાનોમાં જોઇએ તેવી વ્યવસ્થા નથી. એમાયે રાડબરની વ્યવસ્થા જોઈને તો દુઃખ થાય તેવું છે. મૂર્તિઓમાં નથી તો ચક્ષુનું પૂરું ઠેકાણું કે નથી તો તંબોળનુ ઠેકાણું. ચક્ષુઓ ક્યાંક છે ક્યાંક નથી. છે ત્યાં વાંકા ચુંકા છે. પૂજામાં પૂરું કેસર પણ નથી વપરાતું. (ચાલુ)

# પ્રશ્નોત્તર-પ્રબોધ

પ્રયોજક-પૂજ્ય આચાર્ય મહારાજ શ્રી. વિજયપદ્મસૂરિજી

( ગતાંકથી ચાલુ )

**૧૫ પ્રશ્ન**—જીવસ્થિતિ અને કાયસ્થિતિમાં ફેર શો ?

**ઉત્તર**—વિવક્ષિત ( ચાલુ ) ભવમાં રહેવાનો જે કાલ, તે ભવસ્થિતિ કહેવાય, ને વિવક્ષિત ભવના જેવું સ્વરૂપ લાગલાગટ જેટલા ભવસુધી પામે, તેટલો કાળ કાયસ્થિતિ કહેવાય. જેમ વિકલેન્દ્રિય મરીને વિકલેન્દ્રિયપણે લાગલાગટ સંખ્યાતા વર્ષ સુધી ઉપજે, તે પછી વિકલેન્દ્રિય સિવાયનો ભવ જરૂર પામે એ પ્રમાણે પંચેન્દ્રિય તિર્યંચ અને મનુષ્યો સાત આઠ ભવ સુધી ઊપજે. આવી કાયસ્થિતિ ફક્ત મનુષ્ય તિર્યંચોને અંગે જ ઘટી શકે. પણ દેવનારકની અપેક્ષાએ ન જ ઘટી શકે. કારણ કે, કોઈ પણ દેવ અથવા નારક પોતાના ચાલુ ભવનું આયુષ્ય પૂર્ણ કરીને આંતરા રહિતપણે એટલે તરત જ દેવપણું કે નારકપણું પામી શકે જ નહિ. એટલે જે કારણોની સેવનાથી દેવપણું કે નરકપણું પામી શકાય, તેવાં કારણો નથી દેવભવમાં કે નથી નરકભવમાં. આ મુદ્દાથી દેવ ચ્યવીને તરત જ દેવ પણ ન થાય ને નારક પણ ન થાય. તથા નારકજીવ મરીને તરત જ નરકભવમાં ન જાય ને દેવભવમાં પણ ન જાય. તેઓ ઓછામાં ઓછો એક ભવ મનુષ્યનો કે તિર્યંચનો કરે તો જ ફરી દેવપણું કે નરકપણું પામી શકે. માટે જ કહ્યું કે દેવનારકને અંગે કાયસ્થિતિની વિચારણા ન ઘટી શકે ૧૫.

**૧૬ પ્રશ્ન**—કયા કયા જીવો સંમૂર્છિમ મનુષ્યપણું પામી શકે ને કયા જીવો ન પામી શકે ?

**ઉત્તર**—૧ દેવ, ૨ નારકી, ૩ તેઉકાય, ૪ વાયુકાય, ૫ અસંખ્યાતા આયુષ્યવાળા મનુષ્ય અને તિર્યંચ સિવાયના તમામ સંસારી જીવો અનંતરભવે સંમૂર્છિમ મનુષ્યપણે ઉપજી શકે. કહ્યું છે કે-

नेरइयदेवअगणि, वाउयवज्जिय असंखजीवाओ ॥

सेसा सव्वेऽवि जिया, संमुच्छिम मणुएसु गच्छंति ॥१॥२१॥

અહીં જણાવેલા દેવ વગેરે પાંચ જીવોમાંથી દેવ અને નારકી, અનંતર ભવમાં ગર્ભજ મનુષ્ય તિર્યંચપણે ઉપજે, તેઉકાય, વાયુકાય, અનંતરભવે મનુષ્યપણું ન જ પામે, તથા અસંખ્યાત વર્ષના આયુષ્યવાળા તિર્યંચ અને મનુષ્યો અનંતરભવે જરૂર દેવપણું જ પામે, આ કારણથી દેવ વગેરે પાંચ જીવો સંમૂર્છિમ મનુષ્યપણું ન પામે એમ કહ્યું. ૧૬.

**૧૭ પ્રશ્ન**—સંમૂર્છિમ મનુષ્યો ચાલુ ભવનું આયુષ્ય પૂર્ણ કરી અનંતરભવે કયા કયા જીવસ્થાનકોમાં જાય ? ને કયા જીવસ્થાનકોમાં ન જાય ?

**ઉત્તર**—સંમૂર્છિમ મનુષ્ય મરણ પામી અનંતરભવે દેવ, નારક, યુગલિયા સિવાય તમામ જીવસ્થાનકોમાં જઈ શકે. સમૂર્છિમ મનુષ્યપણામાં દેવપણાને તથા યુગલિકપણાને પમાડનારા કારણોની સેવના સંભવતી નથી, માટે સંમૂર્છિમ મનુષ્ય મરીને અનંતરભવે દેવપણું કે યુગલિકપણું ન જ પામી શકે તેમ જ તે સ્થિતિમાં નરકપણું પમાડનારા પાપકર્મનાં સાધનોની પણ સેવના સંભવતી નથી, તેથી એમ કહ્યું કે, સંમૂર્છિમ મનુષ્ય મરણ પામી અનંતરભવે નારકપણું ન પામી શકે. કહ્યું છે કે-

नेरइयदेवजुयला, वज्जिय सेसेसु जीवठाणेसु ॥
संमुच्छिमनरगमणं, सव्वेऽवि अ पढमगुणठाणी ॥१॥२२॥

**૧૮ પ્રશ્ન**—શ્રીજિનેન્દ્ર ભગવંતની પૂજામાં કેવાં ફૂલ, ફળ, પત્ર વાપરવાં જોઈએ?

**ઉત્તર**—૧ હાથમાંથી સરકી પડેલાં એટલે હાથમાં રહેલાં ફૂલ વગેરેમાંથી જે ફૂલ વગેરે નીચે ખરાબ પદાર્થની ઉપર પડી ગયાં હોય, ૨ તથા ધરતી ઉપર પડીને ધૂળ વગેરેથી રગદોળાયેલાં હોય, ૩ પગની ઉપર પડી ગયાં હોય, અથવા જે ફૂલ વગેરેને પગ અડી ગયો હોય, ૪ પોતાના મસ્તકથી ઉપરના ભાગમાં અને નાભિથી નીચેના ભાગમાં ધરી રાખ્યા હોય, ૫ અપવિત્ર લૂગડામાં રાખેલાં હોય, ૬ દુષ્ટ માણુસો જે ફૂલ વગેરેને અડી ગયાં હોય, ૭ જે ફૂલ વગેરેમાં કીડા પડયા હોય, ૮ વરસાદથી કહોવાઈ ગયા હોય: આવા ફળ, ફૂલ, પત્ર (ડમરો વગેરે) પ્રભુ–દેવની પૂજા કરવામા વાપરવા નહિ. કહ્યું છે કે–

शार्दुलविक्रीडितवृत्तम्—

हस्तात्प्रस्खलितं क्षितौ निपतितं लग्नं तथा पादयोः
यन्मूर्द्धोर्ध्वगतं धृतं कुवसने नाभेरधोयच्धृतम् ॥
स्पृष्टं दुष्टजनैर्घनैरभिहतं यद्दूषितं कीटकै
स्त्याज्यं तत्कुसुमं फलं दलमपि श्राद्धैर्जिनार्चाक्षणे ॥ १ ॥ ७६ ॥

**૧૯ પ્રશ્ન**—વર્તમાન ચોવીશીના બધા તીર્થંકર ભગવંતો કયા કયા સમયે મુક્તિપદ પામ્યા?

**ઉત્તર**—૧. સંભવનાથ, ૨. પદ્મપ્રભુ, ૩. સુવિધિનાથ, ૪. વાસુપૂજ્યસ્વામી; આ ચાર તીર્થંકરો અપરાહ્નસમયે (બપોરે) મુક્તિપદ પામ્યા, અને ૧. ઋષભદેવ ભગવાન, ૨. અજિતનાથ ૩. અભિનંદનસ્વામી, ૪. સુમતિનાથ, ૫. સુપાર્શ્વનાથ, ૬. ચન્દ્રપ્રભુ, ૭. શીતલનાથ, ૮. શ્રેયાંસનાથ, આ આઠ તીર્થંકરો પૂર્વાહ્ન સમયે એટલે દિવસે બાર વાગ્યા પહેલાંના સમયે મુક્તિપદ પામ્યા. તથા ૧. ધર્મનાથ, ૨. અરનાથ ૩. નમિનાથ, ૪. મહાવીર સ્વામી; આ તીર્થંકરો રાતે બાર વાગ્યા પછીના વખતે મુક્તિપદ પામ્યા. તેમજ ૧. વિમલનાથ, ૨. અનંતનાથ, ૩. શાંતિનાથ, ૪. કુંથુનાથ, ૫. મલ્લીનાથ, ૬. મુનિસુવ્રતસ્વામી, ૭. નેમિનાથ, ૮. પાર્શ્વનાથ આ આઠ તીર્થંકરો રાતે બાર વાગ્યા પહેલાંના સમયે મુક્તિપદ પામ્યા. એમ શ્રી. સિદ્ધપ્રાભૃતમાં કહ્યું છે. તે પાઠ આ પ્રમાણે–

अवरण्हे सिद्धिगया, संभवपउमाभसुविहिवसुपुज्जा ।
सेसा उसभाईया, सेयं संताय पुव्वहूणे ॥ ५६५ ॥
धम्म–अर–नमि–वीरा–अवरत्ते पुव्वरत्तए सेसा ॥

રાત્રિને પહેલો ભાગ પૂર્વ રાત અને પાછલો ભાગ અપરરાત્ર કહેવાય, ને દિવસનો પૂર્વભાગ પૂર્વાહ્ન અને પાછલો ભાગ અપરાહ્ન કહેવાય. ૧૯.

**૨૦ પ્રશ્ન**—નંદીશ્વરદ્વીપનાં બાવન ચૈત્યોને વંદના કરતી વેળાએ કેવી ભાવના ભાવવી?

**ઉત્તર**—નંદીશ્વરદ્વીપમાં ૪ અંજનગિરિ, ૧૬ દધિમુખ પર્વતો ને ૩૨ રતિકર પર્વતો છે. તે દરેક પર્વતની ઉપર એકેક ચૈત્ય છે. સર્વ મળી બાવન ચૈત્યોમાં રહેલી

તમામ જિન પ્રતિમાઓને હું વંદના કરું છું આ રીતે ભાવના ભાવીને વંદના કરવી. કહ્યું છે કે-

स्रग्धरावृत्तम्

दीवे नंदीसरम्मी चउदिसि चउरो अंजणाभा नगिंदा।
तेहिंतो वाविमज्झे दहिमुहगिरिणो सेयवण्णा तहेव ॥
दुण्हं दुण्हं पि तेसिं रइकरइकरा अंतराले य दो दो।
बावण्णा तत्थ तित्थे सुरवइभवणा तेसु वंदे जिणिंदे ॥ १ ॥

**૨૧ પ્રશ્ન**--સુપાત્ર મુનિરાજ વગેરેને દાન દેતાં, તીર્થની ઉન્નતિ કરતાં જેટલું ફલ મળે, તેટલું ફળ મળે. એ વાત યુક્તિથી કઇ રીતે ઘટાવી શકાય?

**ઉત્તર**—જેમ મકાનનો આધાર પાયો હોય છે, તેમ તીર્થનું મૂલ (ટકાવવાનું સાધન) મુનિવરો છે. મુનિવરોનું મૂલ અશનાદિ આહાર છે, એટલે તેઓ નિર્દોષ આહારથી ધર્મારાધન નિમિત્તે શરીર ટકાવે છે, એમ વિચારી ભવ્યજીવો મહાવ્રતાદિ સદ્દગુણોના ભંડાર મુનિવરોને યોગ્ય અવસરે નિર્દોષ અશન, પાન ખાદિમ, સ્વાદિમ વહોરાવે તેણે તીર્થની ઉન્નતિ કરી એમ સમજવુ વળી જ્યારે તીર્થનો અંતરકાલ હોય, કેવલજ્ઞાનીનો વિરહ હોય, ત્યારે તેઓ જ જિનધર્મનો ઉપદેશ દઇને ભવ્ય જીવોને ધર્મ પમાડે, સ્થિર કરે, દુર્ગતિમાં જતાં બચાવે. આ રીતે મહા ઉપકાર કરનારા તે જ મુનિવરો હોય છે. મુનિવરોને પરમ ઉલ્લાસથી નિર્દોષ દાન દેવાથી જ પ્રભુશ્રી મહાવીર દેવે દુર્લભ બોધિબીજ મેળવી અનુક્રમે તીર્થંકર પદવી મેળવી. આવી ઉદાર વિચારણાથી સમ્યગ્જ્ઞાનાદિને ધારણ કરનારા મુનિવરોની ભક્તિ કરવી, તેમને શુદ્ધ ભાવથી શુદ્ધ દાન દેવુ, જ્ઞાનાદિની આરાધનામાં મદદ કરવી, તેમની પાસે હિતશિક્ષા સાંભળીને તેનો અમલ કરીને માનવ જન્મ સફળ કરવો. કહ્યું છે કે-

आर्यावृत्त—

तित्थस्स मुणी मूलं, मुणीण मूलं हवंति असणाइ।
जो देइ ताणि तेसिं, तेणं तित्थुण्णई विहिया ॥ १ ॥
तित्थंतरेसु विजओ, केवलिरहिएसु अज्जखित्तेसु।
उवयारपरा मुणिणो, जिणधम्मधुरंधरा भणिया ॥ २ ॥
हो ही जो तित्थयरो, अपच्छिमो इहय भारहे खित्ते।
मुणिदाणाओ तेणवि, संपत्ता दुलहा बोही ॥ ३ ॥
ता खलु पूएअव्वा, रयणत्तयधारिणो सया मुणिणो।
तेसिं दाणं देयं, सुद्धं सुद्धेण भावेणं ॥ ४ ॥

**૨૨ પ્રશ્ન**—સમવસરણમાં કયા કયા ખૂણે કઇ કઇ પર્ષદા બેસીને અને કઇ કઇ પર્ષદા ઉભી રહીને શ્રી તીર્થંકરદેવની પવિત્ર દેશના સાંભળે છે?

**ઉત્તર**—અગ્નિ, નૈઋત્ય, વાયવ્ય, ઈશાન ખૂણામાં ત્રણ ત્રણ પર્ષદા ગણતાં બાર પર્ષદા સમવસરણમાં તીર્થંકરદેવની દેશના સાંભળે તેમાં અગ્નિ ખૂણાની ત્રણ પર્ષદાની વ્યવસ્થા શ્રી બૃહત્કલ્પસૂત્રના પ્રથમ ખંડની ટીકામાં આ પ્રમાણે જણાવી છે—શ્રી તીર્થંકર પરમાત્મા સમવસરણમાં ચૈત્યવૃક્ષને પ્રદક્ષિણા દઈ સિંહાસન ઉપર પૂર્વ દિશા તરફ મુખ રાખી બેસે. જે ત્રણ દિશામાં તીર્થંકર ભગવંતનું મુખ નથી, તે ત્રણે દિશામાં દેવો તીર્થંકર દેવના ત્રણ પ્રતિબિંબ સ્થાપન કરે છે. તે ત્રણે પ્રતિબિંબોની આકૃતિમાં અને તીર્થંકર દેવની આકૃતિમાં લગાર પણ ફેર હોતો નથી તેમ જ તે ત્રણે પ્રતિબિંબો સિંહાસન, ચામર, છત્ર, ધર્મચક્રથી શોભાયમાન હોય છે. તથા દેશના સાંભળનારા તમામ જીવો એમ જ સમજે છે કે પ્રભુ શ્રી તીર્થંકરદેવ અમારી આગળ ધર્મસ્વરૂપ જણાવી રહ્યા છે. બધા ગણધરોમાંથી પ્રાયે મુખ્ય ગણધર અથવા બીજા ગણધર કાયમ પ્રભુની પાસે રહે જ. એટલે કારણે બધા ગણધરો કદાચ હાજર ન હોય, પણ-એક ગણધર પ્રભુની પાસે જરૂર હોય જ. તે મુખ્ય ગણધર અથવા બીજા ગણધર સમવસરણના પૂર્વ દિશાના દરવાજે પ્રવેશ કરી અગ્નિ ખૂણામાં પ્રભુ દેવને નમસ્કાર કરી નજીક બેસે આ રીતે બીજા પણ ગણધરો મુખ્ય ગણધરની આગળ બેસે કહ્યું છે કે.—

आयाहिण पुव्वमुहो तिदिसिं, पडिरुवगा य देवकया ॥
जेट्ठगणी अण्णो वा, दाहिणपुव्वे अदूरम्मि ॥ १ ॥

અહીં સમજવા જેવી બીના એ છે કે-તીર્થંકર દેવના પ્રભાવથી જ ત્રણ પ્રતિબિંબોમાં આકૃતિ વગેરે એક સરખી જણાય છે-કહ્યું છે કે—

जे ते देवेहि कया, तिदिसिं पडिरूवगा जिणवरस्स ॥
तेसिं पि तप्पभावा, तयाणुरूवं हवइ रूवं ॥ १ ॥

પહેલાં ગણધરો બેસે તે પછી અતિશય ધારક શ્રમણો બેસે, આ બાબતમાં આવશ્યક ચૂર્ણિમા સ્પષ્ટ કહ્યું છે કે તમામ સાધુઓ-ઉત્કટિકાસને પ્રભુ દેવની દેશના સાંભળે છે. તે પાઠ આ પ્રમાણે.

**"साधवः सर्वेऽपि उत्कटिकासनाः शृण्वन्ति इत्यादि"**. અતિશયોને ધારણ કરનાર શ્રમણોમાં કેવલિ જિન, મનઃપર્યવ જિન, અવધિ જિન, ચૌદપૂર્વી, દશપૂર્વી, નવપૂર્વી-આમર્ષૌષધિ વગેરે વિવિધ પ્રકારની લબ્ધિના ધારક મુનિવરોનો સમાવેશ થાય છે એમ જાણવું. તેઓ ગણધરોની પાછળ આ પ્રમાણે વિધિ સાચવીને બેસે છે. અહીં પ્રથમ જ જણાવેલા કેવલી ભગવંતો શ્રી તીર્થંકર દેવને ત્રણ પ્રદક્ષિણા દઈ, '**नम तीर्थाय**' એમ બોલી ગણધર પદનું ગૌરવ જાળવવાની ખાતર જ તમામ ગણધરોની પાછળ બેસે છે. તે પછી મન:પર્યવજ્ઞાની, અવધિજ્ઞાની, ચૌદપૂર્વી, દશપૂર્વી આમર્ષૌષધિ વગેરે વિવિધ લબ્ધિ-વાળા મુનિવરો પૂર્વ દ્વારે પ્રવેશ કરીને શ્રી તીર્થંકરને ત્રણ પ્રદક્ષિણા દઈ, નમસ્કાર કરી તીર્થ, ગણધર કેવલિને **नमस्तीर्थाय, नमो गणधरेभ्य., नमः केवलिभ्यः** આ રીતે ક્રમસર નમસ્કાર કરીને કેવલી ભગવંતની પાછળ (મન:પર્યવ જિન) બેસે છે. એ પ્રમાણે બાકીના શ્રમણો પણ મનઃપર્યવ જ્ઞાનીની માફક તમામ વિધિ-નમસ્કાર જાળવીને '**नमोऽतिशयज्ञानिभ्यः**' આ પદથી અતિશય ધારક મુનિવરોને નમસ્કાર કરી અતિશય ધારક મુનિવરોની પાછળ બેસે છે. એમ તમામ ગણધરાદિ શ્રમણોની

પહેલી પર્ષદાની વ્યવસ્થા ટૂંકમાં જણાવી. વૈમાનિક દેવીઓ પૂર્વદ્વારે પ્રવેશ કરીને શ્રી તીર્થંકર પ્રભુને ત્રણ પ્રદક્ષિણા દઈ, નમસ્કાર કરી, તેમ જ તીર્થને અને સર્વસાધુઓને **'नमस्तीर्थाय, नमः सर्वसाधुभ्यः'** આ બે પદ બોલી નમસ્કાર કરી જેઓ અતિશયના ધારક નથી, તેવા નિરતિશય સાધુની પાછળ ઉભી રહે, પણ બેસે નહિ. આ વૈમાનિક દેવીઓની માફક સાધ્વીઓ પણ પૂર્વ દ્વારે પ્રવેશ કરી શ્રી તીર્થંકર દેવને પ્રદક્ષિણા દઈ નમસ્કાર કરી, તીર્થને, સર્વ સાધુઓને પણ નમસ્કાર કરી વૈમાનિક દેવીઓની પાછળ ઊભી રહે. આ રીતે અગ્નિ ખૂણાની ત્રણ પર્ષદાની બીના ટૂંકમાં જણાવી દીધી હવે નૈઋત્ય ખૂણામાં ભુવનપતિ, વ્યંતર, જ્યોતિષ્કદેવોની દેવીઓની ત્રણ પર્ષદા દક્ષિણ દ્વારે પ્રવેશ કરી શ્રી તીર્થંકર દેવને ત્રણ પ્રદક્ષિણા–નમસ્કાર કરી, સર્વ સાધુઓને નમસ્કાર કરી ક્રમસર બેસે છે. કહ્યું છે કે.—

केवलिणो तिउणं जिणं, तित्थपणामं च मग्गओ तस्स ॥
मणमाईवि नमंता, वयंति सट्ठाणसट्ठाणं ॥ १ ॥
तित्थाइसेस संजय देवी वेमाणियाण समणीओ ॥
भवणवइ वाणमंतर, जोइसियाणं च देवीओ ॥ २ ॥

વાયવ્ય ખૂણામાં ભુવનપતિ, વ્યંતર, જ્યોતિષ્ક દેવોની ત્રણ પર્ષદા પશ્ચિમ દ્વારે પ્રવેશ કરી શ્રી તીર્થંકર દેવને ત્રણ પ્રદક્ષિણા–નમસ્કાર કરી, સર્વ સાધુઓને નમસ્કાર કરી ક્રમસર બેસે છે. એ જ પ્રમાણે વિધિ જાળવીને વૈમાનિક દેવો, મનુષ્યો, મનુષ્યની સ્ત્રીઓ; આ ત્રણ પર્ષદા ઉત્તર દ્વારે પ્રવેશ કરી ક્રમસર બેસે છે. જે દેવ અથવા મનુષ્ય–જેની સાથે આવ્યો હોય, તે પણ તેની સાથે બેસે. બૃહત્કલ્પટીકામાં જણાવેલી આ બીના કરતાં આવશ્યક બૃહદ્-વૃત્તિમાં આ પ્રમાણે વધારે હકીકત જણાવી છે. અહીં જો કે મૂલ ટીકાકારે ભુવનપતિ, વ્યંતર, જ્યોતિષ્કદેવીઓને, ને ભુવનપતિ આદિ ચારે પ્રકાર દેવ-મનુષ્ય–મનુષ્યની સ્ત્રીઓને બેસવાનું કે ઊભા રહેવાનું સ્પષ્ટ અક્ષરમાં કહ્યું નથી જ પણ કેવલ સ્થાન માત્ર બતાવ્યું છે, તો પણ પૂર્વાચાર્ય ભગવંતના ઉપદેશાનુસારે સમવસરણના ચિત્ર વગેરે ઉપરથી જાણી શકાય છે કે–સર્વ દેવીઓ સમવસરણમાં બેસે નહિ, ઊભી રહીને દેશના સાંભળે. દેવ, પુરુષો વગેરે બેસીને સાંભળે, એમ કેટલાએક આચાર્યોનો અભિપ્રાય છે. આ બીના ટૂંકામાં શ્રી આચારાંગ સૂત્રના છઠ્ઠા અધ્યાયનના પહેલા ઉદ્દેશાની ટીકામાં પણ જણાવી છે એક કવિએ બારે પર્ષદાના સ્થાન જણાવવા પૂર્વક સમવસરણની સ્તુતિ આ પ્રમાણે કરી છે.

॥ शार्दूलविक्रीडितवृत्त ॥

आग्नेय्यां गणभृद्विमानवनिता साध्व्य. स्थिता नैऋते ।
ज्योतिर्व्यन्तरभावनेशदयिता वायव्यमास्तत्प्रियाः ॥
ऐशान्यां च विमानवासिनरनार्यः संस्थिता यत्र ता ।
जैनस्थानमिदं चतुस्त्रिपरिषत्संशोभितं पातु वः ॥ १ ॥

અર્થ–જે સમવસરણના અગ્નિ ખૂણામાં, ગણધરાદિ મુનિવરો, વૈમાનિકદેવીઓ, અને સાધ્વીઓ અને નૈઋત્ય ખૂણામાં જ્યોતિષ્ક, વ્યંતર, ભુવનપતિની દેવીઓ તથા વાયવ્ય ખૂણામાં, તે વ્યંતર, ભુવનપતિ, જ્યોતિષ્કદેવો અને ઈશાન ખૂણામાં વૈમાનિક દેવો, મનુષ્યો, મનુષ્યની સ્ત્રીઓ રહી હોય છે–તે ચાર ગુણી ત્રણ એટલે ૪×૩=૧૨ પર્ષદાથી શોભાયમાન શ્રી જિનસમવસરણ તમારું રક્ષણ કરો. (ચાલુ)

# હરેકે વસાવવા યોગ્ય

## શ્રી જૈન સત્ય પ્રકાશના ત્રણ વિશેષાંકો

### (૧) શ્રી મહાવીર નિર્વાણ વિશેષાંક

ભગવાન મહાવીરસ્વામીના જીવન સંબંધી અનેક લેખોથી સમૃદ્ધ અંક : મૂલ્ય છ આના (ટપાલખર્ચનો એક આનો વધુ)

### (૨) દીપોત્સવી અંક

ભગવાન મહાવીરસ્વામી પછીના ૧૦૦૦ વર્ષ પછીના સાતસો વર્ષના જૈન ઇતિહાસને લગતા લેખોથી સમૃદ્ધ સચિત્ર અંક : મૂલ્ય સવા રૂપિયો

### (૩) ક્રમાંક ૧૦૦ : વિક્રમ–વિશેષાંક

સમ્રાટ્ વિક્રમાદિત્ય સંબંધી ઐતિહાસિક ભિન્નભિન્ન લેખોથી સમૃદ્ધ ૨૪૦ પાનાનો દળદાર સચિત્ર અંક : મૂલ્ય દોઢ રૂપિયો

## શ્રી જૈન સત્ય પ્રકાશના બે વિશિષ્ટ અંકો

[૧] ક્રમાંક ૪૩–જૈનદર્શનમાં માંસાહાર હોવાના આક્ષેપોના જવાબરૂપ લેખોથી સમૃદ્ધ અંક : મૂલ્ય ચાર આના

[૨] ક્રમાંક ૪૫–ક. સ. શ્રી હેમચન્દ્રાચાર્યના જીવન સંબંધી અનેક લેખોથી સમૃદ્ધ અંક : મૂલ્ય ત્રણ આના

## કાચી તથા પાકી ફાઇલો

'શ્રી જૈન સત્ય પ્રકાશ'ની ત્રીજા, ચોથા, પાંચમા, આઠમા, દસમા, અગિયારમા વર્ષની કાચી તથા પાકી ફાઇલો તૈયાર છે. મૂલ્ય દરેકનું કાચીના બે રૂપિયા, પાકીના અઢી રૂપિયા.

—લખો—

શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ
જેશિંગભાઈની વાડી, ઘીકાંટા, અમદાવાદ

મુદ્રક–મગનભાઈ છોટાભાઈ દેસાઈ. શ્રી વીરવિજય પ્રીન્ટીંગ પ્રેસ, સલાપોસ ક્રોસરોડ. પો. બો. નં. ૬ શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય–અમદાવાદ. પ્રકાશક:–ચીમનલાલ ગોકળદાસ શાહ શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ–અમદાવાદ.

# શ્રી જૈન સત્ય પ્રકાશ

તંત્રી
ચીમનલાલ ગોકળદાસ શાહ

વર્ષ ૧૨ : અંક ૯ ] અમદાવાદ ૧૫-૬-૪૭ [ ક્રમાંક ૧૪૧

## વિષય-દર્શન



લવાજમ-વાર્ષિક બે રૂપિયા : છૂટક ચાલુ અંક-ત્રણ આના

# 'વિશાલ ભારત' માસિકનો પુરાતત્ત્વ સંબંધી વિશેષાંક

## જૈન વિદ્વાનોને આમંત્રણ

કલકત્તાથી પૂજ્ય મુનિમહારાજ શ્રી કાંતિસાગરજી મહારાજ લખી જણાવે છે કે–કલકત્તાથી પ્રગટ થતા 'વિશાલભારત' માસિકના સંપાદકો સાથે કેટલીક વાતચીત કર્યા પછી તેઓએ 'વિશાલભારત' માસિકનો પુરાતત્ત્વ સંબંધી વિશેષાંક પ્રગટ કરવાનો નિર્ણય કર્યો. આ વિશેષાંકમાં જૈન પુરાતત્ત્વ, જૈન શિલ્પસ્થાપત્ય, જૈનમૂર્તિવિધાનશાસ્ત્ર, જૈન ચિત્રકળા, જૈન તીર્થો અને એમનું શિલ્પસ્થાપત્ય, સંસ્કૃત–પ્રાકૃત જૈન સાહિત્ય ઇત્યાદિ જૈન સંસ્કૃતિ, સાહિત્ય કે ઇતિહાસને લગતા લેખોને સ્થાન આપવામાં આવશે.

આથી જૈન વિદ્વાનોને ખાસ આગ્રહપૂર્વક આમંત્રણ આપવામાં આવે છે કે પોતાને યોગ્ય જણાય તે વિષયનો લેખ તૈયાર કરીને ૧૦મી જુલાઈ પહેલાં નીચે જણાવેલ બે ઠેકાણાંમાંથી એક સ્થળે મોકલી આપવો.

'વિશાલભારત' કાર્યાલય
૧૨૦/૨ અપર સરક્યુલર રોડ,
કલકત્તા

મુનિમહારાજ શ્રી કાંતિસાગરજી
ઠે. જૈન ભવન પંડાલ, સત્યનારાયણ
પાર્કની સામે, કાલાકર સ્ટ્રીટ, કલકત્તા નં ૭

આ સંબંધી વિશેષ માહિતી પૂ. મુ. મ. શ્રી. કાંતિસાગરજીને પુછાવવાથી મળી શકશે.

## જૈન પ્રતિમાઓ મળી આવી

મુંબઈથી પ્રગટ થતા દૈનિકપત્ર 'જન્મભૂમિ'ના તા. ૯–૬–૪૭ને સોમવારના અંકના છઠ્ઠા પાને નીચે મુજબ સમાચાર છપાયા છે—

પટણા, તા૦ ૮–માનભૂમ જિલ્લાના મહોદા ગામમાંથી નવમી સદી પહેલાંની જૈન તીર્થંકરોની ૩૩ તામ્રપ્રતિમાઓ, ૨૫ પાષાણ પ્રતિમાઓ અને ૨ આરસ-પહાણનાં સિંહાસનો ખોદકામને પરિણામે મળી આવ્યાં છે. આ તમામ અવશેષો જૈનધર્મના છે.

મકાન બાંધવા માટે જમીન ખોદી રહેલા માણસોને આ મૂર્તિઓ મળી આવી હતી. તેમણે એક તાંબાની મૂર્તિ સોનું હોવાની આશાથી ગાળી નાખી હતી

બધી મૂર્તિઓ જુદી જુદી આકૃતિઓની છે, અને જૈન શિલ્પવિદ્યા પ્રમાણે ઘડાયેલી એ પુરુષ–આકૃતિઓ છે. આમ છતાં આમાંની એક મૂર્તિ અનોખી છે; એ જૈન પરંપરાથી વિરુદ્ધ એવી આકૃતિ પથ્થરમાં કોતરેલી એક સ્ત્રીની મૂર્તિ છે.

॥ॐ अर्हम् ॥

अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक मुनिसम्मेलन संस्थापित

श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र

# श्री जैन सत्य प्रकाश

जेशिंगभाईकी वाडी : घीकांटा रोड : अमदावाद (गुजरात)

| वर्ष १२ | વિક્રમ સં. ૨૦૦૩ : વીરનિ. સં. ૨૪૭૩ : ઈ. સ. ૧૯૪૭ | क्रमांक |
| --- | --- | --- |
| अंक ९ | જેઠ વદિ ૧૨ : રવિવાર : ૧૫મી જૂન | १४१ |


## एगुणत्रीसो भावना ।

**सं०–पूज्य मुनिमहाराज श्री कांतिविजयजी**

संसारम्मि असारे नत्थि सुहं वाहिवेयणापउरे ।
जाणंतो विहु जीवो न कुणइ जिणदेसियं धम्मं ॥ १ ॥
अथिरं जीयं रिद्धी य चंचला जुव्वणं पि छणसरिसं ।
पच्चक्खं पिक्खंतो तह विहु वंचिज्जए जीवो ॥ २ ॥
घरवासे वा मूढो अच्छइ आसासयाइं चिन्तन्तो ।
न कुणइ पारत्तहियं जा न हओ मच्चुसीहेण ॥ ३ ॥
वाही इट्ठवियोगो दारिद्दं तह जरामहादुक्खं ।
एएहिं परिगहिओ तह विहु धम्मं नवि करेइ ॥ ४ ॥
लहिऊण माणुसत्तं एयं अइदुल्लहं तुमं जीव ! ।
लग्गसु जिणवरधम्मे अचिन्तचिन्तामणीकप्पे ॥ ५ ॥
जीव ! तुमं नवमासे वसिओ असुईंमि गब्भवासम्मि ।
संकोडि अंगुवंगो वि सहंतो नारयं दुक्खं ॥ ६ ॥
रे जीव ! संपयं चिय वीसरियं तुज्झ तं महादुक्खं ।
थेवं पि हु जं न कुणसि जिणिन्दवरदेसियं धम्मं ॥ ७ ॥
जं मारेसि रसंते जीवे रे जीव ! निरवराहे वि ।
उवभुंजसि तं दुक्खं पत्तो अइदारुणे नरये ॥ ८ ॥
जं हरसि परधणाइं जं च वियारेसि परकलत्ताइं ।
तं जीव ! पाव ! नरए अइघोरे सहसि दुक्खाइं ॥ ९ ॥
अथिराण चंचलाण य खणमित्तसुहंकराण पावाणं ।
दुग्गइ निबंधणाणं विरमसु एयाण भोगाणं ॥ १० ॥

कोहो माणो माया लोभो तह चेव पंचमो मोहो।
एए निज्जरिऊणं वच्चसि अइरामरं ठाणं ॥ ११ ॥
इय नाऊण असारे संसारे दुल्लहं च मणुअत्तं।
तह करि जिणवरधम्मं जह सिद्धिं लहसि अचिरेण ॥ १२ ॥
रे जीव ! पाव ! निग्घिण ! दुलहं लहिऊण माणुसं जम्मं।
जं न कुणसि जिणधम्मं हा ! पच्छा तं विसूरिहिसि ॥ १३ ॥
जं न कओ अन्नभवे धम्मो रे जीव ! सुन्दरो विउलो।
अणुहवसि तेण पुरओ दुक्खाइं अणन्तसंसारे ॥ १४ ॥
न परो करेइ दुक्खं नइ सुक्खं कोइ कस्सई देइ।
जं पुण दुचरिउ सुचरिउ परिणमइ पुराणयं कम्मं ॥ १५ ॥
जइ पइससि पायालं अडवीइ नईइ महासमुद्दम्मि।
पुव्वकयाउ न छुट्टसि अप्पाणं घायसे जइ वि ॥ १६ ॥
जं चेव कयं तं चेव भुंजसे नत्थि इत्थ संदेहो।
अकयं कत्तो पावसि जइ विसमो देवरायेण ॥ १७ ॥
किं ससिसि सुससि सोससि दीहं नीससिसि वहसि संतावं।
धम्मेण विणा सुक्खं कत्तो रे जीव ! पाविहिसि ॥ १८ ॥
धम्मेण विणा जइ चिन्तियाइं लब्भन्ति जीव ! सुक्खाइं।
ता तिहुयणे वि सयले को वि नहु दुक्खिओ हुज्जा ॥ १९ ॥
धम्मेण कुलपसूई धम्मेण य दिव्वरूवसंपत्ती।
धम्मेण धणसमिद्धी धम्मेण सुवित्थडा कित्ती ॥ २० ॥
धम्मो मंगलमउलं उसहमउलं च सव्वदुक्खाणं।
धम्मो बलमवि विउलं धम्मो ताणं च सरणं च ॥ २१ ॥
किं जंपिएण बहुणा जं जं दीसइ समग्गजियलोए।
इंदियमणोभिराम तं तं धम्मप्फलं सव्वं ॥ २२ ॥
[1]जं जं नरदेवेसुं नारयतिरिएसु होज्ज दुक्खाइं।
इंदियमणोअणिट्ठं तं [ तं ] पावप्फलं सव्वं ॥ २३ ॥
आरंभसयाइं जणो करेइ रिद्धीए कारणे मूढो।
एक्कं न कुणइ धम्मं जेण बला हुंति रिद्धीओ ॥ २४ ॥

१. આ આર્યા શ્રીહેમચન્દ્રજ્ઞાનમંદિર, તાડપત્રીય ડા૦ નં૦ ૧૩૧, પ્રતિ નં૦ ૧૧૧માં છે.

મુનિ જિનવિજયજીવિરચિત

# દશ દૃષ્ટાંતની સજઝાય

સં૦-પૂજ્ય મુનિમહારાજ શ્રી માનતુંગવિજયજી

ઢાળ પહેલી ( સુણુ જિનવર શેત્રુંજાધણીજી-એ દેશી )

શ્રી જિન વીર નમી કરીજી રે, પૂછે ગોયમ સ્વામ;
ભગવંત! નરભવના કહોજી, દશ દૃષ્ટાંતનાં નામ.
સુણો જન દશ દૃષ્ટાંત વિચાર,
ગતિ ચારેમાં જોવતાંજી, દુલહો નર અવતાર. સુ૦ ૧
વળતું વીર કહે સુણોજી, પહેલો જે દૃષ્ટાંત;
સભા સહુ બેઠી સુણેજી, થિર મન કરી એકાંત. સુ૦ ૨
અતિ ઉત્તમ કંપિલપુરીજી, અલકાને અનુહાર;
બ્રહ્મદત્ત ચક્રી તિહાં વસેજી, રાજ કરે મનોહાર. સુ૦ ૩
પૂરવ પરિચિત વિપ્રનેજી, તુઠયો તે નરદેવ;
માગ માગ વર જે રુચેજી, હું દઉં તુઝ ભૂદેવ. સુ૦ ૪

---

इहलोइयंमि कज्जे सव्वारंभेण जह जणो तुलइ ।
तह जइ लक्खंसेण वि परलोए ता सुही होइ ॥ २५ ॥
धम्मेण धणं विउलं आउं दीहं सुहं च सोहग्गं ।
दालिद्दं दोहग्गं अकालमरणं अहम्मेण ॥ २६ ॥
दीहरपवाससहपंथिएण धम्मेण कुणह संसग्गिं ।
सव्वो जणो नियत्तइ तुमए सह तेण गंतव्वं ॥ २७ ॥
पणयजणपूरिआसा एगे दीसंति कप्पतरुणु व्व ।
नियपुट्टं पिहु अन्ने कहकहवि भरंति रिहु व्व ॥ २८ ॥
एगे दोघट्टघडारहेसु जंपाणवाहणारूढा ।
वच्चंति सुकयपुन्ना अन्ने धावंति तप्पुरओ ॥ २९ ॥
इय जाणिऊण एयं धम्मायत्ताइं सव्वकज्जाइं ।
तह तह करेह धम्मं जह मुच्चह सव्वदुक्खाणं ॥ ३० ॥
॥ ऐगुणत्रीसीभावना समाप्ता ॥

આ 'ઐગુણત્રીસીભાવના' પાટણના ખતરવસીના પાડાના તાડપત્રના ભંડારની (ડા. નં. ૬. પૃ૦ ૧૨૮ થી ૧૩૧) પ્રતિ ઉપરથી ઉતારીને અહીં આપી છે.

---

૨. આ કૃતિનું નામ ભંડારોમાં ભિન્ન ભિન્ન રીતે દેખાય છે, તેની વિગત આ પ્રમાણે છેઃ—ખેતરવસીના ભંડારમાં 'एगुणत्रीसीभावना', શ્રીહેમચંદ્રજ્ઞાનમંદિરની કાગળની પ્રતિમાં 'संसारभावनाकुलक', તપાગચ્છ ભંડારની તાડપત્ર પ્રતિમાં 'आत्मसम्बोधनकुलक' અને સંઘવીના પાડાની તાડપત્ર પ્રતિમાં 'जीवानुशासनकुलक'—આ પ્રમાણે નામો છે. તેમાં પ્રથમ નામ તો ઘણી પ્રતિઓમાં ૨૯ આર્યા હોવાથી જ પડ્યું હોય એમ લાગે છે; જ્યારે બાકીનાં નામો વિષયને અનુરૂપ હોય એમ સમજાય છે.

કહે બંભણ ઘર બંભણીજી, પૂછી આવું નાહ;
વર ભંડાર તિહાં લગેજી, રાખો મુજ દઈ ચાહ. સુ૦ ૫
ઘર જઈ પૂછયો નારીનેજી, નારી કીધો રે દંભ;
રાજ કરે કુણ આપણેજી, નરક તણો આરંભ સુ૦ ૬
ઘર ઘર ભોજન માગીયેજી, ઉપર એક દિનાર;
વર માગ્યો તે બંભણેજી, રાય દિયો તેણી વાર. સુ૦ ૭
યોજનગંધા શાળિનોજી, ભોજન સરસ સવાદ;
વિપ્ર હરખ પામ્યો ઘણુંજી, કરતો મન ઉનમાદ સુ૦ ૮
બાણું સહસ એક લાખ છેજી, રાણીનો પરિવાર;
તિમ વલી સહસ બત્રીશ છેજી, રાય દેશ શિરદાર. સુ૦ ૯
ઘર ઘર ભોજન જિમતોજી, દ્વિજ ચિંતે નિશદિશ;
વારો કહીંયે આવશેજી, ચક્રીનો સુજગીશ. સુ૦ ૧૦
ઈમ ચિંતવતો તે ગયોજી, દ્વિજ પરલોક મોઝાર;
હોંશ રહી જિમણ તણીજી, તિહાં કેહો આધાર. સુ૦ ૧૧
જિમ તે દ્વિજ દોહિલો લહેજી, ભોજન બીજી વાર;
તિમ નરભવ છે દોહિલોજી, જાણો સહુ સંસાર. સુ૦ ૧૨
ગૌતમ પૂછયો જિન કહ્યોજી, પહેલો એ દષ્ટાંત;
**જિનવિજય** કવિયણ કહેજી, બીજાનો વૃત્તાંત. સુ૦ ૧૩

ઢાળ બીજી ( રાગ–સામેરી, શ્રી સીમંધર સ્વામીએ–એ દેશી )

નમીસ પાય જિન વીરના એ, ગોયમ પૂછે એકમના એ;
ભવિજના એ, દષ્ટાંત બીજો હવે સુણો એ. ૧
ભરત ક્ષેત્રમાં જાણીયે, પાટલીપુર વખાણીયે;
ખાણી એ ઉત્તમ ધરમની જે અછે એ. ૨
ચંદ્રગુપ્ત તિહાં રાજા એ, રાજ કરે અતિ તાજા એ;
વાજા એ, વાજે જસ ઘર બહુ પરે એ ૩
તસ પ્રધાન છે નાયક એ બુદ્ધિમાન ચાણાયક એ;
નાયક એ, એક દિન તેહને ઈમ કહે એ. ૪
દ્રવ્ય નહિ ભંડારમેં, ભરો ઉપાય કરી કિમે;
કિમ હવે એ, નૃપ ભંડાર મંત્રી ભરે એ. ૫
મંત્રીસરે ઈમ પાસા એ, દેવે દીધા ખાસા એ;
ઉલ્લાસા એ, જૂએ રમતા હુએ ઘણા એ ૬
જે જે રમવા આવે એ, તે જોઈને નીજે દાવે એ;
હરાવે એ, પાસા પાસાયે તેહને એ. ૭
મંત્રીસર મન ગમતા એ, દામ લીયે જુએ રમતા એ,
ભમતા એ, જે જગ દોહીલા પામીયે એ. ૮

ઇમ છલબલ બુદ્ધિ કરી એ, નૃપ ભંડાર સુભર ભરી એ;
તે ફરી એ, મંત્રી દોહીલો જીપતા એ ૯

ઇણ દષ્ટાંતે નરભવ એ, હાર્યો કિમ હોય ફિર નવ એ;
અભિનવ એ, ધરમ કરો જિમ હુવે ફરી એ. ૧૦

ગૌતમ જિનેંદ્રે ઇમ કહ્યો એ, દષ્ટાંત બીજો સદ્દહ્યો એ;
મેં લહ્યો એ, જિનવિજય કવિયણ ભણે એ. ૧૧

ઢાળ ત્રીજી (પ્રભુ પાસનું મુખડું જોવા—એ દેશી)

વીર જિનેસર પ્રણમી પાયા, પૂછે ગૌતમ ગણહર રાયા;
સ્વામી કહો ત્રીજો દષ્ટાંત, સુણવાની છે મુજ મન ખંત. ૧

ગૌતમ આગલ વીર પ્રકાશે, પરષદા બારે સુણે ઉલ્લાસે;
નવસે એંસી છે ધાનના નેક, તે કહેતાં કિમ આવે છેહ. ૨

ભરતક્ષેત્રના જેટલા ધાન, ઢગલા કીજે મેરૂ સમાન;
સરસવ પાલી એક આણીજે, ધાન માંહે તે ભેલા કીજે. ૩

લાળ પડે મુખ જિમતિમ બોલે, બુંધી ડીલે ને મનડું ડોલે;
નાક ઝરે ને આંખે પીહા, નિંદ નાવે રાત ને દીહા. ૪

થઇ સાઠી સુદ્ધ બુદ્ધ નાઠી, હાથ ગ્રહી છે સરલી લાઠી;
બેટા વહુઅર કહ્યું ન માને, મીનીની પરે બેસે છાને રે. ૫

એહવી સો વરસની માય, ગલિત પલિત અતિ વૃદ્ધ કાય,
તેહને ધાન ભલાવી દીજે, માતા કામ અમારું કીજે. ૬

સુપડું રૂડું હાથે ગ્રહીજે, સરસવ પાલી જુદા કીજે;
ડોશી કહે નવિ ચાલે કાયા, દુઃકર કરણી કિમ મેં થાય. ૭

દેવ જોગ તે કબહીક હોવે, હાર્યો નરભવ કિમ ફિર જોવે?
ગૌતમ પૂછયે વીર તે ભાંખ્યો, ત્રીજો દષ્ટાંત ઇણિપરે દાખ્યો. ૮

કીર્તિવિજય ઉવજઝાયનો શિષ્ય, જિનવિજય કહે નિશદિશ;
ધરમ કરે જિન માર્ગ બુઝે, તેહને કામધેનુ નિત્ય દુઝે. ૯

ઢાળ ચોથી (જ્ઞાનપદ ભજીયે રે જગત સુહંકરૂ—એ દેશી)

બે કર જોડી ગૌતમ વિનવે, વીર સુણો અરદાસો રે;
કહો સ્વામી ચોથો દષ્ટાંત જે, સુણવા મુજ ઉલ્લાસો રે. ૧

વીર જિનેસર સ્વયંમુખ ઇમ કહે, અમીય સમાણી વાણી રે;
બેઠી પરષદા બારે સાંભલે, વચન કરે પરમાણી રે. વીર૦ ૨

નગર નિરૂપમ નામ મનોહરૂ, અમર નગર અવતારો રે;
સહુ કો લોક વસે સુખીયા ઘણા, દીસે દેવ કુમારો રે. વીર૦ ૩

રાજા તિહાંનો જુગારી ઘણો, સકલ કલા ભંડારો રે;
નિજપુર લોક તેડાવી તેહને, દીએ બહુમાન અપારો રે. વીર૦ ૪

અઠોતરશો થંભ અછે જિહાં, હાંશો બહુ વિનાણો રે;
અઠોતરશો તિહાં બેડા કરે, રમત રમણું સુજાણો રે. વીર૦ ૫

જાણપણે રાજા જૂએ રમે, તેહને કોન હરાવે રે;
લોક લાખ જે રમવા આવતા, નિરધન થઇ ઘર જાવે રે. વીર૦ ૬
તે રાજાને જીપવો દોહિલો, સોહિલો નહિ લગારો રે;
તિમ માનવભવ હાર્યો પામવો, દોહિલો એ નિરધારો રે. વીર૦ ૭
ગોયમ આગલ શ્રી જિન ભાખતા, ચોથો એ દ્દષ્ટાંતો રે;
ધરમ કરો જિનવિજય સદા કહે, જિમ ચાલે મલપંતો રે. વીર૦ ૮

ઢાળ પાંચમી. ( અરિહંત પદ ધ્યાતો થો—એ દેશી )

જિનવર વીર ચરણ નમી, ગોતમ પૂછે સ્વામી રે;
હવે દષ્ટાંત જે પાંચમો, કહો મુજ અંતરજામી રે. ૧
શ્રી જિનવર કહે સુણો, મનની ટાળી ભ્રંતો રે;
આવી બેઠી આગલે, પરષદા બાર સુણંત રે. શ્રી૦ ૨
નામ રતનપુર છે ભલો, એહી જ ભરત મોઝાર રે;
રત્ન શેઠ તિહાં વસે, જસ ઘર રતન અપાર રે. શ્રી૦ ૩
પુત્ર કલત્ર પરિવારનો, ન કરે શેઠ વિસવાસ રે;
એક દિન શેઠ ગામે ગયા, પારયા પુત્ર ઉલ્લાસો રે. શ્રી૦ ૪
પુત્રે રતન તે વેચીયાં, કીધા બહુ વ્યાપાર રે;
વ્યાપારી તે લેઇ ગયા, દેશ દેશાંતર પાર રે. શ્રી૦ ૫
ગુર્જર સોરઠ માલવે, દક્ષિણ ને કરણાટે રે;
મરૂધર મેવાત મેવાડે, ગોડ ચોડ વઇરાટે રે. શ્રી૦ ૬
અંગ બંગ તેલંગસે, કાશમીર ને લાટે રે;
કાનડ કુંકણ ને કચ્છે, ભોટ દેશ ને જાટે રે. શ્રી૦ ૭
બખાહ રોમ બિંદરે, કેઇ બબ્બરકૂલે રે;
તિહાંજઇ તેણે વેચીયાં, મન માન્યા લઈ મૂલ રે. શ્રી૦ ૮
શેઠે આવી સંભાલીયા, રતન ન દેખે કોઇ રે;
પૂછે શેઠ કિહાં ગયા, પુત્ર રહ્યા સહુ જોઈ રે. શ્રી૦ ૯
પુત્રે ચિંત્યું તે કહ્યું, શેઠે માગ્યા તેહો રે;
હવે તે રતન કિણી પરે, આવે શેઠને ગેહો રે. શ્રી૦ ૧૦
વીરે ગૌતમ આગલે, કહ્યો પાંચમો દષ્ટાંતો રે;
કવિ જિનવિજય સદા કહે, ધરમ કરો નર ખંતો રે. શ્રી૦ ૧૧

ઢાળ છઠ્ઠી ( સુત સિદ્ધારથ ભૂપનો રે—એ દેશી )

વરધમાન જિનવરતણાં રે, પ્રણમી ઉત્તમ પાય;
દ્દષ્ટાંત છઠ્ઠો સાંભળો રે, ગૌતમ પૂછે ભાય રે.
વીર કહે સુણો, દ્દષ્ટાંત છઠ્ઠો એહો રે, શશી સુપનાતણો. ૧
રૂપે દેવકુમાર જિસ્યો રે, એક મૂલદેવ કુમાર;
ત્રણ દિનનો ભૂખ્યો થકો રે, પામ્યો અટવી પારો રે. વીર૦ ૨

કોઈક ધણ્યના ઘેરથી રે, પામ્યો અડદ તે વાર;
પોતાને જમવા ભણી રે, રાંધી કીધ તઈઆર રે. વીર૦ ૩
તવ તે ચિંતે ચિત્તમાં રે, કોઈ મિલે જો સાધ;
દેઈ તેહને હું જિમું રે, તો નરભવ મેં લાધ રે. વીર૦ ૪
એહવે સૂધા સાધુજી રે, નિરમોહી નિરગ્રંથ;
સમિતિ ગુપતિને શોધતા રે, સાધતા મુગતિનો પંથ રે. વીર૦ ૫
વલી સૂધી જયણા કરે રે, ટાળે સંજમ દોષ;
તપ જપ કાયા શોષતો રે, કરતો મનતણી જોષ રે. વીર૦ ૬
એહવા મુનિવર આવતા રે, દેખી હરખ્યો તેહ;
રોમ રોમ તનુ ઉલસ્યો રે, વાધ્યો ધરમ સનેહ રે. વીર૦ ૭
સાત આઠ પગલા જઈ રે, વાંદ્યા તે મુનિરાય;
કહે નિસ્તારો મુજ પ્રત્યે રે, કરી મુજ અધિક પસાય રે. વીર૦ ૮
અડદના બાકુળા સૂઝતા રે, એ વહોરે મુનિરાય;
પઠઘો માંડયો પાધરો રે, ન કર્યો વિલંબ લગાર રે. વીર૦ ૯
ચઢતે રંગે ભાવથી રે, દેઈ સાધુને દાન;
ચંપાનગરી ઉપવને રે, સૂતો છે શુભ ધ્યાન રે. વીર૦ ૧૦
પૂરો ઉગ્યો પૂનમે રે, સોળ કળા ભરપૂર;
મુખમાં પેઠો ચંદ્રમા રે, દીઠો સુપન સનૂર રે. વીર૦ ૧૧
તિણ વેલા તિહાં કાપડી રે, તેણે પણ તેહી જ દીઠ;
મૂલદેવે રાજ્ય લહ્યો રે, કાપડી રોટલો મીઠો રે. વીર૦ ૧૨
સુપનો જોવા કાપડી રે, સૂતો બીજી વાર;
તો મળવો જેમ દોહિલો રે, તિમ નર ભવ અવતાર રે. વીર૦ ૧૩
ગૌતમ પૂછયે જિન કહ્યો રે, છઠ્ઠો એ દૃષ્ટાંત;
જિનવિજય કહે આદરો રે, ધરમ પદારથ સંતો રે. વીર૦ ૧૪

ઢાળ સાતમી ( પ્રભુજી સુખકર સમકિત દીજે—એ દેશી )

સિદ્ધારથ નૃપ સુત પય પ્રણમી, ગોયમ સ્વામી પૂછે રે;
સાતમો હવે દૃષ્ટાંત કહો મુજ, સાંભળવા મન આછે રે ૧
ભગવંત ભાંખે ભવિહિતકારણ, વાણી અમીરસ સરખી રે;
બેઠી પરષદા બારે સુણવા, હુંશ ધરી મન હરખી રે. ભ૦ ૨
સ્વયંવર મંડપ મંડાવે, અતુલીબલ કોઈ રાજા રે;
ઠામ ઠામના ભૂપતિ આવે, હય ગય રથ નર તાજા રે. ભ૦ ૩
સબળ સજાઈ કહી નવ જાય, ગાવે ચતુર સુજાણ રે;
ચક્ર ફિરે તિહાં અવલા સવલા, અડ અડ સંખ્યા જાણુ રે. ભ૦ ૪
થાપી થંભા ઉપર પુતલી, રાધા એહવે નામે રે;
તેહની ડાબી આંખ જ વીંધવી, કરવો દુઃકર કામ રે. ભ૦ ૫

તેલ કડાહ એક પૂરો ભરીયો, તિહાં જોવું મુખ નીચે રે;
એહવો રાધાવેધ કરે જે, નારી વરે પરપંચે રે. ભ૦ ૬
કોઈક શૂર મહા અતુલીબલી, એક વાર તે કીજે રે;
તે પણ ફરી ફરી દોહિલો હોવે, તિમ નરભવ પામીજે રે. ભ૦ ૭
સાતમો એ દૃષ્ટાંત પ્રકાશ્યો, વીરે ગોયમ આગે રે;
જિનવિજય કહે તે નર ઉત્તમ, ધરમ કરે મન રાગે રે. ભ૦ ૮

ઢાળ આઠમી (દુખ દોહગ દૂરે ટળ્યા રે-એ દેશી)

ગોયમ ગણધર વીરને રે, ત્રિશલા સુત સુખદાય;
દૃષ્ટાંત આઠમો કહ્યો રે, ભગવંત ભેદ બતાય. ૧
સોભાગી જન, સાંભળો શ્રી જિનવાણુ
મીઠી અમીય સમાણુ, સો૦ બેઠા કરે વખાણુ. સો૦
સમજે ચતુર સુજાણુ. સો૦ ૨
ઉંડો દ્રહ એક અતિ ઘણો રે, સહસ્ર જોયણુ પ્રમાણુ;
ગુહીર ગંભીર જલે ભર્યો રે, જે મોટો મંડાણુ. સો૦ ૩
મીન મગર નક્રાદિક રે, જિહાં રહે સુકુમાલ;
કાચબો તિહાં એક અતિ ભલો રે, જિહાં છે બહુલ સેવાલ. સો૦ ૪
એક દિન વાયુ પ્રહારથી રે, ખંડાણો સેવાલ;
કાચબે તવ દીઠો ભલો રે, ગ્રહગણુ નક્ષત્ર માલ. સો૦ ૫
દેખાડું નિજ સાથને રે, થયો કચ્છપ ઉજમાલ;
એહવે વાયુ યોગથી રે, મીલીયો તે સેવાલ. સો૦ ૬
જેમ કચ્છપ દેખે નહિ રે, ગ્રહ ગણુ બીજી વાર;
તિમ નરભવ છે દોહિલો રે, ફિર લહેવો અવતાર. સો૦ ૭
ગોયમ પરષદા આગળે રે, વીરે કહ્યો વૃત્તાંત;
જિનવિજય વદે સદ્દહો રે, આઠમો એ દૃષ્ટાંત. સો૦ ૮

ઢાળ નવમી (મધુરી વાણી ભાખે એ દેશી)

સ્વામી ગોયમ વિનવે, વીર જિન અવધાર રે;
દૃષ્ટાંત નવમો કહો, જે છે એ અધિકાર રે. ૧
વીર ભાખે મધુરવાણી, ભવિક જીવ હિતકાર રે;
અમીયરસથી અધિક મીઠી, સુણુતા હુવે જયકાર રે. વીર૦ ૨
પૂરવ દરીયા રેલ માંહે, નાખી સરલ સમેલ રે;
વલી યુગ તતખેણુ નાખ્યો, પશ્ચિમ દરીયા રેલ રે. વીર૦ ૩
ખીલી ઝુંસર મેલ્યા એકઠા, કર્મને સંજોગ રે;
ફેરી ઝુંસર માંહિ પેસે, કહો કિમ પ્રયોગ રે વીર૦ ૪

દેવને સંજોગ એ પણ, થાય દુર ઘટ કામ રે;
પણ દોહીલો પુણ્ય પાખે, મણુઅ જનમ અભિરામ રે. વીર૦ ૫
ગૌતમ આગલે વીર ભાખ્યો, દૃષ્ટાંત નવમો એહ રે;
જિનવિજય કવિ કહે, ભવિયણ, ધરો ધર્મશું નેહ રે વીર૦ ૬

ઢાળ દશમી (મારૂં મન મોહ્યું રે શ્રી સિદ્ધાચલે રે–એ દેશી)

ત્રિશલાનંદન વીર જિનેસરૂ રે, તેહને કરીય પ્રણામ;
દશમો દૃષ્ટાંત પૂછે પ્રેમશું રે, ગણહર ગોયમ સ્વામ. ૧
ભવિયણ સુણજો વાણી વીરની રે, જીવ સયલ સુખકાર;
દશમો દૃષ્ટાંત ભાંખ્યો સ્થંભનો રે, જોયણ એક તણે વિસ્તાર. ભ૦ ૨
લાંબો પહોલો ચિહું પખે સારીખો રે, સ્થંભ અનોપમ એક;
ભાંજી ભુકો દેવે તે કર્યો રે, પરમાણું કયા છેક. ભ૦ ૩
મેરૂ મહાગિરિ ચૂલા ઉપર ચઢી રે, ફુંકી નાખ્યો તેહ;
દશ દિશિ ભુકો જાએ પડયો કિહાં રે, જિમ વાઉલથી ખેહ. ભ૦ ૪
થાંભો આખો કિમ હોય તે કહો રે. કીજે કોડ ઉપાય;
દેવાદિકના મહિમાએ વલી રે, થાંભો આખો થાય. ભ૦ ૫
પણ માનવ ભવ હાર્યો પુન્ય પખે રે, જીવ ફરે સંસાર;
ચાર ગતિમાં જોતાં જીવને રે, દોહીલો નર અવતાર. ભ૦ ૬
વીરે પ્રકાશ્યો ગૌતમે સાંભલ્યો રે, દશમો એ દૃષ્ટાંત;
ધરમ કરો જ્યું કવિ જિન ઈમ કહે રે, ધરમે પહોંચે ખંત. ભ૦ ૭
તપગચ્છનાયક હીર પટોધરૂ રે, વિજયસેનસૂરિરાય;
તેહના મુખ્ય શિષ્ય ગુણ રયણાયરૂ રે, કીરતિવિજય ઉવજ્ઝાય. ભ૦ ૮
તે શ્રી ગુરૂનું નામ હૃદય ધરી રે, વલી તસ લહી સુપસાય;
કવિ જિનવિજય આગમથી લખ્યો રે, ધરમી જન સુખદાય. ભ૦ ૯
શ્રાવક જન સુખીયા જિહાં વસે રે, તેહના કિસ્યાં વખાણ;
દાન દયા દમ કિરિયા ઉદ્યમી રે, પાલે જિનવર આણ ભ૦ ૧૦
ઉસમાનપુરમાં[1] ચોમાસું રહી રે, કરીયો ઉદ્યમ ઉલ્લાસ;
શ્રી વિજયપ્રભસૂરિ આદેશથી રે, પામ્યા પરમ પ્રકાશ. ભ૦ ૧૧
સસહર મુનિ દગ નંદ (૧૭૨૯)[2] સંવત્સરે રે, દશ દૃષ્ટાંત વિચાર;
શ્રી જિન ગણધર સૂત્ર સિદ્ધાંતથી રે, લહેજો બહુ વિસ્તાર. ભ૦ ૧૨
ભણશે સુણશે ગણશે આદરે રે, એ સજ્ઝાય સુજાણ;
કવિ જિનવિજય કહે સુણ સંપદા રે, તસ ઘર કોડી કલ્યાણ. ભ૦ ૧૩

આ સજ્ઝાય રાધનપુર શહેરના સંવેગી ઉપાશ્રયના એક પ્રાચીન હસ્તલિખિત પાના ઉપરથી ઉતારીને અહીં આપી છે

---

૧. આ ઉસમાનપુર તે અત્યારે અમદાવાદની નજીકમાં, સાબરમતીના રસ્તા ઉપર આવેલું અત્યારે પણ એ જ નામથી જાણીતું ગામ હોવું જોઈએ

૨. अङ्कानां वामतो गतिः એ નિયમ આ સંવતના ઉલ્લેખને અહીં લાગુ પડતો નથી. અહીં તો ઉલટાના બદલે સીધા આંકડા ગણીએ તો જ સંવત બંધ બેસે છે.

# અરાઢ શ્રેણિઓ: નવ નારુ ને નવ કારુ: ચૌદ વસવાયાં

(લે. પ્રો. હીરાલાલ ર. કાપડિયા એમ. એ.)

જૈનોના આગમોમાં છઠ્ઠા અંગ તરીકે સુવિખ્યાત નાયાધમ્મકહાના પહેલા અજ્ઝયણ (અધ્યયન)માં ૩૭મા પત્રમાં "अट्ठारससेणिप्पसेणिओ" એવો પ્રયોગ છે. અભયદેવસૂરિએ આના ઉપર પાટણમાં વિ. સં ૧૧૨૦માં વિજય દશમીને દિને સંસ્કૃતમાં જે ટીકા રચી છે તેમાં તેમણે કહ્યું છે કે સેણિ એટલે શ્રેણિ અર્થાત્ કુંભાર વગેરે જાતિઓ અને પસેણિ એટલે શ્રેણિના ભેદો અર્થાત્ એના પેટાવિભાગો.

જંબુદ્દીવપણ્ણત્તિ નામના જૈન આગમના ઉપર શાન્તિચન્દ્ર વાચકે પ્રમેયરત્નમંજૂષા નામની સંસ્કૃત વૃત્તિ રચી છે. એમાં એમણે અરાઢ શ્રેણિઓને નવ જાતના 'નારુઓ' અને નવ જાતના 'કારુઓ'માં વિભક્ત કરી અરાઢે નામો ગણાવ્યાં છે. પ્રસ્તુત પંક્તિઓ નીચે મુજબ છે:—

"कुंमार १ पट्टइल्ला २ सुवण्णकारा य ३ सूवकारा य ४ ।
गंधव्वा ५ कासवगा ६ मालाकारा य ७ कच्छकरा ८ ॥
तंबोलिया ९ य एए नवप्पयारा य नारुआ भणिआ ।
अह णं णवप्पयारे कारुअवण्णे पवक्खामि ॥
चम्मयरु १ जंतपीलग २ गंछिअ ३ छिंपाय ४ कंसकारे य ५ ।
सीवग ६ गुआर ७ भिल्ला ८ धीवर ९ वण्णाइ अट्ठदस ॥ "

અહીં અણુવેલ નવ નારુ અને નવ કારુનાં નામો વિચારીએ તે પૂર્વે છેલ્લી પંક્તિમાં 'અરાઢ વર્ણ' એવો જે ઉલ્લેખ છે તે નોંધી લઈએ. આ વર્ણ અને ઉપવર્ણ વિષે એક સ્વતંત્ર લેખરૂપે વિચાર કર્યો છે.

**નવ નારુ** — કુંભાર, પટેલ, સુવર્ણકાર યાને સોની, સૂપકાર યાને રસોઈઓ, ગાંધર્વ, કાશ્યપક યાને [1]હજામ, માલાકાર યાને માળી, કચ્છકર અને તંબોળી એ નવ નારુ છે.

અહીં કચ્છકરનો અર્થ સમજાતો નથી. 'કજ્જકર' શબ્દ તો નહિ હોય એવી શંકા "ભગવાન મહાવીરની ધર્મકથાઓ"ના ટિપ્પણ (પૃ. ૧૯૦)માં ઊઠાવાઈ છે. કજ્જકરનો અર્થ કાર્યકર એટલે કે કાર્ય કરનાર, નોકર, ચાકર એમ થાય છે, પણ એ અહીં કેવી રીતે પ્રસ્તુત ગણાય? મને શાક વેચનાર એ અર્થવાળો '[2]કાછિયો' શબ્દ અત્ર સ્ફુરે છે. એને માટે પાઇયમાં કચ્છિય શબ્દ છે તો શું કચ્છકરને કાછિયા સાથે કંઈ સંબંધ છે ખરો?

**નવ કારુ**—ચર્મકાર યાને ચમાર, યંત્રપીડક યાને ઘાણી, કોલુ વગેરે ચલાવનાર, ગંછિઅ યાને ગાંછો અર્થાત્ વાંસફોડો, છીપો યાને છાપગર, કંસકાર યાને કંસારો, સીવક યાને દરજી, ગુઆર, ભિલ્લ અને માછી એ નવ કારુ છે.

વાંસફોડો એ અર્થમાં 'ઘાંચો' શબ્દ "સાર્થ ગૂજરાતી જોડણીકોશ"માં છે એટલે

---

૧ આને અંગે ક્ષૌરિક, ગોયજો, નાઈ, નાપિક, નાપિત, નાવી, મુંડી, વાલંદ વગેરે શબ્દો પણ વપરાય છે. કેટલાક 'પારેખ' શબ્દ પણ હજામના અર્થમાં વાપરે છે.

**શામળભટે** જુદી જુદી નાતો વિષે છપ્પા લખ્યા છે, તેમાં સૌથી પ્રથમ વાળંદ વિષે છે. અને ત્યારબાદ ભાટ, કોળી અને સોની વિષે છે.

૨ આને 'પરતાગિયો' પણ કહે છે. આ શબ્દનું મૂળ જાણવામાં નથી.

સમજાવ્યું, તેથી પ્રદેશી રાજાએ કબૂલ કર્યું કે જીવ છિદ્ર વિના પણ બહાર નીકળી શકે. ૨૫

૨૬. પ્રશ્ન—૨૫મા પ્રશ્નમાં જણાવેલો ચોર મરી ગયા પછી તેના શરીરમાં કીડા પડેલા, તે મેં જોયા. મને પ્રશ્ન એ થયો કે—કોઠીમાં બાકું તો દેખાતું નથી. તો આ કીડા બહારથી આવીને આના શરીરમાં પેઠા ક્યાંથી? એટલે મારે પૂછવાનું એ છે કે જો જીવ હોય તો મને સમજાવો કે છિદ્ર વિના કીડા અંદર દાખલ થયા તે કઈ રીતે બને?

ઉત્તરઃ—જેમ જીવને નીકળવામાં છિદ્રની જરૂરિયાત નથી, તેમ પેસવામાં પણ છિદ્રની જરૂર નથી. અહીં દૃષ્ટાંત અગ્નિમાં મૂકેલ લોઢાના ગોળાનું જાણવું, તે આ પ્રમાણે—લોઢાનો ગોળો ધમધમતી અગ્નિમાં મૂકીએ, તો તે અગ્નિમય (લાલચોળ) થઈ જાય છે. અહીં લોઢાના ગોળામાં છિદ્ર નહિ છતાં અગ્નિ દાખલ થાય છે, તેમ ચોરના શરીરમાં કીડા દાખલ થાય, તેમાં છિદ્રની જરૂર પડે જ નહિ. એ તો સમજાય તેવી બીના છે કે—અગ્નિ રૂપી છે છતાં છિદ્ર વિના લોઢાના ગોળામાં પેસે છે, તો કીડાના અરૂપી જીવ શરીરમાં છિદ્ર ન હોય તો પણ પેસે, એમાં નવાઈ જેવું કંઈ છે જ નહિ. ૨૬.

૨૭. પ્રશ્ન—પ્રદેશી રાજા કહે છે કે—બાળક બાણ ફેંકે તો તે નજીકમાં પડે, ને જુવાન માણસ બાણ ફેંકે તો તે દૂર પડે છે. આથી મને ખાતરી થઈ કે—બાળકનો જીવ નાનો છે ને જુવાનનો જીવ મોટો છે; સર્વ જીવો સરખા નથી. તો પછી તમે સર્વ જીવો સરખા છે, એમ કહો છો તેનું શું કારણ?

ઉત્તરઃ—બાળકને કે જુવાનને પૂર્વકૃત કર્મથી જ શરીર પ્રાપ્ત થાય છે—તેમાં બાળકનું શરીર કોમળ છે, નાનું છે, તેથી તે બાણ ફેંકે ત્યારે નજીક પડે છે ને જુવાનનુ શરીર કઠિન છે, મજબૂત છે, તેથી તે બાણ ફેંકે, ત્યારે બાણ બહુ દૂર જાય છે. આ રીતે બાણ દૂર જાય, કે નજીક પડે, તેમાં શારીરિક શકિત વગેરે કારણ તરીકે સમજવા પણ સર્વ જીવો તો એક સરખા છે, એમાં કોઈ જીવ નાનો કે મોટો છે જ નહિ. અસંખ્યાતા પ્રદેશો સંખ્યાની અપેક્ષાએ દરેક જીવના એક સરખા છે. જીવ શરીરમાં સંકોચાઈને, કે ફેલાઈને રહે છે, કારણ કે આત્મપ્રદેશો સંકોચાય છે, ને ફેલાય પણ છે. ૨૭

૨૮. પ્રશ્ન—પ્રદેશી રાજા—કેશી ગણધરને પૂછે છે કે—જો શરીરમાં જીવ હોય, તો એક જીવતા માણસનું વજન કરીએ અને એક જીવ વિનાના મૃતક (મડદા)નું વજન કરીએ. આ બેમાંના જીવવાળા શરીરનું વજન વધારે થાય, ને મૃતકનું વજન ઓછું થાય, તો શરીરમાં જીવ છે, એમ માની શકાય. પણ એક ચોરને જીવતો જોખ્યો, ને મરી ગયા પછી જોખ્યો, તેમાં બંને વખતે તેનું વજન સરખું થયું આથી મને ખાતરી થઈ કે જીવ પદાર્થ છે જ નહિ

ઉત્તર.—વાયુ રૂપી છે. તેને ધમણમાં ભર્યા પછી તોલીએ ને વાયુ કાઢી ખાલી ધમણ તોલીએ, તો બંને વખતે એક સરખું વજન થાય છે. વાયુની માફક જીવનું વજન હોય જ નહિ તેમાં પણ ફરક એ છે કે વાયુ રૂપી છે, ને જીવ અરૂપી છે. આ ખરી હકીકત હોવાથી ચોરનું જીવ વિનાનું શરીર, ને જીવવાળુ શરીર વજનમાં સરખું થાય એમાં નવાઈ શી? વાયુ રૂપી છે છતાં દેખાતો નથી, ઝાડનાં પાંદડાં હાલે, તે ઉપરથી વાયુની ખાતરી થાય છે. તો જીવ અરૂપી છે તે કઈ રીતે દેખી શકાય? જેમાં વર્ણાદિક હોય, તે જ પ્રાયે દેખાય. પરમાણુ વગેરેમાં વર્ણાદિ છે, છતાં દેખાતા નથી, માટે કહ્યું કે, વર્ણાદિવાળા પદાર્થો પણ પ્રાયે દેખાય એટલે પરમાણુ આદિ ન દેખાય, ને બીજા સ્કંધ વગેરે દેખાય. ૨૮

(ચાલુ)

# હરેકે વસાવવા યોગ્ય

## શ્રી જૈન સત્ય પ્રકાશના ત્રણ વિશેષાંકો

### (૧) શ્રી મહાવીર નિર્વાણ વિશેષાંક

ભગવાન મહાવીરસ્વામીના જીવન સંબંધી અનેક લેખોથી સમૃદ્ધ અંક : મૂલ્ય છ આના (ટપાલખર્ચનો એક આનો વધુ).

### (૨) દીપોત્સવી અંક

ભગવાન મહાવીરસ્વામી પછીનાં ૧૦૦૦ વર્ષ પછીના સાતસો વર્ષના જૈન ઇતિહાસને લગતા લેખોથી સમૃદ્ધ સચિત્ર અંક : મૂલ્ય સવા રૂપિયો.

### (૩) ક્રમાંક ૧૦૦ : વિક્રમ-વિશેષાંક

સમ્રાટ વિક્રમાદિત્ય સંબંધી ઐતિહાસિક ભિન્નભિન્ન લેખોથી સમૃદ્ધ ૨૪૦ પાનાંના દળદાર સચિત્ર અંક : મૂલ્ય દોઢ રૂપિયો

## શ્રી જૈન સત્ય પ્રકાશના બે વિશિષ્ટ અંકો

[૧] ક્રમાંક ૪૩—જૈનદર્શનમાં માંસાહાર હોવાના આક્ષેપોના જવાબરૂપ લેખોથી સમૃદ્ધ અંક : મૂલ્ય ચાર આના.

[૨] ક્રમાંક ૪૫—ક. સ. શ્રી હેમચંદ્રાચાર્યના જીવન સંબંધી અનેક લેખોથી સમૃદ્ધ અંક : મૂલ્ય ત્રણ આના

## કાચી તથા પાકી ફાઈલો

'શ્રી જૈન સત્ય પ્રકાશ'ની ત્રીજા, ચોથા, પાંચમા, આઠમા, દસમા, અગિયારમા વર્ષની કાચી તથા પાકી ફાઈલો તૈયાર છે. મૂલ્ય દરેકનું કાચીના બે રૂપિયા, પાકીના અઢી રૂપિયા

—લખો—

શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ
જેશિંગભાઈની વાડી, ઘીકાંટા, અમદાવાદ.

મુદ્રક—મગનભાઈ છોટાભાઈ દેસાઈ. શ્રી વીરવિજય પ્રીન્ટીંગ પ્રેસ, સલાપોસ ક્રોસરોડ, પો. બો. નં. ૬ શ્રી જૈનમાર્ગ કાર્યાલય-અમદાવાદ. પ્રકાશક—ચીમનલાલ ગોકળદાસ શાહ. શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ—અમદાવાદ.




વર્ષ ૧૨ : અંક ૧૦ ] અમદાવાદ : ૧૫-૭-૪૭ [ ક્રમાંક ૧૪૨

## श्रीकेसरियातीर्थ–विशेषांकनुं विषय-दर्शन



લવાજમ–વાર્ષિક બે રૂપિયા : આ અંકનું મૂલ્ય–ચાર આના

# श्रीकेसरियानाथ-स्तुतिपञ्चकम् ।

रचयिता-पूज्य मुनिमहाराज श्री. धुरंधरविजयजी

[ १ ]

यो देवैः परिपूजितः प्रतिदिनं भक्त्योल्लसन्मानसै-
र्यं प्रीत्या प्रणमन्ति पूर्णप्रणयं जैनाश्च जैनेतराः ॥
येनाऽसन्मतिमोहमूढमहिमा निर्णाशितः सर्वथा,
तं श्रीकेसरियादिनाथमनिशं वन्दे धुलेवास्थितम् ॥ १ ॥

[ २ ]

यस्मै स्वार्पणमाचरन्ति चतुराः श्रेयस्पथि प्रस्थिता,
यस्माल्लौकिकनीतिधर्मरचना प्राप्ता स्थितिं भारते ॥
यस्यैवाद्भुतभूतभव्यचरितं जेगीयते निर्जरै-
स्तं श्री केसरियादिनाथमनिशं वन्दे धुलेवास्थितम् ॥ २ ॥

[ ३ ]

यस्मिन्नाद्यजिनेन्द्रनामप्रकृतिः पुष्टा प्रभावंगता,
यन्नामस्मरणाद्धरन्नदुरितं दूरंगतं दीनवत् ॥
यन्माहात्म्यमतुल्यशल्यरहितं श्रीमेदपाटे भुवि,
तं श्रीकेसरियादिनाथमनिशं वन्दे धुलेवास्थितम् ॥ ३ ॥

[ ४ ]

सत्काश्मीरजसौरभातिशयतो यत्प्राङ्गणे सौरभं,
प्रासर्पन्नितरां ततो मधुकरा गुञ्जन्ति भव्यात्मनः ॥
मेघश्यामलमूर्तिमीक्ष्य मनुजाः कुर्वन्ति केकारवं,
तं श्रीकेसरियादिनाथमनिशं वन्दे धुलेवास्थितम् ॥ ४ ॥

[ ५ ]

शुद्धप्राञ्जलभावतोऽञ्जलिमुपाकृत्य स्थिता यन्मुखं,
'प्रेष्यस्तेऽस्मि प्रभोऽस्मि भक्तहृदयः किञ्चित्करः किङ्करः ॥'
एवं नीति विदः सदोदयपुरेशाद्या वदन्त्युत्तमा-
स्तं श्रीकेसरियादिनाथमनिशं वन्दे धुलेवास्थितम् ॥ ५ ॥

---

श्रीकेसरियाजीतीर्थ अंगेना सम्पादकीय वक्तव्य माटे वांचो पृ० २८९

॥ॐ अर्हम् ॥
अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक मुनिसम्मेलन संस्थापित
श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र

# श्री जैन सत्य प्रकाश

जेशिंगभाईकी वाडी : घीकांटा रोड : अमदावाद (गुजरात)

| | | |
|---|---|---|
| वर्ष १२ | વિક્રમ સં. ૨૦૦૩ : વીરનિ. સં. ૨૪૭૩ : ઈ. સ. ૧૯૪૭ | क्रमांक |
| अंक १० | અષાઢ વદિ ૧૨ : મંગળવાર : ૧૫મી જુલાઈ | १४२ |


## उदेपुर राज्यनुं नवुं राज्यबंधारण
अने
## श्री केसरियाजी तीर्थ

तारीख २३–५–१९४७ना रोज, उदेपुर (मेवाड)ना महाराणा साहेब श्री. सर भूपालसिंहजी बहादुरे, उदेपुर राज्यना नवा बंधारणनी अने प्रताप विश्वविद्यालयनी स्थापनानी जे जाहेरात करी तेम ज त्यार पछी ता. ५–६–१९४७ना रोज मेवाड सरकारना अवेजी वडा प्रधान मनोहरसिंहजीनी सहीथी जे जाहेरात ( communique ) प्रसिद्ध करवामां आवी तेनी श्री केसरियाजी तीर्थ उपर — ए तीर्थनी मालिकी, ए तीर्थमां ध्वजदंड चडाववा वगेरे संबंधी हक्क अने ए तीर्थनी माल–मिलकत उपर अने छोटीसादडीना ऋषभदेवजीना जिन–मन्दिरनी मिलकत उपर घणी गम्भीर, अणधारी अने अति दुःखद असर पहोंचे छे.

श्री केसरियाजी तीर्थ उपर असर करती आ बधी बाबतो नीचे मुजब त्रण लखाणोमां आपवामां आवी छेः—

१ ता. २३–५–१९४७ना रोज उदेपुर राज्यना नवा राज्यबंधारणनी अने प्रताप विश्वविद्यालयनी स्थापनानी जाहेरात प्रसंगे उदेपुरना महाराणा साहेबे करेल भाषणमां;

२ उदेपुर राज्यना नवा राज्यबंधारणना बीजा भागमां आपवामां आवेल देवस्थाननिधि संबंधी बीजा धारामां; अने

३. ता. ५–६–१९४७ना रोज मेवाड सरकारना अवेजी वडा प्रधाननी सहीथी प्रगट करवामां आवेल श्री केसरियाजी तीर्थ सम्बन्धी जाहेरातमां.

आ त्रणे लखाणोमांथी फलित थतां परिणामो सम्बन्धी विगतवार विचारणा करतां पहेलां मूळ अंग्रेजी भाषामां प्रगट करवामां आवेल ए त्रणे लखाणो अने ए त्रणे लखाणोनुं गुजराती तेम ज हिन्दी भाषान्तर अहीं आपवामां आवे छे.

[ ૧ ]

તા. ૨૩-૫-૧૯૪૭ના રોજ ઉદેપુર રાજ્યના નવા રાજ્યબંધારણ અને પ્રતાપ વિશ્વ-વિદ્યાલયની સ્થાપનાની જાહેરાતના પ્રસંગે ઉદેપુરના મહારાણા સાહેબે જે ભાષણ આપ્યું હતું તેમાં સાતમી બાબતનો ઉલ્લેખ કર્યા પછી ' દેવસ્થાનનિધિ ' અને ' પ્રતાપ વિશ્વવિદ્યાલય ' અંગે જે ઉલ્લેખ કર્યો હતો તે મૂળ અંગ્રેજીમાં નીચે મુજબ છે—

Mewar had its own problems. It is the land of shrines, temples, and Sadavrats which generations of our ancestors and devout donors from Mewar and other parts of India have founded, attracting pilgrims from the whole country In a sense, therefore, Mewar is the holy land of India. The shrines, lands and other grants formed part of the Devasthan Departments, hitherto treated as a separate trust outside the State Budget. For centuries they have been the bulwark of Arya Dharma and have now been placed on a firm and irrevocable basis outside the sphere of Government. All these shrines, Sadavrats and grants have been consolidated into a single trust under the name of Devasthan Nidhi, a corporation with a common seal.

Mewar had been the land of learning and once in the precincts of its shrines the study of Hindu Shastras in all their branches were being cultivated. In order to restore this purpose to suit modern conditions, the Constitution provides that Devasthan Nidhi should be associated with an Educational Centre, named after Maharana Pratap, which shall make Mewar once again a centre of enlightened Hindu Culture in whose defence our heroic ancestors and generations of our brave people, laid down their lives. The Vishvavidyalaya shall work throush Hindi as medium and shall aim at establishing anvanced conrses in Sanskrit studies and Ayurved which we consider as primary essentials of education in India. Of the education given in the Vishvavidyalaya education in Arya Dharma shall be an integral part.

Both the Devasthan Nidhi and the Pratap Vishvavidyalaya have been guaranteed automony by this Constitution The members of Devasthan Nidhi form the first governing body or Parishad of the Vishvavidyalaya In order to make it an all India Centre of education, We have invited men prominent in many spheres of life to be the first members of Devasthan Nidhi and the Parishad of the Vishvavidyalaya. His Highness Mahendra Maharaj Sir Yadavendra Singhji Sahib Bahadur of Panna, The Hon. Dr. Rajendra Prasad, Member of the Government of India, and Sheth Jugal Kishore Birla, among others, have already accepted our invitation. Shri K. M. Munshi has been good enough on our invitation to agree to be the first Chairman of the Nidhi and the first Vice Chancellor of the Vishvavidyalaya.

Mewar is not a rich State but we and our Government have scrapped all available resources in order to start the Vishvavidyalaya on its career. Our State and ourselves have placed or propose to place at its disposal institutions, buildings and properties and funds of the value of Rs. sixtyeight lakhs and an initial annual grant of Rs. 2,25,000/-per year. The surplus income of the Devasthan Nidhi will also go to the Vishvavidyalaya. The Vishvavidyalaya tax which We propose to levy will bring a substantial revenue every year from 1st October.

[ ૨ ]

ઉદેપુર રાજ્યના નવા રાજ્યબંધારણમાં ભાગ બીજો, ધારો બીજો જે 'દેવસ્થાનનિધિ' સંબંધી ઘડવામાં આવ્યો છે તે મૂળ અંગ્રેજીમાં નીચે પ્રમાણે છે—

## PART 11

## Article 11

### Shri Parameshwarji Maharaj.

1. Shri Parameshwarji Eklingji Maharaj is the Sovereign of Mewar, and Shriji as His sole representative shall exercise on His behalf all rights, authority and jurisdiction which appertains to or are incidental to such sovereignty except in so far as may be otherwise provided for by or under this Constitution or as may be otherwise directed by Shriji.

2. All shrines, temples and other religious and charitable institutions forming part of Devasthan described in Schedule 1 or which may hereafter be found to have formed part thereof or which form part thereof by future dedication and all property and funds appertaining thereto are hereby declared to be vested in Devasthan Nidhi hereby constituted in law as a corporation with a seal of its own.

3. Devasthan Nidhi shall hold all the said institutions, properties and funds for the following purposes:—

(A) for maintaining the shrine of Shri Parameshwarji Maharj in proper repairs and maintaining customary worship thereat;

(B) for making expenses necessary and proper for maintaining other of the said institutions and for conducting religious worship thereat; and

(C) for purposes of the Pratap Vishvavidyalaya,

4. (1) Devasthan Nidhi shall be constituted of the following members:-

Shriji ........................................................President.

Two Rulers from among the Rajput Rulers of India other than Sisodiya Rulers.

One Ruler from among the Sisodiya Rulers of India.

One Umrao elected by the Umraos of Udaipur.

The Prime Minister of Udaipur.
The Chief Justice of Udaipur.
The Minister of Education, Udaipur.
The President of the Mewar Legislative Assembly.
Four eminent Hindu Educationists
Four Hindus from outside Mewar distinguished for their public service.
Four Hindus from Mewar.
Two members elected by the Legislative Assembly of Mewar.
One member elected by the Jagirdars of Mewar, other than Umraos.
One member elected by the Muafidars of Mewar, and
Goswami of Nathdwara and Kankroli alternately for a period of three years.

(2) In the first instance members other than ex-officio members shall be nominated by Shriji for life. On the death or resignation of any member, a new member of the same description as the member whose seat has become vacant may be elected or co-opted as the case may be in his place.

(3) There shall be two Vice Presidents of the Nidhi.

(4) Members shall elect every three years a chairman, who shall be the principal executive of the Nidhi, and shall preside over the meetings of the Nidhi in the absence of the President and the Vice-Presidents In the first instance Shriji shall appoint one of the members as the Chairman for a period of three years.

5. Devasthan Nidhi shall have all powere necessary, proper and incidental to carry out the objects of the Nidhi and may invest its funds in such securities, land, business or undertakings and may vary the investments as it may deem fit

6. Devasthan Nidhi, subject to the sanction of the High Court, shall make rules necessary:-

(*a*) for regulating its work,
(*b*) for providing a constitutional structure for the Nidhi;
(*c*) for making provision for management and administration of institutions, property and funds,
(*d*) for all other incidental matters,
and amend the same

7. Subject to the provisions of this Constitution the High Court may issue such orders and directions as may be deemed necessary to secure proper administration of the Nidhi

8. The rules, orders and directions made under section 6 and 7 hereof shall have the force of law.

9 The Nidhi shall file audited accounts in the High Court annually.

10. No institution, property, funds or income of the Nidhi shall be taxed.

[ ૩ ]

તા. ૫-૬-૧૯૪૭ ના રોજ ઉદેપુરના રાજ્યના અંગ્રેજી વડાપ્રધાન મનોહરસિંહજીની સહીથી શ્રી કેસરિયાજી તીર્થ સંબંધી જે જાહેરાત પ્રગટ કરવામાં આવી તે મૂળ અંગ્રેજી ભાષામાં નીચે મુજબ છે—

## COMMUNIQUE

Dated Udaipur, the 5th June, 1947.

No. $\frac{10338}{539/1-90\text{-pol}}$ of 1947

On Vaishakh Bidi 1 Samwat 1990, the Dhvajadanda Commission was appointed by His Highness the Maharana Sahib Bahadur consisting of·—

1. Raja Amar Singhji of Banera.
2 Mr C. G. Chenvix Trench.
3. Mr B. L. Bhattacharya. and
4. Mr. R. M. Antani.

The Commission made its report on 10th April, 1935.

2. The following facts have been found by the report.—

A Though originally a Digambari temple the shrine of Rakhabdeoji from times immemorial is worshipped by Hindus including Bhils and Jains of all sects.

B. Its properties and funds have formed part of the Devasthan, vested in the Maharana of Udaipur for the time being as Trustee and over which for two centuries he exercises all powers of management and control including the right to permit ceremonies at the temple.

C. The erection of a Dhvajadanda at the temple is an essential part of the ceremonies connected with .

(a) Pratishtha of an idol or Vedi in the temple.
(b) Jeernodhar of any important part of the temple.

D. The Dhvajadand is erected with ceremonies

(a) Under circumstances mentioned in sub-clause C.
(b) When the Dhvajadanda falls down
(c) When the flag is torn and has to be replaced. On such an occasion the ritual is performed at the foot of the staff in a Mandap and though the old Dhvajadanda is left standing the ceremony is in effect of erecting a Dhvajadanda.

E. Neither the Svetambaris nor the Degambaris are proved to have been excluded performing their rituals when a Dhvajadanda is erected.

3. In view of these findings which His Highness accepts it is clear that the Devasthan Department which had been in control and management of the temple on behalf of the Maharanas as Trustees on behalf of the worshipers is bound to see that all worshipers are allowed to worship the shrine according to their respective rituals without any hinderance. It may be added that by the Constitution promulgated by His Highness the Maharana Sahib Bahadur on the 23rd may, 1947 the whole Devasthan and the temples and institutions and the properties appertaining thereto including the Rekhabdeoji temple have been transferred to the Devasthan Nidhi as Trustees.

4. In view of the Report and the Recommendations made therein for the future His Highness has been pleased to order as follows:—

A. When any of the circumstances referred to in C (a), D (b) occurs the party wanting to perform Jeernodhar or Pratishtha of the erection of a Flag-staff (Dhvajadanda) must obtain the permission of the Devasthan Nidhi.

B. If the staff is sound only the flag is to be replaced the ritual of erection must be gone through and the new flag hoisted.

C. On the occasion when a Dhvajadanda ceremony is to be performed all the sects should be invited by the Devasthan Nidhi to perform their rituals at their own expenses The Devasthan Nidhi shall appoint an officer to preside over the ceremony.

D. If there are competing partis for the right to begin the rituals it should be auctioned to the highest bidder. Similarly if there are more than two parties, the subsequent parties also will bid between themselves for the right of precedence.

E. The proceeds of the auction shall be part of the Trust Funds.

F. If there are no parties ready to perform the rituals the Devasthan Nidhi should erect the Dhvajadanda with due ceremonies

G. All other matters connected with this matter shall be decided by the Devasthan Nidhi

5. Devasthan Nidhi should erect a new Dhvajadanda on a suitable date in accordance with order.

Manohar Sinha
Actg. Prime Minister,
Mewar Govt.

[ ૧ ]

## મહારાણા સાહેબના ભાષણનું ગુજરાતી ભાષાંતર

મેવાડને પોતાની સમસ્યાઓ છે. મેવાડ, એ ધર્મસ્થાનો, મંદિરો અને સદાવ્રતોની ભૂમિ છે. એ ધર્મસ્થાનો, મંદિરો અને સદાવ્રતો અમારા પૂર્વજોની અનેક પેઢીઓએ તથા મેવાડ અને ભારતના અન્ય ભાગોના શ્રદ્ધાળુ દાતાઓએ સ્થાપિત કરેલ છે. તે ધર્મસ્થાનાદિથી આકર્ષિત થઈને સારા ભારતવર્ષના યાત્રિકો અહીં આવે છે. આથી એક દૃષ્ટિએ મેવાડ એ ભારતનું તીર્થસ્થાન છે. મન્દિર, ભૂમિ અને અન્ય પ્રકારનાં દાનો, કે જે અત્યાર સુધી રાજ્યના બજેટની બહાર એક અક્ષમ ટ્રસ્ટના રૂપમાં દેવસ્થાન વિભાગોમાં રહેતાં આવ્યાં છે, તે શતાબ્દિઓ થયાં આર્યધર્મના પોષણનાં કેન્દ્ર તરીકે રહ્યા છે હવે તે સર્વ સ્થાનોને સરકારી ક્ષેત્રની બહાર એક દૃઢ અને અચલ આધાર ઉપર મૂકી દેવામાં આવ્યાં છે. આ સર્વ મન્દિરો, સદાવ્રતો અને અન્ય પ્રકારનાં દાનોને એકત્ર કરીને "દેવસ્થાન-નિધિ" એ નામથી એક ટ્રસ્ટના રૂપમાં તેને કૉર્પોરેશનનું સ્વરૂપ અપાયું છે, કે જેને પોતાની મુદ્રા (Seal) રહેશે

કોઈ એક સમયે મેવાડ જ્ઞાનની ભૂમિ બની રહ્યું હતું અને તેનાં મન્દિરોનાં આંગણાંઓમાં, પોતાની વિવિધ શાખાઓ સાથે, હિન્દુ શાસ્ત્રોનું અધ્યયન તથા વિકાસ થતો જતો હતો. આ ઉદ્દેશને વર્ત્તમાન પરિસ્થિતિઓને અનુકૂલ રીતિએ ફરી સ્થાપિત કરવા માટે, વિધાનમાં એવું ઠરાવવામાં આવ્યું તે કે – દેવસ્થાનનિધિ એક શિક્ષણકેન્દ્ર સાથે સમ્બદ્ધ રહે. એ શિક્ષણકેન્દ્રને મહારાણા પ્રતાપનું નામ જોડવું અને અમારા પૂર્વજોએ તથા અમારા વીર પ્રજાજનોએ જેની રક્ષા માટે પોતાનાં જીવનો દીધાં છે, તે હિન્દુ સંસ્કૃતિના પુનઃ પ્રકાશનનું તે કેન્દ્ર અને આ વિશ્વવિદ્યાલય હિન્દી માધ્યમ દ્વારા કામ કરશે અને અન્યાન્ય ઉદ્દેશોની સાથે આનો એ પણ એક ઉદ્દેશ રહેશે કે–સંસ્કૃત વાઙ્મયનું ઉચ્ચ અધ્યયન કરાવવું તથા આયુર્વેદના ઉચ્ચ અભ્યાસક્રમોની સ્થાપના કરવી, કે જેને અમે ભારતમાં શિક્ષણની આધારભૂત આવશ્યકતાઓ માનીએ છીએ. વિશ્વ-વિદ્યાલયમાં જે શિક્ષણની વ્યવસ્થા થશે, તે આર્યધર્મના શિક્ષણનું એક અવિભાજ્ય અંગ હશે

આ વિધાન દ્વારા, 'દેવસ્થાનનિધિ' અને 'પ્રતાપ વિશ્વવિદ્યાલય' બન્નેને સ્વાધીનતા (Autonomy) આપવામાં આવી છે. "દેવસ્થાનનિધિ"ના ટ્રસ્ટીઓ જ વિશ્વવિદ્યાલયની પ્રથમ શાસનસમિતિ તરીકે રહેશે. આ વિશ્વવિદ્યાલયને શિક્ષણનું અખિલ ભારતીય કેન્દ્ર બનાવવાની દૃષ્ટિથી, દેવસ્થાનનિધિ અને પ્રતાપ વિશ્વવિદ્યાલય–પરિષદના પ્રથમ વારના ટ્રસ્ટી બનવાને માટે અમે એવી વ્યક્તિઓને નિમંત્રણ કર્યું છે, કે જે વ્યક્તિઓએ જીવનનાં અનેક કાર્યક્ષેત્રોમાં પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી છે. અમને આનંદ થાય છે કે–ટ્રસ્ટીઓ તરીકે આમંત્રિત વ્યક્તિઓ પૈકી શ્રીમાન્ મહેન્દ્ર મહારાજા સર યાદવેન્દ્ર સિંહજી પન્ના નરેશ, ભારત સરકારના મંત્રી માનનીય ડૉ. શ્રી રાજેન્દ્રપ્રસાદ તથા શેઠ શ્રી જુગલકિશોર બિરલાએ દેવસ્થાનનિધિના ટ્રસ્ટી–સભ્ય થવાના અમારા આમંત્રણનો સ્વીકાર કર્યો છે. એ વાત જાહેર કરતાં અમને પ્રસન્નતા થાય છે કે–અમારા નિમંત્રણથી

શ્રી કનૈયાલાલ મુન્શીએ સદ્‌ભાવપૂર્વક દેવસ્થાનનિધિના પ્રથમ અધ્યક્ષ અને પ્રતાપ વિશ્વવિદ્યાલયના પહેલા વાઇસ ચાન્સેલર થવાનું સ્વીકાર્યું છે

મેવાડ એ ધનવાન રાજ્ય નથી, પણ વિશ્વવિદ્યાલયના કાર્યને સારા આધાર પર શરૂ કરી દેવાને માટે અમે અને અમારી સરકારે ઉપલબ્ધ સઘળાં જ સાધનો એકત્ર કરીને પ્રસ્તુત કર્યાં છે. અમારા રાજ્યે વિશ્વવિદ્યાલયને કમથી કમ ૬૮ લાખ રૂપિયાની કિંમતની સંસ્થાઓ, મકાનો તથા સંપત્તિ અને બે લાખ પચીસ હજાર રૂપિઆની આરંભિક વાર્ષિક સહાયતા આપવાનો નિશ્ચય કર્યો છે. દેવસ્થાનનિધિની વધારાની આવક પણ પ્રતાપ વિશ્વવિદ્યાલયને પ્રાપ્ત થશે. અમે વિશ્વવિદ્યાલય ટેક્ષ પણ લાગુ કરવાનો નિશ્ચય કર્યો છે અને તેથી પણ આગામી તા. ૧ ઑકટોબરથી પ્રતાપ વિશ્વવિદ્યાલયને દર વર્ષે સારી આવક થયા કરશે.

[ ૨ ]

## નવા રાજ્યબંધારણના બીજા ભાગના બીજા ધારાના અંગ્રેજી લખાણનું ગુજરાતી ભાષાંતર

### ભાગ બીજો : ધારો બીજો

### શ્રી પરમેશ્વરજી મહારાજ

૧. શ્રી. પરમેશ્વરજી એકલિંગજી મહારાજ મેવાડના સર્વસત્તાધીશ છે, અને એમની વતી એમના એકમાત્ર પ્રતિનિધિ તરીકે શ્રીજી (ઉદેપુરના મહારાણા) આવા સર્વ સત્તાધીશપણા સાથે સંબંધ ધરાવતા અને એના કારણે આવી પડતા તમામ હક્કો, અધિકાર અને હકૂમત ભોગવશે; સિવાય કે શ્રીજીએ બીજી રીતે દર્શાવ્યું હોય અથવા તો આ બંધારણ દ્વારા અથવા આ બંધારણની રૂએ બીજી કોઈ ગોઠવણ કરવામાં આવી હોય.

૨. પરિશિષ્ટ પહેલામાં દર્શાવવામાં આવેલ બધાં દેવળો, મંદિરો અને બીજી ધાર્મિક અને ધર્માદા સંસ્થાઓ જે દેવસ્થાનમાં આવી જાય છે તે અથવા જે હવે પછી એમાં આવી જતાં માલૂમ પડે તે અથવા ભવિષ્યના સમર્પણના કારણે એમાં આવી જાય તે અને તેમની બધી મિલકત અને ફંડો એ બધું આથી દેવસ્થાનનિધિને સોંપવામાં આવ્યાનું જાહેર કરવામાં આવે છે. આ દેવસ્થાનનિધિને આથી પોતાનો સિક્કો (seal) ધરાવતી કાયદેસરની સંસ્થા બનાવવામા આવે છે.

૩. દેવસ્થાનનિધિ, ઉપર જણાવેલ બધી સંસ્થાઓ, મિલકતો અને ફંડોનો નીચે જણાવેલ કાર્યો માટે કબજો રાખશે —

(અ) શ્રી પરમેશ્વરજી મહારાજના મંદિરને બરાબર દુરસ્ત રાખવા માટે અને તેમની નિયમ પ્રમાણેની પૂજનવિધિ સાચવવા માટે;

(બ) ઉપર કહેલ બીજી સંસ્થાઓને જારી રાખવા માટે જરૂરી અને ઉચિત ખર્ચ કરવા માટે અને તેમની ધર્મ મુજબ પૂજાવિધિ સાચવવા માટે; અને

(ક) પ્રતાપ વિશ્વવિદ્યાલયનાં કાર્યો માટે.

૪. (૧) દેવસ્થાનનિધિની રચના નીચે મુજબના સભ્યોની કરવામા આવશે—

શ્રીજી............ ...........પ્રમુખ

સિસોદિયા વંશના રાજાઓ સિવાયના ભારતવર્ષના રજપૂત રાજાઓમાંથી બે રાજાઓ.

ભારતવર્ષના સિસોદિયા રાજાઓમાંથી એક રાજા.

ઉદેપુરના ઉમરાવોએ ચૂંટેલ એક ઉમરાવ.

ઉદેપુરના વડાપ્રધાન.

ઉદેપુરના વડા ન્યાયાધિકારી (Chief Justice)

ઉદેપુરના શિક્ષણપ્રધાન

મેવાડ ધારાસભાના પ્રમુખ.

ચાર પ્રસિદ્ધ હિન્દુ કેળવણીકારો.

મેવાડની બહારના ચાર હિંદુઓ, જેઓ જાહેર સેવાના કારણે સુપ્રસિદ્ધ હોય.

મેવાડની ધારાસભાએ ચૂંટેલા બે સભ્યો.

ઉમરાવો સિવાયના મેવાડના જાગીરદારોએ ચૂંટેલ એક સભ્ય.

મેવાડના માફીદારોએ ચૂંટેલ એક સભ્ય

અને નાથદ્વારા અને કાંકરોલીના ગોસ્વામી દર ત્રીજે વર્ષે વારાફરતી.

(૨) શરૂઆતમાં, પોતાના અધિકારની રૂએ આવતા સભ્યો સિવાયના બીજા સભ્યોની આજીવન નિમણુક શ્રીજી કરશે. અને કોઈ પણ સભ્યના અવસાન કે રાજીનામાના પ્રસગે જે સભ્યની જગ્યા ખાલી પડી હશે તેવા જ પ્રકારનો નવો સભ્ય, જે પ્રમાણે પ્રસગ હશે તે પ્રમાણે ચૂટવામાં અથવા લેવામાં આવશે.

(૩) નિધિના બે ઉપપ્રમુખો રહેશે

(૪) સભ્યો દર ત્રણ વર્ષે એક અધ્યક્ષ (Chairman)ને ચૂંટશે, જે નિધિનો મુખ્ય વહીવટ કર્તા થશે, અને પ્રમુખ અને ઉપપ્રમુખોની ગેરહાજરીમાં નિધિની બેઠકોનું પ્રમુખસ્થાન લેશે પહેલા વખત માટે શ્રીજી સભ્યોમાંના એકને ત્રણ વર્ષ માટે અધ્યક્ષ તરીકે નીમશે.

૫. નિધિનો ઉદ્દેશ પાર પાડવા માટે દેવસ્થાનનિધિને જરૂરી, ખાસ અને પ્રાસંગિક બધા અધિકારો રહેશે. અને એ પોતાનાં ફંડો પોતાને યોગ્ય જણાય એ રીતે અનામતોમાં, જમીનમાં, વેપારમાં અથવા ઔદ્યોગિક કાર્યોમાં રોકી શકશે અને તેમાં ફેરફાર પણ કરી શકશે.

૬. વડી અદાલત (High court)ની મંજૂરીથી દેવસ્થાનનિધિ (નીચેનાં કાર્યો માટે) જરૂરી નિયમો બનાવશે—

(અ) તેનું કામ વ્યવસ્થિત કરવા માટે;

(બ) નિધિ માટે બંધારણ પૂરું પાડવા માટે;

(ક) સસ્થાઓ, મિલકતો અને ફંડોના વહીવટ અને વ્યવસ્થા માટે નિયમો બનાવવા માટે;

(ડ) પ્રાસંગિક બધી બાબતો માટે
અને એ બધામાં સુધારા કરવા માટે.

૭. આ બંધારણની કલમોની મર્યાદામાં રહીને નિધિના યોગ્ય વહીવટ માટે જરૂરી જણાય એવાં હુકમો અને સૂચનાઓ વડી અદાલત કરી શકશે.

૮ કલમ ૬ અને ૭ના આધારે કરવામાં આવેલ હુકમો અને સૂચનાઓને કાયદાનું બળ રહેશે.

૯ નિધિએ દર વર્ષે તપાસરાવેલ હિસાબ વડી અદાલતને મોકલી આપવો પડશે.

૧૦. નિધિની કોઈ પણ સંસ્થા, મિલકત, ફંડ કે આવક ઉપર કર નાખવામાં આવશે નહીં.

[ ૩ ]

## ઉદેપુરના વડાપ્રધાને કરેલ જાહેરાતનું ગુજરાતી ભાષાન્તર

### જાહેરનામું

ઉદેપુર, તા. ૫-૬-૧૯૪૭

નં. ૧૦૩૩૮ / ૫૩૯/૧-૯૦-Pol ૧૯૪૭

૧. સંવત ૧૯૯૦ના વૈશાખ વદિ ૧ ના રોજ, નેકનામદાર મહારાણા સાહેબ બહાદુરે નીચેના સભ્યોવાળી ધ્વજદંડ કમિટી નીમી હતી.

૧ બનેરાના રાજા અમરસિંહજી.
૨ મી. સી. જી. શેન્વીક્ષ ટ્રેન્ચ.
૩ મી. બી. એસ ભટ્ટાચાર્ય. અને
૪ મી. આર. એમ અન્તાણી

આ કમિટીએ તા. ૧૦-૪-૧૯૩૧ ના રોજ પોતાનો અહેવાલ રજુ કર્યો હતો.

૨. આ અહેવાલમાંથી નીચેની હકીકતો ફલિત થઈ છે—

अ ઋષભદેવજીનું મંદિર મૂળ તો દિગમ્બરી મંદિર છે, તોયે અનાદિ કાળથી જ હિંદુઓ-જેમાં ભીલોનો સમાવેશ થાય છે- અને બધા જ જૈન સંપ્રદાયો તેની પૂજા કરતા આવ્યા છે.

ब તેની મિલકત અને ફંડો દેવસ્થાનનો જ ભાગ છે, અને હાલના તબક્કે આના પર ઉદેપુરના મહારાણાનો ટ્રસ્ટી તરીકે કાબૂ છે, એ સૈકા થયા તેઓ વ્યવસ્થા તેમજ અંકુશ-જેમાં મંદિરમાં કોઈ પણ વિધિ કરવાની રજા આપવાના હકનો સમાવેશ થાય છે—ને લગતી સત્તા ભોગવે છે.

क ધ્વજદંડ ચડાવવાની ક્રિયા, નીચે દર્શાવેલ વિધિઓ સાથે સંકળાયેલ એક મહત્ત્વનો ભાગ છે.

(अ) મૂર્તિ કે વેદીની મંદિરમાં પ્રતિષ્ઠા કરવી.
(ब) મંદિરના કોઈ પણ મહત્ત્વના ભાગનો જીર્ણોદ્ધાર કરવો.

ङ ધ્વજદંડ નીચેના સંજોગોમાં વિધિસર ચડાવવામાં આવે છે:—

(अ) પેટાકલ कમાં દર્શાવેલ સંજોગોમાં.

(ब) જ્યારે ધ્વજદંડ નીચે પડી જાય છે ત્યારે.

(क) જ્યારે ધ્વજ ફાટી જાય છે અને નવો ચડાવવાનો હોય છે ત્યારે. આવાં પ્રસંગે બધી ક્રિયા મંડપમાં દંડના મૂળના ભાગમાં કરવામાં આવે છે અને જો કે જૂનો ધ્વજદંડ તેમનો તેમ રહે છે, છતાંયે ખરું જોતાં આ વિધિ ધ્વજદંડ ચડાવવાની જ છે.

ई ધ્વજદંડ ચડાવતી વખતે શ્વેતામ્બરી અગર દિગમ્બરી જૈનોને ક્રિયા કરવામાંથી અટકાવવામાં આવ્યા હોવાનો પુરાવો મળ્યો નથી.

૩. ઉપર દર્શાવેલ અહેવાલ—જેનો મહારાણા સાહેબ સ્વીકાર કરે છે—મુજબ એ સ્પષ્ટ છે કે દેવસ્થાન ખાતાએ—કે જે ખાતું મંદિરના પૂજા કરનારાઓની વતી ટ્રસ્ટી તરીકે રહેલ મહારાણા સાહેબની વતી મંદિર પર અંકુશ રાખે છે અને તેની વ્યવસ્થા કરે છે—બધા જ પૂજા કરનારાઓને પોતપોતાના ધાર્મિક રિવાજ મુજબ કોઈ પણ જાતની દખલગીરી વિના પૂજા કરવાની સગવડ મળે તે જોવાનું છે. વળી, નેક નામદાર મહારાણા સાહેબ બહાદુરે તા. ૨૩-૫-૪૭ ના રોજ મંજુર કરેલ બંધારણ અનુસાર, આખું દેવસ્થાન, મંદિર અને સંસ્થાઓ, અને તેને લગતી મિલકતો-જેમાં ઋષભદેવજીના મંદિરનો સમાવેશ થાય છે- ટ્રસ્ટી તરીકે દેવસ્થાનનિધિને સોંપવામાં આવેલ છે.

૪. આ અહેવાલ અને ભવિષ્યમાટે કરવામા આવેલી ભલામણો મુજબ, નામદાર મહારાણા સાહેબે નીચે મુજબ ઠરાવેલ છે—

अ. કલમ क (अ) અને ङ (ख) માં સૂચવેલ કોઈ પણ સંજોગ ઊભો થાય ત્યારે જીર્ણોદ્ધાર, પ્રતિષ્ઠા અગર તો ધ્વજદંડ ચડાવવાની ક્રિયા કરવા ઈચ્છનાર શખ્સે દેવસ્થાન નિધિની પરવાનગી મેળવવી

ब. દંડ સલામત હોય અને માત્ર ધ્વજને જ બદલવાનો હોય ત્યારે ધ્વજદંડ ચડાવવાની ક્રિયા કરવી અને નવો ધ્વજ ચડાવવો.

क. ધ્વજદંડ ચઢાવવાની ક્રિયા વખતે, દેવસ્થાનનિધિએ પોતપોતાના ખર્ચે પોતાની ક્રિયા કરવા માટે દરેક સંપ્રદાયને આમંત્રણ આપવું: ક્રિયાનું ધ્યાન રાખવા માટે દેવસ્થાન નિધિ એક અમલદાર નીમશે.

ङ. ક્રિયા શરૂ કરવાના હક માટે બે પક્ષો વચ્ચે હરીફાઈ થાય તો, આ હકનું લીલામ કરી, વધારે રકમ આપનારને રાખવો. તે જ પ્રમાણે બેથી વધારે પક્ષો હોય તો તે પછીના પક્ષોએ પણ પોતપોતાના વચ્ચે આ હક માટે ઉપર મુજબ લીલામ કરવું.

ई. આ લીલામની જે કાંઈ રકમ આવે તે ટ્રસ્ટ–ફંડમાં લેવી.

एफ. જો કોઈ પણ શખ્સ ક્રિયા કરવા માટે તૈયાર ન થાય તો દેવસ્થાનનિધિએ યોગ્ય વિધિ મુજબ ધ્વજદંડ ચડાવવો.

जी. આ બાબતને લગતી બીજી કોઈ પણ બાબતનો નિર્ણય દેવસ્થાનનિધિએ કરવો.

૫. આ ફરમાન અનુસાર, દેવસ્થાનનિધિએ યોગ્ય દિવસે નવો ધ્વજદંડ ચડાવવો.

(સહી) મનોહરસિંહ.
એકટીંગ મુખ્ય દીવાન,
મેવાડ ગવર્નમેન્ટ

# [ १ ] महाराणा साहेबके भाषणका हिन्दी भाषान्तर

मेवाड़ की अपनी समस्याएँ है। यह धर्मस्थानों, मंदिरों और सदाव्रतों की भूमि है, जिनको हमारे पूर्वजों की अनेक पीढ़ियों ने तथा मेवाड़ और भारत के अन्य भागों के श्रद्धालु दाताओं ने स्थापित किया है और जिनके कारण आकर्षित होकर सारे भारत से यात्री यहां आते रहे हैं। अतः एक दृष्टि से मेवाड़ भारत का तीर्थस्थान है। मन्दिर, भूमि और अन्य प्रकारके दान जो अब तक राज्य के वजट के बाहर एक अलग निधि (ट्रस्ट) के रूप में देवस्थान विभागों मे रहते आये है, वे शताब्दियों से आर्य-धर्म के पोषणकेन्द्र रहे हैं। अब वे सरकार के क्षेत्रके बाहर एक दृढ़ और अचल आधार पर रख दिये गये हैं। इन सब मन्दिरों, सदाव्रतों और अन्य प्रकार के दानों को एकत्र कर "श्री देवस्थाननिधि" के नाम से एक निधि (ट्रस्ट) के रूप में वैधानिक गण (कोर्पोरेशन) का स्वरूप दे दिया गया है जिसकी अपनी मुद्रा (Seal) होगी।

किसि समय मेवाड़ ज्ञानकी भूमि रहा था, और उसके मन्दिरों के प्राङ्गणों में अपनी विविध शाखाओं सहित हिन्दू शास्त्रों का अध्ययन और विकास किया जाता रहा था। इस उद्देश्य को आधुनिक परिस्थितियो के अनुकूल पुनः स्थापित करने के लिये विधान में यह रखा गया है कि "श्री देवस्थान-निधि" एक शिक्षण केन्द्र से सम्बद्ध रहे, जो महाराणा प्रताप के नाम से हो और जिसके द्वारा मेवाड़ एकबार फिर प्रकाशमान हिन्दू संस्कृति का केन्द्र हो जाय, जिसकी रक्षा के लिये हमारे पूर्वजों और हमारे वीर प्रजाजनों की पीढ़ियो ने अपने जीवन का उत्सर्ग किया है। यह विश्वविद्यालय हिन्दी माध्यम द्वारा काम करेगा और अन्यान्य उद्देश्यों के साथ इसका उद्देश्य संस्कृत वाङ्मय के उच्च अध्ययन और आयुर्वेद के उच्च अभ्यासक्रमों की स्थापना का होगा, जिनको हम भारत में शिक्षणकी आधारभूत आवश्यकताएँ मानते हैं। विश्वविद्यालय में दिये जाने वाले शिक्षण का आर्य-धर्म का शिक्षण एक अविभाज्य अङ्ग होगा।

इस विधान द्वारा "श्री देवस्थाननिधि" और प्रताप विश्वविद्यालय दोनों को स्वायत्तता (Autonomy) प्रदान कर दी गइ है। "श्री देवस्थाननिधि" के विश्वस्त (ट्रस्टी) विश्वविद्यालय की प्रथम शासन समिति या परिषद होंगे। इस विश्वविद्यालय को शिक्षण का अखिल भारतीय केन्द्र बनानेकी दृष्टि से हमने जीवन के अनेक कार्यक्षेत्रोंमें लब्ध प्रतिष्ठ व्यक्तिओंको "श्री देवस्थाननिधि" और प्रताप विश्वविद्यालय परिषद के प्रथम विश्वस्त (ट्रस्टी) होने के लिये निमन्त्रित किया हैं। हमें हर्ष हैं कि अन्यान्य विश्वस्तों (ट्रस्टियो) मे से श्रीमान् महेन्द्र महाराजा सर यादवेन्द्रसिंहजी, पन्ना नरेश, भारत सरकार के मंत्री माननीय डा० श्री राजेन्द्रप्रसाद तथा शेठ श्री जुगलकिशोर बिड़ला ने देवस्थाननिधि के सदस्य होनेके हमारे आमंत्रण को स्वीकार किया है। हमें घोषित करते हुए प्रसन्नता होती है श्री कन्हैयालालजी मुन्शीने हमारे निमन्त्रण पर सद्भावपूर्वक "श्री देवस्थाननिधि" का प्रथम अध्यक्ष और प्रताप विश्वविद्यालय का पहला उपकुल पति (वाइस चान्सलर) होना स्वीकार किया है।

मेवाड़ धनवान राज्य नहीं है लेकिन विश्वविद्यालयके कार्य का अच्छे आधार पर प्रारम्भ कर देने के लिये हमने और हमारी सरकार ने उपलब्ध सभी साधनों को एकत्र कर प्रस्तुत किया है। हमारे राज्य ने विश्वविद्यालय को कम से कम ६८ लाख रुपयोंकी कीमतकी-संस्थाएं, मकानात, सम्पत्ति तथा दो लाख पचीस हजार रुपये की आरम्भिक वार्षिक सहायता देने का निश्चय किया है। "श्री देवस्थाननिधि" की अधिक आय प्रताप विश्व-विद्यालय को प्राप्त होगी। विश्वविद्यालय कर ( टेक्स ) जिसे लागू करने का हम निश्चय कर रहे हैं उससे भी आगामी १ अक्टुम्बर से प्रताप विश्वविद्यालय को प्रति वर्ष अच्छी आय हो जाया करेगी।

## [२] नये विधानके दूसरे भागके दूसरे नियमका हिन्दी भाषान्तर

### भाग दूसरा · नियम दूसरा : श्री परमेश्वरजी महाराज

१ श्री परमेश्वरजी एकलिंगजी महाराज मेवाडके सर्वसत्ताधीश है और उनकी तरफसे उनके एकमात्र प्रतिनिधि के तौरपर श्रीजी, इस सर्वसत्ताधीशता के साथ सम्बद्ध और उसके नाते आनेवाले तमाम हक्क, अधिकार और हकूमतका उपभोग करेंगे; सिवाय कि श्रीजीने अन्य प्रकारसे प्रतिपादन किया हो या इस विधान द्वारा या इस विधानके जरिये अन्य और किसी प्रकारकी व्यवस्था करनेमें आई हो।

२. परिशिष्ट १ मे दिये हुए सब मंदिर, देवस्थान और अन्य धार्मिक एवं धर्मादा संस्थायें जिनका समावेश देवस्थानमें होता है वे एवं जो इसके अनन्तर इसमें समाविष्ट होते मालूम हों वे और जो आयन्दा समर्पण के कारण इसमें समाविष्ट हो जाय वे और उनकी सभी सम्पत्ति और फंड यह सब इस (विधान) से देवस्थाननिधिको सुपुर्द करनेका ऐलान किया जाता है। इससे देवस्थाननिधिको अपनी महोर (Seal) वाली बकानून संस्था बनानेमे आता है।

३. देवस्थाननिधि उपर्युक्त सभी संस्थायें, मिलकत और फंडोंको निम्न कार्योंके वास्ते अपने कब्जेमें रखेगा—

(अ) श्री परमेश्वरजी महाराज के मंदिरको ठीक तौरसे दुरुस्त रखनेके लिए और उनकी बकानून पूजनविधि करानेके लिये;

(ब) उपर्युक्त अन्य संस्थाओंको कायम रखने के लिये आवश्यक और योग्य सर्फ करनेके लिये और धार्मिक रस्मके मुताबिक उनकी पूजाविधि कराने के लिये; और

(क) प्रताप विश्वविद्यालयके कार्यांके लिये.

(१) देवस्थाननिधि निम्न सभ्योंका बनाया जायगा—

श्रीजी....... .............सभापति।

सिसोदिया वंशके राजाओंको छोडकर भारतवर्षके राजपूत राजाओमेंसे दो राजा।

भारतवर्षके सिसोदिया राजवंशमेंसे एक राजा।

उदैपुर के उमरावोंने चुना हुआ एक उमराव।

उदैपुरके वजीरेआजम।
उदैपुर के बडे न्याकाधिकारी (Chief Justice)
उदैपुरके शिक्षणमंत्री।
मेवाड विधान सभाके सभापति।
चार ख्यातकीर्ति हिंन्दु शिक्षणशास्त्री।
मेवाड बाहरके चार हिन्दु, जो अपनी आम सेवा के कारण ख्यात हों।
मेवाड विधान सभाने चुने हुए दो सभ्य।
उमरावोंको छोडकर मेवाड के जागीरदारोंने चुना हुआ एक सभ्य।
मेवाड के माफीदारोंने चुना हुआ एक सभ्य। और
नाथद्वारा और कांकरोलीके गोस्वामी हर तीसरे साल फेरबदलीसे (Alternatively)।

(२) पहेली वार, अपने अधिकारके नाते जो (देवस्थाननिधिके) सभ्य होते है उनको छोड कर अन्य सभ्योंकी आजीवन नियुक्ति श्रीजी करेंगे। और किसी भी सभ्यके स्वर्गवास या इस्तीफा देनेके समय, सभ्यकी जो जगह खाली पडेगी उसी प्रकार का नया सभ्य, प्रसंगके मुताबिक, चुना जायगा या दाखिल किया जायगा।

(३) निधिके दो उपसभापति रहेंगे।

(४) सभ्य हर तीसरे साल एक अध्यक्ष (Chairman) को चुनेंगे, जो निधिका मुख्य व्यवस्थापक बनेका और सभापति और उपसभापतियों की अनुपस्थितिमें निधिकी सभाका का सभापतिपद संभालेगा। पहेले समयके लिये श्रीजी सभ्योमें से एक को अध्यक्ष नियुक्त करेंगे।

(५) निधिका उद्देश्य सफल बनानेके लिये देवस्थाननिधि को आवश्यकीय, खास और प्रासंगिक सब अधिकार रहेंगे। और वह अपने फंडों को उसे उचित मालूम हो उस प्रकार अमानतों, जमीन, व्यापार और औद्योगिक कार्यों में रोक सकेगा और उसमें परिवर्तन भी कर सकेगा।

(६) बडी अदालत (High Court) की सम्मतिसे देवस्थाननिधि (निम्न कार्यों के लिये) आवश्यक कानुन बनायेगा —

(अ) उसका कार्य व्यवस्थित बनानेके लिये;
(ब) निधिके लिये विधान तैयार करनेके लिये;
(क) संस्थाएं, सम्पत्ति और फंडोंकी व्यवस्था और बंदोवस्तके लिये कानून बनाने के लिये;
(ड) प्रासंगिक सब बाबतोंके लिये;
और उन सबमें सुधार करनेके लिये।

(७) इस विधानके नियमों की हदमें रहे कर, निधि की योग्य व्यवस्था के लिये आवश्यक हुकम और सूचनायें बडी अदालत दे सकेगी।

(८) कलम ६ और ७ के अनुसार किये गये हुकुम और सूचनाओं को कानुन का बल रहेगा।

(९) निधिने हर साल जांच कराया हुआ ( Audited ) हिसाब बडी अदालतमें दाखिल करना पडेगा।

(१०) निधिकी किसी भी संस्था, सम्पत्ति, फंड या आमदानी पर लगान नहीं लगाया जायगा।

## [३] सरकारी एलानका हिन्दी भाषान्तर

### उदयपुर ता. ५ जून ४७.

नं. १०३३८, ५८९ । ९० पोल ओफ १९४७

१. श्रीमान् महाराजा साहब बहादुरने वैशाख वदी १ सम्वत् १९९० को ध्वजादण्ड कमीशन नियुक्त किया था, जिसमें निम्नलिखित व्यक्ति थे–

१–राजा अमरसिंहजी बनेड़ा

२–मि० सी० जी० सेनविक्स ट्रेंच

३–मि० बी० एल० भट्टाचार्य और

४–मि० आर० एम० अन्तानी

उक्त कमिशनने अपनी रिपोर्ट ता० १० एप्रिल सन् १९३५ को प्रेषित की।

२. रिपोर्टसे नीचे लिखी हुई सत्यता मालुम हुई–

ए–यद्यपि यह मूलसे दिगम्बरी मंदिर है, तीर्थ ऋषभदेवजी अस्मृतिकालसे सब संप्रदायके जैनोंसे और हिंदुओंसे पूजित रहा है, जिसमे भीलभी सम्मिलित हैं।

बी–इसकी जायदाद व कोष देवस्थानका भाग है, जिस पर वर्तमानकालमें उदयपुरके महारानाके संरक्षक जैसे अधिकार है, और जिस पर वे दो शताब्दियोंसे प्रबंध व व्यवस्थाके सब अधिकारका उपयोग कर रहे हैं, जिसमें धार्मिक क्रियाएं करने देनेकी स्वीकृति देनेके अधिकारका भी समावेश है।

सी–मंदिर पर ध्वजादंड चढ़ाना उत्सवका एक आवश्यक भाग है और उसके साथ यह भी संबन्धित है।

(ए)–मूर्तिकी प्रतिष्ठा या मंदिरमें वेदीकी स्थापना।

(बी)–मंदिरके किसी मुख्य भागका जीर्णोद्धार।

(डी)–ध्वजदंड निम्न मौको पर धार्मिक क्रियाओंके साथ चढ़ाया जाता है–

(ए)–सब क्लास 'सी' में वर्णित परिस्थितिमें।

(बी)–जब कि ध्वजादंड नीचे गिर गया हो।

(सी)–जब कि ध्वजा फट गई हो और फिर आरोहण कराई जाय ऐसे अवसर-

पर मंडप में ध्वजादंडके नीचे क्रियाएं की जाती है और यद्यपि पुराना ध्वजादंड खड़ा रहने दिया जाता है फिर भी उत्सव रस्म ध्वजादंड चढानेका ही है।

ई—जब कभी ध्वजादंड प्रस्थापित किया गया है न तों श्वेतांबरी न दिगम्बरी अपनी अपनी धार्मिक क्रियाएं करनेसे रोके गये साबित हुए है।

३—इन निष्कर्षोंको नजरके सामने रखते हुवे, जिनको श्रीमान् महाराणा साहब स्वीकार करते है यह साफ जाहिर है कि महकमा देवस्थान, जो पूजा करनेवालोंके ट्रस्टी महाराणाकी ओरसे मंदिरका नियन्त्रण व प्रबंध करता है, उसको यह देखना होगा कि सब पूजा करनेवालोंको अपनी २ रीतिके अनुसार बिना किसी रोक टोकके पूजा करने दी जाए— इसके साथ २ श्रीमान महाराणा साहब बहादुरने ता० २३ मई १९४७ के विधानमें ऐलान किया है कि तमाम देवस्थान मंदिर व संस्थाएं तथा उनकी जायदाद मय ऋषभदेवजीके मंदिरके देवस्थाननिधिको ट्रस्टी कायम करके उसके नाम ट्रांसफर करदी गई है।

४—रिपोर्ट और सिफारिशोंको जो कि उसमें है, दृष्टिमें रखते हुवे महाराणा साहबने खुद होकर आगेके लिये निम्नानुसार हुक्म जारी किया है—

ए—जब कोई भी कारण जो कि क्लास 'सी' (ए) 'डी' (बी) वर्णित उपस्थित होगा जो समाज जीर्णोद्धार या प्रतिष्ठा करना चाहे या ध्वजादण्ड चढाना चाहे तो उसको देवस्थाननिधिसे आज्ञा प्राप्त करनी होगी।

बी—अगर दण्ड मजबूत है और सिर्फ ध्वजा चढाना है तो चढानेकी क्रिया जरूर की जानी चाहिये और नई ध्वजा फहराई जानी चाहिये।

सी—ध्वजादण्डका उत्सव किये जानेके अवसरपर, देवस्थाननिधि सब संप्रदायोंको अपने खर्चेसे अपनी रीत्यनुसार क्रियाएं करनेको आमंत्रण दे। इस उत्सव पर देखरेख रखनेको देवस्थाननिधि एक अफसर नियुक्त करेगा।

डी—अगर आमंत्रित मंडलियोंमें क्रियाएं शुरू करनेके अधिकारके सम्बन्धमें प्रतिद्वंद्वता होवे तो सबसे उंची बोली बोलनेवाले पर छोड़ दिया जाय। इसी तरह अगर दोसे ज्यादा मंडलियां होवे तों अग्रपदके अधिकारीके निमित्त उनमें भी चिट लगाई जाए।

ई—बोलीका जो रुपया मिलेगा वो 'ट्रस्ट फण्ड' का भाग होगा।

एफ—अगर रस्मियात अदा करनेके लिये कोई पार्टी तैयार न हों तो देवस्थाननिधिको रीत्यनुसार ध्वजादण्ड चढाना चाहिये।

जी—इस सम्बन्धकी और सब बातोंका निर्णय देवस्थाननिधि करेगा।

५—देवस्थाननिधि सुविधाजनक तिथिको इस आज्ञाके अनुसार नया ध्वजादण्ड चढावेगी।

**मनोहरसिंह**

एक्टींग प्राइम मिनिस्टर, मेवाड़ राज्य।

# सम्पादकीय वक्तव्य

उपर आपवामां आवेल (१) उदेपुरना महाराणा साहेबनुं भाषण, (२) उदेपुर राज्यना नवा राज्यबंधारणमांनो देवस्थाननिधि सम्बन्धी धारो अने (३) श्री केसरियाजी तीर्थ सम्बन्धी उदेपुर राज्यनी जाहेरात वांचतां नीचेना मुद्दाओ तेमांथी फलित थाय छे —

१ राज्यना देवस्थान विभाग ( Department ) मां समाविष्ट थती बधी संस्थाओ, कुल सत्ता साथे, देवस्थाननिधिने सोंपवामां आवी छे;

[ नवा राज्यबन्धारणना परिशिष्ट १नी कलम 'अ'मां जे कुल ८५ संस्थाओ ( एटले के मंदिरो )नी यादी आपवामां आवी छे तेमां ३२मी संस्था तरीके श्री केसरियाजी तीर्थ अने ६७मी संस्था तरीके छोटी सादडीना जैन मन्दिरनो समावेश करवामां आव्यो छे. ]

२ देवस्थाननिधिने प्रताप विश्वविद्यालय साथे जोडी देवामां आवेल छे;

३ देवस्थाननिधिनी आवकनो वधारो प्रताप विश्वविद्यालयने आपवामां आवशे;

४ देवस्थाननिधिनां मिलकतो अने फंडोनो उपयोग देवस्थानोने साचववाना खर्च उपरांत, प्रताप विश्वविद्यालयना कार्योमां करवामां आवशे;

५ देवस्थाननिधिना सभ्यो ए ज प्रताप विश्वविद्यालयना सभ्यो अने मुख्य वहीवटदारो रहेशे;

६ केसरियाजीनुं मंदिर मूळ दिगम्बरोनुं छे;

७ भीलो सहित हिन्दुओ केसरियाजी तीर्थनी घणा लांबा ( Immemorial ) समयथी पूजा करे छे;

८ बसो वर्षथी ए तीर्थ उपर उदेपुरना महाराणानो कुल अधिकार छे, अने धार्मिक क्रियाओ माटेनी परवानगी पण तेओ ज आपता हता;

९ ध्वजदंड चडाववाना समये श्वेताम्बरीय अने दिगम्बरीय बन्ने सम्प्रदायनी विधिओ करवामां आवती हती;

१० सौने पोतपोतानी विधि प्रमाणे पूजन करवानी जोगवाई करी आपवी ए देवस्थान विभागनुं कार्य छे;

११ जीर्णोद्धार, प्रतिष्ठा के ध्वजदण्ड चडाववा माटे देवस्थाननिधिनी मंजूरी मेळववी जोईए;

१२ ध्वजदंड चडाववानी क्रिया वखते देवस्थाननिधिए बधी जातिओने आमंत्रण आपवुं जोईए;

१३ गमे ते जातिनो माणस बोली बोलवामां वधु पैसा आपीने ध्वजादंड चडावी शके;

१४ बधी आवक ट्रस्ट याने देवस्थाननिधिने सोंपवामां आवशे; अने

१५ आ सम्बन्धी बधी बाबतोनो निर्णय करवानी सत्ता देवस्थाननिधिने रहेशे.

[ नोंधवा योग्य बीजी बाबतो —

१ उदेपुर राज्य तरफथी प्रगट थयेल लखाणोमांथी ए जाणवा मळतुं नथी के राज्ये श्री केसरियाजी तीर्थना केटला रूपिया देवस्थाननिधि मारफत प्रताप विश्वविद्यालयने आपवा धार्या छे; पण, उदेपुरनी मेवाड प्रांतीय जैन श्वेताम्बर महासभा तरफथी बहार पाडवामां आवेल समाचार उपरथी जाणी शकाय छे के श्री केसरियाजी तीर्थना पंदर लाख रूपिया प्रताप विश्वविद्यालयने आपवामां आवशे.

२ राज्यबंधारणना बीजा भागमां बीजा धारानी चोथी कलमनी पेटा कलम (१)मां देवस्थान-निधिना सभ्योनी यादी आपी छे तेमां कोई पण जैन सभ्यनुं नाम आप्युं नथी. कदाच एम बने के चार हिन्दु मेम्बरो, जे महाराणा पोते निमवाना छे तेमां अथवा धारासभा तरफथी चुंटाईने आवनार बे सभ्योमां कोई जैनने स्थान मळे. पण अत्यारे तो कोई जैननुं नाम तेमां मूक्युं नथी.

३ राज्यबंधारणना बीजा भागमां चोथा धारामां ज्यां प्रताप विश्वविद्यालयना कार्यक्रमनी रूपरेखा आपी छे तेमां जैन साहित्य के प्राकृत भाषाना अभ्यास सम्बन्धी के जैन आगमोना अभ्यास सम्बन्धी कशी जोगवाई करी होवानो उल्लेख मळतो नथी.

४ उदेपुर राज्यना नवा राज्यबंधारणमां बीजा भागना पांचमा धारानी कलम बीजी उपरथी जाणवा मळे छे के देवस्थाननिधिमां सम्मिलित न होय एवी बीजी धार्मिक के धर्मादा संस्थाओनी मिलकत उपर पण प्रताप विश्वविद्यालयने नाणां पूरा पाडवा माटे कर नाखी शकाशे.

५ राज्यबन्धारणना पांचमा परिशिष्टनी चोथी कलम उपरथी जाणी शकाय छे के प्रताप विश्वविद्यालयना ब्राह्मण विद्यार्थीओने जमवानी सगवड आपवा माटे देवस्थाननिधि-मांथी १७५०० ( सत्तर हजार पांचसो रूपिया ) दर वर्षे आपवामां आवशे. ]

उपर जणावेल एकेएक मुद्दो धरमूळथी विरोध करवा लायक छे, अने तेमां कोई पण जैन महानुभाव पोतानी जरा सरखी पण सम्मति न ज आपे एमां लवलेश शंका नथी। जो उपरना मुद्दाओनो अमल थाय तो एनुं परिणाम नीचे जणावेल अतिदुःखद अने अन्यायपूर्ण एवी बे परिस्थितिमां आवे —

(१) केसरियाजी तीर्थनां वहीवट, व्यवस्था अने पूजन तेम ज धार्मिक विधिविधान करवाना जैनोना मौलिक अधिकारनो समूळगो नाश; अने

(२) केसरियाजी तीर्थनिमित्ते ( अने छोटी सादडीना जिनमन्दिर निमित्ते पण ) उत्पन्न थयेला अने थता देवद्रव्यनो सांसारिक कार्योमां उपयोग.

पोताना आराध्य देव निमित्ते या ए देवने नामे समर्पण करवामां आवता द्रव्यना संबन्धमां जैनो केटला अलिप्त रहे छे, अने ए देवद्रव्यनो उपयोग ए देव निमित्तेनां कार्योने छोडीने बीजा कोई पण कार्योमां भूलेचूके पण न थवा पामे ए माटे जैन शास्त्रोए केटली कडक आज्ञाओ फरमावी छे अने ए आज्ञाओनुं पालन करवामां जैनो सदा–सर्वदा केटला बधा जाग्रत रह्या छे अने रहे छे ए बीना सर्वने एटली बधी सुविदित छे के ए सम्बन्धमां विशेष कहेवानी जरूर नथी.

अफसोस तो ए वातनो छे के केसरियाजी तीर्थना ट्रस्टी होवानो दावो करता उदेपुरना ना० महाराणा साहेबे, ट्रस्टना धाराधोरणनो भंग थाय ए रीते, अने जैन संघने साव अंधारामां राखीने तेम ज कोई पण जैन आगेवानने जरा पण पूछ्या सिवाय ज, ए तीर्थनां नाणांनो उपयोग पोताने मनगमती रीते–प्रताप विश्वविद्यालयना कार्योमां–करवानो निर्णय कर्यो छे.। कोई एक विशिष्ट उद्देशथी भेगां थयेल नाणांनो उपयोग बीजा गमे तेवा उच्च उद्देशवाळा कार्यमां पण न ज करी शकाय–ए ट्रस्टीपणानो पहेलो अने मुख्य नियम छे. उदेपुर राज्यना आ कार्यमां आ नियम वेगळो मुकायो छे एम सखेद लखवुं पडे छे.

आवा धर्मविरुद्धना पगला माटे, उदेपुर जेवा आर्य संस्कृतिना वारस गणाता राज्यने शुं कहेवुं ? आ कार्यनो अने साथे साथे उदेपुर राज्यनो विचार करीए छीए त्यारे हृदयमां अपार वेदना थाय छे अने "वाडे चीभडा गळ्या" जेवो कारमो प्रसंग बन्यानो ख्याल सहज रीते आवी जाय छे.

वळी विशेष नवाईनी वात तो ए छे के–उदेपुरना ना. महाराणा साहेबे १२ वर्ष उपर नीमेल ध्वजदंड कमिशने आजथी १२ वर्ष पहेलां तैयार करीने उदेपुर राज्यने सोंपेल अहेवालने राज्ये १२–१२ वर्षना–एक युग जेटला लांबा–समय सुधी खूब ज गुप्त राख्यो, अने ए वातने १२ वर्षनां वहाणां वाई गयां पछी आजे, ए आखो अहेवाल अक्षरशः प्रगट करीने नहीं पण, मात्र ए अहेवालनो आधार टांकीने श्रीकेसरियाजीना ध्वजदंड संबंधमां न्यायथी वेगळु एवुं एक जाहेरनामुं प्रगट कर्युं. जे अहेवालना आधारे उदेपुर राज्ये आवुं जाहेरनामुं बहार पाड्युं ते अहेवाल अक्षरशः जाणवानो दरेक पक्षनो अधिकार छे. संबंध धरावता पक्षोनी जाण माटे पोतानी मेळे ज ए अहेवाल प्रगट करवानी उदेपुर राज्यनी प्रथम फरज हती. ए फरज पोतानी मेळे अदा करवानी वात तो दूर रही, पण ए अहेवाल मेळववा माटे आगेवान जैनो अने जैन संस्थाओए करेल प्रयत्न आगळ हजु लगी राज्ये जरा पण मचक नथी आपी ए घणी ज दिलगीरीनी बीना छे. न मालूम ए मूळ अहेवालमां एवुं शुं भर्युं छे

के जेथी उदेपुर राज्य तेने खूब गुप्त राखवा मागे छे. उदेपुर राज्ये अखत्यार करेल आ पगलानो कोई रीते बचाव थई शके एम नथी, अने एना माटे जेटलो अफसोस करीए एटलो ओछो छे.

पण जैन समाज माटे आ घडी कंईक सक्रिय—रचनात्मक अने निर्णयात्मक पगलुं भरवानी आवी पडी छे, एटले जे कंई बनी गयुं छे तेनो केवळ अफसोस कर्या करवो, अथवा उदेपुर राज्य सामे कडवा शब्दोमां मात्र आपणो अणगमो जाहेर कर्या करवो ए पूरतुं के लाभप्रद नथी. एटले आपणां लागणीतंत्रोने वधु झणझणाटमां ऊतरवा न देतां, आवी पडेला अनिष्टने दूर करवानो उपाय शोधवामां ज आपणा बुद्धि अने शक्तिओने लगाववी जोईए; आपणे जाग्रत थई प्रयत्नशील बनीए तो जरूर कंईक सारुं परिणाम आवशे एवी आशा सेववी अस्थाने नथी.

त्यारे सवाल ए थाय छे के आवो प्रयत्न शी रीते करवो? आ माटे अमने आ प्रमाणे बे मार्ग सूझे छे —

(१) बंधारणीय मार्ग अखत्यार करीने उदेपुर राज्ये करेल नियममां समुचित फेरफार कराववो; अथवा—

(२) व्यवस्थित आंदोलन ऊभुं करीने जैन संघनी सुषुप्त शक्तिने जाग्रत करीने उदेपुर राज्य उपर दबाण लाववुं.

आमांनो पहेलो—बंधारणीय—मार्ग ग्रहण करवो होय तो मेवाडनुं नवुं राज्यबंधारण जोतां, ए बंधारणनो ज उपयोग करीने, केसरियाजी तीर्थने लगता कायदामां फेरफार करावी शकाय एवी जोगवाई ए नवा राज्यबंधारणमां नीचे मुजब बे स्थळे जोवामां आवे छे —

(१) बंधारणना बीजा भागना चोथा धारानी कलम ६ नी पेटा कलम बीजी, जे आ प्रमाणे छे:—

6. (2) The Vishvavidyalaya Bill, when ready, will be placed before the authority exercising legislative power of Mewar and with such changes as it thinks fit be passed as law "

[अर्थात्—विश्वविद्यालय खरडो ज्यारे तैयार थशे त्यारे ते मेवाडना धारा संबंधी अधिकार भोगवता अधिकारी पासे रजू करवामां आवशे अने एमां योग्य फेरफारो कर्या पछी तेने कायदानुं रूप आपवामां आवशे.]

आ कलमनो आश्रय लईने, विश्वविद्यालयनो धारो घडवामां आवे ते अवसरे, लागता-

બળગતા અધિકારીઓને મળીને, કેસરિયાજી તીર્થનું દેવદ્રવ્ય વિશ્વવિદ્યાલયમાં વપરાતું અટકે એવો એ ધારામાં ફેરફાર કરાવી શકાય ખરો.

મેવાડ રાજ્યનું આખું નવું બંધારણ વાંચતાં, અને તેમાંનો બીજો ધારો ખાસ દેવસ્થાન-નિધિને માટે જ જે રીતે ઘડવામાં આવ્યો છે તે જોતા, ઉપરની—વિશ્વવિદ્યાલય બીલ સંબંધી—કલમનો આશ્રય લઈને પ્રયત્ન કરવામાં આપણને વિશેષ કિંવા નિશ્ચિત સફલતા મળશે એમ કહી શકાય નહીં. છતાં આ કલમ પ્રયત્ન કરવામાં ઉપયોગી થઈ પડે એવી લાગવાથી તેનો અમે અહીં નિર્દેશ કર્યો છે.

(૨) બંધારણના દસમા ભાગનો ૨૫ મો ધારો, જેમાં બંધારણમા ફેરફાર કેવી રીતે થઈ શકે તે જણાવવામાં આવ્યું છે.

અમને લાગે છે કે જો બંધારણીય માર્ગે પ્રયત્ન કરવો હોય તો આ ધારાનો આશ્રય લેવો અવશ્ય ઉપયોગી થઈ પડે. જો ધારાસભા ( એટલે કે ધારાસભાના સભ્યોની બહુમતી ) પોતે જ બંધારણમાં અમુક ચોક્કસ ફેરફાર કરવા તૈયાર હોય તો તેને તેમ કરતાં કોઈ રોકી શકે નહીં.

પણ આ વાત સમજવી જેટલી સહેલી છે એટલી આચરવી સહેલી નથી. આ માટે આપણે સ્વસ્થ અને સ્થિર બુદ્ધિ પૂર્વક પ્રયત્ન કરવાનો રહેશે. અને આવો પ્રયત્ન કરવાનો મુખ્ય ભાર મેવાડ રાજ્યના જૈન આગેવાનોએ ઉઠાવવાનો રહેશે, કેમ કે તેમના રાજ્યની ધારાસભાના સભ્યોના દિલમાં આપણી વાત ઠસાવવી અને તેમણે પહેલાં બાંધી લીધેલ મતને ફેરવવો એ માટે તે સભ્યો સાથેનો અંગત પરિચય હોવો ઘણો જરૂરી છે, જે પરિચય મેવાડ બહારના જૈનોને હોવાનો ઘણો ઓછો સંભવ છે. આનો અર્થ એ નથી કે આમ થાય એટલે આ હિલચાલની બધીય જવાબદારી કેવળ મેવાડના જૈનો ઉપર જ આવી પડે અને મેવાડ બહારના જૈનો બેફિકર અને નિષ્ક્રિય બની જાય; બહારના જૈનોએ તો દરેક પ્રસંગે સહકાર આપવો જ પડશે એમાં જરાય શંકા નથી.

આ ઉપરાંત બંધારણીય માર્ગ જેવો અથવા તો પરસ્પરની સમજૂતિથી પ્રશ્નનો નિકાલ લાવવાનો સમાધાનના માર્ગ જેવો એક વધુ માર્ગ તે વગદાર અને જવાબદાર જૈન આગેવાનોનું પ્રતિનિધિમંડલ ઉદેપુર જઈને ખુદ ના. મહારાણા સાહેબને મળે અને જૈન સંઘની વતી બધી વસ્તુસ્થિતિ તેમને સચોટ રીતિ સમજાવે અને થઈ ગયેલ નિર્ણયમા ઘટતો ફેરફાર કરાવીને જૈન તીર્થોનાં દેવદ્રવ્યનો આ રીતે થતો ઉપયોગ અટકાવવાની ખાતરી મેળવે। જ્યારે ખૂદ મહારાણા સાહેબના હાથે જ નવું રાજ્યબંધારણ ઘડાઈ ચૂક્યું છે ત્યારે આ માર્ગ કેટલો ઉપયોગી થઈ પડશે એ વિચારવા જેવું તો છે જ. અમે તો માત્ર સૂચન રૂપે જ આ બાબત અહીં રજૂ કરી છે.

हवे जो बंधारणीय मार्ग नहीं पण आंदोलननो मार्ग ग्रहण करवो होय तो ते माटे आखाय समाजना आगेवानोए एकदिल अने एक ध्येयवाळा बनी आ संबन्धी पुख्त विचारणा करी, सर्व कोई सहकार आपे एवो कार्यक्रम घडी काढवो पडशे. अने ए कार्यक्रमना अमलनो प्रारम्भ एना घडवैया आगेवानोए पोते ज आगळ पडीने करवो पडशे; आवा कार्य-क्रमना घडवैया आगेवानोमां चतुर्विध श्रीसंघनां चारे अंगोनो समावेश थाय ए कहेवानी जरूर नथी.

बंधारणीय मार्गे अनेक प्रयत्नो सफळ थयाना अने आंदोलनने मार्गे पण अनेक कार्यो सिद्ध थयाना दाखलाओ अनेक मळे एम छे, एटले अमुक ज मार्ग सारो अने अमुक नकामो एम कही शकाय नहीं.

आपणे जे कंई निर्णय करवानो छे ते उदेपुर राज्य, श्री केसरियाजी तीर्थ अने ए संबन्धी तमाम परिस्थितिनो पूरेपूरो विचार करीने करवानो छे. श्री केसरियाजी तीर्थ अंगेना आ कारमा प्रसंगमां कयो मार्ग वधु उपयोगी थई पडे? —बंधारणीय मार्ग के आंदोलननो मार्ग? —ए संबंधी आ तबक्के निर्णय आपवो अति मुश्केल अथवा अशक्य छे, अने एवो निर्णय आपवानुं काम कोई एक व्यक्तिनुं न होय. एटले श्री केसरियाजी तीर्थ सम्बन्धी वस्तुस्थितिनो विगतवार ख्याल मात्र आपी अमे संतोष मानीए छीए. अने साथे साथे भारपूर्वक एटलुं सूचवीए छीए के आ प्रश्न केवळ केसरियाजी तीर्थ पूरतो ज नथी. पण, आमां जो आपणे ढीलाश दाखवी अने आपणुं परिबळ न दाखव्युं तो, आवती काले आपणां बीजां तीर्थो उपर पण आवा ज प्रकारनी आफतो आवी पडवानी पूरी पूरी शक्यता छे, एटले आ एक दाखला उपरथी आपणे जाग्रत थईए अने 'पाणी आवतां पहेलां पाळ बांधवा' ना कामे लागी जईए ए बहु ज जरूरनुं छे.

अमे आशा राखीए छीए के आपणे सौ—पूज्य श्रमणसमुदाय समेत आपणा आगेवानो—जागरुक अने प्रयत्नशील बनीने आपणा प्राणप्रिय तीर्थ उपर — एटले के आपणा पोताना ज अंग उपर — आवी पडेली आफतनो प्रतिकार करवानो मार्ग अवश्य शोधी काढीशुं.

आपणा सौनां तन—मन — धनना समर्पणना पाया उपर ज आ प्रतिकारनी दीवाल चणी शकाशे ए आपणे सौ समजी लईए. शासनदेव एवा उज्ज्वल समर्पण माटे आपण सौने बळ अने बुद्धि आपे ए प्रार्थना साथे अमे अमारूं वक्तव्य पूरुं करीए छीए.

# શ્રી કેસરિયાજી તીર્થ અંગેની ઉદેપુર રાજ્યની જાહેરાતો સંબંધમાં જૈન વર્તમાનપત્રોના અભિપ્રાયો

[ શ્રી કેસરિયાજી તીર્થ ઉપરના જૈનોના અધિકાર ઉપર અને શ્રી કેસરિયાજી તીર્થની દેવદ્રવ્યની મિલકત ઉપર તરાપ મારતી ઉદેપુર રાજ્યની જાહેરાતો સંબંધમાં શ્વે. જૈન વર્તમાનપત્રોએ જે અભિપ્રાયો પ્રગટ કર્યા છે તે, જૈન જનતાની જાણ માટે, અહીં રજુ કરવામાં આવે છે. —તંત્રી ]

## "ભાવનગરથી પ્રગટ થતું "જૈન" અઠવાડિક"

[ ૧ ]

### શ્રી કેશરીયાજી તીર્થ અને પ્રતાપ વિશ્વવિદ્યાલય

કેસરીયાજીનું તીર્થ એક ચમત્કારિક તીર્થ મનાય છે. જૈન ઉપરાંત અ-જૈનો, ભીલ જેવા નીચલા થરના શ્રદ્ધાળુઓ પણ કેસરીયા-નાથની માનતા રાખે છે-ચમત્કારિક દેવ તરીકે પૂજે છે. આ પ્રકારની પ્રતિષ્ઠાને લીધે તીર્થની સંપત્તિમાં વધારો થતો રહે એ સ્વાભાવિક છે. અને જ્યાં સંપત્તિનો સંચય ત્યાં હક્ક, અધિકાર અને વર્ચસ્વની સમસ્યા ધૂંધવાતી રહે એ હકીકત પણ એટલી જ સ્વાભાવિક છે. કેશરીયાજી તીર્થ શ્વેતાંબર અને દિગંબરો વચ્ચે એક મહાન પ્રશ્નાર્થ જેવું બની ગયું છે. એક બીજા પ્રત્યે પૂરો વિશ્વાસ રાખી શકતા નથી-રખેને કોઈ સમુદાય માલિક બની જાય એવી ભીતિ સતત રહ્યા કરે છે. ધ્વજદંડનો પ્રશ્ન તો ઊભો જ છે. પંડયા અને પૂજારીઓ આ તીર્થને પોતાનો ગરાસ માની બેઠા છે. જાત્રાળુઓ ઉપર પોતાનું વર્ચસ્વ જમાવવા આ લોકોએ ખટપટ કરવામાં બાકી નથી રાખી. હાલમાં ઉદેપુરના મહારાણાશ્રીએ પ્રતાપ વિશ્વવિદ્યાલય નિમિત્તે કેસરીયાજીના ભંડારમાંથી પંદરેક લાખ રૂપિયા આપવાનો નિર્ણય કર્યો હોય એવી મતલબના સમાચાર બહાર આવ્યા છે. કેસરીયાજી તીર્થ સંબંધી નાના-મોટા ધડાકા સાંભળવાને ટેવાયેલા આગેવાનો આ છેલ્લો ભૂ-કંપના ભયંકર આંચકા જેવો ધડાકો સાંભળીને દિગ્મૂઢ બની ગયા છે. એમણે દોડધામ શરૂ કરી દીધી છે. વ્યવસ્થિત આંદોલન ઊભું કરવાની તડામાર તૈયારી થતી જણાય છે. આજે દેશભરમાં અણુકલ્પ્યા અને અણચિંતવ્યા ભારે આશ્ચર્યકારક પરિવર્તનો થઈ રહ્યાં છે. આજે માત્ર આંધળુકીયાં કામ નહિ આવે. બહુ જ વિવેક, ધૈર્ય અને કુશળતાપૂર્વક કામ લેવું પડશે.

જે પ્રતાપ વિશ્વવિદ્યાલયને અંગે આ રકમ જાહેર કરવામાં આવી છે-જેનું ધ્યેય આર્ય-સંસ્કૃત સાહિત્યનું અધ્યાપન અને સંસ્કૃતિ પ્રચારનું રાખવામાં આવ્યું છે તે તરફ સર્વ કોઈની સહાનુભૂતિ તથા સદ્ભાવના રહે એ વિષે અમને લવલેશ શંકા નથી. પણ એ ધ્યેયને પહોંચી વળવા મહારાજા સાહેબને જે માર્ગ બતાવવામાં આવ્યો છે તે વાંધા અને વિઘ્નવાળો છે એમ કહેવા સિવાય નથી ચાલતું. રાજાઓ કદી ભૂલ ન કરે એ સૂત્ર સ્વીકારીએ તો સલાહકારોએ-મંત્રીઓએ મહારાજાને અવળા માર્ગે દોર્યા છે એમ કહેવું પડે

પ્રતાપ વિશ્વવિદ્યાલયનો ઉદ્દેશ ઘણો મહાન અને કલ્યાણકારી છે. એવા ઉચ્ચ ધ્યેયની સિદ્ધિ માટે સાધન પણ એટલાં જ પવિત્ર અને પ્રેરણાદાયી હોવાં જોઈએ. જેમણે આ વિશ્વવિદ્યાલયની સ્થાપના કરી છે તેમણે એની ખાતર કેટલો ભોગ આપ્યો છે? ના.

મહારાજા સાહેબે પોતાના અંગત ખર્ચમાં ઘટાડો કરીને અથવા તો બીજી રીતે પોતાનો સ્વાર્થત્યાગ કરીને આ વિદ્યાલયનો પાયો નાખ્યો હોત તો સમસ્ત જનતા ઉપર એની અજબ અસર પડત; તૈયાર ધર્માદા ફંડનાં નાણાં, માત્ર સત્તાના બળે કાઢી આપવાં એમાં સંસ્થાનનો કે સંસ્થાપકનો કયો ભોગ છે? આ તો કોઈ ધાડપાડુ, રસ્તે જતા વટેમાર્ગુને કહે કે "મારે તીર્થયાત્રા કરવા જવું છે, માટે તારી પાસે જે કંઈ દ્રવ્ય હોય તે મને દઈ દે" એના જેવું છે. તલવારની અણી બતાવીને પડાવેલા દ્રવ્યથી ભલે પુણ્યકાર્ય કરવામાં આવે—ખોટો આત્મસંતોષ મેળવાય—તો પણ એ કેવળ જોહુકમી જ ગણાવાની. મહારાણા પ્રતાપને જ્યારે પૈસાની ભારે જરૂર હતી ત્યારે પણ તેમણે આવો કોઈ અવળો માર્ગ નથી અંગીકાર કર્યો ભામાશાહ જેવા પુરુષે જ્યારે રાજીખુશીથી સહાય આપવાનું સ્વીકાર્યું ત્યારે તેમણે તેનો સહર્ષ સ્વીકાર કર્યો આજે એ ઔદાર્ય, એ સૌજન્ય અને એ ટેક ઇતિહાસમાં સુવર્ણાક્ષરે આલેખાયાં છે. એવા એક પુણ્યશ્લોક પૂર્વજના નામ સાથે સંકળાયેલી સંસ્થાને, ભામાશાહના સંતાનો પાસેથી અનિચ્છાએ પડાવેલા દ્રવ્યથી પોષવામાં આવે તો સ્વ પ્રતાપ મહારાણાના આત્માને દુઃખ નહિ થાય?

નાલંદા, વિક્રમશીલા અને તક્ષશીલાનાં વિદ્યાલયો ઉપર રાજા-મહારાજાઓની એક દિવસે કૃપા વરસી હતી. વિદ્યાલયોમાં પ્રાણ પુરાયા હતા. આજે પણ એની જાહોજલાલીનું સ્મરણ કરતાં આપણે રોમાંચ અનુભવીએ છીએ કારણ કે એમાં પ્રજાનો પૂરો સાથ તથા સદ્ભાવ હતો. કોઈ સંસ્થાનાં બળજોરીથી પડાવેલાં નાણાં ઉપર એ વિદ્યાલયો નહોતા બંધાયાં. રાજા-પ્રજા તથા અમીર શ્રીમંતોના દાનપ્રવાહ અનાયાસે એ સંસ્થાઓ તરફ વહી નીકળ્યા હતા. પ્રતાપ વિશ્વવિદ્યાલયના યોજકે જો એ આદર્શ પોતાની નજર સામે રાખ્યો હોત અને એના પાયામાં થોડો ત્યાગ રેડ્યો હોત તો હિંદભરના શ્રદ્ધાળુઓ વિદ્યાપીઠને અપનાવી લેત. નાણાંની તંગી તો એને ભોગવવી જ ન પડત

કેસરીયાજી તીર્થને દેવસ્થાન નિધિ સાથે જોડવામા આવ્યું ત્યારે તેનો ઉદ્દેશ, તીર્થની સંપત્તિનો દુરુપયોગ ન થાય એ જ રાખવામાં આવ્યો હતો. એક જાહેરાતમા સ્ટેટે પોતે એવી ખાત્રી આપી હતી. દેવસ્થાન નિધિને અને શિક્ષણફંડને એક સાથે જોડતાં પહેલાં રાજ્યે જૈન આગેવાનોની સંમતિ મેળવવી જોઈતી હતી. એવો કોઈ વિધિ કરવામાં આવ્યો નથી. દેવસ્થાનનિધિ એક સ્વતંત્ર સંસ્થા છે એમ વખતોવખત ભારપૂર્વક કહેવામાં આવ્યું છે. આ દેવસ્થાનનિધિના ટ્રસ્ટીઓમાં કોઈ જૈન ગૃહસ્થ છે કે નહિ? હોય તો એમની આ કાર્યવાહીમાં અનુમતિ વિધિપુરઃસર માંગવામાં આવી છે કે નહિ તેનો કોઈ ખુલાસો મળી શકતો નથી જૈન સંઘનાં નાણાંની વ્યવસ્થામાં જૈન સંઘની સમ્મતિ સૌ પ્રથમ આવશ્યક છે, લોકશાસનનું એ પ્રથમ સૂત્ર છે; આપણી આજની લડતનો એ જ મુખ્ય મુદ્દો છે.

—"જૈન" તા ૨૯–૬–૪૭

[ ૨ ]

## "મેવાડના ગૌરવની વાત"

શ્રી કેસરીયાજી તીર્થના ભંડારમાંથી રૂ. પંદરેક લાખ હાલ તુરતમાં કાઢી આપવાનો, જૈન સમાજને ઉદ્વિગ્ન બનાવનારો પ્રશ્ન કેવી રીતે ઉપસ્થિત થયો એ હકીકત જાણવા જેવી છે. ઉદેપુરના મહારાણાને એકાએક વિદ્યાપ્રચારની-મેવાડના ગૌરવવિસ્તારની

ભાવના સ્ફુરી આવી અને એમણે દેવસ્થાનનિધિ તથા શિક્ષણકેંદ્રનું જોડાણ કરી દીધું એવું કંઈ જ નથી. હકીકત એવી છે કે સ્વતંત્ર ભારતવર્ષમાં જો રાજવીઓને સહિસલામતી જોઈતી હોય તો એમણે બંધારણીય નરેદ્ર બનવું જોઈએ—લોકમાન્ય બનવું જોઈએ. મહારાણાએ આ દિશામાં પ્રયત્ન આદર્યો—એમને રાજનીતિકુશળ ધારાશાસ્ત્રીની મદદ મળી ગઈ. એક બંધારણ તૈયાર કરવામાં આવ્યું. રાજીખુશીથી નહિ, પણ યુગના દબાણથી જ્યારે કોઈને પણ પોતાના હક્ક—હકુમત ઉપર કાપ મૂકવો પડે ત્યારે સહેજે દંભ અને દમામ આવ્યા વિના ન રહે. સઘળી રાજસત્તાનું મૂળ ઉદ્ભવસ્થાન પ્રજા જ છે એમ શ્રદ્ધાપૂર્વક સમજીને પ્રજાને અધિકાર સોંપનાર તો કોઈ વિરલ રાજવી હોય છે. મોટે ભાગે સુધારા આપવાની પાછળ ભાવના દેખાવ પૂરતી જ રહે છે. પોતાને ઈશ્વરના પ્રતિનિધિ માનનારા આ રાજવીઓ પ્રજાનો સદ્ભાવ કે સહકાર મેળવવામા નિષ્ફળ નીવડે છે. મેવાડનું આ નવું વિધાન લોકાદરને પાત્ર નથી બન્યું. કારણ કે એમાં જેટલો શબ્દાડંબર છે તેટલી વિશુદ્ધ વૃત્તિ નથી. જ્યાં દેવસ્થાનનિધિ અને પ્રતાપ વિશ્વવિદ્યાલયવાળી વાત આ વિધાનમાં આવી છે તે ભાગ આપણે તપાસીએઃ મહારાણા સાહેબ કહે છે કે—

“મેવાડને પોતાની સમસ્યાઓ છે. મેવાડ ધર્મસ્થાનો, મંદિરો ને સદાવ્રતોની ભૂમિ છે. અમારા પૂર્વજોએ અને ભારતના અન્ય ભાગના શ્રદ્ધાળુઓએ, ઘણી પેઢીઓ થયાં એની સ્થાપના કરી છે. એટલે તો સમસ્ત ભારતના જાત્રાળુઓ આકર્ષાઈને અહીં આવે છે. એક રીતે મેવાડ ભારતનું તીર્થસ્થાન છે. મંદિરો, ભૂમિઓ અને બીજા પ્રકારના દાન, જે આજસુધી રાજ્યના બજેટની બહાર, સ્વતંત્ર ટ્રસ્ટરૂપે દેવસ્થાન વિભાગમાં રહ્યાં છે તે સૈકાઓ થયાં આર્યધર્મના પોષણનાં કેંદ્રો બન્યાં છે. હવે તેને સરકારના ક્ષેત્રની બહાર એક દૃઢ તથા અચલ સ્થાન ઉપર મૂકવામાં આવે છે... એક વખત મેવાડ જ્ઞાનની ભૂમિ હતી. એનાં મંદિરોમાં અને પ્રાંગણમાં શાસ્ત્રની વિવિધ શાખાનું અધ્યયન થતું. આ ઉદ્દેશને વર્તમાન પરિસ્થિતિને અનુકૂળ શૈલીએ પહોંચી વળવાને, દેવસ્થાનનિધિને, શિક્ષણકેંદ્ર સાથે સાંકળવાની યોજના કરી છે. મેવાડ એક વાર ફરીને પ્રકાશમાન હિન્દુ સંસ્કૃતિનું કેંદ્ર બનશે, જે સંસ્કૃતિની ખાતર અમારા પૂર્વજોએ પ્રાણ આપ્યા છે અને પ્રજાએ પણ પેઢી દર પેઢી ભારે ભોગ આપ્યો છે, તેવું એક સંસ્કૃતિનું મહાધામ બનશે.”

મેવાડના ભૂતકાલીન ગૌરવની આ હકીકત વાંચતાં જાણે કે કોઈ કવિતાની પંક્તિઓ વાંચતાં હોઈએ એવો ભાસ ઊપજે છે મેવાડને પોતાનું ગૌરવ છે તેમ પોતાની ખાસ સમસ્યાઓ છે મેવાડ એક દિવસ ભારતની તીર્થભૂમિ હતી અને આજે પણ છે. મેવાડમાં સંત-મહંતો આવતા-રહેતા અને આર્યસંસ્કૃતિનો પ્રકાશ પાથરતા. મેવાડ અધ્યયન અને અધ્યાપનનું વિદ્યાધામ હતું અને એની ખાતર રાજકુળ તથા પ્રજાએ ભારે ભોગ આપ્યા છે, એ વિષે અમારે કંઈ જ કહેવાનું નથી. માત્ર એટલું પૂછી શકીએ કે મેવાડના ગૌરવને શોભા ન આપે એવું આક્રમણ, દેવસ્થાન-ભંડાર ઉપર લઈ જવાનું કોઈ કારણ આમાં બતાવી શકશો? મેવાડના નવવિધાનમાંથી એવી કોઈ વિગત નથી મળતી. જો એમ કહેવાયું હોત કે દેવસ્થાનના વિશ્વાસુઓ બરાબર વ્યવસ્થા જાળવી શક્યા નથી અને તેથી રાજ્યસત્તા હવે સીધી દરમ્યાનગીરી કરવા માગે છે તો આપણે રાજ્યની ચિંતા સમજવા સહાનુભૂતિપૂર્વક પ્રયત્ન કરત તીર્થસ્થાનો-મંદિરો-સદાવ્રતો વિગેરે જો મેવાડના ગૌરવરૂપ

હોય તો તો મહારાણાએ એમ કહેવું જોઈતું હતું કે એની ઉપર કોઈ આક્રમણને કે અવ્યવસ્થાને રાજ્ય સાંખી લેવા તૈયાર નહિ થાય. મહારાણાશ્રી દેવસ્થાનનિધિ અને શિક્ષણ-કેંદ્ર સાથેનો સંબંધ બતાવી શકયા નથી. એમણે દેવસ્થાનનિધિના પ્રતિનિધિઓને બોલાવીને કહ્યું હોય કે તમારે તમારા ભંડારનો જ્ઞાનસંસ્કાર પાછળ ઉચિતપણે વ્યય કરવો જોઈએ અને પ્રતિનિધિઓ જો એ વિષે ઉદાસીન રહ્યા હોય તો આપણે બીજું કોઈ સમાધાન શોધી લેત. ન્યાયસંગત અને યુક્તિશુદ્ધ વાત તો એવી છે કે મહારાણાશ્રીએ મેવાડની જે ગૌરવગાથા ગાઈ છે એના અનુસંધાનમાં એમણે પોતે જ એમ કહી દેવું જોઈતું હતું કે જે ધર્મસંસ્થાઓ મેવાડના પ્રાણાધારરૂપ છે, જેની પાછળ રાજાના અને પ્રજાના પૂર્વજોએ પોતાના ભોગ આપ્યા છે તેને યથાવસ્થિત–સુરક્ષિત સ્વરૂપમાં અમે રહેવા દઈશું. એ નિધિને સુવ્યવસ્થિત રાખવા અમારી લાગવગનો ઉપયોગ કરીશું. મેવાડની પોતાની સમસ્યાનો એ જ વાજબી ઉકેલ હોઈ શકે આશ્ચર્યની વાત એ છે કે મેવાડના ગૌરવનું વર્ણન કર્યા પછી મહારાણાશ્રીએ જાણે-અજાણે એ ગૌરવ ઉપર આઘાત કર્યો છે, એ જ કારણે એ અણધાર્યો અને અસહ્ય લાગે છે.

અમે મહારાણાશ્રીને વિનમ્ર ભાવે કહેવા માગીએ છીએ કે ભારતવર્ષનો એવો કોઈ ભાગ નથી--જે એક યા બીજા સંપ્રદાયની તીર્થભૂમિ ન હોય-જ્યાં સંત–સાધુ કે તપસ્વીનાં પગલાં ન પડ્યાં હોય. પ્રાંતે પ્રાંતે--ગામડે ગામડે નાનાં--મોટાં દેવસ્થાનો અને ભંડારો હોય છે. લાગતાંવળગતાં રાજ્યો જો તેની ઉપર આવી રીતનું આક્રમણ કરે એટલે કે પ્રજાના પ્રતિનિધિઓને વિશ્વાસમાં લીધા વિના–એમની સમ્મતિ મેળવ્યા વિના અથવા તો કોઈ ખાસ યોજના સૂચવ્યા વિના, નવા વિધાનને નામે પ્રજાના મૂળ હક્ક છીનવી લે તો જનસમુદાય સંક્ષુબ્ધ બન્યા વિના ન રહે. શિક્ષણકેંદ્ર જેવી વિરાટ ને વ્યાપક સંસ્થા સ્થાપતા પહેલાં મહારાણાશ્રીએ પાયાના મંડાણરૂપે શિક્ષણ કે સંસ્કારના પ્રચાર અંગે કોઈ ખાસ યોજના, પ્રજાના પ્રતિનિધિઓ પાસે મૂકી છે? મૂકી હોય તો તે વિષે આપણે અજાણ છીએ. આવી સ્થિતિમાં જૈન સમાજ, કેસરીયાજી તેમ જ સાદડીના ભંડાર–મંદિર સંબંધી રાજ્યની અનુચિત દરમ્યાનગીરી શી રીતે સહી શકે?

—"જૈન" તા. ૬–૭–૪૭

## [ ૩ ]

## "પરમેશ્વરના પ્રતિનિધિ"

જેને અંગે શ્રી કેસરીયાજી તીર્થનો અને દેવસ્થાનનિધિનો પ્રશ્ન ઊભો થવા પામ્યો છે તેનાં મૂળ બીજ મેવાડના કહેવાતા પુનર્વિધાનમાં રહેલાં છે એ વાત અમારા વાચકો જાણે છે. આ પુનર્વિધાન કેટલું નિ:સત્ત્વ અથવા આડંબરી છે, એ હકીકત પણ બુદ્ધિશાળી આગેવાનોથી અજાણી નથી રહી. થોડા વખત ઉપર મહારાણાશ્રીએ મહારાણા પ્રતાપનો ૪૦૭ મો જન્મ–જયંતીનો પ્રસંગ ઉજવ્યો ત્યારે તેમણે આજની હિંદી રાજકારણી પરિસ્થિતિની સમીક્ષા કરતાં પોતાના નાના–મોટા રાજવી બંધુઓના અસ્તિત્વ વિષે ચિંતા વ્યક્ત કરી હતી. તે ઉપરાંત તેમણે સ્વતંત્ર હિંદની લોકસભામાં જોડાઈ જવાની પોતાના રાજવીબંધુઓને હાકલ કરી હતી. હિંદુસ્તાનની મધ્યવર્તી સરકાર જો પૂરી સ્વતંત્ર અને શક્તિશાળી ન હોય તો હિંદમાં અંધાધુંધી વ્યાપ્યા વિના ન રહે અને

અંધાધુંધીનો પહેલો આંચકો લાગતાની સાથે જે રાજસ્થાનો આજ સુધી દમન અને આપખુદી ઉપર જ નભ્યાં છે તેમનો મૃત્યુઘંટ વાગી જાય. પ્રજાના સદ્ભાવ અને સહાય વિના કોઈ રાજ્યસંસ્થા સુદૃઢ ન રહી શકે. આજ સુધી અંગ્રેજી સત્તા—અંગ્રેજ લશ્કરના બળ ઉપર મુસ્તાક રહેલા રાજવીઓને આ વાત હવે બરાબર સમજાઈ ગઈ છે. એટલે જ મહારાણા સાહેબ, આ જન્મજયંતી પ્રસંગના પોતાના વક્તવ્યમાં એક ઠેકાણે કહે છે કે—મેવાડને જવાબદાર રાજતંત્ર આપવાનો અમે નિર્ણય કર્યો છે: બહુ સાવચેતી અને કૌશલ્ય સાથે મહારાણાશ્રીએ આ વાત મૂકી છે એમ પણ અમારે કહી દેવું જોઈએ. એના અનુસંધાનમાં પ્રજાના પ્રાથમિક અને મૂલભૂત અધિકારનો ઉલ્લેખ કરતાં મહારાણાશ્રીએ ખાત્રી આપી છે કે કોઈની સ્વાધીનતા કે સંપત્તિ ઉપર અન્યાયી આક્રમણ નહિ થાય. જે નરેશ વ્યક્તિ માત્રની મિલકત અને જીવનને આટલા પવિત્ર ગણે તે હજારો અને લાખો માણસોએ ટીપે ટીપે જમાવેલા દ્રવ્યભંડાર ઉપર એકાએક આક્રમણ શી રીતે લઈ જઈ શકે? એક વ્યક્તિની માલમિલકત જો પવિત્ર હોય તો હજારો માણસોએ જે ભંડારને પોતાના પ્રાણ કરતા પણ વધુ વહાલો ગણ્યો છે તેમાંથી એમની સમ્મતિ વિના લાખો રૂપિયાનું દાન કરવું એ એક પ્રકારનો વચનભંગ નથી? મહારાણા સાહેબને એ વાત નથી સમજાઈ એનું ખાસ કારણ આ પુનર્વિધાનમાંથી જ મળી આવે છે.

મહારાણા સાહેબ માને છે કે પોતે શ્રી પરમેશ્વરજી એકલીંગજી મહારાજના એક માત્ર પ્રતિનિધિ છે. અને એ પ્રતિનિધિત્વના જોરે જ એમણે દેવસ્થાન—નિધિના ભાગ્યવિધાતા બનવાનો અધિકાર ધારણ કર્યો છે, જો કે આ અધિકારની વાત એમણે સ્પષ્ટપણે નથી કરી, પણ આખા પુનર્વિધાનમાંથી એ જ ધ્વનિ ઊઠે છે. આજના યુગમાં કોઈ રાજવી કે વ્યક્તિ પરમેશ્વરના પ્રતિનિધિ હોવાનો દાવો કરે એ હાસ્યાસ્પદ છે. એવો દાવો કરનારની શી સ્થિતિ થઈ છે એ ઇતિહાસ ઉખાળવા જેવો નથી. રાજા એક હાથમાં ઇશ્વરાંશી દંડ ધરી રાખે અને બીજે હાથે પ્રજાને સુધારા આપવા માગે તો તે સુધારામાં કેટલું સત્ત્વ હોય? દેવસ્થાનનિધિના વ્યવસ્થાપક મંડળમાં પણ મોટે ભાગે રાજવંશીઓ છે. આશ્ચર્યની વાત તો એ છે કે જાગીરદારો, માફીદારો અને નાથદ્વારા તથા કાંકરોલીના ગૌસ્વામીનો જેટલો અધિકાર સ્વીકારાયો છે તેટલો કેસરીયાજી તીર્થના ઉપાસકો—જૈનોનો હક નથી સ્વીકારાયો. દેવસ્થાનનિધિ અને પ્રતાપ વિશ્વવિદ્યાલય વચ્ચે વસ્તુતઃ કોઈ નજીકનો સંબંધ બતાવવામાં નથી આવ્યો. પરમેશ્વરના પ્રતિનિધિ તરીકે જ મહારાણાએ એ સગપણ જોડી દીધું છે. જૈન સંઘને માટે એ અસ્વીકાર્ય છે એટલું જ અહીં અમે બહુ નમ્રભાવે કહી દેવા માગીએ છીએ.

—"જૈન" તા. ૧૭-૭-૪૭

અમદાવાદથી પ્રગટ થતું "વીરશાસન" અઠવાડિક

[ ૧ ]

## "શ્રી કેસરીઆજી તીર્થ અને આપણે"

શ્રી કેસરીઆજી તીર્થના ભંડારની મિલ્કત, તેની ભવિષ્યમાં થનારી આવક અને તેની વ્યવસ્થાને લગતો ગંભીર પ્રશ્ન ઉપસ્થિત થતાં, આ પ્રશ્નને અંગે જ પંન્યાસ શ્રી

મંગલવિજયજી ગણિવરની સૂચના મળતાં ચતુર્માસાર્થ ઉદેપુર પધારેલા મુનિશ્રી ધર્મસાગરજી મહારાજે આ પ્રશ્નની ઘણી અગત્યની વિગતોથી જૈન સમાજને જાણ કરવાનો પ્રયત્ન શરૂ કર્યો. ઉદેપુરમાં જૈન મહાસભાની સમિતિ નામી તેને આ પ્રશ્ન સોંપાયો છે. સમિતિના કેટલાક સભ્યોનું એક ડેપ્યુટેશન કેટલાક દિવસો અગાઉ અમદાવાદ આવીને શેઠ શ્રી આણંદજી કલ્યાણજીની પેઢીના પ્રતિનિધિ સાહેબોના પ્રમુખ શેઠ શ્રી કસ્તુરભાઈ લાલભાઈને મળ્યું હતું. બે દિવસ વિગતવાર ચર્ચા કરીને શેઠ શ્રી કસ્તુરભાઈએ આ પ્રશ્નને સમજવાનો અને એને અંગે હવે શું કરવું જોઈએ તેનો વિચાર કર્યો હતો. આ ડેપ્યુટેશન મુંબઈ વિગેરે સ્થલોએ પણ જવાનું હતું, પરંતુ કેટલાંક કારણો આવી પડતાં તે ઉદેપુર પાછું ફર્યું હતું. આ પછી એક અગત્યનો પ્રશ્ન ઉપસ્થિત થતાં, શેઠ આ. ક. ની પેઢીના મુખ્ય મુનીમ સાહેબ ઉદેપુર પધાર્યા હતા. તેઓ ઉદેપુરમાં જૈન મહાસભાની સમિતિના કેટલાક સભ્યોને, આગેવાનોને અને મુનિશ્રી ધર્મસાગરજીને મળ્યા હતા; તેમ જ ઉદેપુરના એક જૈન આગેવાન શેઠ રોશનલાલજી ચતુર હાલ ફત્તેહગઢ રહેતા હોવાથી, તેમને ત્યાં જઈને મળ્યા હતા. મુનિ શ્રી ધર્મસાગરજીનો પત્ર આવવાથી, અમારા પ્રતિનિધિ પણ, એ દરમ્યાનમાં જ ઉદેપુર ગયા હતા; અને કેટલીક મુલાકાતો લેવા સાથે પ્રસ્તુત પ્રશ્નનો પ્રકાર કેવો છે તેમ જ વર્તમાનકાલીન સંયોગોમાં કેવી રીતિએ આ પ્રશ્નનો નિકાલ લાવી શકાય, તેની અમારા પ્રતિનિધિએ ચર્ચા કરી હતી.

### થોડી રાહ જોવાની જરૂર—

આ બધી મુલાકાતો દરમ્યાન શું શું બન્યું, તેની કેટલીક વિગતો અમારા જાણવામાં આવી છે; પરંતુ હાલના તબક્કે એ વિગતો જાહેર કરવી એ હિતાવહ નથી. ઉપર જે માહિતી આપવામાં આવી છે, તે એટલા જ માટે આપવામા આવી છે કે—આ પ્રશ્નને અંગે પ્રયત્નો ચાલુ છે એમ જાણીને જનતા કાંઈક આશ્વાસન અનુભવી શકે. તેમજ કોઈ પણ વ્યક્તિ કે વ્યક્તિઓ એકદમ કોઈ સાહસ કરે નહિ. આ પ્રશ્નનું રૂપક જોતાં, કોઈ પણ જૈનનું હૃદય દુભાયા વિના રહે નહિ; ઉદેપુર રાજ્યના આ અત્યાચારી પગલા સામે રોષની લાગણી પ્રગટ્યા વિના રહે નહિ. કેવળ સત્તાના બળે તીર્થને ઝુંટવી લેવાય, તે ખમી શકાય નહિ. આથી દરેક જૈનને તીર્થની સેવા માટે કાંઈક ને કાંઈક કરી છૂટવાનું મન પણ જરૂર થાય. તેઓ જો એમ જાણે કે—પ્રયત્નો ચાલુ છે, તો ઉતાવળ કરે નહિ. અત્યારના ચાલુ પ્રયત્નોમાં સફળતા મળે તો બીજો વિચાર કરવાનો અવકાશ નથી; નહિ તો સૌને પોતાની તીર્થસેવાની લાગણીને સફલ કરવાની તક મળવાની જ છે. આથી, વચગાળાના સમયમાં દરેકે દરેક જૈને આ પ્રશ્નના પ્રકારને બરાબર સમજી લેવાનો પ્રયત્ન કરવો જોઈએ. અમને આ પ્રશ્નને અંગે જેમ જેમ સાહિત્ય મળતું જશે, તેમ તેમ જરૂર જોઈને તેને વાંચકો સમક્ષ રજૂ કરવાનો પ્રયત્ન કરીશું.

### હાલના પ્રશ્નનો પ્રકાર—

આમ તો, શ્રી કેસરીઆજી તીર્થને અંગે ઘણા પ્રશ્નો છે. શ્રી કેસરીઆજીના મંદિરની માલિકી, પૂજા, વ્યવસ્થા વિગેરે સંબંધી આપણા શ્રી જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક સંઘના પરાપૂર્વથી ચાલ્યા આવતા હક્કોને અનેક રીતિએ કચડી નાખવામાં આવ્યા છે અને

તે બાબતની ફરિયાદો ઊભી જ છે. ઉદેપુરના ના. મહારાણા સાહેબે તાજેતરમા જે હુકમ કર્યો છે, તેમા પણ આપણા સંઘના સઘળા જ હક્કોનો ઇનકાર કરવામા આવ્યો છે ઉપરાંત, દેવસ્થાનનિધિ નામની એક સમિતિ નીમીને તે સમિતિના હાથમા શ્રી કેસરીઆજી તીર્થ તેમજ છોટી સાદડી (મેવાડ)નુ શ્રી આદીશ્વરજી ભગવાનનુ જિનાલય સોંપી દેવામા આવ્યું છે. આ દેવસ્થાનનિધિ સમિતિને માત્ર પૂછીને નહિ, પણ તેનો હુકમ મળે તો જ જીર્ણોદ્ધાર, પ્રતિષ્ઠા અને ધ્વજદંડારોપણ વિગેરે કરી શકાય. દેવસ્થાનનિધિ સમિતિની આજ્ઞાથી પણ માત્ર જૈન શ્વે. મૂર્તિ પૂ. સંઘના જ ભાઈઓ તે પ્રતિષ્ઠાદિ કરી શકે એમ નહિ, પણ તેવો હક્ક શ્વેતાંબરો, દિગંબરો અને સઘળા હિન્દુઓનો હોવાનુ ઠરાવ્યુ છે. ધ્વજાદંડારોપણની ઉછામણીમા જે કોઈ માણસ વધારેમાં વધારે રકમ બોલે, તે માણસ પોતાના ખર્ચે પોતાને ફાવે તેવા વિધિથી ધ્વજાદંડારોપણ આદિ કરી શકે. કોઈ ભીલ પણ જો ઉછામણીમાં વધુમાં વધુ રકમ બોલે, તો જૈન ધર્મથી દરેક પ્રકારથી વિરુદ્ધ એવા વિધિએ પણ ધ્વજાદંડારોપણ આદિ કરી શકે. આ બાબતનો છેલ્લો નિર્ણય પણ દેવસ્થાનનિધિ સમિતિ કરે. આ દેવસ્થાનનિધિ સમિતિમાં કોઈ પણ જૈનને નીમ્યાનુ જાણવામા આવ્યુ નથી એક દિગંબર આગેવાનનું નામ સંભળાય છે, પણ કોઈ શ્વે. મૂર્તિપૂ. જૈન તો નથી જ. આ સમિતિના અધ્યક્ષ તરીકે શ્રી કનૈયાલાલ માણેકલાલ મુન્શીને નિમ્યા છે. અને ડૉ. શ્રી રાજેન્દ્રપ્રસાદ, શેઠ શ્રી જુગલકિશોર બિરલા, શ્રીમાન્ મહેન્દ્ર મહારાજા સર ય.દવેન્દ્રસિંહજી વિગેરે આ સમિતિના સભ્યો છે. આ દેવસ્થાનનિધિ સમિતિને શ્રી કેસરીઆજી તીર્થનો ભંડાર પણ સોંપાયો છે. શ્રી કેસરીયાજી તીર્થનો ભંડાર થોડાંક વર્ષો થયાં રાજ્યે ખોલીને શ્રી કેસરીયાજી તીર્થના નામથી અલગ જમે રાખેલ. તે બાબતમાં થોડી તપાસ કરતાં જણાયું છે કે— સં. ૨૦૦૦ ને અંતે પંદર લાખ રૂપીઆથી કાંઇક વધારે રકમ જમા હતી અને બે વર્ષમાં જે ઉમેરો થયો હોય તે જૂદો. આ આખીય રકમ દેવસ્થાનનિધિ સમિતિને સુપ્રત કરવામાં આવી છે; એટલું જ નહિ પણ હવેથી જે નવી આવક થાય તેમાંથી ખર્ચ બાદ કરતાં જે વધે તે પણ દેવસ્થાનનિધિ સમિતિને જ મળે. વળી આ દેવસ્થાનનિધિ સમિતિ એ માત્ર દેવસ્થાનો અને સદાવ્રતો વિગેરેના વહીવટ પૂરતી જ નથી. એ સમિતિ પોતે શ્રી વિશ્વવિદ્યાલયની પણ કાર્યવાહક સમિતિ છે. આ સમિતિ દેવસ્થાન આદિની સઘળી મિલ્કત તેમજ ભવિષ્યની આવક શ્રી પ્રતાપ વિશ્વવિદ્યાલય માટે ઉપયોગમાં લે, એવું ઠરાવવામાં આવ્યું છે.

**સર્વસ્વ લૂંટાય છે—**

આ વસ્તુને ખ્યાલમાં રાખીને આપણે જો વિચાર કરીએ, તો આપણા શ્રી કેસરીઆજી તીર્થનુ સર્વસ્વ લૂટાઇ જાય છે. માલિકી આપણી રહેતી નથી આપણા ધર્મના વિધિ મુજબ પ્રતિષ્ઠાદિક કાર્યો થાય એવું પણ રહેતુ નથી. સઘળી જ મિલ્કત ચાલી જાય છે અને ભવિષ્યની આવક ઉપર પણ કશો જ અધિકાર રહેતો નથી. ભગવાન શ્રી ઋષભદેવના મંદિરમાં ગમે તે ધર્મવાળો ગમે તે ધર્મનો વિધિ આચરી શકે આ પછી એ તીર્થમાં આપણુ રહે છે શુ ? આ વાત આપણને ગમે તેટલી અળખામણી લાગતી હોય, તો પણ આ એક નક્કર સત્ય છે એ નિર્વિવાદ વાત છે.

**ઉદેપુરથી યાત્રિક પાછા ફરે છે —**

અમારા પ્રતિનિધિ ઉદેપુરમાં હતા, તે દરમ્યાન એક કચ્છી ગૃહસ્થ પોતાના કુટુંબ સાથે શ્રી કેસરીઆજી તીર્થની યાત્રા કરવાને માટે ઉદેપુર પધારેલા. ઉદેપુરથી શ્રી કેસરીઆજી જવા માટેની મોટરમાં તે ગૃહસ્થે પાંચ ટીકીટો પણ નોંધાવેલી તે પછી તેમના જાણવામાં ઉપરની હકીકત આવી. એથી તેમને ભારે દુઃખ થયું. તેમણે શ્રી કેસરીઆજી જવાનું માંડી વાળ્યું. તેમને એ કેટલું દુઃખદ લાગ્યું હશે ? છેક ઉદેપુર સુધી આવીને પાછા ફરવા પાછળ કેટલી દુભાતી લાગણી હશે ? મેવાડના સૂર્યવંશી રાજવી, મહારાણા પ્રતાપના વંશજના હાથે આવું અત્યાચારી પગલું ભરાશે, એની તો કલ્પના પણ આવી કેમ શકે ?

**જવાબ મળતો નથી —**

મુનિ શ્રી ધર્મસાગરજીએ ઉદેપુરના ના. મહારાણાને મળવાની માગણી કરી, પણ જવાબ મળતો નથી. જે કમીશનના રિપૉર્ટનો આશ્રય લઈને આ અત્યાચારી પગલું ભરવામાં આવ્યું છે, તેની નકલ પણ માગવા છતાં મળી નથી. અત્યારે તો વાતાવરણ ધુંધવાઈ રહ્યું છે. ઉદેપુરના ના. મહારાણા તો, કહે છે કે–શ્રી મુન્શી પાસે જવાનું કહે છે. હવે શું થાય છે તે જોવાનું છે અને અવસર આવી લાગે તો આપણાથી બને તેટલી તીર્થની સેવા કરી લેવાને માટે તૈયાર રહેવાનું છે.

**દિગંબરો પણ ગુમાવે જ છે—**

મેવાડ રાજ્યના આ નવા અને બીનઅંધારણીય તેમજ અત્યાચારી ફરમાનથી દિગંબર ભાઈઓને પણ ખાસ લાભ થતો નથી. દિગમ્બર ભાઈઓનો દાવો તો એવો છે કે–શ્રી કેસરીઆજી તીર્થ દિગમ્બરોનું છે આપણે કહીએ છીએ કે—તેમનો દાવો ખોટો છે અને સેંકડો પ્રમાણો એવા છે કે જેથી શ્રી કેસરીઆજી તીર્થ શ્વેતામ્બર મૂર્તિપૂજક જૈનોનું જ છે એવું પૂરવાર થાય. એ વાત હાલ બાજૂએ રાખીએ, પણ જે દિગમ્બર ભાઈઓ શ્રી કેસરીઆજી તીર્થને પોતાનું માને છે અને જે તીર્થને કબજે કરવાને માટે દિગમ્બર ભાઈઓએ ઘણી રીતે વ્યય કરેલો છે, તેઓની દૃષ્ટિએ તો તેમનું પણ સર્વસ્વ લૂંટાઈ જ રહ્યું છે. મેવાડ સરકારના નવા ફરમાન મુજબ તો શ્રી કેસરીઆજી તીર્થ એ કોઈ પણ પ્રકારે જૈન તીર્થ રહેતું નથી, પણ સાર્વજનિક તીર્થ જ બની જાય છે અથવા તો શ્રી પ્રતાપ વિશ્વવિદ્યાલયને માટે નાણાં ઉત્પન્ન કરવાનાં અનેક સાધનોમાંનું એક સાધન બની જાય છે. ઉછામણીમાં જે કોઈ સખ્સ વધુમાં વધુ રકમ બોલે, તે પોતાની ધાર્મિક માન્યતા મુજબના વિધિથી પોતાના ખર્ચે ધ્વજાદંડાદિ ચઢાવી શકે છે. એ રકમ પણ શ્રી પ્રતાપ વિશ્વવિદ્યાલયને મળવાનું ઠરાવાયું છે. કદાચ શ્રી પ્રતાપ વિશ્વવિદ્યાલયને સારી આવક થાય તે માટે જ આવો બેહુદો અને અન્યાયી નિયમ કરવામાં આવ્યો હોય

**કોઈની સંમતિ પૂછાઈ નથી—**

મેવાડ રાજ્યે આ નવું ફરમાન જારી કરતાં, કોઈની પણ સમતિ લેવાની ઈચ્છા કરી નથી. પોતાના પ્રજાજનોનો, રાજ્યના જૈનોનો અભિપ્રાય પૂછવામાં આવ્યો નથી. ખુદ ઉદેપુરમાં બોલાઈ રહ્યું છે કે—મહારાણા સાહેબ હાલ તો શ્રી મુન્શીની સલાહ મુજબ

વર્તી રહ્યા છે. મહારાણા સાહેબને વિનંતિ છે કે—તેઓ હજુ પણ વિચાર કરે અને ભૂલ સુધારી લે. મેવાડના રાજ્યને આ છાજતું નથી. સૂર્યવંશના રાજવી આવો અત્યાચાર કરે, તે તેમને શોભે જ નહિ.

—'વીરશાસન" તા ૪–૭–૪૭નો અંક.

[ ૧ ]

## "શ્રી કેસરીઆજી ધ્વજાદંડનો ચુકાદો અન્યાયપૂર્ણ છે !"

ઉદેપુરના મહારાણા સાહેબે સં. ૧૯૯૦, વૈશાખ વદી એકમે એક ધ્વજાદંડ કમીશનની નિમણુંક કરી હતી. મજકુર કમીશને તા. ૧૦ એપ્રીલ ૧૯૩૫ ના રોજ પોતાનો રિપોર્ટ ઉદેપુરના મહારાણા સાહેબને સુપ્રત કર્યો હતો. એ રિપોર્ટના નામે ઉદેપુરના મહારાણા સાહેબે તા ૫ જુન ૧૯૪૭ ના રોજ એક હુકમ બહાર પાડયો છે, કે જે અન્યાયપૂર્ણ હોવાથી જૈન સમાજે તેનો વિરોધ કરીને તે અમાન્ય હોવાનુ જાહેર કર્યું છે.

આમાં શંકાનુ પહેલું કારણ તો એ છે કે--મજકુર કમીશનના રિપોર્ટને બાર વર્ષથી પણ વધુ વખતને માટે કયા કારણે છૂપો રાખવામાં આવ્યો ? કમીશને પોતાનો રિપોર્ટ તૈયાર કરવામાં ૧૦--૧૧ મહિનાથી વધુ સમય લીધો નથી, જ્યારે એ રિપોર્ટ ઉદેપુરના મહારાણા સાહેબને મળી ગયો છે તેવી માહિતી પણ બાર બાર વર્ષથી પણ અધિક સમય પસાર થઈ ગયા બાદ જાહેર કરવામાં આવી છે.

આમાં શંકાનું બીજું કારણ કારણ એ છે કે—મજકુર કમીશનનો રિપોર્ટ સાંગોપાંગ પ્રસિદ્ધ કરવામાં આવ્યો નથી; એટલું જ નહિ, પણ તા. ૫ જુન ૧૯૪૭નો ઉદેપુરના મહારાણા સાહેબનો હુકમ પ્રગટ થયા પછી, મજકુર કમીશનનો રિપોર્ટની સાંગોપાંગ નકલની માગણી કરવામાં આવી છે, છતાં તે નકલ આપવામાં આવી નથી અને તે આપવામાં આવશે તેવી ખાત્રીનો પત્ર પણ અમારી જાણ મુજબ આવ્યો નથી. મજકુર કમીશનનો રિપોર્ટ એ બહુ જ અગત્યની વસ્તુ છે. એ રિપોર્ટની સાંગોપાંગ નકલ પ્રાપ્ત થાય તો, પોતાના જે નિર્ણયો કમીશને જાહેર કર્યા હોય, તે નિર્ણયો ઉપર આવવાને માટે કમીશન પાસે કયાં સબલ પ્રમાણો હતાં તે જાણી શકાય ઉપરાંત, ઉદેપુરના મહારાણા સાહેબના તા ૫ જુન ૧૯૪૭ના હુકમમાં, કમીશનના રિપોર્ટમાં નક્કી થયેલાં સત્યો તરીકે જે હકીકતો જણાવવામાં આવી છે, તે હકીકતો કમીશને કેવા રૂપમાં જણાવી છે તેમ જ તે સિવાયની પણ કયી કયી હકીકતો કમીશને જણાવી છે તે જાણી શકાય.

આમાં શંકાનું ત્રીજું કારણ એ પણ છે કે–સંવત્ ૧૯૯૦ માં જે કમીશન નીમવામાં આવ્યું હતું, તે કમીશનને માત્ર એટલુંજ કાર્ય સુપ્રત કરવામાં આવ્યું હતું કે–ધ્વજાદંડ ચઢાવવાનો હક્ક શ્વેતાંબરોનો છે કે દિગંબરોનો છે, એ નક્કી કરવું. કમીશને માત્ર એ સંબંધમાં જ તપાસ કરીને પોતાનો નિર્ણય જણાવવાનો હતો. એ કમીશનનો રિપોર્ટ આવ્યા પછી, ઉદેપુરના નામદાર મહારાણા સાહેબે શ્વેતાંબરોના તથા દિગંબરોના પ્રતિનિધિઓને બોલાવીને તે કમીશનના રિપોર્ટની નકલ આપવી જોઈતી હતી તથા મજકુર રિપોર્ટમાંની હકીકત કે હકીકતો વિષે જેને જેને જે જે કાંઈ કહેવાનું હોય તો તે જણાવવાનું ઉદેપુરના મહારાણા સાહેબે સૂચવવું જોઇતું હતુ. એ બધા પછી જ ઉદેપુરના મહારાણા સાહેબે છેલ્લો નિર્ણય કરવો જોઇતો હતો. ઉદેપુરના મહારાણા સાહેબે આમાંનું કાંઈ જ કર્યું નહિ, બાર વર્ષથી પણ અધિક સમયને માટે રિપોર્ટની હકીકતો દબાવી રાખી

અને તે તા ૫ જુન ૧૯૪૭નો અન્યાયપૂર્ણ હુકમ જાહેર કરતી વખતે અને મજકુર હુકમ જાહેર કર્યા પછી પણ મજકુર કમીશનના રિપોર્ટની સઘળી હકીકતો જણાવી નથી.

સંવત્ ૧૯૯૦માં ઉપર્યુક્ત કમીશન નિમવામાં આવ્યું, તે પહેલાં જ ઉદેપુર રાજ્ય તરફથી શ્રી કેસરીઆજી તીર્થને સાર્વજનિક હિન્દુ તીર્થ તરીકે જાહેર કરવાનો પ્રયત્ન થયો હતો; શ્વેતાંબર જૈનોનો સૈકાઓ જૂનો વહીવટ છીનવી લેવાનો પ્રયાસ થયો હતો અને સઘળા હિન્દુઓનો આ તીર્થના વહીવટમાં હક્ક છે એવું ખોટું ઠરાવવાની પેરવી થઈ હતી. તે વખતે મોટો વિરોધ થયેલો અને પછી ઉપર્યુક્ત કમીશન નીમવામાં આવ્યું હતું. અમને ખ્યાલ છે ત્યાં સુધી તો તે પછી જ શ્રી કેસરીઆજી તીર્થનો ભંડાર ખોલીને રાજ્યે તે કબજે લીધો હતો. પણ તે રકમ અનામત રાખવામાં આવી હતી. શ્રી કેસરીઆજીના ભંડારનું રાજ્યના દેવસ્થાન મહકમામાં જુદું જ ખાતું રખાએલું. આથી એ વાતનો વધુ ઊહાપોહ થયેલો નહિ. પણ ઉપરની હકીકતો જોતાં, ઉદેપુરના મહારાણા સાહેબની ધારણા વિષે શંકા ઉપજે તે સ્વાભાવિક છે.

મજકુર ધ્વજાદંડ કમીશનના રિપોર્ટમાંની હકીકત કે હકીકતો વિષે કાંઈ પણ લખવા અગર બોલવા માટે તે રિપોર્ટની સાંગોપાંગ નકલ બરાબર તપાસવી જોઈએ. પણ તે આપણી પાસે છે નહિ અને ઉદેપુર રાજ્ય તરફથી મજકુર રિપોર્ટમાંની કેટલીક નિર્ણયાત્મક હકીકતો જાહેર કરવામાં આવી છે, કે જે સત્ય હકીકતોને ઉથલાવી નાખનારી છે. 'મજકુર કમીશનના રિપોર્ટ દ્વારા નીચેની સાચી હકીકતો માલૂમ પડી છે'—એમ જણાવીને, ઉદેપુરના મહારાણા સાહેબે તા. ૫ જુન ૧૯૪૭ના પોતાના હુકમમાં જે જાહેરાત કરી છે, તેમાં પહેલી હકીકત એ છે કે—

"A Though originally a Digambari temple the shrine of Rakhabdeo ji from times immemorial is worshipped by Hindus including Bhils and Jains of all sects."

ભાવાર્થ: જો કે શ્રી કેસરીઆજીનું મંદિર એ મૂળ તો દિગંબરી મંદિર છે. તો પણ રીખદેવજીની મૂર્તિ અસ્મૃતિ કાલથી હિન્દુઓ, કે જેમાં ભીલોનો સમાવેશ થાય છે, અને બધા જૈન સંપ્રદાયો દ્વારા પૂજાય છે.

ઉપરની બીનામાં આપણો મૂળભૂત વાંધો એ છે કે—'શ્રી કેસરીઆજીનું મંદિર એ મૂળ તો દિગંબરી મંદિર છે' એમ જે કહેવામાં આવ્યું છે તે સત્યથી અને પ્રબલ પ્રમાણોથી વિરુદ્ધ છે. શ્રી કેસરીઆજી તીર્થમાં આવેલ ભગવાન શ્રી ઋષભદેવસ્વામિજીની મૂર્તિ સઘળા હિન્દુઓ દ્વારા અને જૈનોના પણ સઘળા ફિરકાઓ દ્વારા પૂજાતી આવી છે—એ હકીકત જો માત્ર હકીકત રૂપે જ કહેવામાં આવે, તો તેમાં વાંધા પડતું કાંઈ નથી, પરંતુ તેમ કહીને જો સઘળાનો હક્ક છે એવું સાબીત કરવાનો પ્રયત્ન કરવામાં આવે, તો તે ન્યાયથી અને જગતમાં સર્વત્ર પ્રચલિત રીત–રસમોથી વિરુદ્ધ જ ગણાય. કોઈ પણ હિન્દુઓના મંદિરમાં જૈનો જતા હોય અગર તો મુસ્લીમોની મસ્જીદમાં હિન્દુઓ જતા હોય, તો એટલામાત્રથી તે હિંદુ મંદિર ઉપર જૈનોનો અને તે મસ્જીદ ઉપર હિંદુઓનો હક્ક છે એમ કહેવા નીકળવું, એ શાણપણનું દેવાળું કાઢવા બરાબર જ છે.

જગતમાં કેટલાંક સ્થાનો ચમત્કારી સ્થાનો તરીકે પ્રસિદ્ધિને પામે છે એ સ્થાનોના ચમત્કારની કથા જેમ જેમ પ્રચાર પામે છે, તેમ તેમ જેઓ ચમત્કારના લોભી હોય છે

તેઓ તે સ્થાન તરફ દોરાય છે. શ્રી અંબાજી જેવાં હિંદુ મંદિરોમાં કેટલાક જૈનો પણ જાય છે અને બાધા વિગેરેને નામે કાંઈક ને કાંઈક મૂકી આવે છે. એટલા માત્રથી તે મન્દિર ઉપર જૈનો હક્કનો દાવો કરી શકે નહિ. એવી જ રીતિએ મુસ્લીમોનાં કોઈ કોઈ સ્થાનોમાં દોરાધાગા વિગેરે માટે કેટલાક હિન્દુઓ જાય છે અને ત્યાં કાંઈક ને કાંઈક ખર્ચી આવે છે, છતાં તેટલા માત્રથી તે મુસ્લીમ સ્થાનો ઉપર હિન્દુઓ હક્ક કરી શકતા નથી. શ્રી કેસરીઆજી, એ પણ ચમત્કારી સ્થાન તરીકે વિશેષ પ્રસિદ્ધિને પામેલું છે. આથી હિન્દુઓ કે જેમાં ભીલોનો સમાવેશ થાય છે–અને જૈનોના પણ દિગંબરી કે સ્થાનકવાસી આદિ સંપ્રદાયના માણસો, ભગવાન શ્રી ઋષભદેવજીની પ્રતિમાને પૂજવાને આવતા હોય, એટલા માત્રથી ભીલો વિગેરે હિન્દુઓ કે દિગમ્બરો વિગેરે જૈનો એ તીર્થ ઉપર પોતાનો હક્ક છે એવું કહી શકે નહિ અને તેઓ તેમ કહે તો પણ તે કોઈ ન્યાયી માણસને કબૂલ થઈ શકે નહિ. ચમત્કારના કારણે દર્શન-પૂજન કરવા આવેલા હિન્દુઓ અને દિગમ્બરો વિગેરેએ પોતાની માનતા વિગેરે કારણે તીર્થમાં કદાચ ગમે તેટલું દ્રવ્ય આપ્યું હોય અગર તો તીર્થનું અમુક કામ કરાવી દીધું હોય, તો પણ તેથી મંદિર ઉપરનો હક્ક પુરવાર થતો નથી. શ્રી કેસરીઆજીનું મન્દિર એ પહેલેથી જ શ્વેતામ્બર જૈનોનું મન્દિર છે, એવું પુરવાર કરવાને માટે વ્યાજબી પુરાવાઓનો તોટો નથી. સૈકાઓ થયાં એ મંદિરમાં શ્વેતામ્બર આમ્નાયના વિધિવિધાનથી પૂજન થતું આવ્યું છે. લગભગ ત્રણસો વર્ષ થયાં ભગવાનને આંગી ચઢે છે એવા નિશ્ચિત લેખો મળે છે, અને દિગમ્બરોના મંદિરમાં તો આંગી ચઢે જ નહિ બાવન જિનાલય દિગમ્બરોમાં નથી હોતાં, શ્વેતામ્બરોમાં જ હોય છે અને શ્રી કેસરીઆજી તીર્થમાં બાવન જિનાલય છે. ત્યાં શ્વેતામ્બર જૈનાચાર્યોની મૂર્તિ અને પાદુકા પણ છે. શ્વેતંબરોનું બનાવેલું ત્યાં- શ્રી જગવલ્લભ પાર્શ્વનાથ પ્રભુનું દેરાસર પણ છે. સેકાઓ થયા શ્વેતાંબરો જ વહીવટ કરતા આવ્યા છે અને કુંચીઓ શ્વેતામ્બરો પાસે જ રહેતી હતી. આજે પણ ત્રણ કુંચીઓ શ્વેતામ્બરોની પાસે જ છે. આવાં તો સંખ્યાબંધ પ્રમાણો છે, કે જેથી શ્રી કેસરીઆજી તીર્થ એ શ્વેતામ્બર મૂર્તિપૂજક જૈનોનું તીર્થ હોવાનું પુરવાર થાય છે. આ તો દિગમ્બર ભાઈઓએ હક્કની ખોટી લડત ઉપાડી, ખોટી અરજીઓ કરી, મારામારી કરી અને ખોટા પુરાવા ઉભા કરવાના પ્રયત્ન કર્યા, તેનું ફલ ભોગવવાનો વખત આવ્યો છે. કોઈ પણ મન્દિર દિગમ્બર ભાઈઓનું હોય તો તેને દિગમ્બર મન્દિર તરીકે સ્વીકારવાને શ્વેતાંબર જૈનો તૈયાર જ છે. પણ શ્વેતામ્બર મન્દિરને દિગમ્બરોનું મૂળ મન્દિર ઠરાવીને આખર તો સાર્વજનિક હિન્દુ મન્દિર ઠરાવવું તથા તેમ કરીને પણ મન્દિરને વિદ્યાલયની આવકનું સાધન બનાવવું, તે ખરેખર અન્યાયપૂર્ણ તેમ અત્યાચારપૂર્ણ છે. દિગમ્બર જૈન પ્રાન્તિક સભા-મુંબાઈના સાપ્તાહિક પત્ર "જૈનમિત્ર" ના તા ૩-૭-૪૭ના તંત્રીલેખમાં એમ લખ્યું છે

"....ध्वजादंड या ध्वज चढाने का अधिकार दि. जैन समाजका ही है, लेकिन श्वे. जैन समाजने इस हकमें आपत्ति की जिसका परिणाम आज यह आया है कि...."

આ કારણે પણ અહીં અમારે કેટલીક હકીકતો સ્પષ્ટ કરવી પડે છે. જો કે–દિગમ્બર ભાઈઓએ પણ ઉદેપુરના મહારાણા સાહેબના તાજા હુકમનો વિરોધ જ કર્યો છતાં તેમણે આવી ખોટી હકીકત લખવી એ ઠીક નથી. ( અપૂર્ણ : તા. ૧૧—૭—૪૭ )

[ તા ૧૧-૭-૪૭ ના અધૂરા લેખનો બાકીનો ભાગ] મજકુર ચૂકાદામાં કમીશનના રીપોર્ટમાંની હકીકતોના નામે જાહેર કરાએલી પાંચ બાબતોમાં બીજી બાબત એ છે કે શ્રી કેસરીઆજી તીર્થની મીલ્કતો અને ફંડો, એ દેવસ્થાન મહકમાનો એક ભાગ બનેલો છે. એક ટ્રસ્ટી તરીકે ઉદેપુરના મહારાણા સાહેબે તે અમુક સમયને માટે દેવસ્થાન મહકમામાં રાખેલો છે. ઉદેપુરના મહારાણા સાહેબ બસો વર્ષ થયાં તેની વ્યવસ્થાની સઘળી સત્તા ભોગવે છે, એટલું જ નહિ પણ મંદિરની અંદરની વિધિઓ અને ક્રિયાઓની રજા આપવાનો હક્ક પણ તેઓ બસો વર્ષ થયાં ભોગવે છે.

કમીશનના સભ્યોએ આવી ભારે શોધ કયા આધારે કરી, તે આપણા જાણવામાં આવ્યું નથી. જે કાંઈ આપણા જાણવામાં આવ્યું છે, તે ઉપરની હકીકતને સાવ ખોટી ઠરાવે તેવું છે. વખતો વખતની રાજ્યની દરમ્યાનગીરીને કારણે જો ઉપર જણાવેલી રાજ્યની સત્તા માની લેવામાં આવી હોય, તો તે ભૂલભરેલું છે. વારંવારની રાજ્યની દરમ્યાનગીરી પૂંઠે તો ઘણાં કારણો છે. પહેલું કારણ તો એ છે કે—મેવાડ રાજ્યના મહારાણા સાહેબો શ્રી કેસરીઆજી તીર્થના ભક્ત હતા. તેઓ ત્યાં યાત્રાએ પણ જતા અને આભૂષણાદિ પણ ચડાવતા. માત્ર મેવાડ રાજ્યના મહારાણાઓની વાત શું કામ કરીએ? રાજપૂતાનાના લગભગ બધા નરેશો આ તીર્થ પ્રત્યે ભક્તિભાવવાળા હતા અને આભૂષણાદિ ચડાવતા. Indian Antiquary Vol. I. 18729 Page 96 માં લખ્યું છે કે—

"All the rulers in Rajputana send gifts to Rishabnath-saffron, jewels, money and in return receive the high priest's blessing."

ઈન્ડીઅન એન્ટીકવરી, પુસ્તક પહેલુ, સને ૧૮૭૨ના પૃ ૯૬માં લખ્યું છે કે—રાજપૂતાનાના તમામ રાજ્યકર્તાઓ કેસર, ઝવેરાત અને નાણાંની ભેટો શ્રી રીખવનાથ દેવને મોકલે છે અને બદલામાં ઉચ્ચ ધર્મોપદેશકની આશિષો મેળવે છે. આ રીતિએ મેવાડ રાજ્યના મહારાણા સાહેબો આ તીર્થના ભક્ત હોવાથી તેમ જ તેઓ શ્વેતામ્બરીય ભટ્ટારકોને માનનારા હતા, એથી પણ આ તીર્થની સારી વ્યવસ્થા માટે કાળજી રાખે તે સ્વાભાવિક છે. એટલા માત્રથી એક રાજા તરીકેની હકુમત તેઓ તીર્થ ઉપર ભોગવતા હતા એમ કહી શકાય નહિ. દરમ્યાનગીરીનું બીજું કારણ એ છે કે ધુલેવ નગર મેવાડ રાજ્યમાં આવેલું છે, એટલે જ્યારે જ્યારે અમુક તકરારો ઉપસ્થિત થાય અને સત્તાની દરમ્યાનગીરી વિના તે તકરારોને દૂર કરી શકાય નહિ, ત્યારે ત્યારે લાગતા-વળગતાઓ રાજસત્તાને શરણે જાય અને જે કાંઈ વ્યાજબી હોય તે નક્કી કરી આપવાની તેમ જ જે નક્કી થાય તેનો અમલ કરવાને માટેની સગવડતાની માગણી કરે જેમ કે પંડાઓ સાથે અથવા તો દિગંબરોની સાથે કોઈ પણ બાબતમાં તકરાર ઉભી થાય, ત્યારે નિર્ણય માટે જવાનું તો મેવાડ રાજ્યના મહારાણા સાહેબ પાસે જ ને? આવી રીતિએ રાજ્યની દરમ્યાનગીરી થાય, તેથી શું એમ કહેવાય કે—મંદિરની દરેક ધાર્મિક ક્રિયાઓની રજા આપવાનો અધિકાર મેવાડના મહારાણા સાહેબનો છે? કોઈ પણ સમજુ માણસ તો આવું કહે જ નહિ

વળી—વિ. સં. ૧૯૦૩ના કાર્તિક વદી ૯ના દિવસે ઉદેપુરના શ્રીસંઘને શ્રી કેસરીઆજીના પંડાઓએ એક કરાર લખી આપ્યો હતો તેમજ વિ. સં ૧૯૦૬ ના અધિક

વૈશાખ શુદ પાંચમના દિવસે ઉદેપુરના શ્રીસંઘને શ્રી કેસરીઆજીના પંડાઓએ બીજો કરાર લખી આપ્યો હતો. આ બન્ને કરારોની મૂળ નકલો આજે પણ શ્રી જૈન શ્વે. મૂર્તિપૂ. સંઘ– ઉદેપુર પાસે મોજૂદ છે. એ બન્ને કરારો જોતાં માલૂમ પડે છે કે–શ્રી કેસરીઆજી તીર્થના ભંડાર ઉપર પણ શ્રી જૈન શ્વે. સંઘની જ સત્તા હતી અને દરેક વિધિ આદિની વ્યવસ્થા સંબંધી સત્તા પણ શ્રી જૈન શ્વે. સંઘની જ હતી.

વિ. સં. ૧૯૦૩ના કરારમાં ઉદેપુરના શ્રીસંઘને ઉદ્દેશીને લખવામાં આવ્યું છે કે– "આપ પંચોએ અમને ઉદેપુર બોલાવ્યા અને નીચેની બાબતોની આપે વ્યવસ્થા કરી. અમો તે મુજબ વર્તીશું અને જો તેમાં અમે કોઈ પણ ભૂલ કરીશું તો અમે પરમેશ્વરના ગુન્હેગાર થઈશું." આમ છતાં પણ, બસો વર્ષ થયાં રાજ્યનો વ્યવસ્થાદિકનો હક્ક છે એવું કહેવામાં આવે છે, તો તે કઈ રીતિએ મનાય? વિ. સં. ૧૯૦૩ના મજકુર કરારમાં કેટલીક બીનાઓ નીચે મુજબની પણ છે. પંડાઓએ લખી આપ્યું છે કે–

(૧) સૂર્યોદયથી એક ઘડી પહેલા શ્રી કેસરીઆજીની પ્રક્ષાલપૂજા થશે. અમે કોઈનેય માટે રાહ નહિ જોઈએ. એ વખતે જેને હાજર રહેવાનું હશે તે વહેલો સઈ જશે અને વહેલો આવશે. એક જણ પોતાની રાજીખૂશીથી જે આપશે તે અમે લેશું પણ કોઈને હેરાન નહિ કરીએ.

(૨) કોઈને કેસર ચઢાવવું હશે તો અમે તેને રાહ જોવડાવીશું નહિ. એક જણ જે આપશે તે લેશું. વધારે માટે તેને દબાણ નહિ કરીએ.

(૩) પ્રક્ષાલ પૂરો થયા પછી તરત જ કેસરની બોલી થશે. આરતીમાં અમને જે આપશે તે અમે લઈશું. વધારે માટે અમે દબાણ કરીશું નહિ.

(૪) શ્રી કેસરીઆજીના મંદિરના સમારામાં સેવકોના પ્રતિનિધિઓ તરીકે જેમનો વારો હશે તે બે સેવકો રહેશે અને ભંડારના બે પ્રતિનિધિઓ રહેશે. બીજા બધા બહાર રહેશે, પણ અંદર નહિ.

(૫) નૈવેદ્ય જેનો વારો હશે તે સેવક લેશે. જો કોઈને ભગવાનને નવી આંગી ચઢાવવાની હશે તો સેવક તે લાવશે અને રૂા. ૫–૪–૦ ભંડારમાં જમે કરાવશે. આવી રીતની રકમો જો તે બે કે ચાર પાસેથી લેશે તો તે સેવક ગુન્હેગાર ગણાશે. જો તે પરચુરણ રકમોથી ઉપલી રકમ પૂરી કરશે તો તે ગુન્હેગાર નહિ ગણાય.

(૬) ભગવાનને જે મોટી આંગી કરાવશે તેની પાસે આરતી ઉતારાવીશું. વિ.

વિ. સં. ૧૯૦૬માં પંડાઓએ જે કરાર લખી આપ્યો છે, તેમાંની કેટલીક બીનાઓ નીચે મુજબની છે:—

(૧) ભગવાનને ઝવેરાતનાં કે બીજાં જે દાગીનાં ચઢાવાશે, અને હાથી, ઘોડા કે બળદો જે ભેટ અપાશે, તે ભંડારમાં જશે. અમે તેના ઉપર હક્ક કરીશું નહિ.

(૨) ગામો, જમીનો કે ઘોડાઓની હવેથી જે કોઈ ભેટ આપશે, તે ભંડારમાં જશે. કોઈ વ્યક્તિગત ભેટ આપશે તો તે જેને ભેટ અપાઈ હશે તે ભોગવશે.

આ કરારમાં તો ઘણી વિગતો છે અને તે આખા કરારની નકલ અમો અવસરે આ કોલમોમાં રજૂ કરવાને ઇચ્છીએ છીએ. આટલી ટૂંકી વિગતો એટલા પૂરતી આપવામાં

આવી છે કે—કમીશનના રીપોર્ટને નામે જે હકીકત પ્રગટ કરાઈ છે તે હકીકત હકીકત તરીકે ખોટી છે એમ જે કહ્યું છે તે બરાબર હોવા વિષે ખાત્રી થાય. કમીશને ભૂલ કરી હોય તે બનવાજોગ છે. તેમ હોય તો તે ચલાવી લેવા જેવી નથી, પણ કમીશનના રીપોર્ટની નકલ જ કયાં અપાય છે? કમીશનનો રિપોર્ટ છૂપાવવાનું શું કારણ છે? અમે પૂછીએ છીએ કે—ઉદેપુરના મહારાણા સાહેબ હજુ પણ વિચાર કરે અને દેવદ્રવ્ય ઉચાપત કરીને વિશ્વવિદ્યાલય સ્થાપ્યાની નામના મેળવવામા વસ્તુતઃ આબરૂ નથી પણ કલંક જ છે, એ વાતને સમજે. જૈનોએ આ સંબંધી શું કરવું જોઈએ—તેની કેટલીક વાતો આવી રહી છે, પણ શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીએ આ પ્રશ્નને હાથ ધર્યો છે અને અમે પૂછીએ છીએ કે—શેઠ આ. ક. પેઢીના પ્રતિનિધિ સાહેબો આ પ્રશ્નનું છેલ્લું અને વ્યાજબી નિરાકરણ લાવીને જ અટકશે. તેમને જો યોગ્ય લાગે તો તેઓ સમાજની જાણ માટે જે કાંઈ જાહેર કરવા જેવું હોય તે જાહેર કરે, તો તેથી શ્રીસંઘના ભાઈઓને આશ્વાસન મળે.

—"વીરશાસન," તા. ૧૧-૭-૪૭ અને તા. ૧૮-૭-૪૭ના બે અંકો.

ઠળિયાથી પ્રગટ થતા "શાસનસુધાકર" પાક્ષિકમાંનો લેખ

## "દેવદ્રવ્ય ઉપર પાકિસ્તાની આંખ કેમ?"

[ પૂ. મુનિ શ્રી કુમુદવિજયજી મહારાજ-મુંબઈ, ગોડીજી જૈન ઉપાશ્રય ]

દેવદ્રવ્યનો વિરોધ ઘણાં વર્ષોથી થતો આવ્યો છે, પણ શ્રી કેસરીયાજી જેવા પ્રસિદ્ધ તીર્થની તમામ સંપત્તી પ્રતાપ વિશ્વવિદ્યાલય જેવી લૌકિક કેળવણીની સંસ્થાને સોંપવાનો નિર્ણય ઉદેપુર દરબારે કર્યો હોવાથી ફરી એ ચર્ચાને સ્થાન મળ્યું છે. દેવદ્રવ્યની માન્યતા બધા મંદિરમાર્ગીઓમાં છે, પણ જૈન મંદિર માર્ગીઓની તે વિષેની માન્યતા ખાસ એ વિશિષ્ટતા ધરાવે છે કે, ખુદ દેવ, દેવાલય અને દેવપૂજાના અલંકારાદિ કાયમી સાધનો સિવાય બીજી કશી બાબતોમાં તે વપરાય નહિ. જ્યારે જૈનેતર મંદિરમાર્ગીઓ દેવદ્રવ્યને ભક્તો માટે પણ અન્નદાન, જ્ઞાનદાન, ધર્મશાળા, ગૌશાળા આદિમાં પ્રકારે ખર્ચી શકે છે. જૈનોની માન્યતા મુજબ ઇતરો પણ દેવદ્રવ્યને દેવકાર્યમાં વાપરે છે, પણ જૈનેતરોની કલ્પના મુજબ જૈનો દેવદ્રવ્યને દાનાદિમાં કદિ વાપરી શકે જ નહિ. ઇતરોનાં મંદિરો કરતાં જૈન મંદિરો સુસ્થિતિમા હોય છે, તે દેવદ્રવ્યની આ શુદ્ધ માન્યતાને જ આભારી છે. ગૌશાળા, પાઠશાળા, ભોજનશાળાદિ પરોપકારના કાર્યમાં ખર્ચવામાં પણ જૈનો આગળ પડતો ભાગ લે છે, તે પ્રત્યક્ષ દેખાય છે. છતાં, દેવદ્રવ્યની જૈનોની માન્યતાને ધક્કો પહોંચાડવો તે પાકિસ્તાની પ્રવૃત્તિનુ જ દ્યોતક છે.

શ્રી કેસરીયાજી દેવસ્થાનની સુધારણા માટે ઘણો અવકાશ છે. અને સમસ્ત મેવાડમાંના જિનાલયોને પણ દેવદ્રવ્યની આવશ્યકતા છે. એવી હાલતમાં જૈનોનું દેવદ્રવ્ય કોલેજ માટે આપી દેવું એ મોટો અન્યાય અને વિશ્વાસઘાત છે.

પ્રતાપ વિશ્વવિદ્યાલયને નાણાં પૂરાં પાડવા માટે મેવાડ સરકાર અને બીજાં રજવાડાંઓ પૂરી રીતે સમર્થ છે. પ્રતાપ વિશ્વવિદ્યાલયને ચલાવવા માગનાર જૈન જૈનેતર પ્રજાના આગેવાનો પણ બીજી રીતે નાણાં પૂરાં પાડી શકે છે અને વિદ્યાર્થીઓની ફીમાંથી પણ નાણાં ઉપજે છે. રાજ્ય પાછું મેળવવા માટે મહારાણા પ્રતાપને આર્થિક સહાય કરવા જેમ ભામાશા જેવા જૈન શાહ સોદાગર આગળ આવ્યા તેમ જૈન પદવીધર પણ પ્રતાપ વિશ્વવિદ્યાલયને મળી શકે. એવી હાલતમાં દેવદ્રવ્યનો દુરુઉપયોગ કરવાનું પાપ કરવું તે પાકિસ્તાની પ્રવૃત્તિને પણ લજાવે એવું છે. ઉદેપુરના મહારાણા સૈકાંઓથી શ્રી કેશરીયાજીના ભક્ત છે. પ્રાચીન કાળમાં ઘણા જૈનો મેવાડ રાજ્યમાં દીવાન, સેનાપતિ, અને બીજાં સત્તાના સ્થાનો પર બિરાજ્યા છે. તે દેશના ઇતિહાસમાં સમાન મહત્તા રજપૂતોની જૈનો ધરાવતા આવ્યા છે. એવી મહાન પ્રજાનો વિશ્વાસઘાત કરવો તે જિનભક્ત મેવાડપતિને કેમ શોભે?

પ્રતાપ વિશ્વવિદ્યાલયની કાર્યવાહીમાં શ્રી જિનવિજયજી અને શ્રી કનૈયાલાલ મુનશી મહત્ત્વનો ભાગ ભજવે છે. તેઓ આ અનુચિત કાર્યને નહિ અટકાવે? પણ દેવદ્રવ્યની જૈન માન્યતા જ કહેવાતા સુધારકોને નથી ગમતી ત્યાં શું થાય? 'પ્રબુદ્ધ જૈન'ના તા. ૧-૫-૪૭ના અંકમાં દેવદ્રવ્ય પર એક લેખ આવ્યો છે. 'વીતરાગ દેવને વળી દ્રવ્ય કેવુ?' આંગી વિગેરે વીતરાગને રાગી, ભોગી, માયાવી મનાવે છે. દેવદ્રવ્ય નથી, સંકલ્પનું દ્રવ્ય છે; સંકલ્પ ફેરવવામાં અધર્મ નથી. દેવદ્રવ્ય એ સમાજદ્રવ્ય છે. ઇતરોની જેમ વાપરો, નહિ તો ક્રાન્તિ તેને બિન-સમાજોપયોગી કામ માટે બળપૂર્વક ઉથલાવી પાડશે. દેવદ્રવ્યને અન્યત્ર નહિ વપરાય એ કેવળ વહેમ છે' એવા કપોલકલ્પિત વિચારો તેમાં દર્શાવ્યા છે. જો કે હજારો વર્ષથી દેવદ્રવ્યને અન્યત્ર વાપરવામાં પાપ માનવાની વૃત્તિ શાસ્ત્ર મુજબ જૈનોમા દઢમૂળ થયેલી હોવાથી, જૈન વ્યક્તિને નિર્માલ્ય ભક્ષણની કલ્પના પણ સૂઝવી નહિ જોઈએ. છતાં થોડા જૈનોને તે પાપવૃત્તિ થવા માંડી છે, તેનો લાભ સત્તાધારીઓ અને દુરાચારીઓ પણ લેવાના જ, એટલે પોતાની મનોવૃત્તિ દેવદ્રવ્યનું રહસ્ય પૂરી રીતે સમજી લઈને નિષ્પાપ રાખવી તે દરેક જૈનની ફરજ છે.

વીતરાગને દ્રવ્યની જરૂર હોઈ શકે જ નહિ એ વાત સૌ કોઈ સમજી શકે એવી સીધી જ છે, પણ રાગી જીવોને ઓળખવા માટે પણ રાગી, ભોગી, માયાવી કે કૃત્રિમ જ રીત તરત કામ આવે છે. એ સૌના અનુભવની વાત સૌ કોઈ જાણી શકે તેવી સીધી નથી. એટલે નિરાકાર વીતરાગની ઉપાસના આલકૃત સાકાર પ્રતિમા-પૂજનના દ્વારા ન જ થઈ શકે એમ માનનારાઓએ તે વાત અનુભવ લઈ સૂક્ષ્મ વિચાર કરી ગળે ઉતારી લેવાની જરૂર છે.-દેવદ્રવ્યની ખાસ માન્યતાને જ લઈને પ્રત્યક્ષ દેખાતાં, ઉપજેલાં સુંદર પરિણામો લક્ષમાં લેવા ઘટે. દેવદ્રવ્ય અને નિર્માલ્ય ભક્ષણમાં પાપ માનવાના સંસ્કારો કેટલા બધા હિતકર છે અને તેને વહેમ નહિ ગણતાં સત્ય સંકલ્પ માની તેને વફાદાર રહેવામા જ માનવતા અને સમાજહિત છે તે પણ સમજવાની જરૂર છે. જૈન સમાજ આટલા સુધી માને છે કે દેવદ્રવ્ય યોગ્ય રીતે વપરાય એવા ક્ષેત્રો ન હોય તો તે પરઠવું જોઈએ. પણ અન્ય રીતે નહિ વાપરવું જોઈએ, કે જૈનોએ તેનો ભોગવટો નહિ કરવો

જોઈએ. રાજભય, ચોરભયાદિ કારણે કે અન્ય કાર્યો રખડતાં રહે છે તે કારણે પણ, દેવદ્રવ્ય નહિ વાપરવાનો દૃઢ સંકલ્પ જૈનોએ કદિ પણ નહિ ફેરવવો જોઈએ.

ધ્વજ–દંડ ચઢાવવાની બાબતમાં કેસરીયાજી ક્ષેત્રમાં દિગંબરોએ હુલ્લડ મચાવેલું–સન ૧૯૨૫માં; અને તે જ વખતે દરબારે હકના નિર્ણય માટે એક કમિશન નીમેલું, તેનો નિકાલ તા. ૫–૬–૪૭ આટલો મોડો ઉદેપુર દરબારે ઇરાદા પૂર્વક પ્રસિદ્ધ કર્યો મણાય. તેમાં કહેવેલું છે કે : રિખવદેવની પૂજા પ્રાચીન કાળથી બધા પંથોના જૈનો અને ભિલ્લાદિ હિંદુઓ કરતા આવ્યા છે. બે સૈકાંઓથી ઉદેપુરના મહારાણા તે દેવસ્થાનના ટ્રસ્ટી છે. એટલે પોતાની પદ્ધતિ મુજબ બધી જાતના ભક્તોને પૂજા કરવા દેવા મહારાજા બંધાયેલા છે. ચઢાવાની પદ્ધતિથી સૌને દરેક પ્રસંગે પોતપોતાના ખર્ચે અને રીતીએ આરાધના કરવા દેવી. કેસરીયાજી તીર્થની બધી વ્યવસ્થા દેવસ્થાનનીધિ ટ્રસ્ટી જ સંભાળશે. વિગેરે. દેવસ્થાન જૈનોનું છે, જૈનેતરો પણ તેને માને છે અને ઉદેપુરના મહારાણા તેના ટ્રસ્ટી છે એ વાત કબૂલ. પણ જૈન પ્રણાલ વિરુદ્ધ જૈન ભગવાનની આરાધના થઈ શકે એમ વાજબી રીતે કોઈ કહી શકે જ નહિ. આજ સુધી એ સવાલ ઊઠયો ન હતો, કારણ કે, જૈન મર્યાદાને સૌ કોઈ માનતા હતા.

હવે દેવદ્રવ્યની આવકથી પૂજારીઓ અને દરબાર લોભાય છે. અને 'લોભમૂલાનિ પાપાનિ' એ વચન મુજબ નિર્માલ્ય ભક્ષણનું પાપ જૈન સમાજનો વિશ્વાસઘાત, તે તીર્થના ભક્ત ટ્રસ્ટી તરીકેની કર્તવ્યચ્યુતિ, વિગેરે ઘણાં પાપોના ભાગી થવા ઉદેપુરના મહારાણા પ્રવૃત્ત થયા મણાય.

'યથા રાજા તથા પ્રજા' એ વચન મુજબ રાજસત્તાને પાપ સૂઝે છે એટલે પ્રજામાં પણ પાપભાવના જાગે છે. હાલમાં સમાજના ઉપયોગી એવાં ઘણાં કામોને આર્થિક મદદ પૂરી રીતે મળતી નથી, અને પ્રજામા કંગાલિયત પણ વધી છે એ વાત સાચી પણ તે હાલત સુધારવા માટે જરૂરી ઉપાયો યોજવા જોઈએ.

તે માટે દેવદ્રવ્ય ઉપર પાકિસ્તાની આંખ કેમ ફેરવવી ? કમાણીના અને ઉધરાણીના બીજા ઘણા માર્ગો છે, પ્રજાને કેળવણી આપવી તે ચાલુ રાજનીતિ મુજબ સરકારની ફરજ છે. બ્રિટિશ સરકારની જેમ દેશી રજવાડાંઓ પણ જાતજાતના કરવેરાઓ જે વસૂલ કરે છે તે પ્રજાની કેળવણી વગેરેની જોગવાઈ કરવા માટે જ છે. તે આવક રાજભંડારોમાં સાચવી, દેવદ્રવ્યને કોલેજોની ખર્ચી માટે ઉપાડી લઈ જવું તે પાકિસ્તાની પ્રવૃત્તિ રાણા પ્રતાપના વારસ મહારાણાને કેમ શોભે ? આવી ... દ સલાહ આપનારાના...ગાયે મહારાણાએ તે નહિ માનવી જોઈએ અને દેવસ્થાનના ટ્રસ્ટી તરીકેની જવાબદારી યોગ્ય રીતે અદા કરવી જોઈએ. જિનાલયોનું દેવદ્રવ્ય બીજા કશામાં ખર્ચી શકાય જ નહિ તે પરંપરાની યાદ ઉદેપુરના મહારાણાશ્રીને કરાવી આપવાનું ન જ હોય.

શાસ્ત્રપરંપરા અને...રિવાજ ધ્યાનમાં લઈ ઉદેપુર દરબારે દેવદ્રવ્યનો દુરુપયોગ અટકાવવો જ જોઈએ અને તે માટે સમસ્ત શ્વેતાંબર મૂર્તિપૂજક જૈનોએ પણ ઘટતું બધું જ કરવું જોઈએ, એટલે જરૂર પડે તો જબ્બર સંગ્રામ પણ ખેલવો જોઈએ.

—"શાસનસુધાકર" તા. ૫–૭–૪૭નો અંક

## मंदसौरथी प्रगट थतुं "ध्वज" साप्ताहिक
## " एकलिंगजी के राज्य में "।

भारत धर्मप्रधान देश है। यहां राजनीति भी धर्म के पीछे चलती है। संसार के दूसरे देश भले ही राष्ट्र और राष्ट्रीयता को पहला और धर्मको दूसरा स्थान दें, मगर भारत वह देश है, जो धर्म को सर्वप्रथम और शेष सब को गौण समझता है। जिना साहब की जिद का प्रत्यक्ष परिणाम 'हिन्दु—विभाजन' इसका ताजा सबूत है।

ऐसे धर्म—प्रधान भारत की उस धर्मजीवी रियासत में जहां की उज्ज्वल वंश—परम्परा की वर्तमान कडी महाराणा श्री भूपालसिंहजी अपने राज्य को भगवान एकलिंगजी का राज्य बता कर स्वयं को उनका मंत्री घोषित कर शासनचक्र चलाते है, जब वहां मंदिर—निधि को विधान की जंजीर में कस कर भगवान को एक कोने में रख उसे विश्व—विद्यालय की अधिकृत सम्पति घोषित कर देते हैं तब धार्मिक जनता वास्तविक राज्याधिकारी (एकलिंगजी) के दरबार में उनके मन्त्री ( महाराणाजी ) के स्वेच्छाचारी अन्याय के विरुद्ध स्वरोन्नत करती है तो क्या बुराई करती है ?

हम विश्व—विद्यालय के विरोधी नहीं, न ज्ञान—यज्ञ के रोडे ही हैं। हम तो महाराणा द्वारा संस्थापित उद्घाटित संचालित इस हिन्दी विश्व—विद्यालय से इतने अधिक प्रसन्न और गद गद हैं कि स्वयं महाराणा भी शायद न होंगे। मगर विश्व—विद्यालय को द्रव्य—सहयोग का जो मार्ग जिस ढंग से अपनाया गया है हम उससे सहमत नहीं हो सकेंगे।

सुना है कि मेवाड के मंदिरों की देवनिधि का काफी बडा भाग जबरदस्ती, बिना किसी से पूछे ताछे प्रताप विश्व—विद्यालय को दिया जा रहा है। जिस लाखों भक्तजन—समुदाय ने अपने मंदिरों और तीर्थों में वर्षों से आज तक अपनी गांठ और तिजोरियां श्रद्धाके वशीभूत हो कर खाली कर दी है उस देव—द्रव्य की छाती पर प्रताप विश्व—विद्यालय उसी तरह आ कर चढ बैठा है जिस तरह मेवाडी जनता की छाती पर मद्रासी प्राइम मिनिस्टर श्री टी. वि. राघवाचार्य महोदय आसीन हो गये थे। अफसोस है तो यही कि भक्ति की 'लक्ष्मी' पर सरस्वती देवी को दानवी बना कर बलात् चढाई करने के लिये धकेला जा रहा है और वह भी सरस्वती—भारती के तेजस्वी वरद पुत्र श्री क० मा० मुन्शी के करों द्वारा। कैसी विडम्बना है? आजतक लक्ष्मी सरस्वती पर अत्याचार करती रही, अपनी रौनक दिखा कर वह सीधी सादी सरस्वती को चिढाती रही, मगर आज यह उलटा व्यापार अशोभनीय और नयन—कटु हो उठा है। 'जय सोमनाथ' का मुंशी क्या मेवाड में गजनवी के इतिहास को पुनः दुहराना चाहता है? हिन्दुओं की देवनिधि इस तरह सह-

धर्मियों द्वारा ही छीनी जाने का उदाहरण प्रस्तुत कर क्या विधर्मी शासकों को यह अधिकार देना नहीं है कि हिन्दु–मन्दिरों की देवनिधि का कोई भी हकूमत या स्वेच्छा से किसी दूसरे काममें उपयोग कर सकता है ?

केसरियाजी आदि तीर्थों की जनता द्वारा भेंट देवनिधि प्रताप विश्व–विद्यालय के लिये तो नहीं की गई थी ? उसे तो उन्हीं तीर्थों की दशा सुधारने में तथा वहां की जनता की इच्छा से वहां के धार्मिक कार्यों की उन्नति में लगाया जा सकता था। मगर यह न कर किया गया ठीक इसका उलटा।

विश्व–विद्यालय खोले महाराणा, नाम हो महाराणा का, मगर खर्च लिया जाय जनता द्वारा पाई पाई कर संचित देव–द्रव्य–निधि से ! क्या खूब है ! ! यदि ऐसा ही था तो इस शुभ कार्य में उन धार्मिक समुदायों, जो सारे देश के कोने २ से अपनी धर्म–भावना लिये अपने इन तीर्थों में पहुंचते और सश्रद्धा धन दान करते है की राय क्यों न लेली गई?

श्री क० मा० मुंशी बैरीस्टर हैं। बैरीस्टर के नाते अपनी तर्क बुद्धि से वे रात को दिन और दिन को रात सिद्धि कर सकते हैं। यह मानने में हमें कोई आपत्ति नहीं। मगर श्री मुंशी न भूले कि वे कोर्ट बैरीस्टर नहीं, 'गांधीवादी बैरीस्टर' हैं। सत्य अहिंसा के पक्के समर्थक हैं। पूज्य बापूने कहा था—"सत्य अहिंसा को खोकर मैं भारतकी आजादी भी कबूल नहीं करूंगा।" उन्हीं बापु के पदचिह्नों के अनुगामी और मेवाडी महाराणा के परामर्शदाता से ऐसी बड़ी भूल और अन्याय कैसे हो गया, आश्चर्य है।

यदि मेवाड की सत्ता आज प्रताप विश्व–विद्यालय के लिये मंदिरों की देवस्थान निधि हड़प सकती है तो कल भोपाल या निजाम, या जावरा भी किसी उर्दू–युनिवर्सिटी के लिये अपने शासनांतर्गत हिन्दु–देवस्थानों तथा तीर्थों की अपार सम्पदा पर अपने हक्क का दावा कर सकती हैं। यदि पहली बात सही है, तो दूसरी भी दुरुस्त होनी ही चाहिए।

अतः मेवाड़ के नये विधान में श्री एकलिंगजी के राज्य में श्री केसरियाजी आदि तीर्थ–देवताओं की धर्मनिधि को विश्व–विद्यालय निधि के रूपमें जो घोषित किया जा रहा है उसे तुरन्त ज्योंकी त्यों रहने का ऐलान किया जाय।

देव–द्रव्य में से यदि कुछ राशि विश्व–विद्यालय को देना ही है तो न्यायानुसार उस धार्मिक जनता का मत जान लिया जाय जिसकी 'बूंद–बूंद' भेंट हो वह अपार निधि है।

यदि ऐसा नहीं हुआ और चन्द 'बड़ों की मर्जी' ही सर्वोपरि मानी गई तो हमें डर है कि भारतकी हिन्दू और जैन मतावलम्बी जनता अपनी तीर्थनिधि की रक्षा में उसी तरह धर्म–युद्ध छोड देगी जिस तरह कि कोई सद्गृहस्थ अपने घर की लुटती लाज बचाने में सब शक्ति लगा देता है।

—"ध्वज" ता. २२–७–४७

# ઉદેપુરના 'સુધારા'નો શિલ્પી

ઉદેપુર રાજ્યે પોતાની પ્રજાને બંધારણીય સુધારા આપ્યા છે અને તેનું ઘડતર શ્રી કનૈયાલાલ માણેકલાલ મુનશીએ કર્યું છે, એ જાણીને શ્રી મુનશીને પીછાણનારાઓએ બહુ મોટી આશાઓ બાંધી હતી, પરંતુ એ 'સુધારા'ને બંધારણીય સુધારા કહેવા તે ખચ્ચરને ઘોડા તરીકે ઓળખાવવા જેવું છે! રાજ્યકર્તાની પુરાણી આપખુદીને તે અખંડ અને અભંગ રાખે છે, માત્ર એની ઉપર ધારાસભાનો ઓઢો ઓઢાડીને તેને બંધારણના નામ પાછળ છૂપવવામાં આવ્યું છે. શ્રી મુનશીએ એવો નવો સિદ્ધાંત સ્થાપવાનો પ્રયાસ કર્યો છે કે, મેવાડનું સાર્વભૌમત્વ લોકોમાં નહિ પણ એકલિંગેશ્વર મહાદેવમાં છે અને તે ઉદેપુરના મહારાજા મારફત તેનો ઉપયોગ કરે છે! આમ એમણે રાજવંશી પ્રતિષ્ઠા, દેવોમાં કરીને પીળા પ્રદેશમાં ઘસડીને મધ્યયુગમાં મૂકી, શ્રી જયનારાયણ વ્યાસ કહે છે તેમ, રાજસ્થાની પ્રજાની ભારે કુસેવા કરી છે. આ યોજનામાં દેવસ્થાનનિધિને સરકાર તેમ ધારાસભાના ક્ષેત્રની મર્યાદા બહાર મૂકી એ નિધિની વ્યવસ્થા માટે રાજાને સભાસદો નીમવાનો અબાધિત હક આપ્યો છે. ધારાસભામાં ૫૬ બેઠકો રાખી છે તેમાં જેમને પ્રજાના પ્રતિનિધિઓ કહી શકાય તેવા તો પચીસ ટકા જ આવી શકશે, બાકી ૧૦ બેઠકો જાગીરદારોને, ૧૦ વિશિષ્ટ હિતવાળાઓ, ૧૦ ભીલોને તથા પછાત વર્ગોને, ૪ મુસલીમોને, ૨ મજુરોને અને ૧ સ્ત્રીઓને વહેંચવામાં આવી છે. રાજતંત્ર ચલાવવા એક વડાપ્રધાન, ત્રણ પ્રધાનો અને ધારાસભાનો પ્રમુખ એ પાંચેયની નીમણૂંક પણ મહારાજા જ કરશે! આમ છતાં લશ્કર, પરદેશી સાથેનું રાજકારણ, યોજના અને ખીલવણી એ ખાતાં રાજ્યતંત્રના', મહારાજાએ જાતે નિમેલા સભ્યોને સોંપવામાં નહિ આવે! તેની વ્યવસ્થા કેવી રીતે કરવી તે મહારાજાની વિવેકબુદ્ધિ પર છોડવામાં આવ્યું છે. આ ચારે ખાતાંના ખર્ચ પર ધારાસભા મત આપી નહિ શકે. રાજાના ખાનગી ખર્ચ માટે રૂ. ૨૫ લાખ અથવા રાજ્યની કુલ મહેસુલના દસ ટકા, યુવરાજ માટેના ખર્ચની રકમનો સ્પષ્ટ ઉલ્લેખ નથી કર્યો, રૂ. ૭૫ હજાર વડા મહારાણીજી માટે, ઉપરાંત રાજા અને રાજકુટુંબના મહેલોના નિભાવ, મરામત અને શણગાર માટે થાય તેટલું અમર્યાદ ખર્ચ, તે ઉપરાંત રાજકુટુંબના બાળકોના શિક્ષણના તેમજ ખોરાકી પોશાકી ખર્ચના અલગ ખાતાનું ખર્ચ પણ રાજ્ય તિજોરીમાંથી આપવાનું. આ પછી ધારાસભાને મત આપવા માટે અંદાજપત્રમાં કેટલી રકમ બાકી રહેશે તે તો શ્રી મુનશી જાણે! શ્રી પ્રતાપ વિશ્વવિદ્યાલય તેમ નિધિ બન્ને સંસ્થાઓને પ્રજાકીય અંકુશ કે લાગવગથી એમણે છેક જ અસ્પૃશ્ય રાખ્યાં છે! જ્યારે હિંદ સંપૂર્ણ સ્વતંત્ર થવાનું છે તેવે સમયે શ્રી મુનશી જેવા રાષ્ટ્રવાદી કોંગ્રેસી નેતા રિયાસતી પ્રજા માટે આ પ્રકારના બંધારણીય 'સુધારા' ઘડે તે બેશક આશ્ચર્યકારક છે. દેવો અને દેવાશીઓના કિલ્લાઓ વચ્ચે આમાં લોકશાહી જેવું કશું જ દેખાતું નથી, એથી મેવાડી પ્રજાની જવાબદાર રાજ્યતંત્રની ભાવના સહેજ પણ સંતોષાય તેમ નથી 'હિંદનું પ્રજાસત્તાક તંત્ર રાજવંશી પ્રતિષ્ઠામાંથી તેની શક્તિ મેળવી નહિ શકે' એ સિદ્ધાંતનું પ્રતિપાદન કરનારા શ્રી મુનશીએ ઉદેપુરનું આવું બંધારણ યોજીને પ્રજાને દગો દીધો છે અને પોતાની પ્રતિષ્ઠા ગુમાવી છે.

(તા. ૬-૭-૪૭ના પ્રજાબંધુમાંથી)—"જૈન" તા. ૧૩-૭-૪૭

---

આ અંક પ્રગટ કરી રવાના કર્યો: તા. ૨૩-૭-૪૭ ના રોજ

# દરેકે વસાવવા યોગ્ય

## શ્રી જૈન સત્ય પ્રકાશના ત્રણ વિશેષાંકો

### (૧) શ્રી મહાવીર નિર્વાણ વિશેષાંક

ભગવાન મહાવીરસ્વામીના જીવન સંબંધી અનેક લેખોથી સમૃદ્ધ અંક : મૂલ્ય છ આના (ટપાલખર્ચનો એક આનો વધુ).

### (૨) દીપોત્સવી અંક

ભગવાન મહાવીરસ્વામી પછીનાં ૧૦૦૦ વર્ષ પછીનાં સાતસો વર્ષના જૈન ઇતિહાસને લગતા લેખોથી સમૃદ્ધ સચિત્ર અંક: મૂલ્ય સવા રૂપિયો.

### (૩) ક્રમાંક ૧૦૦ : વિક્રમ-વિશેષાંક

સમ્રાટ્ વિક્રમાદિત્ય સંબંધી ઐતિહાસિક ભિન્નભિન્ન લેખોથી સમૃદ્ધ ૨૪૦ પાનાંનો દળદાર સચિત્ર અંક: મૂલ્ય દોઢ રૂપિયો.

## શ્રી જૈન સત્ય પ્રકાશના બે વિશિષ્ટ અંકો

[૧] ક્રમાંક ૪૩-જૈનદર્શનમાં માંસાહાર હોવાના આક્ષેપોના જવાબરૂપ લેખોથી સમૃદ્ધ અંક: મૂલ્ય ચાર આના.

[૨] ક્રમાંક ૪૫-ક. સ. શ્રી હેમચંદ્રાચાર્યના જીવન સંબંધી અનેક લેખોથી સમૃદ્ધ અંક : મૂલ્ય ત્રણ આના.

## કાચી તથા પાકી ફાઈલો

'શ્રી જૈન સત્ય પ્રકાશ'ની ત્રીજા, ચોથા, પાંચમા, આઠમા, દસમા, અગિયારમા વર્ષની કાચી તથા પાકી ફાઈલો તૈયાર છે. મૂલ્ય દરેકનું કાચીના બે રૂપિયા, પાકીના અઢી રૂપિયા.

—લખો—

શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ
જેશિંગભાઈની વાડી, ઘીકાંટા, અમદાવાદ.

મુદ્રક:-મગનભાઈ છોટાભાઈ દેસાઈ. શ્રી વીરવિજય પ્રીન્ટીંગ પ્રેસ, સલાપોસ ક્રોસરોડ, પો. બો. નં. ૬ શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય-અમદાવાદ. પ્રકાશક:-ચીમનલાલ ગોકળદાસ શાહ. શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ-અમદાવાદ.




વર્ષ ૧૨ : અંક ૧૧ ] અમદાવાદ : ૧૫–૮–૪૭ [ ક્રમાંક ૧૪૩

## विषय-दर्शन



લવાજમ—વાર્ષિક બે રૂપિયા : આ અંકનું મૂલ્ય—ત્રણ આના

# હરિજન મંદિર-પ્રવેશ અને જૈનો

[ લેખકઃ શ્રી ચીનુભાઈ લાલભાઈ શેઠ, બી. એ. એલ. એલ. બી.; સોલીસિટર ]

મુંબઈ પ્રાંતના મંદિરોમાં હરિજનોને દાખલ થવાનો અને પૂજા-અર્ચા કરવાનો અધિકાર આપવા બાબતના એક્ટને સને ૧૯૪૭નો લેજિસ્લેટિવ એસેમ્બલીનો મુસદ્દો નં. ૨૭ મુંબઈ સરકાર તરફથી પ્રસિદ્ધ થયેલ છે તેમાં 'હિંદુ કોમ'ની વ્યાખ્યામાં જૈનોનો સમાવેશ કરવામાં આવ્યો છે તે વ્યાજબી નથી.

કોઈ પણ હરિજન જૈન ધર્મ પાળતા હોય તેવું અત્યાર સુધી જાણવામાં આવ્યું નથી, તેમ જ જૈન ધર્મ પાળતા હરિજનો માટે જૈન મંદિરોમાં પ્રવેશની મનાઈ કરવામાં આવી હોય તેવો દાખલો પણ બન્યો નથી.

જૈન મંદિરો દરેક જૈન ધર્મ પાળનાર વ્યક્તિ માટે ખુલ્લાં હોય છે. બીજા હિંદુઓ જૈન મંદિરોમાં જૈનોની રજા (Leave and License)થી જ પ્રવેશ કરે છે, પરંતુ હક તરીકે તેઓ પ્રવેશ કરી શકતા નથી. જૈન મંદિરોમાં જૈન વિધિ અનુસાર પૂજા કરવાનો હક ફક્ત જૈનો જ ધરાવે છે. જૈનેતરોને આવો હક નથી.

જૈન ધર્મ હિંદુ ધર્મથી તદ્દન અલગ ધર્મ છે, જો કે વારસાહક, લગ્ન વિગેરે બાબતોમાં જૈનોને હિંદુ કાયદો લાગુ પડે છે, છતાં જૈન કોમમાં પ્રચલિત રીતરિવાજો પ્રમાણે જો હિંદુ કાયદામાં કાંઈ ફેરફાર થતો હોય તો જે કાયદો રીતરિવાજો પ્રમાણે જૈનો પાળતા આવ્યા છે તે જ કાયદો તેમને લાગુ પડે છે.

જૈન મંદિરો જૈનોના પૈસાથી જ બાંધવામાં આવેલા છે અને તેનો નિભાવ પણ તેમના જ પૈસાથી થાય છે. આ મંદિરોના અંગે જાહેર પ્રજાનો અગર સરકારનો કાંઈ પણ હિસ્સો નથી અને એ મિલકતો જૈન કોમની જ મિલકતો છે; એવી મિલકતોમાં ઇતર કોમોને કાયદા દ્વારા હક આપવો એ તદ્દન ગેરવ્યાજબી છે એટલું જ નહિં પણ અન્યાયી છે.

તદુપરાંત હિંદનું બંધારણ ઘડનારી સભા અત્યારે હિંદનું જે બંધારણ ઘડી રહી છે તેમાં પણ કોઈના ધર્મમાં દખલ નહિ કરવાની બાહેંધરી આપવામાં આવી છે.

જૈન મંદિરો જે ફક્ત જૈનો માટે જ હોય છે તેમાં ઇતર કોમના શખ્સોને કાયદાથી દાખલ થવાનો અને તેમાં પૂજા કરવાનો હક આપવો તે જરાયે વ્યાજબી નથી. જો આમ નહિ થાય તો ભવિષ્યમાં મુશ્કેલ પરિસ્થિતિ ઉભી થવાની સંભાવના છે. વળી હરિજનોએ જૈન મંદિરોમાં પ્રવેશ કરવાનો અને પૂજા અર્ચા કરવાનો હક છે તેવી માગણી અત્યાર અગાઉ કદી પણ કરી નથી.

ઉપરાંત જો હરિજનોને આ પ્રમાણે હક મળશે તો તેઓ ભવિષ્યમાં જૈન મંદિરોના વહીવટ, હિસાબ તથા બીજી બાબતો અંગે કોર્ટમાં દાવાઓ માંડી શકશે, જૈન મંદિરોના ટ્રસ્ટીઓ તરીકે દાખલ થવાની માગણી કરશે અને જૈન મંદિરોના વહીવટ અંગે દખલગિરી ઉભી કરશે.

મારા નમ્ર મંતવ્ય મુજબ આ અંગે સમસ્ત જૈન સમાજે આંદોલન કરી 'હિંદુ' શબ્દની વ્યાખ્યામાંથી "જૈન" શબ્દ કઢાવી નાંખવા ખાસ પ્રયત્ન કરવો જોઈએ.

॥ॐ अर्हम् ॥
अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक मुनिसम्मेलन संस्थापित
श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र

# श्री जैन सत्य प्रकाश

जेशिंगभाईकी वाडी : घीकांटा रोड : अमदावाद (गुजरात)

| वर्ष १२ | વિક્રમ સં. ૨૦૦૩ : વીરનિ. સં. ૨૪૭૩ : ઇ. સ. ૧૯૪૭ | क्रमांक |
|---|---|---|
| अंक ११ | પ્રથમ શ્રાવણ વદિ ૧૪ : શુક્રવાર : ૧૫મી ઓગષ્ટ | १४३ |

## रखे श्रीकेसरियाजी तीर्थनो प्रश्न भूली जईए !

### [ सम्पादकीय ]

श्री केसरियाजी तीर्थ संबंधी अति दुःखदायक परिस्थिति ऊभी थयाने आजे बे मासथी वधु जेटलो समय वीती गयो, छतां ए सम्बन्धमां—ए दुःखदायक परिस्थितिने सुधारवा माटे—आपणे एटले के आखाय जैन संघे शां पगलां लेवां ए सम्बन्धी हजु सुधी कशो निर्णय लेवायो नथी ए हकीकत तरफ अमे समस्त जैन संघना सर्व आगेवानोनुं ध्यान दोरीए छीए.

कोई पण प्रश्नना निराकरणनी विचारणा माटे अमुक समयनी जरूर होय ए समजी शकाय एवी बाबत छे, पण ए विचारणाना समयनो पण अंत तो आववो ज जोईए ने ! के पछी आपणे विचार कर्या ज करीए अने ऊभा थयेला प्रश्नो एम ने एम पड्या रहे ! जो आम ज थाय तो तो **दीर्घसूत्री विनश्यति** (केवल लांबा लांबा विचारो ज कर्या करनार छेवटे विनाशने ज पामे) जेवी हालत थया वगर न रहे ए वात आपणे न भूलीए.

अमने लागे छे के आ प्रश्नना निराकरण माटे हवे तो पूरतो समय वीती गयो छे, अने हवे एमां जे कंई वधु कालक्षेप थशे ते संघना कल्याणने हानि पहोंचाड्या वगर नहीं रहे. एटले हवे तो आखा संघे एकदिल अने एकलक्षी बनी आ माटे एक या बीजो—योग्य लागे ते—मार्ग निश्चित करीने ए मार्गे कुचकदम करवानी आखा जैन समाजने आज्ञा आपवी जोईए. आम नहीं थाय तो **दुःखनुं ओसड दहाडा** ए कहेवत प्रमाणे अमुक समय वीतशे एटले आपणी वेदना भुलाई जशे अने आपणा एक प्राणप्रिय तीर्थना रक्षणनी आपणी तमन्ना नामशेष थई जशे अने परिणामे आपणा एक महातीर्थने आपणे आपणी आळस के निष्क्रियताना कारणे गुमावी बेसीशुं.

कोई पण प्रकारनी आफत आवे ए कोईनेय इष्ट तो न ज होय, पण जो आफत आवी ज पडी तो पछी ए आफतमांथी संघ—संगठन साधवानो लाभ आपणे अवश्य मेळवी लेवो घटे;

आवा संकट–समये पण जो आपणे संगठित थवा तैयार न होईए, तो तो पछी आपणे ऊजळा भविष्यनी आशा ज शी रीते राखी शकीए ?

जावाल, तळाजा के श्री केसरियाजी तीर्थ जेवा प्रसंगो ए आपणी संघशक्तिनी कसोटीना प्रसंगो बन्या छे. एवा प्रसंगे आपणु संघ–शरीर केटलुं सबल के निर्बल छे, एनुं निदान अचूकपणे जाणी शकाय. १०–२० वर्षना नजीकना भविष्यमां ज जैन संघ–जैन समाज उपर जे कंई वीती गयुं छे ते जोतां आपणुं समाज–शरीर दुर्बल थई गयुं छे अने दिवसे दिवसे वधु जर्जरित बनतुं जाय छे ए दीवा जेवुं स्पष्ट छे. आपणी आ वर्तमान हालत अने आपणो भव्य भूतकाळ ए बेनो विचार करीए छीए त्यारे क्षणभर मनमां थई आवे छे–शुं आपणे ए ज जैन महाप्रजाना संतानो छीए के जेमना पूर्वजोए मोटा मोटां देवालयो अने धर्मालयो ऊभां कर्यां हतां, मोटां मोटां राज्योनुं संचालन कर्युं हतुं, मोटां मोटां रणांगणोमां वीर हाक गजवी विजय वरमाळ पहेरी हती, अने राष्ट्रना दरेके दरेक क्षेत्रमां पोतानुं वर्चस्व दाखवी पोतानी बुद्धि अने शक्तिनो सौ कोईने लाभ आप्यो हतो ?

आपणु तीर्थ एटले आपणु पोतानुं ज एक अंग, ए अंग उपर घा उपर घा थता होय अने छतां आपणु दिल ठंडी ताकात दर्शाववा तैयार न थाय के ए घानी सामे बंड पोकारी न ऊठे अने ऊलटुं आपणे शून्यचित्त जेवा बनी जईए त्यारे नथी लागतु के आपणे निष्क्रिय, निश्चेतन अने हीनसत्त्व बनी रह्या छीए ?

श्री केसरियाजी तीर्थ अंगे ऊभो थयेलो प्रश्न ए केवळ केसरियाजी तीर्थ पूरतो ज छे एम रखे आपणे मानी लईए ! आजे आ प्रश्न आवी पड्यो तो काले बीजो नहीं आवी पडे–आपणा बीजा तीर्थ उपर पण आफत नहीं आवी पडे–एनी शी खातरी ? अमने तो लागे ज छे के आजे जो आनो ताकात पूर्वक प्रतीकार नहीं करीए तो आवती काल आथीय वधु घेरी आफत ऊतर्या वगर नथी रहेवानी. जे शरीर उपर एक रोगे हुमलो कर्यो एना उपर बीजा रोगोने हुमलो करवानु साव आसान छे ए रोजना अनुभवनी वात आपणे कां भूलीए ? पण आमां दोष रोगनो नहीं पण कमजोर शरीरनो ज गणाय. हवे ए घडी आवी लागी छे ज्यारे आपणे ए वातनो फेंसलो करवो ज पडवानो छे के आपणा दुर्बल बनेला संघ–शरीरने आपणे वधु दुर्बल बनाववा मागीए छीए के ए दुर्बलताने खंखेरी नाखीने ए संघ–शरीरने सशक्त अने बलवान बनाववा मागीए छीए. श्री केसरियाजी तीर्थ जेवा प्रश्नोए ए दुर्बलता फगावी देवानो आपणने सुयोग मेळवी आप्यो छे, ए सुयोगनो लाभ लेवानु आपणे न भूलीए अने प्रसंग ज्यारे आवी ज पड्यो छे त्यारे एवी शक्ति दाखववानु न चूकीए के जेथी भविष्यमां बीजी

कोई पण व्यक्ति जैन संघ उपर–जैन सघना कोई पण अंग उपर—आक्रमण करवानो विचार सुद्धां न करे. अस्तु !

टूंकमां—आ प्रसंगे भार दईने जे कांई कहेवानुं प्राप्त थाय छे ते ए ज छे के हवे आमां बहु बहु विचारो कर्या करतां कांईक नक्कर अने सक्रिय कार्य आपणे करीए. सम्भव छे के आ माटे अन्दरखाने कांईक प्रयत्नो चालता पण होय. एम होय तो एमांनी समाजने जणावी शकाय एवी हकीकत थोडे–घणे अंशे पण समये समये प्रकट थती रहे ए अत्यन्त जरूरी अने इष्ट छे. एम थाय तो ज जनताना दिलमां कांईक धरपत रहे अने आपणा आगेवानो के आपणी आगेवान संस्थाओ आ सम्बन्धमां जे कांई पगलां लेता होय तेना सारासारपणानो ख्याल जनताने आवी शके अने ए सम्बन्धमां जनताने कांई कहेवा जेवुं लागे तो ए कही पण शके. आखरे संघ एटले तो ए जैन जनता ज गणाय ने !

बाकी अत्यारे तो आ प्रवृत्तिनुं जे बाह्य दर्शन थई रह्युं छे तेथी तो मनमां दिलगीरी ऊपजे एवुं ज छे. आनुं परिणाम तो धीमे धीमे आ प्रश्नने वीसरी जवा सिवाय बीजुं भाग्ये ज आवे. अमने तो पूरो पूरो भय लागे छे—अने तेथी ज अमे आटला भारपूर्वक कहीए छीए छे — के आ गतिथी आपणे आपणुं ध्येय सिद्ध नहीं करी शकीए, अने आपणा जीवन–मरण समो एक प्रश्न आपणे वीसरी जईशुं. अमारो ए भय खोटो निवडे एम इच्छीए.

# ધમ્મિલ્લના અને અગડદત્તના ચરિત્રની સામગ્રી

(લે. પ્રો. હીરાલાલ ર. કાપડિયા એમ. એ.)

કથાઓના, કિસ્સાઓના, કહાણીઓના, વાર્તાઓના અને ચરિત્રોના વિવિધ પ્રકારોના ઉત્તમ નમૂનાઓ પૂરા પાડનાર તરીકે ભારતવર્ષ સુપ્રસિદ્ધ છે. કથાદિને લગતું ભારતીય સાહિત્ય ઘણી ઉચ્ચ કોટિનું છે અને એમાં જૈનોનો જેવો તેવો ફાળો નથી. વસુદેવહિંડી એ નામથી જાણીતી થયેલી કથા જેવી કથા કેટલી છે? એ વિચારનારને આ સહેજે સમજાશે.

આપણી મુંબઈ વિદ્યાપીઠના અભિનવ અભ્યાસક્રમ પ્રમાણે અભ્યાસ કરનારા પ્રથમ વર્ષના તેમ જ બી. એ.ના બીજા વર્ષના વિદ્યાર્થીઓને આ વર્ષે અનુક્રમે અગડદત્તચરિય અને ધમ્મિલ્લહિંડીનો અભ્યાસ કરવાનો છે, તો એને અંગેનાં સાધનોનો નિર્દેશ કરવા માટે તેમ જ "અર્ધ માગધી" તરીકે વિદ્યાર્થીઓને શું શીખવાય છે તે દર્શાવવા માટે આ લઘુ લેખ લખાય છે.

પાઇયમાં 'ધમ્મિલ્લ' અને 'ધમ્મેલ્લ' એવા બે શબ્દો છે. એ બન્નેને માટેનો સંસ્કૃત શબ્દ 'ધમ્મિલ્લ' છે. એના સંયત–બાંધેલા કેશ અને એક જૈન મુનિ એમ બે અર્થો છે. બીજો અર્થ અત્ર પ્રસ્તુત છે.

વાચક સંઘદાસગણિએ વિ. સં. ૬૬૬ કરતાં તો ઘણાં વર્ષો પૂર્વે રચેલ અને મહત્તર ધર્મસેન ગણિએ પૂર્ણ કરેલ વસુદેવહિંડીના પ્રથમ ખંડમાં કથોત્પત્તિની પછી 'ધમ્મિલહિંડી' યાને 'ધમ્મિલ્લચરિય' છે. આ બી. એ. ના બીજા વર્ષના વિદ્યાર્થીઓને આ વર્ષે શીખવાય છે. ધમ્મિલ્લ જ્યારે ગર્ભમાં હતો ત્યારે એની માતાને ધર્મ કરવાનો દોહદ થયો હતો એ ઉપરથી એનો જન્મ થતાં એનું નામ 'ધમ્મિલ્લ'[1] રખાયું એમ ધમ્મિલ્લહિંડીમાં ઉલ્લેખ છે.

આવસ્સયની નિજ્જુત્તિ (ગા૦[2] ૧૬૨૦)માં 'ધમ્મિલ્લ' એવું નામ છે; બાકી એનું ચારિત્ર નથી.

શકસંવત્ ૫૯૮માં નંદીચુણ્ણિ રચનારા જિનદાસગણિ મહત્તરે રચેલી મનાતી આવસ્સયચુણ્ણિ (ઉત્તર ભાગ, પત્ર ૩૨૩–૩૨૪)માં નીચે મુજબના ઉલ્લેખમાં ધમ્મિલ્લના ઉદાહરણનો નિર્દેશ છે —

"इयाणिं फलं। तं दुविहं। इहलोए धम्मिलोदाहरणं, जहा वसुदेवहिंडाए।"

અર્થાત્ હવે ફળનો વિચાર કરીશું. એ બે પ્રકારનું છે. આ લોકમાં ફળ મેળવનાર તરીકે ધમ્મિલ(લ)નું ઉદાહરણ જાણવું કે જે વસુદેવહિંડીમાં અપાયું છે.

આવસ્સય અને એની નિજ્જુત્તિ ઉપર યાકિની મહત્તરાના ધર્મસૂનુ તરીકે સુવિખ્યાત હરિભદ્રસૂરિએ સંસ્કૃતમાં વિસ્તૃત ટીકા રચી છે. એના ૮૬૩મા પત્રમાં ધમ્મિલનું ઉદાહરણ ધમ્મિલ્લહિંડીમાંથી જાણવું એમ એમણે કહ્યું છે.

ધમ્મિલ્લહિંડી કરતાં કોઈ પ્રાચીન કૃતિ ધમ્મિલ્લનું ચરિત્ર પૂરું પાડતી હોય તો તે જાણવામાં નથી, કેમકે વસુદેવહિંડીના આરંભમાં કહ્યું છે તેમ પઢમાણુઓગ (પ્રથમાનુયોગ)માં વર્ણવેલ વસુદેવચરિયને એ આભારી છે અને આ અનુયોગ આજે આપણને ઉપલબ્ધ નથી.

'અંચળ' ગચ્છના મહેન્દ્રપ્રભસૂરિના શિષ્ય જયશેખરસૂરિએ ગુજરાતમાં વિ. સં. ૧૪૬૨માં સંસ્કૃત ભાષામાં ધમ્મિલ્લચરિત્ર નામનું રસિક કાવ્ય રચ્યું છે અને એ હીરાલાલ હંસરાજ તરફથી ઘણાં વર્ષો પૂર્વે પ્રસિદ્ધ થયું છે. ત્યારબાદ એની બીજી આવૃત્તિ બહાર પડી. ત્રીજી આવૃત્તિ મનસુખલાલના ગુજરાતી ભાષાન્તર સહિત પ્રત આકારે ચાર

---

૧ આનો અર્થ 'ધર્મી' એમ થાય છે. પાઇયમાં 'માલિકી' બતાવવાના અર્થમાં આલ, આલુ, ઇત્ત, ઇર એમ જે વિવિધ અનુગ વપરાય છે તેમાંનો એક તે 'ઇલ્લ' છે. ધમ્મ+ઇલ્લ=ધમ્મિલ્લ.

૨ આ રહી એ ગાથા:—

'पच्चक्खाणस्स फलं इह परलोए अ होइ दुविहं तु।
इहलोए धम्मिलाइ दामन्नगमाई परलोए ॥१६२०॥

આનો અર્થ એ છે કે પ્રત્યાખ્યાનનું ફળ આ લોકમાં અને પરલોકમાં મળે છે એ હિસાબે એ બે જાતનું છે. ધમ્મિલ્લ વગેરેને આ લોકમાં ફળ મળ્યું છે, જ્યારે દામન્નગ વગેરેને પરલોકમાં મળ્યું છે.

ભાગમાં છપાવાઈ અને ચોથી આવૃત્તિ મૂળ અને ભાષાન્તર સહિત પુસ્તક આકારે વિ. સં. ૧૯૮૬માં વીઠલજી હીરાલાલ શાહ (જામનગર) તરફથી પ્રસિદ્ધ કરાઇ.

આ ધમ્મિલચરિત્રમાં ૩૫૦૩ પદ્યો છે, જ્યારે એની પ્રશસ્તિમાં ૩૫૦૪ હોવાનો ઉલ્લેખ છે.

૧૮મા પદ્યમાં કહ્યું છે કે દયાળુ મનુષ્યને સર્વ સંપત્તિઓ મળે છે. એનું સાક્ષાત્ ઉદાહરણ તે ધમ્મિલ છે. આમ કહી એમનું ચરિત્ર અપાયું છે. આમાં અગલ(ડ)દત્તનું ચરિત્ર આડકથારૂપે અપાયુ છે.

કર્તાના નામ તેમ જ રચનાવર્ષના ઉલ્લેખ વિનાની એક સંસ્કૃત કથા 'ધમ્મિલકથા' એ નામથી "જૈન આત્માનન્દ સભા"એ વિ. સં. ૧૯૭૧માં પ્રસિદ્ધ કરી છે. એમાં ૨૧૪ પદ્યો છે. અંતમાં નીચે મુજબનો ઉલ્લેખ છે કે જે આ કથાની પાછળ રહેલો હેતુ સૂચવે છે:—

"इति इहलोकार्थतपःप्रभावे धम्मिलकथा"

આ કથાનુ વાસ્તવિક નામ ધમ્મિલકથા' હોવું જોઈએ.[1] એની હાથપોથી તપાસાય તો એ વિષે નિર્ણય થઈ શકે. બાકી આ કથા ઉપર્યુક્ત ધમ્મિલહિંડાનો સંસ્કૃતમાં સારાંશ છે એ તો નિર્વિવાદપણે કહી શકાય તેમ છે.

જૈ. સા. સં. ઇ. જોતાં જણાય છે કે સૌભાગ્યહર્ષસૂરિના શિષ્ય સોમવિમલસૂરિએ વિ. સં. ૧૫૯૧માં ગુજરાતીમાં **ધમ્મિલરાસ** રચ્યો છે. જૈન ગૂર્જર કવિઓમાં પણ આ ઉલ્લેખ છે. વિશેષમાં અહીં ધમ્મિલને અંગે બે કૃતિઓ નોંધાઈ છે: (૧) જ્ઞાનસાગરે વિ. સં. ૧૭૧૫માં **ધમ્મિલરાસ** રચ્યો છે અને (૨) વીરવિજયે વિ. સં. ૧૮૯૬માં **ધમ્મિલકુમાર રાસ** રચ્યો છે. આ બીજા રાસમાં લગભગ "વસુદેવહીંડે કહ્યો" એવો ઉલ્લેખ છે.

**ધમ્મિલકુમાર યાને જાગતો પુણ્યપ્રભાવ** એ નામનું એક પુસ્તક ૭૨ પ્રકરણમાં રચાયું છે. એનાં શરૂઆતનાં પાનાં વગરનું પુસ્તક મારા જોવામાં આવ્યું છે. એટલે કર્તા વગેરે વિષે હું કંઈ કહી શકતો નથી.

**વસુદેવહિંડી**ના પ્રથમ ખંડનું હાલમા "જૈન આત્માનન્દ સભા" તરફથી ગુજરાતી ભાષાન્તર બહાર પડ્યું છે. એ ધમ્મિલહિંડીના અભ્યાસીને ઉપયોગી થઈ પડશે તેમજ સાથે સાથે ધમ્મિલનું પ્રાચીનમાં પ્રાચીન ચરિત્ર પણ ગુજરાતી વાચકોને એ પૂરું પાડશે. આ સભાએ જ્યારે આ મહાકાય ધર્મકથાનું ભાષાન્તર પ્રસિદ્ધ કરવાનું સ્તુત્ય પગલું ભર્યું છે તો વિમલસૂરિકૃત **પઉમચરિય**[2] (પદ્મચરિત્ર) અને સુપ્રસિદ્ધ હરિભદ્રસૂરિએ રચેલ[3] **સમરાઇચ્ચકહા** એ બે મહત્ત્વની કૃતિઓનું પણ ભાષાન્તર તૈયાર કરાવી તે બહાર પાડવા આ સભાના

---

૧ 'ધમ્મિલ' એ ધમ્મિલ્લનું હળવું રૂપ છે. જેમકે કાઉસ્સગ્ગનુ 'કાઉસગ્ગ'.

૨ આ જૈન દૃષ્ટિ અનુસારનું પદ્મનું અર્થાત્ રામનું ચરિત્ર છે—રામાયણ છે. એને અન્યકારે ૧–૩૨માં પુરાણ કહ્યું છે.

૩ આનું ભાષાન્તર જોવા જાણવામાં નથી એટલે આમ ઉલ્લેખ કરું છું.

સંચાલકોનું હું સાદર ધ્યાન ખેંચું છું. આ બે કૃતિઓના પણ અમુક અમુક અંશો કૉલેજના વિદ્યાર્થીઓને અવારનવાર શીખવાય છે. દાખલા તરીકે આ વર્ષના ઇન્ટરમિજિએટના વિદ્યાર્થીઓને સમરાઇચ્ચકહાનો બીજો ભવ અને બી. એ. ના પ્રથમ વર્ષના વિદ્યાર્થીઓને ચોથો ભવ શીખવાય છે. પહેલા, બીજા અને છઠ્ઠા ભવનું તો અંગ્રેજી ભાષાન્તર થયેલું છે. વિશેષમાં સમગ્ર કૃતિની સંસ્કૃત છાયા પણ પ્રસિદ્ધ થયેલી છે. તો આ સામગ્રીનો ઉપયોગ કરનારને સમસ્ત કૃતિનો ગુજરાતી અનુવાદ તૈયાર કરવો સુગમ છે. એટલે અનુવાદક તો મળી રહે તેમ છે. તો સભાને આના પ્રકાશન માટે વધુ વિચાર કરવો પડે તેમ નથી.

પઉમચરિયના ૩૩–૩૫ ઉદ્દેસઅ પ્રથમ વર્ષના વિદ્યાર્થીઓ માટે ૧૯૪૨ની પરીક્ષાનું પાઠ્ય પુસ્તક હતુ. એટલે એટલો ભાગ અંગ્રેજી અનુવાદાદિ સહિત ૧૯૪૧માં બે ત્રણ સ્થળેથી છપાયો છે. આવી રીતે પહેલા ચાર ઉદ્દેસઅનો તેમજ ૨૭ અને ૨૮માના અંગ્રેજી અનુવાદ ૧૯૩૬ અને ૧૯૩૪માં અનુક્રમે છપાયેલ છે.

### અગડદત્તનાં ચરિત્ર માટેનાં સાધનો—

ધમ્મિલહિંડીમાં ધમ્મિલ્લનું જે ચરિત્ર અપાયું છે તેમાં આડકથા તરીકે અગડદત્ત મુનિનો આત્મવૃત્તાન્ત છે. આના કરતાં અગડદત્તનું ચરિત્ર કોઈ પ્રાચીન કૃતિના અંગ રૂપે કે સ્વતંત્રપણે હોય તો તે વાત મારા લક્ષ્ય બહાર છે.

ઉત્તરજ્ઝયણના 'અસંજય' નામના ચોથા અજ્ઝયણમાં નીચે મુજબનું છઠ્ઠું પદ્ય છે:—

"सुत्तेसु आवी पडिबुद्धजीवी न विस्ससे पंडिय आसुपन्ने ।
घोरा मुहुत्ता अवलं शरीरं भारंडपक्खी व चरऽप्पमत्तो ॥ ६ ॥"

'વાણિજ્ય' કુળના, કોટિક ગણના અને 'વજ્ર' શાખાના ગોપાલગણિ મહત્તરના શિષ્યે કે જેમને કેટલાક જિનદાસગણિ મહત્તર તરીકે ઓળખાવે છે તેમણે ઉત્તરજ્ઝયણ ઉપર ચુણ્ણિ રચી છે આ ચુણ્ણિના ૧૧૬મા પત્રમા નિદ્રાજાગરણના ઉદાહરણ તરીકે અગલુદત્તનો ઉલ્લેખ છે. ચોરો સૂઈ ગયા ત્યારે એ જાગતો રહ્યો એવે સમયે પરિવ્રાજકે આ ચોરોનું મસ્તક કાપી નાખ્યું. પરિવ્રાજક અગલુદત્ત (અગડદત્ત) ને કંઈ કરી શકયો નહિ, કેમકે એ તો સાવધ હતો. એની બેન પણ એને ફસાવી શકી નહિ. આ પ્રકારની હકીકત અગડદત્તના સંબંધમાં આ ચુણ્ણિમાં અપાઇ છે. વિશેષમાં આ દૃષ્ટાન્તનો ભાવ પણ અહીં ઘટાવાયો છે.

'વાદિવેતાલ' શાન્તિસૂરિએ ઉત્તરજ્ઝયણ અને એની નિજ્જુત્તિને અનુલક્ષીને "પાઇયટીકા" રચી છે. એમા આ પ્રસંગે દ્રવ્યનિદ્રાના પ્રતિષેધના ઉદાહરણ રૂપે પત્ર ૨૧૩આ–૨૧૬આ–માં અગડદત્તનું ચરિત્ર આલેખાયું છે. એમાં એ ઉપર્યુક્ત ધમ્મિલ્લહિંડીની કથાનો સારાંશ છે એટલું જ નહિ પણ એમાં શબ્દની સમાનતા પણ અસાધારણપણે દૃષ્ટિગોચર થાય છે. તેમ છતાં આ ચરિત્ર ધમ્મિલ્લહિંડીને આધારે અપાયાનો એમાં ઉલ્લેખ જોવાતો નથી એમ પ્રા. સંડેસરા કહે છે. જો એમ ન હોય તો શું કાંઈ અન્ય આધારે આ ચરિત્ર અપાયું હશે? અને એમ હોય તો એ આધાર કયો છે?

પ્રા. સાંડેસરાએ "ભારુંડ" નામનો લેખ લખ્યો છે અને એ "પ્રજાબંધુ"ના દીપોત્સવી અંક ૨૦૦૨માં છપાયો છે. આમાંની કેટલીક ક્ષતિઓનું સૂચન કરતો અને કેટલીક વધુ વિગતો રજૂ કરતો મારો લેખ નામે "ભારંડ: એક મહાકાય પક્ષી" અહીંના સાપ્તાહિક "ગુજરાતી મિત્ર તથા ગુજરાત દર્પણ"ના તા. ૫-૧-૪૭ના અંકમાં છપાયો છે. આ તેમજ અષ્ટાપદ વગેરે સંબંધી મારો એક અંગ્રેજી લેખ હાલમાં છપાયો છે. એ ટૂંક સમયમાં પ્રસિદ્ધ થશે.

શાન્તિસૂરિએ 'વૃદ્ધવાદ' એવા ઉલ્લેખપૂર્વક અગડદત્તનું ચરિત્ર પાઇયમાં આપ્યું છે. પાઇયટીકાના સંપાદક મહાશયે આ ચરિત્રની સંસ્કૃત છાયા આપી છે.

દેવેન્દ્રગણિ ઉર્ફે નેમિચન્દ્રસૂરિએ અણહિલપુર પાટણમાં વિ. સં. ૧૧૨૯માં ઉત્તરજ્ઝયણ ઉપર સંસ્કૃતમાં ટીકા રચી છે અને એમાં અનેક કથા આપી છે. તેમાં આ પ્રસંગે પત્ર ૮૪અ-૯૪અમાં અગડદત્તનું ચરિત્ર પાઇયમાં-જઇણ મરહટ્ઠીમાં ૩૨૮ પદ્યમાં આપ્યું છે. ધમ્મિલ્લહિંડીમાંના અગડદત્તચરિય સાથે આ કોઈ કોઈ સ્થળે જુદું પડતું જણાય છે અને તેમ હોય તો એ સ્વાભાવિક છે, કેમકે આ તો 'વૃદ્ધવાદ'ને આભારી છે—વૃદ્ધોનાં કથનને અનુસરે છે એમ નેમિચન્દ્રસૂરિએ જાતે પ્રારંભમાં કહ્યું છે.

આ સંસ્કૃત ટીકાનું તેમજ સાથે સાથે એના મૂળનું સંપાદન-કાર્ય જૈનાચાર્ય વિજયોમંગસૂરિજીએ ઈ. સ. ૧૯૩૭માં કર્યું છે.

જૈન સાહિત્યની અમૂલ્ય સેવા બજાવનારા જર્મન વિદ્વાન્ ડૉ. હર્મણ યાકોબીએ Ausgewählte Erzahlungln in mahârâṣṭrî[1] નામની કૃતિ રોમન લિપિમાં સંપાદિત કરી છે. એમાં એમણે ઉપર્યુક્ત ૩૨૮ પદ્યનું અગડદત્ત-ચરિત્ર આપ્યું છે. જે જે. મેયરે (meyer) Hindu Talesમાં એનું અંગ્રેજી ભાષાન્તર કર્યું છે અને તેમ કરતી વેળા કેટલાક સુધારા સૂચવ્યા છે. આ સંસ્કરણનો અને ભાષાન્તરનો ઉપયોગ ડૉ. પી એલ. વૈદ્યે એમની ઇ. સ. ૧૯૪૦ની આવૃત્તિમાં કર્યો છે. વિશેષમાં એમણે અંગ્રેજીમાં ટિપ્પણો પણ આપ્યાં છે. પ્રો. એન. વી વૈદ્ય અને એ. ટી. ઉપાધ્યેએ પણ પોતપોતાની આવૃત્તિમાં અગડદત્ત ચરિત્રનું અંગ્રેજી ભાષાન્તર વગેરે આપેલ છે. પ્રાકૃત કથા સંગ્રહ (પૃ. ૭૨-૯૭) માં નાગરી લિપિમાં 'અગડદત્ત' એ નામથી અગડદત્ત ચરિત્ર છપાયું છે અને એ ડૉ. યાકોબીની આવૃત્તિને આભારી છે.

અગડદત્તનું ચરિત્ર પૂરું પાડનારી કેટલીક પદ્યાત્મક ગુજરાતી કૃતિઓ "જૈન ગૂર્જર કવિઓ"માં નોંધાઈ છે. જેમકે ભીમ નામના શ્રાવકે વિ સં. ૧૫૮૪માં અગડદત્તરાસ રચ્યો છે. વાચક કુશલલાભે વિ. સં. ૧૬૨૫માં અગડદત્ત ચોપાઇ (ચરિત્ર), શ્રીસુન્દરે

[1] અહીં અપાયેલાં કરકંડુ, નમિ અને નગ્ગઇનાં ચરિત્રો આ વર્ષે મેટ્રિકના વિદ્યાર્થીને કરવાનાં છે, જ્યારે અહીં અપાયેલું બંભદત્તચરિય કૉલેજના પ્રથમ વર્ષના વિદ્યાર્થીઓને શીખવવાનું છે. રોમન લિપિમાં પ્રસિદ્ધ થયેલ બંભદત્તચરિય ગુજરાત પુરાતત્ત્વ મંદિર તરફથી નાગરી લિપિમાં વિ. સં. ૧૯૭૮માં પ્રકાશિત થયેલ પ્રાકૃત કથા સંગ્રહ (પૃ. ૨૯ ૫૫)માં અપાયેલું છે. ડૉ. પી. એલ. વૈદ્ય કહે છે કે આ પ્રકાશનમાં ઘણી ભૂલો છે.

કરી શકાય છે તે પણ ઈસુની નવમી સદીથી પ્રાચીન નથી. પરંતુ એમ પણ જોરથી ન કહી શકાય કે અહીં ધવલીપહાડ અને ખંડગિરિના સમયે કંઇ હતું નહીં. તે સમયે કંઈ હતું કે નહીં એ સંબંધે વિશેષ શોધખોળની આવશ્યકતા છે.

મન્દિરના સ્થાપત્ય સંબંધે વિચાર કરીએ તો શિલ્પશાસ્ત્રની દૃષ્ટિએ રેખમન્દિર કે ભદ્રમન્દિરની કક્ષાનુ આ મન્દિર નથી વિશેષ તપાસમા નક્કી થાય છે કે વચમાં સ્થાપિત મહાકાય શિવલિંગની ઉપર ઢાંકવા માટે શિલ્પમર્યાદા તોડી આ મન્દિર બનાવવામાં આવ્યું છે; જે મન્દિરનું નામ છે ભાસ્કરેશ્વર. તેનો રચનાકાળ અચોક્કસ છે, છતાં ઐતિહાસિક દૃષ્ટિએ બીજાં મન્દિરો કરતાં આ મન્દિર વધારે કીમતી છે.

ભાસ્કરેશ્વર મન્દિરના મધ્યમાં ૯ ફૂટ ઊંચુ અને ગોરીપટ્ટ પર ૪ ફૂટ પહોળું શિવલિંગ છે, જેનો ઉપરનો ભાગ ખંડિત થયો હોય એમ લાગે છે આશ્ચર્ય તો એ છે કે શિવલિંગ એક પથ્થરનું છે, જ્યારે ગૌરીપટ્ટ જુદી જાતિના પથ્થરનો છે. આ સિવાય ગૌરીપટ્ટની લંબાઈ સાથે શિવલિંગની લંબાઇ પણ મેળ ખાતી નથી. આ માટે રાજા રાજેન્દ્રલાલ મિત્ર તો જણાવે છે કે, પ્રાચીન કાળમાં અહીં અશોકનો સ્તંભ હતો કાળાંતરે તેને સ્થાને લિંગસ્થાપના થઈ છે અને ત્યારપછી તેની ઉપર મંદિર ઊભું કરવામાં આવ્યું છે.

ભુવનેશ્વર સ્ટેશનથી રામેશ્વર જતાં પ્રથમ રામેશ્વર મન્દિર આવે છે. ભુવનેશ્વર મહાદેવનો રથ મન્દિર સુધી આવે છે.

રામેશ્વર મન્દિરની પશ્ચિમે અશોકકુંડ ઉપર સારનાથમાં રહેલ અશોક સ્તંભના શિરોભાગ જેવો લાંબો મોટો સ્તંભ શિરોભાગ છે, જેની ઉપરની મૂર્તિઓ નાશ પામી છે; માત્ર મૂર્તિને બેસાડવાનું અર્ધગોળ થાળું દૃષ્ટિગોચર થાય છે.

× × ×

ઉપલબ્ધ સ્તંભશિરોભાગથી અનુમાન થાય છે કે ભાસ્કરનો સ્તંભ ૨૯ થી ૩૩ ફૂટ સુધી અત્યારે માટીમાં (જમીનમાં) ધરબાએલો હોવો જોઈએ તેમજ તે સમયે અત્યારના થરથી ૩૦ ફૂટે નીચે જમીન હોવી જોઇએ, આ ઉપરથી એ પણ નક્કી થાય છે કે આ સ્થાનમાં ઉપરના બદલે નીચેમાં વિશેષ શોધ કરવી જોઇએ અને તેમ કરવાથી ઐતિહાસિક વિષયમાં ઇચ્છિત લાભ થશે.

અમે તે આસપાસની જમીન તપાસવાનું શરૂ કર્યું. નીચેના ભાગમાંથી જે વસ્તુ મળે છે તે ઉપરની વસ્તુઓ કરતાં વિશેષ પ્રાચીન હોય એ અમારો ખ્યાલ હતો. પરિણામે એક નવો કૂવો ખોદતાં તે સ્થાનમાંથી બે મૂર્તિઓ મળી, જેમાં એક બુદ્ધદેવની અને **બીજી જૈન તીર્થંકરની મૂર્તિ હતી**, જે પૈકીની બુદ્ધમૂર્તિ ઇ. સ.ની નવમી સદીની હોવાનું અનુમાન છે. વિશેષ શોધ કરવામાં આવે તો આ જમીનના સમાન થરમાંથી બીજી પણ વસ્તુઓ મળવાનો સંભવ છે.

અશોક સ્તંભની ચારે બાજૂ ગોળ પાષાણ-બંધન છે, જે સાંચીસ્તૂપ તથા ભરહૂતના પાષાણ બન્ધનને મળતું છે. આથી ભાસ્કરેશ્વરનું લિંગ એક સમયે અશોક સ્તંભ હોવાનું અનેક રીતે નક્કી થઈ ગયુ છે. પાષાણ-બંધનની પડખે ખોદેલ મૂર્તિઓનું ગઠન રચના

માથાની શિખા અને હાથની કૃતિ વગેરે ઉદયગિરિની રાણી ગુફાને મળતું છે: એટલે તે સમયનું હોવાનો સંભવ છે. જે ભરહૂતની પછી બનેલ હોવાનો સંભવ છે.

મન્દિરની ઉત્તરે કંઈક પશ્ચિમ તરફ વળતાં કેટલીક ગિરિગુફાઓ છે. તેમાં પણ બે-એક જૈનમૂર્તિઓ જોવામાં આવી. ગુફામા માટી ભરાઇ ગઈ છે. જો તે માટી દૂર કરવામાં આવે તો પણ કેટલુંક અપૂર્વ જાણવાનું મળે.

અમારા એક મિત્રે એ પણ અખતરો કર્યો અને ઘણી પ્રાચીન વસ્તુઓ મેળવી. વિશેષ પ્રયત્ન કરવામાં આવે તો અશોકની પુરાતન રાજધાની હોઇને અહીંથી પાટલિપુત્રની પેઠે અનેક સત્યો પ્રાપ્ત થશે.

ધવલી અને ખંડગિરિ ઉદયગિરિની મધ્યમાં હોવા છતાં ભુવનેશ્વરમાં પ્રાચીનમાં પ્રાચીન નવમી સદીની વસ્તુઓ પ્રાપ્ત થાય છે.

ઉડિષ્યા અને ઉત્તર ભારતના મન્દિર—વિધાનનો ઇતિહાસ મેળવીએ તો આ પ્રદેશમાં ઇ. સ.ની નવમી સદીની વસ્તુઓ મળે છે; તેમજ ભુવનેશ્વરનું સ્થાપત્ય પણ નવમીથી બીજી સદીની મધ્યમાં દાખલ કરી શકાય છે. પરંતુ આવું શિલ્પ વિધાન કયા ગ્રંથમાં છે વગેરે શોધવાનાં કામો ઊભાં જ છે.

મહાનદના બન્ને કાંઠે સોનપુર, બૌદ, નરસિંહપુર વગેરે રાજ્યોમાંનાં પ્રાચીન મન્દિરોની રચના ભુવનેશ્વરને મળતી આવે છે.

× × ×

( પ્રવાસી ૧૩૪૧ વૈશાખ પત્ર ૩૫ થી ૪૦ ઉપરથી )

નોટ–મૂળ લેખના પૃષ્ઠ ૩૬માં શોકગ્રસ્તા સ્ત્રીની મૂર્તિ છાપી છે. સંભવ છે કે તે ત્રિશલા રાણી હોય

# જૈન દર્શન

લેખકઃ–શ્રીયુત મોહનલાલ દીપચંદ ચોકસી

( ક્રમાંક ૧૪૦ થી ચાલુ )

ગુણસ્થાનકનું સ્વરૂપ વિચારતાં આપણે બાર પગથિયાં સુધીની વિચારણા કરી ગયા. આપણે એ પણ જોયુ કે આત્મા ચઢવાનો આરંભ કરે એટલે એ જેમ ઉપરના પગથિયે જાય તેમ પગલું ભરવામાં ચૂકે તો નીચે પણ ગબડી પડે. અર્થાત્ આગળ વધવું કે પાછા પડવું એ પરિણામની ધારા પર મનઃપ્રદેશમાં ઉદ્ભવતા અધ્યવસાય ઉપર અવલંબે છે. તેથી તો છઠ્ઠા અને સાતમા ગુણસ્થાનકમાં ગમનાગમનનો સુમાર નથી રહેતો. સમ્યક્ત્વ અથવા તત્ત્વજ્ઞાનવાળી ઉપરની ભૂમિકાઓ ઉપરથી આત્મા ગબડે છે, ત્યારે કેવળ મિથ્યાત્વથી ભરપૂર પહેલી ભૂમિ પર ન આવતાં બીજા ઉપર થોભે છે. પ્રથમ કરતાં આત્મશુદ્ધિ કંઈક અંશે વધુ હોય છે છતાં એ ઉત્ક્રાંતિનું સ્થાન ન ગણી શકાય. એ સ્થાનનો ઉપયોગ ઉપરથી પડનાર ઉચ્ચ ભાવોનું બળ ગુમાવનાર–આત્મા જ કરે છે. આ જાતનું પતન મોહના આવેશમાંથી જન્મે છે. અને આ ગુણસ્થાને રમતા આત્મામાં મોહની તીવ્ર કાષાયિક શક્તિનો આવિર્ભાવ હોય છે. ખીરનું મિષ્ટ ભોજન કર્યા પછી જ્યારે વમન

થાય ત્યારે મ્હોડામાં એક પ્રકારનો વિલક્ષણ સ્વાદ જન્મે છે. તેવીજ રીતે આત્માની આ સ્થાનકે સ્થિતિ હોય છે.

પણ ત્રીજાની વાત નિરાળી છે. એ ઉત્ક્રાંતિ અને અપક્રાંતિ કિંવા અધઃપાત ઉભય માટે સર્જાય છે. એ સ્થાને રમતા આત્મામાં માત્ર સમ્યગ્દૃષ્ટિ કે માત્ર મિથ્યાદૃષ્ટિ ન હોવાથી ચળ–વિચળ પરિણામ હોય છે. હીંચકાની માફક ડોલાયમાન દશા પ્રવર્તતી હોય છે. સામે આવતી હરકોઈ વાત સાચી માની લેવા જેવી વૃત્તિ અહીં જોર કરે છે. પરીક્ષા કરી વસ્તુને સત્ કે અસત્ રૂપે પિછાનવાનું બળ આ સ્થાનમાં લાભતું નથી. આ સ્થાન ઝાઝો સમય ટકતું નથી. અહીંથી પ્રગતિશીલ આત્મા પરિણામ શુદ્ધિના જોરે આગળ વધી ચોથામાં પ્રવેશે છે અને એથી ઉલ્ટી રીતે પતનના વમળમાં રુંધાયેલ આત્મા સ્ખલન પરંપરાને અનુભવતો–ગબડતો ગબડતો ઠેઠ પહેલે પહોંચે છે.

આમ બીજા અને ત્રીજામાં–ગુણસ્થાન ગણાતા છતાં ખરેખરી ઉત્ક્રાન્તિ નથી. કેટલીક વિલક્ષણતાઓ છે અને ઉભય એક સરખા પણ નથી જ.

કર્મોમાં રાજા સમાન મોહનો સર્વથા છેદ ઊડી જતાં આત્માની નિર્મળતા સ્ફટિક રત્ન સમ બરાબર ઝળહળી ઊઠે છે. બારમા ગુણસ્થાનમાં રમણ કરતાં અને એની સ્થિતિ પડવાના ભય વિહૂણી થતાં અને નિર્ભયતાની લહરીઓ અનુભવતાં–લાંબા કાળથી દબાયેલી શક્તિઓ પૂર્ણ સ્વરૂપે ખીલી ઊઠે છે, અન્ય કર્મોના આવરણો છિન્નભિન્ન થાય છે. એટલુંજ નહીં પણ સ્વામી યાને નાયક એવા મોહના નાશથી ટપોટપ તૂટવા માંડે છે. વિકાસગામી આત્માના બળ સામે એ ટકી રહે એવું સામર્થ્ય ન હોવાથી અદૃશ્ય થાય છે; સત્તામાંથી જ અર્થાત્ જડમૂળથી જ ઊખડી જાય છે કે જેથી પુનઃ પ્રગટવાનો સંભવ જ નથી રહેતો. આત્મા પરમાત્મભાવનું પૂર્ણ આધ્યાત્મિક સ્વરાજ્ય પ્રાપ્ત કરી સચ્ચિદાનંદ સ્વરૂપને પૂર્ણપણે પ્રગટાવી નિરતિશય જ્ઞાન, દર્શન, ચારિત્ર આદિની સંપત્તિ મેળવી લે છે, તેમજ અનિર્વચનીય સ્વાભાવિક સુખનો અનુભવ કરે છે. જેમ પૂર્ણિમાની રાત્રિએ સ્વચ્છ ચંદ્રની સંપૂર્ણ કળાઓ પ્રકાશમાન થાય છે તેમ તે સમયે આત્માની મૂળ શક્તિઓ પૂર્ણ વિકાસને પામે છે. એ ભૂમિકાનું નામ તેરમું ગુણસ્થાનક છે. ત્યાં લાંબા વખત સુધી (આયુષ્યની મર્યાદા હોય તે પ્રમાણે) રહ્યા પછી પ્રાપ્ત થયેલ સંપૂર્ણ શક્તિનો જન–સમૂહને લાભ આપ્યા પછી આયુષ્ય આદિ ચાર અઘાતી કર્મોના અંતની નજીક આત્મા (મહાત્મા) આવી પહોંચે છે

એ વેળા આત્મા બળેલી દોરડી સમાન અઘાતી કર્મોનાં આવરણોને ઉડાવી ફેંકી દેવા માટે સૂક્ષ્મક્રિયાપ્રતિપાતી નામા શુક્લધ્યાનના ત્રીજા પાયાનો આશ્રય લઈને માનસિક, વાચિક અને કાયિક વ્યાપારોને સર્વથા રોકી નાખે છે. એ વેળા આધ્યાત્મિક વિકાસની પરાકાષ્ઠાએ આત્મા પહોંચે છે. આ સ્થિતિનું નામ ચૌદમું ગુણસ્થાનક છે. એનો કાળ પાંચ હ્રસ્વ સ્વરના ઉચ્ચાર જેટલો યાને અતિ અલ્પ છે. એ અતિ સૂક્ષ્મકાળમાં આત્મા સમુચ્છિન્નક્રિયાપ્રતિપાતી નામા શુક્લધ્યાનનો ચોથો પાયો સ્પર્શી સુમેરુ પર્વતની માફક નિષ્કંપ સ્થિતિ પ્રાપ્ત કરીને શરીર ત્યાગ કરીને ચૌદ રાજલોકના પ્રાંત ભાગે–જ્યાંથી આગળ અલોક છે એવા લોકના અંત ભાગે–જ્યાંથી ફરીથી પાછા આવી સંસારમાં જન્મ

લેવાનો નથી એવી કાયમી દશામાં-સ્થિત થાય છે. આ રીતે પ્રગતિ સાધતો આત્મા વ્યવહાર અને પરમાર્થ દૃષ્ટિથી લોકોત્તર સ્થાન પ્રાપ્ત કરે છે. એ જ નિર્ગુણ બ્રહ્મ સ્થિતિ છે; એ જ સર્વાંગી પૂર્ણતા છે; એ જ સર્વાંશે કૃતકૃત્યતા છે; પુરુષાર્થની અંતિમ સિદ્ધિ છે. આ સ્થાનને જ અપુનરાવૃત્તિ સ્થાન તરીકે આલેખાય છે. ચાહે તો એને મુક્તિ કહે કે સિદ્ધશિલાનો વાસ કહો.

અનાદિ કાળથી જોડાયેલાં અને પ્રવાહની ઉપમાથી એનો પીછો પકડી બેઠેલાં આઠે કર્મોનો જડમૂળથી નાશ થઈ ચૂકેલો હોવાથી જેમ બળી ગયેલા બીજમાં પુનઃ અંકુરો ઉદ્ભવવાનો સંભવ નથી હોતો, તેમ અહીં ફરીથી એ કર્મો આત્મા ઉપર કાબુ જમાવે એવો સદ્‌ભાવ કે સંભવ ન હોવાથી સંસારમાં અવતરવાપણું છે જ નહીં. આત્માને દેહ નથી અને નથી પ્રાણ-યોનિ આદિ-કેવળ અનંતકાળ પર્યંતની સ્થિતિ છે. એટલે જ અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત સુખ અને અનંત વીર્ય સિદ્ધના જીવોમાં હોય છે.

મોક્ષ કંઈ બહારથી આવતો નથી. આત્માની સમગ્ર શક્તિનો સંપૂર્ણ આવિષ્કાર-વિકાસની પરાકાષ્ઠા-ઉત્ક્રાન્તિનું અંતિમ પદ એનું નામ જ મોક્ષ. આત્મા સત્કરણીના બળે મહાત્મા અને ત્યાંથી મૂળ ગુણોની નિર્મળતાના જોરે પરમાત્મા બને છે. વેદાન્તીઓનો બ્રહ્મભાવ, જીવનું શિવ થવું, કે બૌદ્ધનું શૂન્યમાં મળી જવું એ ભલે ભિન્ન નામો હોય પણ સાચી વાત ઉપર મુજબ છે. વિરોધી બળો સાથે સંગીન બળથી ઝૂઝયા વિના એ લાભી શકાય નહીં. તેથી જ ગુણસ્થાનની અગત્ય. (ચાલુ)

# भारत के बाहर प्राकृत का प्रचार

( लेखक—श्रीयुत मूलराजजी जैन, एम. ए., एल-एल. बी. )

आज से पचास वरस पहले कोई कल्पना भी नहीं कर सकता था कि किसी समय भारत के बाहर भी प्राकृत का प्रयोग होता होगा,[१] और वह भी राजकीय पत्र-व्यवहार में। सर आरल स्टाइन ( Sir Aurel Stein ) के अनवरत अन्वेषण से चीनी तुर्किस्तान जैसे सुदूर देशमें लकडी और चमडे के टुकडों पर खरोष्ठी लिपि[२] में लिखे हुए प्राकृत के बहुत

१ यदि चीनी तुर्किस्तानमें कभी जैन धर्म गया होता तो वहां प्राकृत के प्रचारकी संभावना थी। देखिये—"भारत के बाहर जैन धर्म" जैन सत्य प्रकाश, जून सन् १९४२, क्रमांक ९३।

२ खरोष्ठी एक प्राचीन लिपिका नाम है जो विक्रमसंवतके तीन चार सौ वरस पहले से लेकर तीन चार सौ वरस पीछे तक गंधार तथा पंजाबमें प्रचलित रही थी। यह दाईं से बाईं ओर को लिखी जाती थी। जैन और बौध ग्रन्थोमें इसका उल्लेख मिलता है। चीनी ग्रन्थों में इसकी व्युत्पत्ति 'खरोष्ठ' से की है क्योंकि इस के अक्षर गधे के होंठ की तरह लंबे होते है। यह प्रायः प्राकृत लिखने के काम आती थी। इस में स्वरोंका दीर्घत्व प्रकट नहीं

से लेख मिले हैं। इनमें से कुछ लेख लकडी के किलाकार टुकडों पर हैं और शायद इसी लिये इन लेखों में इन का निर्देश "कीलमुद्रा" शब्द से किया गया है। ये कीलमुद्राएं देश के राजा की ओर से सरकारी कर्मचारियों के नाम लिखी गई हैं। इन में किसी मुकद्दमे अथवा अन्य सरकारी कार्य की चर्चा की गई है।

कुछ लेख लकडीके चौरस टुकडों पर हैं। इनका नाम "प्रवंनक" (प्रमाण, प्रापण, प्रपन्न ?) है। ये एक प्रकार की रसीदें या प्रमाणपत्र है जिन्हें अधिकारी व्यक्ति अपने पास रखता था। अनधिकारो पुरुष से इनके पाठ की रक्षा करने के लिये इन के ऊपर उसी परिमाण का दूसरा टुकडा रख कर उन पर रस्सी लपेट दी जाती थी। फिर रस्सी के सिरे ऊपर वाले टूकडे पर रख कर उनको मिट्टी से ढांप दिया जाता था और मिट्टी पर मोहर लगा दी जाती थी।

इस प्रकार के कुल ७६४ लेख मिले हैं जिनकी रोमन अक्षरों में प्रतिलिपि और अंग्रेजी भाषामें अनुवाद प्रकाशित हो चूके है[३]। इस प्राकृत का अंग्रेजी में व्याकरण भी बना है परन्तु वह मेरे देखने में नहीं आया[४]। इनकी प्राप्ति की कथा भी बडी रोचक है[५]।

नीचे इस प्राकृत का नमूना दिया जाता है। इन लेखों के देखनेसे पाश्चात्य विद्वानों के उत्साह, धैर्य और परिश्रमका कुछ अनुमान हो सकता है। जैन मुनियों के लिये प्राकृत के ये लेख अत्यन्त उपयोगी और रोचक सिद्ध होगे। वे इनके पाठ और अर्थ में कुछ सुधार भी कर सकेंगे।

---

किया जाता था। हां, इस में संयुक्त वर्ण बहुत थे। अभारतीय वर्णों को प्रकट करने के लिये अक्षरों की आकृति में फेरफार कर दिया जाता था, अथवा बिंदु, रेखा आदि लगा दी जाती थी, परन्तु इनही लेखों में एक लेख (नं. ५२३) संस्कृत में है। इस में स्वरोका दीर्घत्व तथा ऋवर्ण प्रकट किये गये है।

३ **Kharoṣthi Inscriptions** discovered by Sir Aurel Stein in Chinese Turkestan. Oxford Part I 1920, Part II 1927, Part III 1929.
T. Burrow : A translation of the Kharoṣthi Documents from Chinese Turkestan London, 1940.

४ T. Burrow : Language of the Kharosthi Documents from Chinese Turkestan.

५ Sir Aurel Stein · (1) Ancient Khotan, 2 Vols (2) Serindia, 5 vols. (3) Innermost Asia, 3 vols. Oxford, 1907, 1921, 1928.

नमूना[६]

## कीलमुद्रा नं. १

( ऊपरवाले टुकडे के बाहर की ओर )

**चोंझूबो तंजकस्र दद्व्य**

( नीचे वाले टूकडे के अंदर की ओर )

**महनुअव महरय लिहति चोझ्बो तंजकस्र मत्र देति स्र च अहोनो इश ल्पिपेय गरहति यथ एदस गवि २ सेनिये सचिंचिये अगसितंति एक गवि पतम ओडितंति एक खयितंति एद विवद समुह अनद् प्रोछिद्व्य यथ धमेन निचे कर्तवो अत्र न परिबुजिशतु हस्तगद इश विस्रजिद्व्य ।**

अनुवाद—चोझूबो तंजक को दी जावे[७] ।

महानुभाव महाराज लिखते हैं । चोझूबो[८] तंजक[९] को मन्त्रणा देते हैं, और वह इस प्रकार—यहा लिपयेय शिकायत करता है कि साच[१०] के सैनिक उसकी दो गायों को उठा कर ले गए—एक गाय पीछे लौटा दी, एक ( गाय ) उन्होने खा ली । यह विवाद अपने सामने जांचना चाहिये और धर्मानुसार निश्चय करना चाहिये । वहां जो समझ में न आय, उसे यहां भेज देना ।

### नं० ५४१

**भटरगस्य प्रियदेवमनुष्यसंपुजितस्य योग्य दिव्य वर्षशतयु प्रमनस्य सुनांम-परिकिर्तितस्य प्रचछ देवतस्य महंत चोझ्बो तंजकस्य पदमुलमि पोठंघ लिपपेय नमकेरो करेति दिव्यशरिर अरोगि भ्रेषेति पुन पुनो बहु कोडि शतसहस्रनि अप्रमेगो तेन स्रुठ षतोस्मि यो तहि परिदे अरोग श्रुयति अहं चिश अरोगेमि तहि प्रसदेन एवं च शिरस विंञवेमि अहुंनो इमदे स्पस वंनग मनुश विसर्जिदेमि सुपियन परिदे स्पसु रछंनय किं तत्र पडिवति सियति एमेव इश श्रुननय कर्तवो।**

अनुवाद—भट्टारक, देव—मनुष्यों के प्यारे और उनसे पूजित, योग्य—दिव्य—सौ—बरस

---

६ स्वरों का दीर्घत्व नहीं दिखलाया गया।

७ यह उपर के टुकड़े के बाहरका लेख है जो आजकल के कवर (लिफ़ाफ़े) के एड्रेस की भांति है ।

को आयुवाले, सुनाम–परिकीर्तित, प्रत्यक्ष–देवतास्वरूप महन्त चाझुवो[८] तंजक[९] के पादमूल में षोठंघ[११] लिपपेय[१२] नमस्कार करता है। दिव्य–शरीर–आरोग्य भेजता (अर्थात् चाहता) है। बार २ बहुत बार, करोड लाख बार, असंख्य बार। मैं बहुत प्रसन्न हूं[१३] कि आपका सब प्रकारसे आरोग्य सुना जाता है। में आपके प्रसाद से यहां स्वस्थ हूं और सिर झुकाकर यह विनति करता हूं। मैं ने यहां से सूपियों[१४] के उपर दृष्टि[१५] रखने के लिये स्पश–पत्र–मनुष्य[१६] अर्थात् चर भेज दिया है कि जो कुछ वहां का समाचार होगा वह वैसा ही यहां मेरे कर्णगोचर किया जाय।

**नोट**–यदि कोई मुनि महाराज इस प्राकृतका अधिक परिचय चाहते हों तो नीचे के पते से सूचना मिलने पर दो चार और लेखों की प्रतिलिपि तथा अनुवाद भेज दिया जायगा।

जैन विद्याभवन,
६, नेहरू स्ट्रीट, कृष्णनगर, लाहोर (पंजाब)

---

८ राजकीय पदवी।

९ व्यक्ति विशेष का नाम।

१० साच किसी स्थान विशेषका नाम है।

११ षोठंघ या सोठंघ एक पदवी विशेष

१२ लिपपेय = व्यक्ति का नाम।

१३ 'षतो' कदाचित् = सतो = सन्तो? सुष्ठु सुन्तो = प्रसन्न।

१४ स्पश = गुप्तचर, दूत।

१५ सुपिय = जाति विशेष।

१६ स्पश = गुप्त भेद लेना, गुप्त दृष्टि।

# સિરોહી રાજ્યનાં કેટલાંક પ્રાચીન જિનમંદિરો

લેખકઃ—પૂજ્ય મુનિમહારાજ શ્રી ન્યાયવિજયજી (ત્રિપુટી)

( ક્રમાંક ૧૪૧થી ચાલુ )

## કોલાર—કોલરનું જૈનમંદિર

પાલડીથી દક્ષિણમાં ત્રણ ગાઉ દૂર આ ગામ આવ્યું છે. સડક છોડીને પગદંડીને રસ્તે ત્યાં જવાય છે. ચારે તરફ એકલા ડુંગરા જ ડુંગરા નજરે પડે છે; પહાડોનું જ જાણે સામ્રાજ્ય સમજી લ્યો. કુદરતે કરેલી આ અભેદ્ય પહાડી દીવાલોને ભેદી યાત્રાળુ મુસાફર ચાલ્યો જાય છે ત્યારે ખરે જ એ વિજયી હર્ષથી નાચી ઊઠે છે. મુસાફર સહસા જાણે બોલી ઊઠે છે "જ્યાં જ્યાં નજર મ્હારી ઠરે ત્યાં ત્યાં પહાડ નજરે પડે." અમારો

નાનકડો સંઘ કુદરતી દશ્યો નિહાળતો એક પછી એક પહાડોને વટાવતો કોલર આવી પહોંચ્યો. અત્યારે ત્યાં થોડા રબારીઓના ઘર–ગાયો ભેંસો ચરાવનારનાં ઝૂંપડાં અને થોડા મિયાણા અહીં વસે છે. કોલરનું પુરાણું નામ 'કોલરગઢ' હતું. આજે એનો કિલ્લો ખંડિત-ધ્વસ્ત રૂપે ઊભો છે. એના બુરજ અને દરવાજા—મુખ્ય પોળ વગેરે દેખાય છે. બાકી આખું નગર તો કરાલ કાળના વિકરાળ જડબામાં હોમાઈ ગયું છે; જેથી પ્રાચીન શહેરનું નામનિશાન નથી રહ્યું. માત્ર પુરાણી ઈંટો અને પાયા કવચિત્ નજરે પડે છે.

અહીં એક સુંદર જૈન ધર્મશાળા છે, ત્યાંથી પાછળ દોઢ થી બે ફર્લાંગ દૂર ઝાડીમાં અને પહાડની નજીકમાં સુંદરજીનું મંદિર છે. મંદિરજીમાં પેસતાં જ અંદર પ્રથમ ચોકીનાં ભારવટિયામાં સુંદર કલામય ચૌદ સ્વપ્નો કોરેલાં છે. ત્રિશલા માતા સુંદર કલામય પલંગમાં સૂતાં છે. અર્ધ નિંમલિત નેત્રકમળો, પ્રસન્ન હાસ્ય ઝરતું મુખારવિંદ, જાણે ચૌદ સ્વપ્નો જોતાં મુખ ઉપર થતા વિવિધ ફેરફારને દર્શાવતું સુંદર મુખકમલ ખીલી રહ્યું છે. છત્રપલંગ ઉપર અક્ષરો કોતર્યા છેઃ—

महाराज्ञी त्रिशलादेवी चौदेण स्वप्नानि पश्यति."

ચૌદ સ્વપ્નાં એક જ પાટલી ઉપર કોતર્યાં છે. ક્રમ આ પ્રમાણે છે. હાથી, બળદ, સિંહ, લક્ષ્મીદેવી (બે બાજુ માવત સહિત હાથીઓ છે અને સૂંઢ દ્વારા અભિષેક થઈ રહ્યો છે.) ફૂલની માલા, સૂર્ય અને એની ઉપર ચંદ્ર, ધ્વજ, કલશ, સરોવર અને એની નીચે સમુદ્ર એની નીચે વિમાન, પછી રત્નરાશિ અને છેલ્લે અગ્નિશિખા.

મંદિરના મુખ્ય ગભારામાં મૂલનાયકજી શ્રી આદિનાથજીની ભવ્ય સુંદર પ્રતિમાજી ઉપર નીચે મુજબ લેખ છે.

"संवत् १७२१ वर्षे ज्येष्ठ शुदि ३ रवौ महाराजाधिराज श्री अखयराजजि (१) विजयराज्ये सिरोही नगरवास्तव्य प्राग्वाट ज्ञातीय वृद्धशाखीय मेहाजल भार्या कल्याणदे सुत सा० (२) कमाभार्या केशरदे पुत्ररत्न सा. उदयभाणकेन श्री आदिनाथबिंब कारापितं। प्रतिष्ठितं वा. तपागच्छीय (३) भ. श्री हीरविजयसूरि भ.। श्रीविजयसेनसूरि भ.। श्रीविजयतिलकसूरि भ.। श्रीविजयानंदसूरि पट्टप्रभाव (४) का भ. श्री विजयराजसूरिभिः ॥

ભાવાર્થ—સંવત ૧૭૨૧ [૬]માં જ્યેષ્ઠ શુદિ ૩ને રવિવારે મહારાજાધિરાજ શ્રી અક્ષયરાજજી[૭] સિરોહીમા રાજ્ય કરતા હતા ત્યારે સિરોહી નગરના રહેવાસી વીસા પોરવાડ

૬. ઉપર્યુક્ત સં ૧૭૨૧ના લેખવાળી મૂર્તિઓ સિરોહીમાં અત્યારે પણ વિદ્યમાન છે. સિરોહીના ઘણાં મંદિરોમાં ૧૭૨૧ની સાલની મૂર્તિઓ છે. આમાં કેટલીક મૂર્તિઓ તો અદ્ભુત ભવ્ય, અને રોનકદાર છે. એક મંદિરમાં તો ૧૭૨૧ના મોટા વિશાળ ચોમુખ બિંબ–ચાર મૂર્તિઓ છે.

૭. મહારાજા અક્ષયરાજજી સિરોહીના પ્રતાપી રાજા થયા છે. તેમનો સં. ૧૬૭૪માં

જ્ઞાતીના મા. (મંત્રી) મેઘાજલ, તેમનાં પત્ની કલ્યાણદે તેમના પુત્ર મા. કમા અને તેમનાં પત્ની કેશરદે તેમના સુપુત્ર ઉદયભાણે શ્રી આદિનાથ ભગવાનની મૂર્તિ—બિંબ ભરાવ્યું અને તપાગચ્છીય ભટ્ટારક (જગદ્ગુરુ) શ્રી હીરવિજયસૂરિ શિષ્યરત્ન ભ. શ્રી. વિજયસેનસૂરિજી, તેમના પટ્ટધર ભ. શ્રી વિજયતિલકસૂરિજી, તેમના પટ્ટધર શ્રી વિજયાનંદસૂરિજી, તેમના પટ્ટપ્રભાવક શ્રી. વિજયરાજસૂરિજીએ પ્રતિષ્ઠા કરાવી છે."

આ લેખમાં આવેલ આચાર્યો પ્રસિદ્ધ હોવાથી હું તેમનો વિશેષ પરિચય અહીં નથી આપતો. વાચકો, સૂરીશ્વર ને સમ્રાટ, વિજયપ્રશસ્તિ મહાકાવ્ય અને ઐતિહાસિક રાસ-સંગ્રહ વગેરેમાંથી આ મહાપુરુષોનાં ચરિત્ર વાંચી લ્યે તેવી ભલામણ કરી આગળ વધું છું.

અહીં પણ મૂળનાયકજીની નીચે પ્રાસાદ દેવીના સ્થાને પહેલાં જણાવ્યા મુજબ શ્રી તીર્થંકર દેવની મૂર્તિ સ્થાપેલી છે. મૂળનાયકજીની જમણી બાજુ શ્રી આદિનાથજીની મૂર્તિ છે, પરન્તુ લેખ વગેરે કાંઈ જ નથી. ડાબી બાજુ શ્રી અભિનંદન પ્રભુજી છે. તેમની પલાંઠી ઉપર નીચે પ્રમાણેનો લેખ છે—

"॥ श्रीअभिनंदनबिंबं कारितं प्रतिष्ठितं तपागच्छे श्रीहीरविजयसूरिभिः । १६३२ वर्षे

બસ આટલું જ વંચાયું છે.

આ સિવાય એક સુંદર ધાતુની મૂર્તિ ઉપર નીચે પ્રમાણે લેખ વંચાયો હતો:

"सं. १६६३ वर्षे आषाढ वदि ४ गुरौ श्रीदेवपत्तन वासि सोरती (ठी)या जातीय मं. पावा भा. रंभा पुत्रेण मं. राजपाल भारजादेयुतेन श्रेयसे श्रीसुमतिनाथ बिंबं कारितं । प्र. श्री तपागच्छे भ. श्रीविजयसेनसूरिपट्टे भ. श्रीविजयदेवसूरिभिः"

સં. ૧૬૬૩ માં અષાઢ વદિ ૪ ને ગુરુવારે દેવપત્તનિવાસિ (પ્રભાસપાટણ સંભવે છે) સોરઠીયા જ્ઞાતિના મં. પાવા, તેમનાં પત્ની રંભા તેમના પુત્ર મ. (મંત્રી-મહામાત્ય) રાજપાલે પોતાની સ્ત્રી વગેરેના શ્રેય માટે શ્રી સુમતિનાથજીનું બિંબ-મૂર્તિ કરાવી અને પ્રતિષ્ઠા શ્રી વિજયસેનસૂરિજીના પટ્ટાલંકાર શ્રી વિજયદેવસૂરિજીએ કરાવી.

(સૌરાષ્ટ્રમાં સોરઠિયા જ્ઞાતિ જૈન હતી એનું આ જ્વલંત દૃષ્ટાન્ત છે. સોરઠિયા

---

જન્મ છે; ૧૬૭૭માં-ત્રણ વર્ષની બાલ્યવયે તેમનો રાજ્યાભિષેક થયો છે, અને ૧૭૩૦માં તેમનો દેહાન્ત થયો છે—અર્થાત્ તેમના મૃત્યુ પહેલાં નવ વર્ષ-૧૭૨૧માં ઉપર્યુક્ત લેખવાળી મૂર્તિઓની અંજનશલાકા—પ્રતિષ્ઠા મહોત્સવ થયેલ છે. આ અક્ષયરાજજી મહારાવ સુરતાનનાં પૌત્ર થાય છે. મહારાવ સુરતાન એ જ છે કે જેમને શ્રી હીરવિજયસૂરીશ્વરજીએ ઉપદેશ આપી ધર્મ માર્ગે વાળ્યા હતા. સૂરિજીના ઉપદેશથી રાજાએ મદ્યમાંસ શિકાર આદિનો ત્યાગ કર્યો હતો. આ મહારાવના આગ્રહથી સૂરીશ્વરજી સમ્રાટ અકબરને પ્રતિબોધીને પાછા વળતાં અહીં ચાતુર્માસ રહ્યા હતા. આ રાજા બહુ જ કઠોર દિલનો અને સખ્ત હતો છતાંયે સૂરીશ્વરજીના ઉપદેશથી તેના હૃદયનું પરિવર્તન થયું હતું. તેમ જ અહીંના ચતુર્મુખ પ્રાસાદમાં કે જે ૧૬૩૪માં બનેલ છે તેમાં મહારાવ સુરતાનના નામનો-વિદ્યમાનતાનો ઉલ્લેખ છે.સૂરિજી અને રાણાજીને બહુ જ ઘનિષ્ઠ સબંધ હતો.

(સિરોહી રાજ્યકા ઇતિહાસ, લે. ગૌ. હી. ઓઝાના આધારે અક્ષયરાજજીની વિગત મેળવી છે).

જ્ઞાતિના અનેક મહાન શ્રાવિકોએ અનેક જિનમંદિરો બંધાવ્યાનાં, મૂર્તિઓ ભરાવ્યાના લેખો મળે છે. અત્યારે પણ તે જ્ઞાતિમાં કેટલાક જૈન ધર્મ પાળે છે ખરા.)

અહીં મંદિરમાં દેરીના બારવટિયા ઉપર પણ લેખો છે. દેરી નં. ૫ માં મારવાડી મિશ્ર સંસ્કૃતમાં લેખ છે.

"श्री संघजीवो संवत १७२२ वर्षे" બસ આગળ નથી વંચાતું.

આ મંદિરમાં હમણાં જ કલાઈ–સફેદો થયો છે, એમાં બારવટિયા ઉપરના દેરીઓના લેખો પણ દબાઈ ગયા હોય એમ લાગે છે.

આ જિનમંદિરના પાછળના ભાગમાં–નજીકમાં જ મહાદેવજીનું મંદિર છે. જૈન મંદિરની કલાઈ અને આ મંદિરની કલાઈ પણ સાથે સાથે જ થઈ હોય તેમ લાગે છે.

પાછળ મોટી વાવ છે. એથી દૂર મોટી પહાડી નજરે પડે છે. પહાડ ઉપર જવાનો રસ્તો બાંધેલો છે. પગથિયાં વગેરે સાફ જણાય છે.

આ બાજુ જુદા જુદા પાળિયા ઘણા છે. આમાંના કેટલાયે પાળિયા ઉપર ૧૭૦૦ અને ૧૮૦૦ ના લેખો છે. કેટલાયે યુદ્ધ કરતાં કરતાં ખપી ગયા છે તેની નોંધ છે. કેટલાક લેખોમાં સંવત છે અને કેટલાકમાં સંવતો પણ નથી આ વિષયના શોખીન ઇતિહાસવિદોએ આ તરફ લક્ષ્ય આપી, લેખો લઈ તેમનો વિગતવાર પરિચય કરાવવાની જરૂર છે.

ત્યાંથી અમે આવ્યા સિરોહી. પહાડની વચ્ચે થઈને આ વિકટ રસ્તો કાઢેલો છે. સિરોહીથી બે માઇલ આ તરફ સાંડેસરા મહાદેવનું સ્થાન આવે છે. અહીં ઘણા પૂજારીઓ પણ રહે છે. સિરોહીના રાજાઓએ આ સ્થાનને શોભાવવા ઘણા ઘણા પ્રયત્નો કર્યાનું અમે સાંભળ્યું, અને નજરે જોવાય પણ છે. તેમ જ સિરોહીના રક્ષણ માટે પણ આ પહાડ કુદરતી અભેદ્ય દીવાલ જેવો જ છે. દૂર દૂર રહેલા શત્રુને કલ્પનામાં પણ ન આવે. તેના આવવાની કોઈને ગંધ સરખીયે આવે કે અહીં બેઠેલો માણસ શત્રુસેનાના આવાગમનના સમાચાર સિરોહી પહોંચાડી દઈ રક્ષણની તૈયારી કરાવી લ્યે છે. તેમ જ આવતી દુશ્મનસેનાને એક વાર તો અહીં જ થંભાવી દેવાય એટલી શક્તિ અને તાકાત આ પહાડમાં આશ્રય લઈને રહેલા સૈન્યનાં આવે છે.

આ પહાડીનાં વિવિધ કુદરતી દૃશ્યોને નીરખતા, વાદળાં અને ધૂપનાં વિવિધ રંગી ચિત્રો અવલોકતા અમે સિરોહી આવી પહોંચ્યા.

## સિરોહીનાં જિનમંદિરોનો ટૂંક પરિચય

આ નગર મહારાવ સહસમલજી (સેસમલજી) એ ૧૪૮૨માં વસાવ્યું છે. સિરોહીનાં જૈન મંદિરો બહુ જ પ્રસિદ્ધ છે. એક લાઈનમાં એક ઊંચી ટેકરી ઉપર અને ઊંચી બેઠકમાં ૧૪ જિનમંદિરો છે. આ આખી મંદિરોની જ પોળ છે. આને દેરાશેરી કહે છે. એક બાજુ થોડે દૂર ઉંચાણમાં રાજમહેલ છે. એની નીચેની ટેકરી ઉપર જિનમંદિરો આવેલાં છે. બધાં મંદિરોમાં સૌથી ઊંચું, ભવ્ય અને વિશાળ શ્રી ચતુર્મુખ પ્રાસાદ છે, જેની સ્થાપના-પ્રતિષ્ઠા સં. ૧૬૩૪માં શ્રી હીરવિજયસૂરીશ્વરજીએ કરાવેલી છે. ત્રણ માળનું આ ભવ્ય મંદિર ખૂબ જ દર્શનીય અને આનંદપ્રદ છે. આ સિવાય શ્રી અજિતનાથજીનું મંદિર પણ સુંદર અને વિશાલ છે. આ મંદિરની પહોળાઈ–લંબાઈ ઘણી છે. બાવન જિનાલયનું આ મંદિર અતૃપ્ત

નયને સદાયે નિહાળવાનું મન થાય છે. બન્ને મંદિરો બાવન જિનાલયનાં છે. તેમજ શ્રી શંખેશ્વર પાર્શ્વનાથજીનું મંદિર પણ મનોહર છે. મૂર્તિ બહુ જ આકર્ષક અને ભવ્ય છે. આ દેરાશેરીના બહારના વિભાગમાં–ધર્મશાળાની પાસેનું શ્રી જીરાવલા પાર્શ્વનાથનું અને ચિન્તામણિ પાર્શ્વનાથનું મંદિર પણ સુંદર અને ભવ્ય છે. આમાં શ્રી જીરાવલા પાર્શ્વનાથની મૂર્તિ પ્રાચીન, ભવ્ય અને બહુ જ ચિત્તાકર્ષક છે. આ મૂર્તિ બહુ જ ચમત્કારી, પ્રાભાવિક અને પરમશાંતિપ્રદ છે. ગામ બહાર દાદાવાડીનું શ્રી મહાવીર પ્રભુનું મંદિર પણ સુંદર શાંતિના સ્થાનમાં આવેલું છે. સિરોહીનાં મંદિરોનો તદ્દન ટૂંક પરિચય નીચે આપું છું:—

| | | |
|---|---|---|
| ૧. શ્રી શાંતિનાથજીનું મંદિર | જેની સ્થાપના | ૧૫૫૧ માં થઈ છે. |
| ૨. શ્રી ચોમુખજી–ત્રણે માળ ચોમુખજી છે | ,, ,, | ૧૬૩૪માં થઈ છે. |
| ૩. શ્રી ગોડી પાર્શ્વનાથજી | ,, ,, | ૧૭૮૮માં થઈ છે. |
| ૪. શ્રી શીતલનાથજી | ,, ,, | લગભગ સત્તરમી સદીમાં થઈ છે. |
| ૫. શ્રી પાર્શ્વનાથજી (શ્રી શંખેશ્વર પાર્શ્વનાથજી) | ,, ,, | ૧૭૬૬માં થઈ છે. |
| ૬. શ્રી કુંથુનાથજી | ,, ,, | ૧૬૫૩માં ,, ,, |
| ૭. શ્રી મહાવીર પ્રભુજી | ,, ,, | ૧૭૬૩મા ,, ,, |
| ૮. શ્રી શીતલનાથજી | ,, ,, | લગભગ સત્તરમી અઢારમી સદીમાં |
| ૯. શ્રી આદિનાથજી | ,, ,, | લગભગ પંદરમી[૮] સદીમાં સ્થાપના થયાનું સમજાયું. |
| ૧૦ અજિતનાથજી | ,, ,, | ૧૬૪૪માં |
| ૧૧ સંભવનાથજી | ,, ,, | ૧૫૩૪માં |
| ૧૨ નમિનાથજી | ,, ,, | ૧૬૮૩માં |
| ૧૩ શ્રી આદિનાથજી | ,, ,, | પંદરમી–સોળમી સદીમાં. |

તેર આ અને ત્રણ ઉપરનાં મળી ૧૬ જિનમંદિરો છે. આ સિવાય ત્રણ ચોવીશીનો ભવ્ય મનોહર પટ, નંદીશ્વર દ્વીપનો શ્રી સિદ્ધગિરિરાજનો અને શ્રી સિદ્ધચક્રજીના પટો બહુ જ સુંદર અને દર્શનીય છે. બીજા પાંચ તીર્થોના પટો ચિતરેલા પણ સુંદર છે. આ બધાં મંદિરોમાં ધાતુપ્રતિમાઓ સમેત લગભગ બેથી અઢી હજાર (કદાચ વધુ હશે,) પ્રતિમાઓ છે.

ધાતુમૂર્તિઓ પણ પ્રાચીન અને ભવ્ય છે. કેટલીક પ્રતિમાઓ તો પ્રાચીન શિલ્પકળાના નમૂના રૂપ છે. આચાર્યમૂર્તિઓ લગભગ દશેક છે. અને ગુરુચરણપાદુકાઓ તો લગભગ પચાસ હશે. આમાં ધાતુમૂર્તિઓ ઉપર તો ઠેઠ તેરમી સદીથી અઢારમી સદી સુધીના લેખો છે આચાર્યોની મૂર્તિઓમાં પંદરમી સદીથી તે સત્તરમી સદી સુધીની મૂર્તિઓ છે. ૧૬૫૯ અને ૧૬૬૨ ની જગદ્ગુરુજીની મૂર્તિઓ બહુ જ ભવ્ય અને મનોહર છે. અને ગુરુચરણપાદુકાઓ ઠેઠ સોળમી સદીથી તે ઓગણીસમી સદી સુધીની છે. એક

૮ અહીં ૧૪૬૩–૮૩–૮૭ ના લેખો છે. પણ સમયાભાવે લેખો નથી લેવાયા.

મંદિરમાં ઊભા કાઉસ્સગ્ગીયાની આભૂષણસહિતની સુંદર બે મૂર્તિઓ છે મુગટ કુંડલ બાજુ બંધ વગેરેથી વિભૂષિત એ અદ્ભુત મૂર્તિ પરમ દર્શનીય છે.

મૂર્તિઓના લેખોમાં અમે ૧૪૯૫ અને ૧૪૯૭ના લેખો જોયા, ત્યારપછી સોળમી સદીના પણ લેખો છે અને સત્તરમી અને અઢારમી સદીની તો પુષ્કળ મૂર્તિઓ છે. ખાસ તો, ૧૬૦૮–૯, ૧૬૩૨, ૧૬૩૪, ૧૬૯૧, ૧૭૨૧, ૧૭૩૬ની ભવ્ય મનોહર મૂર્તિઓ છે. આમાં પ્રતિષ્ઠાપક આ. શ્રી વિજયદાનસૂરિજી, જગદ્ગુરુ શ્રી હીરવિજયસૂરિજી, શ્રી વિજયસેનસૂરિજી, શ્રી વિજયદેવસૂરિજી, શ્રી વિજયપ્રભસૂરિજી, મહોપાધ્યાય શ્રી મેઘવિજયજી ગણિ વગેરે છે. ખાસ ૧૬૩૪, ૧૭૨૧, અને ૧૭૩૬માં અહીં મોટી અંજનશલાકા થઇ હોય તેમ લેખો ઉપરથી સમજાય છે. સપ્તસંધાન મહાકાવ્ય, મેઘમહોદય, હસ્તસંજીવની વગેરે ગ્રંથોના પ્રણેતા સુવિહિતનામધેય ઉપાધ્યાય શ્રી મેઘવિજયજી ગણિવર પ્રતિષ્ઠિત ૧૭૩૬ના લેખોવાળી મૂર્તિઓ મારા જોવામાં અહીં જ આવી. મૂર્તિઓ બહુ જ મનોહર છે.

એક કોઠામાં ચારે બાજુ ધાતુમૂર્તિઓ સ્થાપિત કરેલી છે. પૂજા પણ પૂરી થતી નથી, પરન્તુ આ પ્રતિમાઓ બહાર નથી આપતા.

આવાં સુંદર આલિશાન મંદિરો, આવી ભવ્ય મનોહર જિનપ્રતિમાઓ છતાં પૂજકોની ખામી છે. મારા નમ્ર મન્તવ્ય મુજબ સિરોહીનાશ્રી. સંઘે જ્યાં ખાસ જરૂરી હોય ત્યાં અહીંની પ્રતિમાઓ જરૂર બહાર આપવી ઉચિત છે, જેથી આમાં થતી આશાતનાથી શ્રી. સંઘનો બચાવ થશે અને તેમને એમ સમજાશે કે સારી વસ્તુની સર્વત્ર પિછાણ થાય છે.

અહીંની મૂર્તિઓના લેખો લેવાનું ઘણું ઘણું મન હતુ, પરન્તુ સમયાભાવે લેખો નથી લઈ શકાયા. પરન્તુ પૂ. શ્રી. જ્ઞાનવિજયજી મહારાજના શિષ્યરત્ન મુનિરાજ શ્રી. વલ્લભવિજયજીને અહીંના લેખો લેવાની ખાસ ભલામણ કરી છે. તેઓ આ લેખો લેશે જેથી ઘણી ઘણી ઐતિહાસિક વિગતો બહાર આવશે. સં. ૧૬૩૪ અને ૧૬૪૪ના રાવ સુરતાણના સમયના મોટા લેખો૯ કે જે મંદિરના ગભારાની બહારના ભાગમાં છે તેમાં રાવ સુરતાણનાં

---

૯ અહીં સહસાવધાની આચાર્ય શ્રી. મુનિસુંદરસૂરિજી પધાર્યા હતા. તેમજ આ. શ્રી. લક્ષ્મીસાગરસૂરિજી અને આ. શ્રી. વિજયદાનસૂરિજી પણ પધાર્યા હતા. સં. ૧૬૧૦માં શ્રી હીરવિજયસૂરિજીની આચાર્ય પદવી મહોત્સવ પૂર્વક અહીં થઈ હતી. ૧૬૩૨માં પણ શ્રી. હીરવિજયસૂરિજી અહીં પધાર્યા હતા. ૧૬૩૪માં પ્રતિષ્ઠા અંજનશલાકા કરાવી છે. સં. ૧૬૩૯માં સમ્રાટ અકબરને પ્રતિબોધવા જતાં અહીં પધાર્યા હતા અને રાવસુરત્રાણને ઉપદેશ આપ્યો હતો. આ વખતે તેમના પટ્ટધર આ. શ્રી. વિજયસેનસૂરિજી પણ અહીં સુધી સાથે હતા. અને અહીં આ પ્રસંગે છેલ્લી વંદના કરી અહીંથી ખંભાત તરફ પધાર્યા હતા અને શ્રી. હીરવિજયસૂરિજી મેવાતદેશ તરફ પધાર્યા હતા; ફત્તેપુરસિક્રી પધાર્યા હતા. આ શ્રી. વિજયસેનસૂરિજીએ ખંભાત જઈને સુપ્રસિદ્ધ દાનવીર ધર્મવીર શેઠ વાઘજી રાજીયાના મંદિરમાં આ જ સમયે મોટી અંજનશલાકા અને પ્રતિષ્ઠા મહોત્સવ કરાવ્યો હતો.

શુભ કાર્યોની અને જગદ્‌ગુરૂજીના સદુપદેશની વિગતવાર નોંધ છે, જે બહુ જ ઉપયોગી છે. તેમજ જુદા જુદા ગચ્છોની પણ સુંદર નોંધ મળશે. આ બધાય ગચ્છોએ જૈન શાસનની પ્રભાવના માટે કરેલાં શુભ કાર્યોની નોંધ આપણને—જૈન ધર્મને ગૌરવપ્રદ નીવડશે એમ હું ધારૂં છું.

આ સિવાય અહીં પોષાલો પણ ઘણી છે. અત્યારે તો ત્રણ મોટા ઉપાશ્રય છે. હમણાં સાધુસાધ્વીઓના પઠન પાઠન નિમિત્તે સંસ્કૃત પાઠશાળા પણ ખૂલી છે. સુંદર ધર્મશાળા છે. યાત્રિકો માટે સારી વ્યવસ્થાવાળી ભોજનશાળા છે. યાત્રિકોને દરેક જાતની સગવડ આપવા માટે પ્રયત્ન ચાલે છે.

અહીં એક સુંદર જૈન ધાર્મિક શિક્ષણ આપે તેવી પાઠશાળાની જરૂર છે. માતાઓ અને બહેનોને જ્ઞાન આપે અને ભવિષ્યના જૈન સંઘના નેતાઓને ધાર્મિક જ્ઞાન, ધાર્મિક સંસ્કાર અને ધાર્મિક અભ્યાસ વિના નહિં ચાલે. સિરોહી સંઘે આ માટે જરૂર પ્રયત્ન કરવાની જરૂર છે.

---

શ્રી. હીરવિજયસૂરીશ્વરજી સમ્રાટ અકબરને પ્રતિબોધીને પાછા વળતાં સિરોહી નરેશ શ્રી. સુલતાનજીના આગ્રહથી સિરોહિમાં ચાતુર્માસ રહ્યા હતા. અને શ્રી. સુલતાનજીએ પણ સૂરિજીના ઉપદેશથી પ્રજા ઉપર વધારે કર ન નાંખવા અને અમારી પાળવાનું સ્વીકાર્યું છે. સૂરિજીના આ ચાતુર્માસમાં ઘણાં ઘણાં ધાર્મિક શુભ કાર્યો થયેલાં છે. આ સુલતાનજીના સમયમાં જ સિરોહીના બે મોટાં ભવ્ય જિનમંદિરો બન્યાં છે, જેનો મોટો શિલાલેખ પણ વિદ્યમાન છે. સૂરિજીના ઉપદેશથી સુલતાનજીનું મન કુણું થયું હતું, હૃદયમાં દયા ધર્મ ઉપર બહુ જ પ્રેમ જાગ્યો હતો. આ.શ્રી. વિજયસેનસૂરિજી જ્યારે અહીં પધાર્યા સુલતાનજી સૂરિજીની સામે ગયો છે અને સૂરિજીનો બહુ જ આદરસત્કાર કર્યો છે.

ત્યારપછી તેમના પૌત્ર અક્ષય રાજજીના સમયમાં શ્રી. વિજયદેવસૂરિજી સિરોહીમાં ચાતુર્માસ રહ્યા છે. આ વખતે સાદરીમા લુંકામતવાળાઓએ તપાગચ્છીય શ્રાવકોને બહુ સતાવ્યા હતા. સાદરીના શ્રાવકોએ સિરોહી આવી શ્રી. વિજયદેવસૂરિજી પાસે ફરિયાદ કરી અને જણાવ્યું કે આપના જેવા પ્રતાપી શાસનનાયક હોવા છતાં અમારી આવી સ્થિતિ થાય તે ઉચિત નથી. એટલે સૂરિજીએ ગીતાર્થ સાધુઓને સાદરી મોકલ્યા છે. ગીતાર્થોએ સાદરી જઈ લુંકાઓને મૌન કરી દીધા; ચાતુર્માસ પછી મેવાડનરેશ રાણા કર્ણસિંહજી પાસે ઉદયપુર જઈ ત્યાંની રાજસભામાં વિદ્વાનો સમક્ષ લુંકાઓ સાથે શાસ્ત્રાર્થ કરી તેમને હરાવ્યા અને तपाः सत्या लुङ्काश्चासत्याः" તપા સાચા છે અને લુંકાઓ અસત્ય છે, આવું વિજયપત્ર મેળવી સાદરી પાછા આવ્યા, અને એ વિજયપટ્ટક વાંચી સંભળાવ્યો. પછી સિરોહી આવી સૂરિજીને ચરણે પટક ધર્યો. સાદરીમાં તપાગચ્છીય શ્રાવકોનો ખૂબ જ મહિમા ફેલાયો. ( પટ્ટાવલી સમુચ્ચયના આધારે ). આવી રીતે સિરોહી નગર તો ઘણાં વર્ષો સુધી સુવિહિત શાસનદીપક અને મહાપ્રભાવિક આચાર્યનું વિહાર-ક્ષેત્ર અને ધર્મપુરી રહ્યું છે. એટલે જ એનો 'શિવપુરી" તરીકેનો ઉલ્લેખ જોવાય છે. સિરોહીમાં શ્રી. હીરવિજયસૂરિજીની દાદવાડી પણ ગામ બહાર છે. તેમજ સૂરિજીની બેત્રણ ભવ્ય મૂર્તિઓ પણ છે. આ રીતે સિરોહીમાં સૂરિજીનું સ્મારક અત્યારે પણ જીવંત-રૂપે વિદ્યમાન છે.

અહીંના યુવકો ઉત્સાહી, ધગશવાળા અને સેવાભાવી છે. પરન્તુ ધાર્મિક સંસ્કાર, શિક્ષણ અને અભ્યાસની પૂરી જરૂર છે.

અહીં જૈન પુસ્તકાલય પણ ચાલે છે. જ્ઞાનભંડાર પણ છે. સિરોહીની ચારે તરફ પહાડો આવેલા છે. અહીંના શ્રીમંત ધર્મવીર અને દાનવીર જૈનોએ સિરોહી રાજ્યમાં જૈન મંદિરો બંધાવી રાજ્યને શોભાવ્યું છે. તમે કોઈ પણ ગામમાં જાઓ, મોટામોટું અને સારામાંસારું મંદિર કે મકાન જૂઓ તો ચોક્કસ સમજજો કે એ જૈન મંદિર કે જૈન ઉપાશ્રય છે. આખા રાજ્યભરમાં જૈનોનાં મકાનો જ ઊંચાં અને ઊજળાં છે. જૈનોની આ ઉદાર ધર્મ ભાવનાની અસર આ પ્રદેશની અજૈન જનતા ઉપર પણ થઈ છે અને પહાડોમાં શિવાલયો, દેવાલયો, દેવસ્થાનો બંધાવ્યાં છે તેમ જ આ પ્રદેશના જૈનોએ પણ ખૂબ જ ઉદારતાથી એમાં સહાયતા મદદ આપી છે. સિરોહીમાં કેટલાંક રાજ્યનાં મકાનો વગેરે જોવા લાયક છે. રાજ્યમાં ઉચ્ચ અધિકારીઓ પણ જૈનો છે.

સિરોહીનું વર્ણન સમાપ્ત કરું તે પહેલાં સિરોહીનાં મંદિરોના વર્ણનના પ્રાચીન કવિઓના ઉલ્લેખ આપું તે અનુચિત નથી જ. જૂઓ—

"સીરોહડી સકલ શ્રી પાસ મનહતણી જીણિ પૂજઈ આસ" —( કવિ મેઘ )

"પ્રતિમા અડાવીશ તે પ્રણમઈ શિવપુરનગરિ રે નિવાસ
મંદિર ઇગ્યારિ સહિસ ચ્યાર શું એકોત્તરિ સુવિલાસ"
—( ચૈત્યપરિપાટી આગમગચ્છપતિ મહિમારચિત )

શિવપુર—અર્થાત્ સિરોહીમાં અગિયાર મંદિર છે અને ચાર હજાર ને એકોત્તેર (૪૦૭૧) મૂર્તિઓ હોવાનું લખે છે. કવિરાજે ત્યાંની બધી ધાતુ મૂર્તિઓને પણ ભેગી ગણેલી હશે.
—(પાર્શ્વનાથ ચૈત્યપરિપાટી પં. શ્રી કલ્યાણસાગરજી)

"સુખકારી સિરોહિયે પડિઓહિયે રે વહુ ઋષભજીણંદ
—(સૌભાગ્યવિજયવિરચિત તીર્થમાલા)

"નયર સીરોહી ઉત્તમઠામ દેઉલ દીપે મહિમાધામ
આદિ અજિત પ્રાસાદ ઉત્તંગ જીરાઉલો સંખેસરો મનિરંગ
ઋષભદેવચોમુખિ ચોસાલ દીપે દરિસણ અમીઅ રસાલ
પ્રગટ મલ્લ પોરવાડહમાહિ સંઘવી સીપાસુ કહિવાય"
—(કવિ શીલવિજયજી વિરચિત તીર્થમાલા)

× × × ×

ઇમ સીરોહિ નગરે આવીયા જનમ કૃતારથપણું ભાવિયા
આદિ ચૈત્ય દીઠુ ઉદ્દામ જેહનો સ્વર્ગ સમોવડિ કામ
ચઉમુખ ચૈત્ય ત્રિભૂમિક ભલો અજીત શાંતિ કુંથુ જીનહર ગુણનિલો
શ્રીજીરાઉલિ પાસ પ્રસિદ્ધ વિવિધ ચૈત્ય યાત્રા તિહાં કીધ
દેહરાં તિહાં ઉત્તંગ ઇગ્યાર ભેટી કીધ સફલ અવતાર

મેં જે મંદિરોનું વર્ણન કર્યું છે તેવું જ આમાં છે. આ કવિના સમયે અગીયાર મંદિરો હતાં. —(આ. શ્રી જ્ઞાનવિમલસૂરિજી તીર્થમાલા)

અત્યારે ૧૬ જિનમંદિરો છે અને ધાતુમૂર્તિઓ વગેરે બધું મળીને પાંચ હજાર મૂર્તિઓ હશે.

મંદિરોનાં દર્શન કરી, 'કર્યો સફલ અવતાર' એમ ભાવિક મુમુક્ષુને જરૂર લાગે છે.

(ચાલુ)

# श्रीजिनप्रभसूरिकृतं आत्मसम्बोधकुलकम् ।

## सं.-पूज्य मुनिमहाराज श्रीकान्तिविजयजी

मोक्खसुक्खे सया मोहं अमोहं जाण सासणे ।
तेसिं कयपणामो हं सम्बोहं अप्पणो करे ॥ १ ॥

दसहि चुल्लगाईहिं दिट्ठन्तेहिं कयाइ उ ।
संसरंता भवे सत्ता पाविंति मणुयत्तणं ॥ २ ॥

नरत्ते आरियं खेत्तं खेत्ते वि विमलं कुलं ।
कुले वि उत्तमा जाई जाईए रूवसंपया ॥ ३ ॥

रूवे वि [अ] अरोगत्तं नीरोगे चिरंजीवियं ।
हियाहियाइविन्नाणं जीविए खलु दुल्लहं ॥ ४ ॥

सद्धम्मसवणं तम्मि सवणे धारणं तहा ।
धारणे सद्दहाणं च सद्दहाणे वि संजमो ॥ ५ ॥

एवं रे जीव! दुल्लभं बारसंगाण संपयं ।
संपयं पाविऊणेह पमाओ नेव जुज्जए ॥ ६ ॥

पमाओ य जिणिंदेहिं अट्ठहा परिवज्जिओ ।
अन्नाणं संसओ चेव मिच्छानाणं तहेव य ॥ ७ ॥

रागदोसो मईब्भंसो धम्ममि य अणायरो ।
जोगाणं दुप्पणीहाणं अट्ठहा वज्जियव्वओ ॥ ८ ॥

वरं महाविसं भुत्तं वरं अग्गीपवेसणं ।
वरं सत्तूहिं संवासो वरं सप्पेहिं किलियं ॥ ९ ॥

मा धम्मंमि पमाओ जमेगमच्चू विसाइणो ।
पमाएणं अणंताणि जम्माणि मरणाणि य ॥ १० ॥

चउदसपुव्वीआहारगा वि मणनाणिवीयरागा वि ।
हुंति पमायपरवसा तयणंतरमेव चउगइया ॥ ११ ॥

सग्गापवग्गमग्गंमि लग्गा वि जिणसासणे ।
पाडिया हा! पमाएणं संसारे सेणियाइया ॥ १२ ॥

सोढाइं तिक्खदुक्खाइं सारिरमाणसाणि य ।
रे! जीव! नरए घोरे पमाएणं अणंतसो ॥ १३ ॥

दुक्खाइं णेगलक्खाइं छुहातण्हाइयाणि य ।
पत्ताइं तिरियत्ते वि पमाएणं अणंतसो ॥ १४ ॥

रोगसोगविओगाइ रे! जीव! मणुयत्तणे ।
अणुभूयं महादुक्खं पमाएणं अणंतसो ॥ १५ ॥

कसाया विसया ईसा–भयाइणि सुरत्तणे ।
पत्ते पत्ताइं दुक्खाइं पमाएणं अणंतसो ॥ १५ ॥
जं संसारे महादुक्खं जं मुक्खे सुक्खमक्खयं ।
पाविंति पाणिणो तत्थ पमाया अपमायओ ॥ १७ ॥
पत्ते वि सुद्धसम्मत्ते सत्ता सुत्तनिउत्तया ।
उवउत्ता जं न मग्गंमि हा ! पमाओ दुरंतओ ॥ १८ ॥
बाढं पढंति पाढंति नाणासत्थविसारया ।
भुल्लंति ते पुणो मग्गा हा ! पमाओ दुरंतओ ॥ १९ ॥
अन्नेसिं दिंति संबोहं निस्संदेहं दयालुया ।
सयं मोहहया ते वि हा ! पमाओ दुरंतओ ॥ २० ॥
पंचसयाण मज्झंमि **खंदगायरिओ** तया ।
कहं विराहओ जाओ हा ! पमाओ दुरंतओ ॥ २१ ॥
तयवत्थं तया हूओ **खुड्डदेवेण** बोहिओ ।
**अज्जसाढगणी** कट्ठं हा ! पमाओ दुरंतओ ॥ २२ ॥
सूरी य **महुरामंगू** सुत्तअत्थधरो थिरं ।
पुरनिद्धमणे जक्खो हा ! पमाओ दुरंतओ ॥ २३ ॥
जं हरिसविसाएहिं चित्तं चिन्तिज्जए फुडं (कूडं) ।
महामुणीण संसारे हा ! पमाओ दुरंतओ ॥ २४ ॥
अप्पायत्तं कयं संतं चित्तं चारित्तसंगयं ।
परायत्तं पुणो होइ हा ! पमाओ दुरंत्तओ ॥ २५ ॥
एयावत्थं तुमं जाओ सव्वसन्नो गुणायरो ।
संपयं पि न उज्जुतो हा ! पमाओ दुरंतओ ॥ २६ ॥
हा ! हा ! कहं तुमं होसि पमायकुलमन्दिरं ।
जीव ! मुक्खे सया सुक्खे किं न उज्जमसी(सि) लहुं ॥२७॥
पावं करेसि किच्छेण धम्मं सुक्खेण नो पुणो ।
पमाएणं दुरंतेणं कहं होसि न याणिमो ॥ २८ ॥
हा ! हा ! महापमायस्स सव्वमेयं वियंभियं ।
जं न सुणंति पिच्छंति कन्नदिट्ठीजुया वि हु ॥२९॥
सेणावई मोहनिवस्स एसो सुहाण जं विग्घकरो दुरप्पा ।
महारिऊ सव्वजियाण एसो अहो ! हु कट्ठं ति महापमाओ ॥३०॥

जहा पयट्टंति अणज्जकज्जे तिहा वि निच्चं मणसा वि नूणं।
तहा खणेगं जइ धम्मकज्जे ता दुक्खिओ होइ न कोइ लोए ॥३१॥

जेणं सुलद्धेण दुहाइ दूरं वयंति आयंति सुहाइं नूणं।
रे! जीव! एयंमि सुहालयंमि जिणिंदधम्मंमि कहं पमाओ॥ ३२॥

एयं वियाणिऊगं मुंच पमायं सया वि रे! जीव!।
पाविहिसि जेण सम्मं जिणपहुसेवाफलं रम्मं ॥ ३३ ॥

आत्मसम्बोधकुलकं समाप्तम्।

આ 'આત્મસમ્બોધકુલક' પાટણના ખેતરવસીના પાડાના તાડપત્રના ભંડારની (ડા. નં. ૬ પૃ ૯૬ થી ૯૯) પ્રતિ ઉપરથી ઉતારીને અહીં આપ્યું છે.


# શ્રી સંઘને વિજ્ઞપ્તિ

## સમિતિ અને માસિકને સહાયતા કરો!

પર્વાધિરાજ પર્યુષણા મહાપર્વ આવે છે, તે પ્રસંગે મુનિસમ્મેલને સ્થાપન કરેલી આ સમિતિ અને એ સમિતિના મુખપત્ર આ માસિકને વધુમાં વધુ મદદ આપવાની અમે સમસ્ત શ્રી સંઘને વિજ્ઞપ્તિ કરીએ છીએ

અત્યારની કારમી મોંઘવારી અને અતિ વિષમ સંયોગો છતાં શ્રીસંઘના પ્રેમભર્યા સક્રિય સહકારથી સમિતિ પોતાનું કામ નિયમિતપણે જારી રાખી શકી છે અને 'શ્રી જૈન સત્ય પ્રકાશ' માસિકનું પ્રકાશન નિયમિતપણે ચાલુ રાખી શકી છે અને અતિ અલ્પ મૂલ્યમાં એ જનતાને સાદર કરી શકી છે

અત્યારના આકરા સમયમાં સમિતિને નાણાંની સવિશેષ જરૂર છે એ બીના તરફ અમે શ્રીસંઘનું નમ્ર ભાવે ધ્યાન દોરીએ છીએ આ સમિતિ અને આ માસિક સમસ્ત શ્રીસંઘનાં પોતાનાં જ સંતાનો છે, એટલે એની સહાયતા માટે અમારે વિશેષ કહેવાપણું ન હોય

સૌ કોઈ એની સહાયતા કરવાનું યાદ રાખે એ જ વિજ્ઞપ્તિ

**શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ**
જેશિંગભાઈની વાડી, ઘીકાંટા, **અમદાવાદ.**

# હરેકે વસાવવા યોગ્ય

## શ્રી જૈન સત્ય પ્રકાશના ત્રણ વિશેષાંકો

### (૧) શ્રી મહાવીર નિર્વાણ વિશેષાંક

ભગવાન મહાવીરસ્વામીના જીવન સંબંધી અનેક લેખોથી સમૃદ્ધ અંક. મૂલ્ય છ આના (ટપાલખર્ચનો એક આનો વધુ)

### (૨) દીપોત્સવી અંક

ભગવાન મહાવીરસ્વામી પછીના ૧૦૦૦ વર્ષ પછીના સાતસો વર્ષના જૈન ઇતિહાસને લગતા લેખોથી સમૃદ્ધ સચિત્ર અંક: મૂલ્ય સવા રૂપિયો.

### (૩) ક્રમાંક ૧૦૦ : વિક્રમ-વિશેષાંક

સમ્રાટ્ વિક્રમાદિત્ય સંબંધી ઐતિહાસિક ભિન્નભિન્ન લેખોથી સમૃદ્ધ ૨૪૦ પાનાંનો દળદાર સચિત્ર અંક: મૂલ્ય દોઢ રૂપિયો

## શ્રી જૈન સત્ય પ્રકાશના બે વિશિષ્ટ અંકો

[૧] ક્રમાંક ૪૩-જૈનદર્શનમાં માંસાહાર હોવાના આક્ષેપોના જવાબરૂપ લેખોથી સમૃદ્ધ અંક: મૂલ્ય ચાર આના.

[૨] ક્રમાંક ૪૫-ક. સ. શ્રી હેમચંદ્રાચાર્યના જીવન સંબંધી અનેક લેખોથી સમૃદ્ધ અંક : મૂલ્ય ત્રણ આના

## કાચી તથા પાકી ફાઇલો

'શ્રી જૈન સત્ય પ્રકાશ'ની ત્રીજા, ચોથા, પાંચમા, આઠમા, દસમા, અગિયારમા વર્ષની કાચી તથા પાકી ફાઇલો તૈયાર છે. મૂલ્ય દરેકનું કાચીના બે રૂપિયા, પાકીના અઢી રૂપિયા

—લખો—

શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ
જેશિંગભાઈની વાડી, ઘીકાંટા, અમદાવાદ


મુદ્રક:-મગનભાઈ છોટાભાઈ દેસાઈ. શ્રી વીરવિજય પ્રીન્ટીંગ પ્રેસ, સલાપોસ ક્રોસરોડ, પો. બો. નં. ૬ શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય-અમદાવાદ. પ્રકાશક:-ચીમનલાલ ગોકળદાસ શાહ. શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ-અમદાવાદ.




વર્ષ ૧૨ : અંક ૧૨ ] અમદાવાદ ૧૫-૯-૪૭ [ ક્રમાંક ૧૪૪

## विषय-दर्शन



### લવાજમ

ઘણાખરા ગ્રાહક ભાઈઓનું લવાજમ આ અંકે પૂર્ણ થાય છે. એટલે જેમનું લવાજમ આ અંકે પૂરું થતું હોય તેમણે લવાજમના બે રૂપિયા મોકલી આપવા અને જેમને લવાજમ ન મોકલવું હોય તેમણે પત્ર લખીને તરત ખબર આપવી. લવાજમની રકમ અથવા પત્ર નહીં મળે તો આગામી અંક વી. પી.થી રવાના કરવામાં આવશે. તે સ્વીકારી લેવા વિનંતિ છે. —વ્ય૦

લવાજમ-વાર્ષિક બે રૂપિયા : આ અંકનું મૂલ્ય-ત્રણ આના

# શ્રી સંઘને વિજ્ઞપ્તિ

## સમિતિ અને માસિકને સહાયતા કરો !

પર્વાધિરાજ પર્યુષણા મહાપર્વ આવે છે, તે પ્રસંગે મુનિસમ્મેલને સ્થાપન કરેલી આ સમિતિ અને એ સમિતિના મુખપત્ર આ માસિકને વધુમાં વધુ મદદ આપવાની અમે સમસ્ત શ્રી સંઘને વિજ્ઞપ્તિ કરીએ છીએ

અત્યારની કારમી મોંઘવારી અને અતિ વિષમ સંયોગો છતાં શ્રીસંઘના પ્રેમભર્યા સક્રિય સહકારથી સમિતિ પોતાનું કામ નિયમિતપણે જારી રાખી શકી છે અને 'શ્રી જૈન સત્ય પ્રકાશ' માસિકનું પ્રકાશન નિયમિતપણે ચાલુ રાખી શકી છે, અને અતિ અલ્પ મૂલ્યમાં એ જનતાને સાદર કરી શકી છે.

અત્યારના આકરા સમયમાં સમિતિને નાણાંની સવિશેષ જરૂર છે એ બીના તરફ અમે શ્રીસંઘનું નમ્ર ભાવે ધ્યાન દોરીએ છીએ આ સમિતિ અને આ માસિક સમસ્ત શ્રીસંઘનાં પોતાનાં જ સંતાનો છે, એટલે એની સહાયતા માટે અમારે વિશેષ કહેવાપણું ન હોય.

સૌ કોઇ એની સહાયતા કરવાનું યાદ રાખે એ જ વિજ્ઞપ્તિ.

**શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ**

જેશિંગભાઈની વાડી, ઘીકાંટા, અમદાવાદ.

## અમદાવાદના ગ્રાહક ભાઈઓનું લવાજમ

અમદાવાદમા લવાજમ ઉઘરાવનાર ફેરિયાના અભાવે કેટલાય ગ્રાહક ભાઈઓ પાસેથી બે, ત્રણ કે તેથી પણ વધુ લવાજમો આવવાં બાકી છે દરેક ગ્રાહક ભાઇ જો પોતાનું લવાજમ સમિતિની ઓફિસે પહોંચતું કરવાની ગોઠવણ ન કરે તો અત્યારે લવાજમ ભેગું કરવાનો પ્રશ્ન મુશ્કેલ થઈ પડે એમ છે. અને ગ્રાહકભાઇઓ જો જાતે લવાજમ આપી જવાની ગોઠવણ કરે તો આ કામ મહુ સરળ બની જાય એમ છે તેથી અમદાવાદના બધા ગ્રાહક ભાઈઓને આગ્રહ પૂર્વક વિનતી કરવામાં આવે છે કે સૌ પોત પોતાનું બાકીનું અને નવુ લવાજમ સમિતિની ઓફિસે બપોરના ૧૨ાા થી ૩ વાગતાં સુધીમા આવીને જરૂર ભરી જાય

—વ્ય૦

**શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ.**

જેશિંગભાઇની વાડી : ઘીકાંટા : અમદાવાદ

॥ॐ अर्हम् ॥
अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक मुनिसम्मेलन संस्थापित
श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र

# श्री जैन सत्य प्रकाश

जेशिंगभाईकी वाडी : घीकांटा रोड : अमदावाद (गुजरात)

| | | |
|---|---|---|
| वर्ष १२ | વિક્રમ સં. ૨૦૦૩ : વીરનિ. સં. ૨૪૭૩ : ઇ. સ. ૧૯૪૭ | क्रमांक |
| अंक १२ | ભાદરવા શુદિ ૧ : સોમવાર : ૧૫મી સપ્ટેમ્બર | १४४ |


કવિરાજ શ્રી. લાવણ્યસમયજીવિરચિત

## ચંપક–ચંદનવાદ

સંપાદક—પૂજ્ય મુનિમહારાજ શ્રી રમણિકવિજયજી

[1]સૂકડિ મલીયાગિરતણી, ચાંપુ ચૈત્રનું છોડ રે;
જીરાઉલિશિરાઉ ભેટિવા, આવઈ જડતી જોડ રે ૧

ચંપક ચંદન વાદહુ, મિલ્યાં દેવદ્દુઆરિ રે;
ચંપક કહિ હું નર ભલુ, તું તુ સૂકડી ! નારિ રે. ૨ ચંપક.

પાસભુવન રુલીયામણું, જિસું ઇંદ્રવિમાન રે;
સુર–નર–કિંનર સવિ મિલા, જોઇ વાદ પ્રધાન રે. ૩ ચંપક

પહિલું તા તોલી ત્રાજૂએ, વસી ઘણુ ભાલ હાથિ રે;
કઠિન ભણી પરમેશ્વરિ, મેલી પાહણુ સાથિ રે. ૪ ચંપક.

સૂકડિ કહિ સુણિ ચાંપલા ! કિસું બોલઇ છઈ કોઠ રે;
સૂત્ર સિરીસુ બાંધીઉ, જિમ બાંધીઉ ચોર રે. ૫ ચંપક

બાપ કસૂરે બાપડા, છોરુ દેખ રડવડતાં રે;
જગ જીવી મું સાધસુ, કોઈ ન રહિ હાથિ રે. ૬ ચંપક.

સહલ સુરુવ સુગંધ હું, વારુ દેહનું વાન રે;
સુકડિ ! તુહ જ ભાખરી, તુઝ સૂં કિસું માન રે ! ૭ ચંપક

હું સૂકડિ સિરખી સદા, વર વરસા સુજાઈ રે,
ચંપક તૂં ડાલિ ચઢિઉ, ચાલઈ રાત્રિ [2]નઈ દીસ રે. ૮ ચંપક.

રે ચાંપા ! તુજ સું ગજૂં, ક્ષણુ માંહિ કરમાઈ રે;
હું સૂકડિ સલક્ષણી, ચઢૂં કેસરીસીસ રે. ૯ ચંપક.

---

૧. સુખડ ૨. અને

સૂકડિ તુ પરિમલ ઘસિઉ, મુઝ સરિલ સુભાવ રે;
તુઝ મંડણ હૂં અવતરિઉ, ઈસિ ઉચરવિ ધાવિ રે ૧૦ ચંપક.
મુનિ લાવણ્યસમઈનઈ, મિલ્યા સૂકડિ ચંપ પે;
પાસતણઈ પાય સુંપીયા, કીધઉ બેહુ જણ સંપ રે. ૧૧ ચંપક.

॥ ઇતિ ચંપક–ચંદનવાદ સંપૂર્ણ ॥

કવિવર શ્રી લાવણ્યસમયના નામથી કોઇક જ સાહિત્યોપાસક અજાણ્યો હશે. આ કવિ સોળમા શતકના સમર્થ કવિ તરીકે પ્રસિદ્ધ છે. એ એમની કૃતિઓથી જણાય છે. એમની બધી કૃતિઓ કરતાં વિમલપ્રબંધ એ એમના કવિત્વનો સંપૂર્ણ પરિચય આપે છે.

એમની કેટલીક કૃતિઓ પ્રસિદ્ધ થઈ છે, તે પણ છૂટીછવાઈ; એક સંગ્રહ તરીકે બહાર પડી નથી જૈન–ગુર્જર–કવિઓ ભા–૧મા રા. રા. મોહનલાલ દેસાઈએ તેમની કૃતિઓની નોંધ લીધી છે, તેમ જ શ્રી વિજયધર્મસૂરિજીએ પણ ઐતિહાસિક રાસ–સંગ્રહ ભા–૨માં કેટલીક કૃતિઓની નોંધ લીધી છે. આ બન્નેની નોંધ લગભગ સરખા જેવી છે. તો પણ ભાઈશ્રી દેસાઈની નોંધ વિશેષ વિસ્તારવાલી છે. આમ છતાં કવીશ્રીની કેટલીક કૃતિઓ જૈન જ્ઞાનભંડારોમાં હજુ અજ્ઞાત દશામાં પડી છે. અહીં કવિવરની જે કૃતિ આપવામાં આવે છે, તેની નોંધ બન્ને પૈકી એકેમાં નથી.

આ નાની કૃતિ ચંદન–ચંપકવાદ એ નામે છે. એ 'જીરાઉલાપાર્શ્વનાથરાસ'ની બે પાના પ્રતિની પાછળ લખાયેલ છે તેની કડી ૧૧ છે. આ પ્રત કપડવંજ અષ્ટાપદના જ્ઞાનભંડારની છે.

સંવાદસાર — સુખડ ને ચંપક બન્ને જીરાઉલાપાર્શ્વનાથના દેરાસરના દરવાજે આવે છે. ત્યાં બન્નેય વાદની શરૂઆત કરે છે. તે વખતે એ બન્નેના વાદને કુતૂહલથી જોવા માટે સુર–નર–કિન્નર વગેરે ભેગા મળે છે. ત્યાં ચંપક ચંદનને અપમાનથી 'સુકડી!' સંબોધીને કહે છે–હું ભલો પુરુષ છું, તું નારી છે, એટલું જ નહિ પણ તું વર્જનદાર અને કઠિન છે. પહેલાં તને તાજવામાં તોલવામાં આવે છે, અને તું કઠિન હોવાથી બલવાન હાથે તને ઘસવામાં આવે છે. એ કઠિનપણાના ગુણને લીધે પરમેશ્વરે પાષાણ સાથે મેળવી છે. આ સાંભળીને ચંદન–સુકડી એકદમ ગર્જી ઊઠે છે કે—એ ચાપલા! (ચંપકનું લોકભાષામાં તોછડું નામ) તું જેમ આવે તેમ શું લવે છે? તને તારી ખબર નથી. તને ચોરની માફક દોરીથી બાંધવામાં આવે છે, (હાર કરતી વખતે દોરીથી બાંધવામાં આવે છે) અને બાપના વાડે (ચંપક વૃક્ષના કારણે) પુત્રને રખડવું પડે છે (ફૂલને રખડવું પડે છે). આનું કારણ એ છે કે ચંપાનું વૃક્ષ બરડ હોય છે. જો માંડવો કરવામાં ન આવે તો તેનાં ફૂલો બધા ચૂંટી ના શકતા એમ ને એમ ખરી પડીને આમ તેમ અથડાય છે. એ સામે ચંદનનો કટાક્ષ છે. એટલે એ ફૂલો બીજાના કામમાં આવતાં નથી અને ખુદ ચંપાના ઝાડના પોતાના હાથમાં પણ એ ફૂલ રહેતાં નથી. આ પ્રમાણે સુકડીએ કીધું એટલે ચંપકે કહ્યું—તું તારી જાત માટે ગર્વ કરે છે, પરન્તુ નાના ભાખરા (મારવાડમાં નાની ટેકરીને ભાખર કહે છે) જેવી તું એનું માન કેટલું? ત્યારે મારો દેહ સુંગધી રૂપવાન

અને સુંદર પત્રમય છે. આથી સુખડીએ જવાબ આપ્યો. હું સુખડ હંમેશા તદ્દન સરળ છું અને વર્ષામાં મારું સ્વરૂપ ખીલે છે ત્યારે અલ્યા ચંપા ! તું ડાળી ઉપર ચઢીને રાત દિવસ લટક્યા કરે છે. અને રે ચાંપા ! તારું ગજું કશું નથી, ક્ષણમાત્રમાં કરમાઈ જાય છે. ત્યારે હું સુખડ સલક્ષણવાલી છું, અને કેસરીના માથા પર ચઢીને બેસું છું. એટલે છેવટે ચંપકે જવાબ આપ્યો—સુખડ ! તારી સુવાસ ઘસવાથી છે, જ્યારે મારી સુવાસ સ્વાભાવિક છે, અને તને શીખાવવા માટે અવતર્યો છું. આ પ્રમાણે બોલીને વેગથી દોડીને સુખડી અને ચંપક મુનિ શ્રી લાવણ્યસમયને મળ્યા અને તેમણે તેમને શ્રી પાર્શ્વનાથ ભગવાનના ચરણકમલમા સોપ્યા અને બેઉ જણાએ સંપ કર્યો.

"પાસતણુઈ પાય સુંપીયા, કીધઉ બેહુ જણુ સંપ રે"

કવિ શ્રી લાવણ્યસમયે પ્રસ્તુત કૃતિમાં ચંપક અને ચંદનને વાદ કરતાં તરીકે જણાવીને ખરી રીતે જગતના અનાદિ સહજ સ્વભાવનું કલહકારી ચિત્ર રજૂ કર્યું છે, અને એ કલહના પરિણામે જન્મતી સ્વોત્કર્ષ અને પરાપકર્ષની વૃત્તિનું ભાન કરાવ્યું છે, અને તે સાથે મહાપુરુષોનો સમાગમ એ વૃત્તિ થતાં ભુસાઈ જાય છે તેનું વિશિષ્ટ ભાન કરાવ્યું છે.

કવિશ્રીની બીજી એક કૃતિ સંવાદની છે, તેનું નામ કર-સંવાદ છે. તે સંવાદ પ્રસિદ્ધ થયો નથી. તે આના પછી વાચક આગળ રજૂ કરવા ભાવના છે. —સંપાદક

# ગ્રન્થિમ, વેષ્ટિમ, પૂરિમ અને સંઘાતિમ

(લે. પ્રો. હીરાલાલ ૨. કાપડિયા. એમ. એ.)

ગૂંથીને બનાવાયેલી માળા વગેરેને 'ગ્રન્થિમ' કહે છે. એને માટે પાઇય ભાષામાં **गंठिम** શબ્દ છે. એ શબ્દ વિયાહપણ્ણત્તિ (સયગ ૯ ઉદ્દેસગ ૩૩) મા તેમ જ પણ્હાવાગરણ (સુયક્ખંધ ૨, અજ્ઝયણ ૫) મા વપરાયો છે. **गंथिम** એવો પણ સમાનાર્થક પાઇય શબ્દ છે. એ નાયાધમ્મકહા (સુયક્ખધ ૧, અજ્ઝયણ ૧૩; પત્ર ૧૭૯અ) માં વપરાયો છે

વેષ્ટનથી અર્થાત્ લપેટીને બનાવાયેલ પદાર્થને 'વેષ્ટિમ' કહે છે. એને માટે **वेढिम** એવો પાઇય શબ્દ છે. એ નાયાધમ્મકહા (સુય. ૧, અ. ૧૩; પત્ર ૧૭૮)માં, પણ્હાવાગરણ (સુય. ૨, અ૦ ૫, પત્ર ૧૫૦)મા તેમજ ઓવવાઇયમા વપરાયેલો છે.

પૂરવાથી યાને ભરવાથી બને તે 'પૂરિમ' કહેવાય છે. પાઇયમાં પણ આ જ શબ્દ છે અને **वेढिम**ને લગતા ઉપર્યુક્ત ઉલ્લેખોમાં એનો પણ ઉલ્લેખ જોવાય છે

સંઘાતરૂપે બને તે 'સંઘાતિમ' કહેવાય છે. એને માટે પાઇયમાં એનો એ શબ્દ હોવા ઉપરાંત **संघाइम** તેમજ **संवाइय** શબ્દ પણ છે; નાયાધમ્મકહા (સુય૦ ૧, અ૦ ૩; પત્ર ૧૭૯) અને પણ્હાવાગરણ (સુય૦ ૨, અ૦ ૫; પત્ર ૧૫૦)માં **संघातिम** શબ્દ છે.

**'इम' અનુગ** – ગંઠિમ, પૂરિમ, વેઢિમ અને સંઘાઇમ એ શબ્દોમાં 'इम' અનુગ છે—એના અંતમાં જેમ 'इम' શબ્દ છે તેમ બીજા પણ કેટલાક શબ્દોમાં પણ 'इम' જોવાય છે. ઉદાહરણાર્થે હું થોડાક અહીં નોંધું છું:—

ઉબ્ભેઇમ ( સં. ઉદ્ભેદિમ) = સ્વયં ઉત્પન્ન થનાર.
ખાઇમ ( ખાદિમ) = આહારનો એક પ્રકાર.
પાઇમ (પાકિમ) = પાક કરવા લાયક.
પુરત્થિમ ( પૌરસ્ત્ય ) = પૂર્વ (દિશાનું ).
ભજ્જિમ ( ભર્જ્જિમ ) = તળવા લાયક ( પદાર્થ )
વંદિમ ( વન્દ્ય ) = વંદન કરવા યોગ્ય.
સંમ્મુચ્છિમ ( સંમૂચ્છિંમ ) = સમૂર્છન જન્મવાળું ( પ્રાણી )
સાઇમ (સ્વાદિમ) = આહારનો એક પ્રકાર.

Introduction to Ardhamagadhi ( પૃ. ૧૪૧)માં કહ્યું છે કે પ્રાયઃ વિધ્યર્થ કૃદન્તના મૂલ્યવાળાં વિશેષણો બનાવવા માટે ક્રિયાપદને (ધાતુને) 'ઇમ' અનુગ લગાડાય છે. Renou (રેનુ) સૂચવે છે કે પાકિમ, સેકિમ ઇત્યાદિ સંસ્કૃત શબ્દોની બાબતમાં તેમ જ ખનિત્રિમ અને કૃત્રિમ જેમ એથી પ્રાચીન કક્ષામાં 'ઇમ' અનુગ તે નામધાતુઓને 'ઇ' વડે વિસ્તારાયેલો ભૂતકૃદન્તનો 'મ' પ્રત્યય છે. 'દ્વારા મેળવેલ' એવા મૂળ અર્થમાંથી જરૂરિયાતનો અર્થ વિકસ્યો.

Intro to AM. માં 'નિવ્વદિમ'નો ઉલ્લેખ છે.

**મજ્ઝિમ** અને **ચરિમ**માં 'ઇમ' અનુગ હોય એવો ભાસ થાય છે, પણ **સિદ્ધહેમચન્દ્ર** ( અ. ૮, પા. ૧, સૂ. ૪૮) માં 'મધ્યમ' ઉપરથી 'મજ્ઝિમ' અને 'કતમ' ઉપરથી 'કઇમ' શબ્દ નિષ્પન્ન કરાયા છે. 'ચરિમ' માટે અત્ર કોઈ ઉલ્લેખ હોય તો તે યાદ નથી એને માટેનો સંસ્કૃત શબ્દ 'ચરમ' છે અને એનો અર્થ 'અંતિમ' છે.

સિદ્ધહેમચન્દ્રમાં 'ઉણાદિ' સૂત્રોમાં 'ઇમ' ને અંગે નીચે મુજબનું સૂત્ર છેઃ–

" कुट्टिवेष्टिपूरिपिपर्पिसिचिगण्यपिवृमहिभ्य इमः "–सू. ३४९

ગ્રન્થિમાદિનું સ્પષ્ટીકરણ — નાયાધમ્મકહાની અભયદેવસૂરિકૃત વૃત્તિ (પત્ર ૧૮૦ આ)માં ગ્રન્થિમાદિનું સ્વરૂપ નીચે મુજબ સમજાવાયું છેઃ–

"ग्रन्थिमानि–यानि सूत्रेण ग्रथ्यन्ते मालावत्, वेष्टिमानि–यानि वेष्टनतो निष्पाद्यते पुष्पमालालम्बूसकवत्, पूरिमाणि–यानि पूरणतो भवन्ति कनकादिप्रतिमावत्, सङ्घातिमानि–सङ्घातनिष्पाद्यानि रथादिवत् "

આનો અર્થ વિચારીએ તે પૂર્વ **જીવાજીવાભિગમ** (પડિવત્તિ ૩, ઉદ્દેસગ **૨; સુત્ત ૧૪૭**)ની વૃત્તિ ( પત્ર ૨૬૭–આ–૨૬૮ અ )માં મલયગિરિસૂરિએ કરેલો નીચે મુજબનો **ઉલ્લેખ** નોંધી લઈએ—

" ग्रन्थिमं–यत् सूत्रेण ग्रथितम्, वेष्टिमं–यत् पुष्पमुकुट इव उपर्युपरि शिखराकृत्या मालास्थापनम्, पूरिमं–यल्लघुच्छिद्रेषु पुष्पनिवेशनेन पूर्यते, सङ्घातिमं–यत् पुष्पं पुष्पेण परस्परं नालप्रवेशेन संयोज्यते "

વિશેષમાં ૨૬૮અ પત્રમાંની નિમ્નલિખિત પંક્તિ પણ આપણે અહીં ઉતારીશુંઃ—

"ग्रन्थिम–वेष्टिम–पूरिम–सङ्घातिमेन चतुर्विधेन माल्यविधिना "

**અણુઓગદ્દાર**ની વૃત્તિ (પત્ર ૭)માં હરિભદ્રસૂરિ ગ્રંથિમ વગેરે નીચે મુજબ સમજાવે છેઃ—

"ग्रन्थिसमुदायजं पुष्पमालावत् जालिकावद् वा, निर्वर्तयन्ति च केचिदतिशयनैपुण्यान्वितास्तत्राप्यावश्यकवन्तं साधुमित्येवं वेष्टिमादिष्वपि भावनीयम्, तत्र वेष्टिमं वेष्टनकसम्भवमानन्दपुरे पुरकवत्, कलाकुशलभावतो वा कश्चिद् वस्त्रवेष्टनेन चावश्यकक्रियायुक्तं यतिमवस्थापयति, पूरिमं—भरिमं सगर्भरीतिकादिभृतप्रतिमादिवत्, सङ्घातिमं कञ्चुकवत्"

આમ જે ગ્રન્થિમાદિના સ્પષ્ટીકરણાર્થે અહીં ત્રણ ઉલ્લેખો નોંધાયા તે પ્રત્યેકનો અનુક્રમે અર્થ હું આપું છું.—

(૧) જે સૂતર વડે માળાની માફક ગુંથાય તે 'ગ્રંન્થિમ'. જે ફૂલની માળાના લંબૂસક (? લાંબાહાર)ની જેમ વીંટાળાઈને બનાવાય તે 'વેષ્ટિમ' જે સુવર્ણ ઇત્યાદિની પ્રતિમાની પેઠે પૂરીને રચાય તે 'પૂરિમ'[1] જે રથની માફક સઘાત વડે (પૈડાં વગેરે એકત્રિત કરવાથી) બને તે 'સઘાતિમ'.

(૨) જે સૂતર વડે ગુંથાય તે 'ગ્રન્થિમ. જે ફૂલના મુગટની પેઠે ઉપર ઉપર શિખરના આકારે માળાની સ્થાપના તે 'વેષ્ટિમ'. નાનાં છિદ્રોમાં ફૂલ મૂકીને જે પૂરાય તે 'પૂરિમ'. એક ફૂલની દાંડીમા અન્ય ફૂલનો પ્રવેશ કરાવી જે યોજાય તે 'સંઘાતિમ'.

(૩) ફૂલની માળા કે જાળીની જેમ ગ્રન્થિસમૂહ વડે બનાવાયેલુ તે 'ગ્રન્થિમ'. કેટલાક અતિશય કુશળતાવાળા જનો 'અવશ્યક' ક્રિયા કરતા મુનિને પણ રચે છે. આ પ્રમાણે વેષ્ટિમ વગેરે માટે સમજી લેવું. 'આનન્દપુર'માંના પૂરકની પેઠે વીંટાળીને બનાવેલું તે 'વેષ્ટિમ'. કળાની કુશળતાને લઈને કોઈક વસ્ત્ર વીંટાળીને 'આવશ્યક' ક્રિયા કરતા સાધુને સ્થાપે છે. સગર્ભ પિત્તળ વગેરેથી ભરેલી પ્રતિમાની પેઠે જે ભરેલુ હોય તે 'પૂરિમ.' કાંચળીની પેઠે કકડા એકઠા કરી બનાવાયેલું તે 'સંઘાતિમ'.

આ પ્રમાણે આ લઘુ લેખ પૂર્ણ થાય છે એટલે જૈન હસ્તલિખિત પ્રતિઓના સારા વર્ણનાત્મક સૂચીપત્ર (ગ્રથાંક ૧૨૯૫) ગત નિમ્નલિખિત પદ્ય નોંધી વિરમુ છુ.—

"दशावतारो व. पायात् कमनीयाञ्जनद्युतिः ।
किं श्रीपो नहि किं दीपो नहि वामाङ्गजो जिनः ॥"[2]

**ગોપીપુરા, સુરત**, તા. ૨૧–૫–૪૭

---

૧ પ્રતિમામાં છિદ્ર હોય ત્યાં સુવર્ણ વગેરે ભરાય છે.

૨ દશ અવતારવાળા અને મનોહર અંજનના જેવી કાંતિવાળા (મહાનુભાવ) તમારું રક્ષણ કરો. (દશ અવતાર કહ્યા એટલે પદ્યકાર પૂછે છે) શું લક્ષ્મીના પતિ વિષ્ણુ છે ? (ઉત્તર) નહિ (બીજો પ્રશ્ન 'દશ'ને બદલે 'વાટ' રૂપ 'દશા'ને અનુલક્ષીને પૂછે છે) શું એ દીવો છે ? (ઉત્તર.) નહિ. એ તો વામા (દેવી)ના નંદન તીર્થંકર (પાર્શ્વનાથ) છે.

# 'त्रैलोक्यप्रकाश' का हिन्दी अनुवाद

## लेखक–पंडित श्री भगवानदासजी जैन, जयपुर

अगाध जैन साहित्यमें ज्योतिष गणित शिल्प सामुद्रिक वैधक मंत्रतंत्रादिके कल्प इत्यादि जैनाचार्योंके बनाये हुए विज्ञानविषयके अनेक ग्रन्थरत्न जैन भंडारोंमें या बड़े शहरोंकी लायब्रेरियोंमें उपलब्ध होते हैं। मगर खेद इतना ही है कि जैन समाजमें पुस्तक प्रकाशनकी अनेक संस्थाएं रहने पर भी इस विज्ञानविषयके ग्रन्थोंका प्रकाशन करनेमें पराङ्मुख रहती हैं। इसका कारण इस विषयके ज्ञानका जनतामें अभाव मालूम होता है। परंतु जैनाचार्योंके रचे हुए विज्ञानके अनेक ग्रन्थ अजैन संस्थाओंने प्रकाशित किये हैं। अभी हालहीमें 'त्रैलोक्यप्रकाश' नामक ताजकज्योतिष विषयका बड़ा चमत्कारी ग्रन्थ जो सर्वज्ञप्रतिभा श्री. देवेन्द्रसूरिजीके शिष्य श्री हेमप्रभसूरिजीने सं. १३०५ में रचा है, इसका हिन्दी अनुवाद ज्योतिर्विद्याविशारद पं. रामस्वरूप शर्माने किया है, यह कुशल आस्ट्रोलाजिकल रिसर्च इन्स्टिटयुट सीरीज नं. १ में प्रकाशित हुआ है। इसकी इंग्लीश प्रस्तावना डॉ. बनारसीदास जैन एम. ए., पीएच. डीने लिखकर अनुवाद और अनुवादककी बड़ी प्रशंसा भी की है। इस ग्रन्थको आद्यन्त पढ गया हूं, जिससे मालूम हुआ कि सम्पादक महाशयने अनुवाद करनेकी जैसी चाहिए वैसी उदारता नहीं बतलाई; यदि उदार चित्तसे समजपूर्वक अनुवाद होता तो नीचे लिखे हुए अवतरणोंकी इस प्रकार भूल रहने न पाती। देखीये —

प्रथम मंगलाचरणके श्लोकका अर्थ गलत रहने पर क्षंतव्य है, क्योंकि इससे मुख्य विषयकी गलती नहीं समझी जाती। श्लो. ७ वे मे 'तुला तु मुख्ययंत्राणि' छपा है, इस पाठकी जगह 'शूलावमुख्ययंत्राणि' ऐसा पाठ भी कई एक प्राचीन प्रतियोंमें लिखा मिलता है। इसके लिय डॉ. बनारसीदासजी जैन एम. एने अपनी अंग्रेजी भूमिकामें लिखा है कि–'सुर्लाव' शब्द उस्तुरलावका रूपान्तर है, यह ठीक है। क्योंकि ग्रन्थकारने यवन-ग्रन्थोकां आश्रय लिया है, जिससे 'उस्तुर्लाव' फारसी शब्द है, उसके स्थान पर संस्कृतमें ग्रन्थकारने 'स्तुर्लाव' शब्द लिखा होगा। उसका अपभ्रंश होते हुए मतिदाषसे किसीने 'तुला च' लिख दिया और किसीने 'शूलाव' लिख दिया– मगर इसका अर्थ भाषान्तर-कारने कुछ खोला नहीं है, कि जिसका प्रचलित अर्थ **'यन्त्रराज'** है। श्लो. १० वेंमें 'चतुर्जैनतनूद्भवम्' का अर्थ–'जैनके चार आश्रमोंसे उत्पन्न' लिखा यह गलत है। जैन ग्रन्थोंमें आश्रमोंकी व्याख्या नहीं है। श्लो. १४ में 'ससपत्नीं निःस्वतां च शनौ' इस अनुष्टुप् श्लोकके चौथे चरणमें दश अक्षर कैसे हुए? इस अशुद्ध पाठकी जगह प्राचीन प्रतियोंमें 'सपत्नीं निःसुतां शनौ' ऐसा शुद्ध पाठ होने पर भी सुधारनेकी कोशीश नहीं की गई। श्लो. १७–१८ में ग्रहोंकी मास संज्ञा है, उसके बदले एक विषयक फलादेश लिखा है। श्लो. २१ में

"समेक्षणौ "का अर्थ 'दृष्टि चारों ओर होती है' ऐसा लिखा है। इस जगह समदृष्टि अर्थात् बराबर सामने दृष्टि ऐसा होना चाहिये था। श्लो. २३ में 'बुधः काषायिको जीवो मधु तिक्तौ तमः शनी।'का अर्थ 'बुध और बृहस्पति कषायरसवाले,शनि और राहु मधुर और तिक्त रस वाले होते है' ऐसा अर्थ प्रत्यक्ष गलत माल्म होता है। क्योंकि श्लोकमें स्पष्ट है कि 'बुध काषायरसवाला, गुरु मधुररसवाला शनि और राहु तिक्तरसवाला है।' श्लो. १४ "जीवो गुरुबुधौ केतुर्शनिराहुकुजेन्दवः। शुक्रार्कौ मूलमाधिक्यं बलं यस्याधिकं तु यत्॥ अर्थ–गुरु और बुधमें गुरुका बल अधिक है। केतु शनि राहु मंगल और चंद्रमासे शुक्र और सूर्यका बल अधिक होता है॥ २४॥ भाषान्तरकर्ताने इस श्लोकका आशय समझनेकी तकलीफ नहीं की। मूल श्लोकमें 'केतु' के स्थान पर 'धातुः' शब्द प्राचीन प्रतियों में है। इस श्लोकका आशय ऐसा है कि–गुरु और बुध जीव संज्ञक है, शनि राहु मंगल और चंद्रमा ये धातु संज्ञक है, शुक्र और सूर्य ये मूल संज्ञक है। इनमें जो ग्रह अधिक बलवान हो उस वस्तुकी अधिकता होती है। ऐसा सीधा और सरल अर्थ है। श्लो. २८ 'स्थूल इन्दुः सितः खण्डश्चतुरस्रौ कुजोष्णगू।' का अर्थ 'चंद्रमाकी आकृति स्थूल है, शुक्र कृश है, मंगल और सूर्य मध्यम शरीरवाले है' ऐसा लिखा है। उसमें 'सितः खण्डः' का अर्थ शुक्र कृश लिखा है।' यह दूसरे ग्रंथोसे अप्रमाणित होता है। खंडका अर्थ आधा या टूकडा ऐसा सरल अर्थ है। देखो भुवनदीपक ग्रंथके टीकाकार श्री सिंहतिलकसूरि लिखते है कि 'खण्ड इत्यर्द्धचन्द्राकारः' अर्थात् अर्द्धचंद्रके आकारवाला। 'चतुरस्रौ' का अर्थ मध्यम शरीरवाला लिखा, यह भी अप्रमाणिक माल्म होता है, क्यों कि इसका अर्थ 'समचोरस' होता है। नीलकंठी ताजक ग्रंथमें भी मंगल और सूर्यकी आकृति समचोरस माना है। श्लो. ३० के उत्तरार्द्धका अर्थ भी दूसरे ग्रंथोसे अप्रमाणित होता है। क्योकि मूल श्लोक में 'शनिस्तु शुषिरः' पाठ है, तो उसका अर्थ सूक्ष्म कैसे होवे? एवं गुरुको दीर्घ लिखा इस जगह सूक्ष्म पाठ है। श्लो. ३१ में 'चन्द्रबुधौ' और 'गुरुसितौ' लिखा है, इस जगह प्राचीन प्रतियोंमें चन्द्रसितौं और गुरुज्ञौ ऐसा पाठ है यह ठीक माल्म होता है। श्लो. ३३ में त्रपु का अर्थ मुंगा लिखा है, इस जगह बंग होना चाहिये। श्लो. ३४ में 'चन्द्रे शुक्रे जलाधारो' है। उसमें 'जलाधारो' का अर्थ गोशाला लिखा है। यह तो सामान्य व्यक्ति भी समझ सकता है कि जलाधार का अर्थ पानी का स्थान होना चाहिये। यह श्लोक ३४ और ३५ वां युग्म है किन्तु भाषान्तरकारने नहीं समझा, जिसे ३४ में ग्रहों को अपने २ स्थानमें होने का लिखा, यह बडी भूल हो गई माल्म होता है, क्यों कि अपने २ के स्थान पर चतुर्थ स्थान

होना चाहिये। श्लो. ३६ में 'अर्थ धान्य आदि धातुओंका' स्वामी ऐसा लिखा है तो धान्यधातु कौनसी ? श्लो. ४२ में रवि वलवान हो तो पिता तथा चाचा की चिन्ता लिखा है और श्लो. ४१ में रवि वलवान हो तो अपनी चिन्ता लिखा है, यह पूर्वापर विरोध होता है। इस ग्रंथकी प्राचीन प्रतियों में श्लो. ४२ के उत्तरार्द्ध में 'रवौ' के स्थान पर 'रपि' पाठ है। श्लो. ४३ में 'क्षितौ' का अर्थ लग्न लिखा है, परंतु अन्य ग्रंथोंमें भूमिवाचक शब्द का चतुर्थ स्थान लिखा है। श्लो. ४६ में 'श्वेतरश्मी' का अर्थ सूर्य लिखा है, मगर कोषोंमें चंद्रमा लिखा है, तो सूर्य अर्थ कहांसे आया ? श्लो. ५१ में 'आयवल' लिखा, उस स्थान पर आद्यवल (लग्नवल) होना चाहिये। श्लो. ५५ में 'केन्द्रादिस्था नभश्चराः' का अर्थ 'केन्द्रादि स्थानों के ग्रह चर होता है, अर्थात् उनका वल घटता बढता रहता है' ऐसा मनःकल्पित अर्थ करके अपनी विद्वत्ताका परिचय दिया है ? श्लो. ५७ का अर्थ 'शुभ ग्रहोंका वल शुक्ल पंचमीसे लेकर प्रत्येक तिथिको एक पाद घट जाता है और अशुभ ग्रहों का वल कृष्ण पंचमीसे लेकर' – ऐसा लिखा है, यह अर्थ भी विपरीत लिखा है। क्यों की शुक्ल पक्षमें शुभ ग्रह वलवान होते हैं। जिससे उनका वल घटता नहीं, किन्तु बढता है। एवं अशुभ ग्रह कृष्ण पक्षमें वलवान है जिससे उनका भी वल वढतां है। श्लो. ६२ 'दिक्षु ज्ञो गुरुरविकुजशनिसितशशिनो निसर्गास्तु' का अर्थ 'पूर्वादि दिशाओंमें क्रमसे वुध गुरु भौम शुक्र चंद्र और शनि वली हो ते हैं' ऐसा लिखा है उसमें सूर्यको लिखा नहीं और शनिको अपनी इच्छानुसार आखीरमें लिखा। इससे मालूम होता है कि श्लोक का आशय विलकुल समज में नहीं आया। श्लोक में दिग्वल वतलाया हे जिससे इसका अथ पूर्वदिशा (लग्न) में वुध और गुरु, दक्षिण (दशम स्थान)में रवि और मंगल, पश्चिम में (सप्तम स्थान में) शनि और उत्तर (चौथे स्थान) में शुक्र और चंद्रमा इस क्रमसे वलवान होता है–ऐसा होना चाहिये। एवं इसी श्लोस के उत्तरार्द्धमें निसर्ग वलका वर्णन है, परंतु समझ में न आनेसे मंगल को प्रथम लिख कर उसका सवसे कम वल माना है यह विलकुल किसी ग्रंथकारको सम्मत नहीं है। शास्त्रकार तो सवसे कम वल शनिका मानते हैं। भाषान्तर कर्त्ताकी श्लोक नीचेकी टिप्पनीसे मालूम होता है कि तीन प्राचीन प्रतियों में शनि प्रथम लिखा हुआ मिला है, तो भी किस आशयसे मंगल को प्रथम रखा गया यह तो भाषान्तरकार स्पष्ट करे तब मालूम होवे। श्लो. ६७–६८ 'शत्रू मन्दसितौ समश्च शशिजो० इत्यादि ये वृहज्जातक ग्रंथके प्रचलित श्लोक हैं, जो ज्योतिषके प्रारंभिक पाठ्य पुस्तकोंमें भी लिखे रहते हैं। इनमें 'सूरेः' के स्थान पर 'सौरेः' और 'सौम्य' के स्थान पर 'सूम्य' अशुद्ध लिखा। इनसे भाषान्तरमें सूर्यके स्थानपर गुरु का और गुरु के स्थान पर सूर्यका लिखा,

एवं सूर्यके चंद्रमा और मंगल ये दो ग्रह मित्र लिखा, तीसरा गुरुको छोड दिया। गुरु के चंद्रमा मंगल और गुरु मित्र लिखे, तो गुरुमित्र के स्थान पर सूर्य लिखना चाहिये।

इस प्रकार इस ग्रन्थमें वहुतसी त्रुटियां रह गई हैं। किसी जगह श्लोकके पुर्वार्धका तो किसी जगह उत्तरार्द्धका अर्थ ही नहीं लिखा, किसी जगह अवतरणिका (हेडिंग)को श्लोक के साथ ही मिला दिया है, बहुतसी जगह 'सौम्य'का अर्थ जहां बुध होना चाहिये वहां सामान्य शुभ ग्रह लिखा और जहां शुभ ग्रहका अर्थ होना चाहिये वहां फक्त बुध ही लिखा। सारे ग्रन्थका भाषान्तर शब्दार्थ मात्र किया है, जिसमें ज्योतिषकी संज्ञाएं या पारिभाषिक शब्दके भाषान्तरमें भी संस्कृत ही शब्द जो श्लोकमें लिखा हो वही रखा है, जिससे मालूम होता है कि भाषान्तरकर्त्ता ग्रन्थको समझ नहीं सके। 'आपोक्लिम' जैसी प्रसिद्ध संज्ञा भी न समझे यह वडा आश्चर्य है। नहीं समझे जिससे ही आपोक्लिम के आगे (?) ऐसा चिह्न करना पडा और उसका दूसरी प्रतिसे 'आपोत्क्लेम' ऐसा अशुद्ध पाठान्तर भी देना पडा। वाचकगण विचार सकते हैं कि फक्त ६८ श्लोक में उपर्युक्त अशुद्धियां मालूम पडती हैं, तो सारे १३०० श्लोकमें कितनी होगी ?। अब विशेष न लिखकर इतना लिखना बस होगा कि 'ऐसे भाषान्तर कर्त्ता महोदयको सादर नम्र निवेदन है कि इस प्रकार भाषान्तर करके ग्रन्थोको विकृत न कर डाले और जनताका ज्योतिष ग्रंथोसे विश्वास न हटावें।'

ता. १५-८-४७

## જૈન દર્શન

લેખકઃ—શ્રીયુત મોહનલાલ દીપચંદ ચોકસી

[ ક્રમાંક ૧૩૨ થી શરૂ : ગતાંકથી ચાલુ . આ અંકે પૂર્ણ ]

શક્ય પ્રયાસથી ટૂંકામાં જૈન ધર્મનું સ્વરૂપ લગભગ જોવાઈ ગયું. એનું વિસ્તૃત સ્વરૂપ જાણવાના જિજ્ઞાસુ વર્ગે એ અંગે લખાયેલ સાહિત્યનુ અવલોકન કરવું આવશ્યક છે. અહીં હવે જે કહેવાનું છે એનો ઉપયોગ તો જુદા જુદા દર્શનકારો તરફથી તત્ત્વ-ચકાસણી માટે જે માર્ગો નિશ્ચિત કરાયેલાં છે એમા જૈન દર્શનની પ્રણાલી કેવા પ્રકારની છે તે તથા એ પ્રત્યેક વસ્તુની પિછાન કેવી રીતે સમન્વય સાધી કરે છે તે વિષયમાં છે. એ સંબંધમાં પ્રમાણ, નય અને સપ્તભંગી એ પ્રચલિત શબ્દો છે. અન્ય દર્શનો કરતાં તત્ત્વજ્ઞાન તેમ જ એ સબંધની વિચારશ્રેણીમાં જૈનદર્શનની પદ્ધતિ અનોખી છે.

એ પ્રમાણ—જ્ઞાનનો હેતુ દ્રવ્ય યાને વસ્તુના અનંત ધર્મો યાને સ્વભાવો, પર્યાયો, સ્થિતિઓ, ગુણો જાણવાનો છે. ત બે રીતે થઈ શકે છે. એ રીત તે પ્રમાણ અથવા તો

જાણવાની (૧) પ્રત્યક્ષ અને (૨) પરોક્ષ, એવા બે નામ છે. પ્રત્યક્ષ પ્રમાણમાં શ્રી સિદ્ધ તથા કેવલી પરમાત્માઓનું કેવલજ્ઞાન, મુનિ મહાત્માઓનું મનઃપર્યવજ્ઞાન અને ચારે ગતિના જીવોને થતું અવધિજ્ઞાન સમાય છે. ટૂંકામાં કહીએ તો ઉપયોગરૂપ જ્ઞાન ધરાવનારને વસ્તુની ઓળખાણ થાય છે એ પ્રત્યક્ષની કક્ષામાં આવે છે. ઇન્દ્રિયગોચરને પ્રત્યક્ષ ન ગણતાં જ્ઞાનગોચર વસ્તુને પ્રત્યક્ષ ગણેલ છે અને એ જૈન દર્શનની વિશિષ્ટતા છે. પરોક્ષ પ્રમાણમાં માત્ર મતિ (બુદ્ધિ કે તર્કમય) જ્ઞાન અને શ્રુત (આગમ) જ્ઞાન સમાય છે.

પ્રત્યક્ષ પ્રમાણમાં ગણેલાં જ્ઞાન આત્મપ્રત્યક્ષ હોવાથી શુદ્ધ જ હોય છે; પણ પરોક્ષ એવા મતિ અને શ્રુત શુદ્ધ જ હોય એવો નિયમ નથી. હકીકતમાં અવધિજ્ઞાન પણ નિતાંત શુદ્ધ હોતું નથી. એનો ફલિતાર્થ એ જ કે આત્મપ્રત્યક્ષ જ્ઞાન તે જ સાચું પ્રત્યક્ષ છે જ્યારે ઇન્દ્રિયપ્રત્યક્ષ તે સાચું પ્રત્યક્ષ નહિ તેથી પરોક્ષ છે. આ પરોક્ષ પણ ત્રણ ભાગમાં વહેંચાય છેઃ—

(૧) અનુમાન—નિશાની કે ચિહ્ન જોઈને થતું જ્ઞાન. જેમકે ધુમાડો જોવાથી અગ્નિ જરૂર હોવો જોઈએ, એ જ્ઞાન.

(૨) આગમ—શાસ્ત્રના આધારે કે ઉપદેશો દ્વારા થતું જ્ઞાન.

(૩) ઉપમાન—કોઈ પદાર્થને બીજી ઉપમા આપી ઓળખાવવાથી થતું જ્ઞાન.

પદાર્થઓળખાણની આ સ્થિતિમાં જૈન દર્શન જેય વિષયને પ્રારંભમાં નિશ્ચય વ્યવહાર રૂપ બે ભાગમાં વહેંચે છે. નિશ્ચય માર્ગ દ્વારા વસ્તુ કે પદાર્થ સ્વાભાવિક ધર્મો યાને કુદરતી ગુણોનો વિચાર કરે છે અને વ્યવહાર માર્ગ દ્વારા તે જ વસ્તુના અકુદરતી ધર્મો અર્થાત્ મનાયેલા ધર્મોના ઉપયોગ કે અપેક્ષા આદિ સ્વરૂપ નજરમાં રાખી વિચાર કરે છે. ઉદાહરણ તરીકે 'આ માટીનો ઘડો છે' એ નિશ્ચયનય અને 'આ પાણીનો ઘડો છે' તે વ્યવહારનય. ઘડો માટીનો બનેલો છે એ નિતરું સત્ય છે, છતાં ઉપયોગ પાણી ભરવામાં કરેલો હોવાથી 'પાણીનો ઘડો' પ્રયોગ ખોટો છે એમ ન કહેવાય. વ્યવહારમાં એ રીતે જ કહેવાય છે.

આ રીતે નિશ્ચયનય દ્રવ્યાર્થિક અને પર્યાયાર્થિક એવા બે વિભાગમાં વહેંચાય છે. દ્રવ્યાર્થિક એટલે દ્રવ્યની અપેક્ષાએ સામાન્ય ગુણનો વિચાર અને પર્યાયાર્થિક એટલે દ્રવ્યની બદલાતી સ્થિતિઓની અપેક્ષાએ સામાન્ય ગુણનો વિચાર. 'આત્મા સર્વ સરખા છે' એ દ્રવ્યાર્થિક નિશ્ચય નયનું વચન છે. 'આત્માના સ્વભાવ અને ગુણ જુદા જુદા છે' એ પર્યાયાર્થિક નિશ્ચય નયનું વચન છે. પ્રથમમાં આત્મા નામા દ્રવ્યની સ્વરૂપાર્થ પર વજન છે, અને પાછળનામાં પુદ્ગલ આદિના મિલન ઉપર વજન છે. વસ્તુના વિશેષ અને સામાન્ય ધર્મો તે આ જ, જ્યાં સામાન્ય છે ત્યાં જ અપેક્ષાથી વિશેષ પણ છે. નય એટલે અભિપ્રાય —પદાર્થનું જ્ઞાન મેળવવા માર્ગ બતાવનાર. તેથી જેટલા વચનપ્રયોગો છે તેટલા નયો છે.

જ્ઞાન એટલે જ્ઞેય વસ્તુ કે દ્રવ્ય સંબંધી જાણવું તે.




ઉપરના કોઠાથી પ્રમાણ અને નયનો સંબંધ સ્પષ્ટ થાય છે. સામાન્ય રીતે સાત નય કહેવાય છે.

૧ નૈગમ એટલે એક દ્રષ્ટિથી નહિ, પણ સર્વ દૃષ્ટિથી વિચાર કરનાર. આ નય જગતના વ્યવહારમાં વિશેષ વપરાય છે. આ નયથી વિચારનાર સામાન્ય અને વિશેષ ગુણને જુદી જુદી રીતે વિચારતો નથી.

૨ સંગ્રહ દ્રવ્યના વિશેષ ગુણો હોવા છતાં તે તરફ ઉદાસીન રહી માત્ર સામાન્ય ધર્મને મહત્ત્વ આપી તે દૃષ્ટિથી વિચાર કરે છે.

૩ વ્યવહાર નયથી વિચારનાર સામાન્ય ગુણ હોવા છતાં તેને ઉપેક્ષી માત્ર વિશેષ ગુણને મહત્ત્વ આપી વિચાર કરે છે.

૪ ઋજુસૂત્ર નયથી વિચાર કરનાર દ્રવ્યના ભૂત અને ભવિષ્ય કાળના ધર્મો જાણવા છતાં તેની ઉપેક્ષા કરી માત્ર વર્તમાન ધર્મનો વિચાર કરે છે.

૫ શબ્દનય સમાનાર્થ શબ્દોનો એક અર્થમાં ઉપયોગ કરવામાં વપરાય છે.

૬ સમભિરૂઢ સમાનાર્થી શબ્દોનો એક ઉપયોગ ન ગણતાં પર્યાયભેદ માને છે.

૭ એવંભૂત સમાનાર્થ શબ્દનો એક ઉપયોગ ન ગણતા પર્યાયભેદ માનવા ઉપરાંત શબ્દના મૂળ ધાતુના અર્થ પ્રમાણેની ક્રિયામાં પ્રવૃત્ત હોઈએ ત્યારે તે શબ્દ વાપરવાનું સમજાવનાર અભિપ્રાય છે. દાખલા તરીકે-પૂજારી જ્યારે પૂજા કરતો હોય ત્યારે જ પૂજારી કહેવાય

આમ નય સંબંધી સામાન્ય સ્વરૂપ બતાવ્યું. એ સંબંધી વિસ્તાર તો અતિ ઘણો છે અને બારીકાઈનો પાર નથી. એ જ કે સૂક્ષ્મ દૃષ્ટિથી જાણવા-વિચારવાનું હોવાથી અભ્યાસીએ ગુરુગમની સહાય લેવાની ખાસ જરૂર છે. આ સબંધમાં વિદ્વાનોના ઘણા ઘણા ગ્રંથો રચાયેલા મોજૂદ છે.

સ્યાદ્વાદ—એક પદાર્થમાં અપેક્ષાપૂર્વક વિરુદ્ધ નાના પ્રકારના ધર્મોનો સ્વીકાર કરવો એનું નામ સ્યાદ્વાદ છે. એ અનેકાંત માર્ગ પણ કહેવાય છે. જૈન દર્શનની રચનામાં આ પાયારૂપ છે.

સપ્તભંગી:—એકાંગી ઉત્તર એ ક્યારે પણ અપૂર્ણ જ હોય છે. તેથી ઉત્તર કિંવા વર્ણન સાપેક્ષ જ રહેવાનું. આવું વર્ણન સાત રીતે કરી શકાય છે. એ પદ્ધતિને 'સપ્તભંગી' કહેવાય છે. કોઈ પણ વસ્તુનું વર્ણન કરતાં દ્રવ્ય-ક્ષેત્ર-કાળ અને ભાવરૂપ ચાર પ્રકારની અપેક્ષા પર ધ્યાન રાખવું પડે છે. એટલે એ અપેક્ષા-ચતુષ્ટય કહેવાય છે.

૧ કોઈ પણ એક વસ્તુ સંબંધે બોલતા આ અપેક્ષા-ચતુષ્ટયાનુસાર વસ્તુનું અસ્તિત્વ છે એમ કહેવું તે स्यात् अस्ति પ્રકાર.

૨ બીજી એકાદ વસ્તુના અપેક્ષા-ચતુષ્ટયાનુસાર અસ્તિત્વની દૃષ્ટિએ પહેલી વસ્તુનું અસ્તિત્વ નથી એમ કહેવું તે स्यात् नास्ति નામા બીજો પ્રકાર.

૩ કોઈ પણ વસ્તુને માટે બીજી બે વસ્તુના સાપેક્ષ ચતુષ્ટયાનુસાર અસ્તિત્વ કિંવા અન્યત્વ કહેવું એ ત્રીજો પ્રકાર; એનું નામ स्यात् अस्ति नास्ति.

૪. કોઈ પણ વસ્તુની બાબતમાં અન્ય બે વસ્તુના અપેક્ષા-ચતુષ્ટયાનુસાર એકદમ ઉત્તર આપવા અશક્ય હોવાથી અવક્તવ્ય નામા ચોથો પ્રકાર स्यात् अवक्तव्य કહેવાય છે.

૫. કોઈ વસ્તુને માટે બીજી બે વસ્તુઓની દૃષ્ટિએ બોલવું અશક્ય, પણ એ વસ્તુની દૃષ્ટિએ અસ્તિ પક્ષે ઉત્તર આપવો એ પાંચમો स्यात् अस्ति अवक्तव्य નામા પ્રકાર છે.

૬. કોઈ વસ્તુને માટે બીજી બે વસ્તુઓની દૃષ્ટિએ બોલવું અશક્ય પણ એક વસ્તુની દૃષ્ટિએ નાસ્તિપક્ષ ઉત્તર આપવો એ છઠ્ઠો પ્રકાર છે. એનું નામ स्यात् नास्ति अवक्तव्य.

૭. કોઈ પણ વસ્તુને માટે બીજી બે વસ્તુની દૃષ્ટિએ એકીસાથે કહેવું અશક્ય, પણ અનુક્રમે અસ્તિ નાસ્તિપણે ઉત્તર આપવો એ સાતમો स्यात् अस्ति नास्ति अवक्तव्य નામા પ્રકાર છે.

આ સાત પદ્ધતિ વડે તર્ક ચલાવ્યા પછી જે સાર નિકળે તે ખરા છે એમ કહેવામાં હરકત નથી. એકંદરે અપેક્ષાત્મક વિચાર કરવાની આ સર્વાંગિક પદ્ધતિ હોવાથી તે અત્યંત પરિણામકારક છે. એના પ્રશંસકોમાં વર્તમાનકાળે ડૉ. ભાંડારકર, મહાત્મા ગાંધીજી તેમજ કેટલાયે પશ્ચાત્ય ને પૌર્વાત્ય પંડિતો છે. ઉપરની સાત પદ્ધતિને 'स्यात्'

શબ્દથી અંકિત કરવામાં આવતી હોવાથી એનુ નામ સ્યાદ્‌વાદ પદ્ધતિ છે. વિધિ-પ્રતિષેધાદિ કોઈ પણ વિધાન સાત પ્રકારે અને અપેક્ષા ચતુષ્ટવસહ કરવું એ જ આ પદ્ધતિનુ રહસ્ય છે. સૃષ્ટિ, પ્રવાહની દૃષ્ટિએ અનાદ્યનંત છે, પણ પર્યાયતઃ ક્ષણવિનિશ્વર છે. આત્મતત્ત્વના મૂળભૂત ગુણની દૃષ્ટિએ સર્વ જીવાત્મા એક છે, પણ કર્મબંધના ભિન્નત્વને લીધે તે અનેક પણ છે. આ પ્રમાણે સર્વ અપેક્ષાઓ લક્ષમાં લઈને સિદ્ધાંત સ્થાપવો એ જ અનેકાંતવાદ. ગૂજરાતના સમર્થ વિદ્વાન્ સ્વ. પ્રો. આનંદશંકર બાપુભાઈ ધ્રુવ કહે છે કે 'સ્યાદ્‌વાદ એકીકરણનું દૃષ્ટિબિંદુ ઉપસ્થિત કરે છે. વિવિધ દૃષ્ટિબિંદુઓ દ્વારા નિરીક્ષણ ક્યાં વગર કોઈ વસ્તુ સંપૂર્ણ સ્વરૂપે સમજવામાં આવી શકે નહી.'

દર્શનશાસ્ત્રના મુખ્ય અધ્યાપક શ્રીયુત્ ફણીભૂષણ અધીકારી જણાવે છે કે 'સ્યાદ્‌વાદનો સિદ્ધાંત ઘણો મહત્ત્વપૂર્ણ અને ખેંચાણકારક છે. એ સિદ્ધાંતમાં જૈન ધર્મની વિશેષતા તરી આવે છે. એ જ સ્યાદ્‌વાદ જૈન દર્શનની અદ્વિતીય સ્થિતિ પ્રગટ કરે છે, એક ભારે સત્ય તરફ દોરી જાય છે. વિશ્વના અથવા તેના કોઈ એક ભાગને જોવા માટે માત્ર એક દૃષ્ટિકોણ સર્વથા પૂર્ણ ન લેખી શકાય. ભિન્ન ભિન્ન દૃષ્ટિકોણથી જોઈએ તો જ અખંડ સત્ય જોઈ શકીએ....કેવલ સર્વજ્ઞ જ પૂર્ણ સત્યને પૂર્ણપણે જાણી શકે છે.' શ્રી. મલ્લિસેન "હે ભગવાન! આપનો સિદ્ધાંત નિષ્પક્ષ છે. કારણ કે એક જ વસ્તુ કેટલી અસંખ્ય દૃષ્ટિથી જોઈ શકાય છે તે આપે અમને બતાવ્યું છે. એને સંશયવાદ તરીકે માનનારા અંધારે અથડાય છે."

આવી રીતે મહોપાધ્યાય પંડિત ગંગાનાથ, ડૉ. ઓપરડોલ્ડ અને હિંદી ભાષાના ધુરંધર પંડિત શ્રી. મહાવીરપ્રસાદજી વગેરેનાં વચનો ટાંકી શકાય. જૈન દર્શનમાં એ અંગેનું સ્વરૂપવર્ણન 'ભગવતી સૂત્ર' 'સમવાયાંગ સૂત્ર' 'અનુયોગદ્વાર સૂત્ર' 'પ્રજ્ઞાપના સૂત્ર' આદિ આગમગ્રંથોમા દૃષ્ટિગોચર થાય છે.

ચોથા સૈકામાં થઈ ગયેલા યુગપ્રધાન શ્રી. ભદ્રબાહુ સ્વામીએ આ સિદ્ધાંતનું વિવરણ પ્રાકૃત ટીકા 'સૂત્રકૃતાગ નિર્યુક્તિ'મા કરેલું છે. પ્રખ્યાત જૈન ન્યાયાચાર્ય શ્રી. સિદ્ધસેન દિવાકરજીએ પોતાના પ્રસિદ્ધ 'સન્મતિતર્ક'નામા ગ્રંથમાં એ સંબધી વિવરણ કરેલું છે.

શ્રી. જિનભદ્રગણિ ક્ષમાશ્રમણે "વિશેષાવશ્ય ભાષ્ય"માં અને શ્રી. સમંતભદ્રે 'આપ્તમીમાંસા'માં પણ એ સબંધમાં કહ્યું છે. આ ઉપરાંત પ્રસિદ્ધ ન્યાયવેત્તાઓ જેવા કે શ્રી. હરિભદ્રસૂરિ, બુદ્ધિસાગરસૂરિ, દેવસૂરિ, હેમચંદ્રસૂરિ અને સ્યાદ્‌વાદ મંજરીના કર્તા શ્રી. મલ્લિસેનસૂરિએ આ સિદ્ધાંતની ચર્ચા કરેલી છે.

આમ અનેકાંતવાદનાં મહત્ત્વ ને પ્રતિષ્ઠા વર્ણવ્યાં જાય તેમ નથી. એમાં સત્ય અને અહિંસા સમાયેલા છે એ ભાગ્યે જ કહેવું પડે તેમ છે. વિશ્વનું યથાર્થ સ્વરૂપે અવલોકન કરવા માટે એ દિવ્ય ચક્ષુરૂપ છે. એ દૃષ્ટિના અભાવે જ મતમતાતર અને ખંડનાત્મક ઝઘડાઓ જન્મે છે. વિચારશુદ્ધિ માટે સ્યાદ્‌વાદનો અભ્યાસ આવશ્યક છે. વિદ્વાનોના લખાણમાંથી ઉપરનું તારવણ આપી 'જૈન દર્શન' અગેનો લેખ અહીં પૂર્ણ કરવામાં આવે છે. એ વાંચનારમાં જૈનધર્મ સંબંધમાં વધુ જિજ્ઞાસા ઉદ્‌ભવે એ જ અભિલાષા. (સંપૂર્ણ).

# શલોકા-સંચયમાં ઉમેરો

સં.-પૂજ્ય મુનિમહારાજ શ્રી લક્ષ્મીભદ્રવિજયજી.

પ્રો. હીરાલાલ રસિકદાસ કાપડિયાએ 'જૈન સત્ય પ્રકાશ' વ. ૧૧, અં. ૧૨, ક્રમાંક ૧૩૨માં "શલોકા-સંચય" એવા મથાળાથી ૨૨ શલોકાઓનો પરિચય આપ્યો છે. ત્યારપછી મુનિવર શ્રી હિમાંશુવિજયજીએ કરાવેલ વિમલ મંત્રી શલોકાનો પરિચય પણ ક્રમાંક ૧૩૯માં છપાયેલ છે. પરન્તુ જૈન ગ્રન્થભંડારોમાં બીજા પણ ઘણા શલોકાઓ સુરક્ષિત છે. અમદાવાદમાં શ્રી ચારિત્રવિજયજી જ્ઞાનમંદિરમા ૬ શલોકાઓ છે, જે પૈકીના એકનો પરિચય તો ઉપરના શલોકા-સંચયમાં આવી ગયો છે; જ્યારે બાકીના પાંચ શલોકા તો તદ્દન નવા જ છે, જેનો પરિચય ઉક્ત સંચયમાં નથી આપ્યો. આ સાહિત્યને અંગે વિશેષ જાણવાનું મળે એટલા ખાતર હું એ ૬ શલોકાનો ટૂંકો મંગળાચરણ અને પ્રશસ્તિરૂપ પરિચય આપું છું.

(૧)—શ્રી મણિવિજયજીકૃત વાસુપૂજ્ય શલોકો—૪૦

આદિ—સારદ શશિવદનિં પ્રણમું સસનેહિં, હંસવાહિની કંચનવન દેહિં;
વરસુંદરદાતા કવિયણ માતા, ત્રણ જગમાંહિ તુંહિ જ ખ્યાતા. ૧

શ્રી વાસુપૂજ્ય જિનરાજ ગાઓ, ત્રીકરણે ધ્યાને સમકિત ધ્યાવો;
જમ્બૂદ્વીપે ભરત મંડાણ, સકળ દ્વિપનાં મુગુટ સમાન. ૨

અંત—દેયો ભવર નિજ કજ વાસ, સરણાગતવચ્છલ લીલવિલાસ;
પભણે શ્રી ઉદયવાચરનો સિસ, મણિ ચિત્ત ધાર્યો તું જગદીશ. ૪૦

(૨)—વાચક ઉદયવિજયજી શિષ્ય શ્રી મણિવિજયજીકૃત શ્રી શાંતિનાથ ભગવાનનો શલોકો—૪૩

આદિ—પ્રણમું વરદાઈ બ્રહ્માણીમાતા, અકલ સ્વરૂપી ત્રિભુવન ખ્યાતા,
શાંતિ જિનેસર ગાતાં સુવિલાસ, દેયો મુઝને વચન વિલાસ ૧

અંત—સાતલપુરમાંહે દેઉલ રાજે, જસ ભડ પાયે અરિયણ ભાજે;
ઝગમગ જ્યોતિ સુરત ઝાજે, અહનિસ દીપક માલ બીરાજે. ૪૧

કપૂર કેસર ધૂપ ધનસાર, સ્નાત્ર પૂજા સત્તર પ્રકાર;
શાંતિનાથ ભય જાયે દૂર, સમર્યા સેવકને થઈ હજુર. ૪૨

મહિયલમાંહે મહિમા તુઝ ખાસ, વંછિત પૂરણ લિલવિલાસ;
કવિ શ્રી ઉદયવિજયનો સીસ, મણિવિજયજી નમો અધિક જગીસ ૪૩

(૩)—શ્રી ઉદયરત્નકૃત શ્રી નેમનાથજી શલોકો—૫૪

આદિ—સિદ્ધ બુદ્ધ દાતા બ્રહ્માની બેટી, બાલકુંઆરી વિદ્યાની પેટી;
હંસવાહિની જગવિખ્યાતા, અક્ષર આપો સરસ્વતી માતા. ૧

નેમજી કેરો કહું શલોકો, એક મને તે સાંભળજ્યો લોકો;
જંબુદ્વીપમાં ભરત સજાણ, નગર સુરપર સ્વર્ગે સમાણું. ૨

**અંત**—ઉદયરત્નમુનિ ઇણીપરે બોલે, અવર આવે નહિ એહને તોલે;
લાડકે ગાયો રંગે વધાયો, જે ભણે તે પામે સુજસ સવાયો. ૫૪

(૪)—ગોપાળ કૃત ગોડી પાર્શ્વનાથ શલોકો—૨૬

**આદિ**—સરસ્વતી માતા તુમ પાયે લાગુ, કે સલોકા વરદાને માગું;
બુધ્ધિતું આપે વચન વિલાસ, તોરા ગુણ ગાઉં ગોડીચા પાસ. ૧

**અંત**—ગોપાળ ગાયે પાસ જીણંદા, ભણતાં ગુણતાં હોસ્યે આણંદા;
ભણે ગુણે ને સાંભલે જેહ, અવિચલ પદવી પામે તે જેહ. ૨૬

(૫)—પં. દેવવિમલશિષ્ય વીરવિમલકૃત જગદ્ગુરુ આ. શ્રી હીરવિજયસૂરિજીનો સલોકો—૮૧

**આદિ**—શાસનદેવી તુમ પાયે લાગુ, ગુરુ ગુણ બુધ્ય જે માંગું;
હીરવિજયસૂરિ સલોકો, વર્ણવી કહું છું સાંભલજો લોકો. ૧

**અંત**—આનંદ વિમલસૂરિ સીસના શિષ્ય, દેવવિમલ ગુરુ પંડિત પ્રતિક્ષ્ય;
તસ સીસ મંગલીક સલોકો ગાયો, વીર વિદ્યાધર આણંદ પાયો. ૮૦

હીરવિજયસૂરિ તણો સલોકો. સાંભલો લોકો પરિહરો સોકો;
એહ સલોકો ભણે ગુણે જે કોઇ, કોડિ કલ્યાણ મંગલિક થોકો. ૮૧

ઇતિ શ્રી હીરવિજયસૂરિ સલોકો સંપૂર્ણ. શ્રી ધર્મનાથપ્રાસાદાત્ સં. ૧૮૬૫ના પોસ સુદી ૧૫ રવિવારે શ્રી વૈલાદનગરે લી:—પં. વિદ્યાવિજય ગણિ.

(૬)—પંડિત નયવિજયજીના શિષ્ય કવિ કુંઅરવિજયજી કૃત હીરવિજયસૂરિજીનો સલોકો-૮૧

**આદિ**—સરસતી વરસતી વાણી રસાલ, ચરણ કમલ નમી ત્રિકાલ;
શ્રી ગુરુપદપંકજ ધરાઉં, હીરવિજયસૂરિ ગચ્છપતિ ગાઉં. ૧

**અંત**—હીરજીનો ચેલો વલીઅ વખાંણો, નામે વિજયચંદ્ર પંડિત જાણો;
નયવિજય પંડિત જગીસ, તસ સીસ કુંઅરવિજય કવિસ. ૮૦

જગગુરુ કેરા જે ગુણ ગાવે, તસ મનવંછિત સફલ ફલાઇ;
હીરજી હુઉ જિનશાસન ભાણ, નામ જપંતા કુશલ કલ્યાણ. ૮૧

આ રીતે અહીં શ્રી ચારિત્રવિજયજી જ્ઞાનમંદિરમાંના ૬ શલોકાનો પરિચય આપ્યો છે. પરન્તુ જૈન ભંડારોમાં હજી ઘણાય શલોકાઓ સુરક્ષિત હશે. "શલોકા" એ ગુજરાતી સાહિત્યમાં એક નવી ભાત પાડે છે. સાહિત્યપ્રેમીઓની ફરજ છે કે આ દરેક શલોકાઓનો સંગ્રહ કરી એક ગ્રન્થ બહાર પાડે, જેથી સામાન્ય જનતાને તેમાંથી ઘણો લાભ મળશે.

# સિરોહી રાજ્યનાં કેટલાંક પ્રાચીન જિનમંદિરો

લેખક:—પૂજ્ય મુનિમહારાજ શ્રી ન્યાયવિજયજી (ત્રિપુટી)

(ગતાંકથી ચાલુ)

## બામણુવાડાજી

સિરોહી સ્ટેટમાં બામણુવાડજી પણ એક પ્રાચીન તીર્થ છે. મારવાડની નાની પંચતીર્થનું આ તીર્થસ્થાન છે. ભગવાન મહાવીરસ્વામીએ અહીં તપશ્ચર્યા કરી હતી. એના સ્મારકરૂપ પાદુકા છે. તેમ જ ભગવાનને અહીં ઉપસર્ગ થયા હતા—કાનમાં ખીલા ઠોકાયા અને સર્પ વગેરેના ઉપસર્ગ વગેરે થયાનું સ્થાન આ મનાય છે. ખરી રીતે આ પ્રાચીન સ્થાપનાતીર્થ છે. જ્યારે જૈનોએ કટોકટીના સમયે મગધ ત્યાગ્યું અને મારવાડમાં સ્થિર થયા એટલે અહીં તીર્થના સ્મારકરૂપ આ સ્થાન સ્થાપ્યાં છે. આ નિમિત્તે ભાવિક અને ભક્ત જનોને પોતાના પ્રાચીન તીર્થસ્થાનોનું સ્મરણ થાય, પોતાના અભીષ્ટ દેવાધિદેવ ઉપસર્ગો સહન કરવામાં કેવા ધીર અને દૃઢ હતા એ પ્રસંગોનાં દર્શન કરી અસલ સ્થાનો—તીર્થસ્થાનોની યાત્રા કરવાની ભાવના જાગે અને આ નિમિત્ત આત્મકલ્યાણ સાધે એ જ આ સ્થાપનાતીર્થોનો મુખ્ય ઉદ્દેશ છે.

ધર્મશાળાના કમ્પાઉન્ડમાં પેસતાં જ ડાબી બાજુની દેરીની અંદરનાં પગલાં, પ્રભુ શ્રી મહાવીરદેવે અહીં રહી ધ્યાન કર્યાનું સૂચવે છે. પછી વિશાલ ધર્મશાળા આવે છે. અહીં શ્રી મહાવીર વિદ્યાલય—ગુરુકુલ ચાલે છે, જેમાં અત્યારે લગભગ ૪૦ વિદ્યાર્થીઓ ભણે છે. વ્યવસ્થા સારી છે મારવાડની જનતામાં જ્ઞાનરવિનાં કિરણો ફેલાય એ માટે અહીં પ્રયત્ન ચાલે છે. એક બાજુ પેઢી—કારખાનું છે જમણી બાજુ વિશાલ બાવન જિનાલયનું મંદિર છે. દેરીઓ નીચી છે અને રંગરોગાનથી અલંકૃત છે. લેખોમાં ૧૫૧૯ શ્રા. શુ. ૫, ૧૫૧૯ શ્રા. શુ. ૧૩ના અને ૧૫૨૧ ભા. શુ. ૧૩ના છે આ. શ્રી લક્ષ્મીસાગ સૂરિ અને તેમના શિષ્ય સોમદેવસૂરિ વગેરે પરિવારે પ્રતિષ્ઠા કરાવ્યાનો લેખો છે. સાહિત્યપ્રેમી પૂ. મુ. મ. શ્રી. જયન્તવિજયજી મહારાજશ્રીએ 'બામણવાડા' પુસ્તકમાં આ તીર્થનો ઇતિહાસ અને લેખો આપ્યા છે એટલે અમે લેખોની નકલ ન ઉનારી. લેખોમાં બામણુવાડાજી તીર્થનું બાંભણુવાડ, બાભણુવાટ, બ્રાહ્મણુવાટક અને બાવનવાડ નામ લે છે. ઈંગ્લીશમાં બાવનવાડ નામ છે. બાવન જિનાલયનું ભવ્ય મંદિર હોવાથી બાવનવાડ ઠીક છે.

મૂલનાયકજીને તો સુંદર મોતીનો લેપ છે. મૂર્તિ પ્રાચીન, ભવ્ય અને પરમ દર્શનીય છે. મહાવીર પ્રભુનું આ તીર્થ આટલામાં બહુ જ પ્રભાવિક, ચમત્કારિક, અને વિખ્યાત છે. જૈન અને જૈનેતરો બધાંયે ભક્તિથી નમે છે. મૂલનાયકજી ઉપર લેખ વગેરે નથી; ભગવાનને ઉપસર્ગ કર્યાના પ્રસંગોનાં સુંદર બાવલાં એક કાચના કબાટમાં રાખ્યાં છે. બહાર એક ઊંચી ટેકરી ઉપર શ્રી. મહાવીર પ્રભુની ચરણપાદુકાની દેરી છે પ્રભુજીએ અહીં ધ્યાન કર્યાનું, અને ચંડકોશીયો નાગ ડસ્યાનું કહેવાય છે.

## વીરવાડા

અહીંથી ૧।। માઈલ દૂર વીરવાડા છે. વીરવાડા ગામમાં બાવન જિનાલયનું ભવ્ય પ્રાચીન મંદિર છે. મૂલનાયક શ્રી. આદિનાથજી છે. મંદિરમાં શિલાલેખો વગેરે બારીકાઈથી ન જોઈ શકાયા. મૂલનાયકજીની પ્રતિમા ભવ્ય અને મનોહર છે તેમજ પરિકર પણ સુંદર

છે. મંદિરની અવ્યવસ્થા પારવિનાની છે. કેટલીયે મૂર્તિઓનાં ચક્ષુ ઉખડી ગયાં છે; કેટલીયે મૂર્તિઓમાં એક આંખે ચક્ષુ લગાવેલાં છે અને બીજી આંખે ચક્ષુ ઊખડી ગયેલ છે. કેટલીક મૂર્તિઓમાં ચક્ષુ વ્યવસ્થિત ચોડેલાં નથી. પૂજારી પાણી ઢોળી ચંદનથી પૂજા કરી લેતો લાગે છે. અહીં અત્યારે દશબાર ઘર છે. પહેલાં ૫૦ ઘર હતાં. પરન્તુ અહીંના જાગીરદાર સાથે મતભેદ–ઝઘડો થવાથી કહે છે કે જાગીરદારે જૈનો ને મહાજનોને લૂટવા –સતાવવા માંડયા, કરવેરા નાંખ્યા તેથી જૈનો હીજરત કરીને ચાલ્યા ગયા; પીંડવાડા, સિરોહી, બામણવાડા જ્યાં ઠીક લાગ્યું ત્યાં ગયા. એમાંથી થોડાં ઘર પાછાં આવ્યાં છે. ઉપાશ્રય જીર્ણ અને જૂનો છે. બહુ જ ઠંડી હોવાથી અમે તો સિરોહીના નીકળ્યા અહીં દર્શન કરી બામણવાડાજી પહોંચી ગયા. ગામ બહાર ૦॥ ફર્લાંગ દૂર શ્રી. મહાવીર પ્રભુનું સુંદર પ્રાચીન મંદિર છે. બન્ને બાજુ પહાડીમાં આવેલું આ મંદિર બહુ જ સુંદર અને મનોહર લાગે છે. ગામના મંદિરમા એક પ્રાચીન લેખ હતો, પરન્તુ એક ભાઈના કહેવા મુજબ એને પથ્થર નીચે દાબી દીધો છે.

આ ગામ જ્યારે પુરજાહોજલાલીમાં હતું ત્યારે વધારે ઘર હતાં અને બે મંદિરો બન્યાં હતા પરન્તુ આજે સ્થિતિ પલટાઈ ગઈ છે. મહાજનોથી જ ગામ દીપે છે, એ વસ્તુ અહીં બહુ જ સાફ દેખાઈ. અત્યારે ગામ નિસ્તેજ અને પ્રવૃત્તિવિનાનું સ્મશાન શાંતિ ભોગવતું દેખાયું. અહીંના જાગીરદાર હજીયે સમજે અને મહાજનને મનાવી પાછું લાવે; તો એમાં જાગીરની અને ગામની શોભા છે.[૧૦]

## નાંદીયા

બામણવાડાજીથી દક્ષિણે ૨॥ થી ૩ ગાઉ દૂર નાંદીયા તીર્થ આવ્યું છે અહીંથી પીંડવાડા પણ ૨॥ થી ૩ ગાઉ છે. નાંદીયાનું પ્રાચીન નામ નંદીપુર[૧૧] છે. ભગવાન શ્રી.

૧૦ વીરવાડા અને બામણવાડાનો પરિચય તીર્થમાલામાં નીચે પ્રમાણે મલે છે.–

"વીડવાડી શ્રી. ધર્મજીણંદજી" —શીલવિજયજીની તીર્થમાલા.

"બંભણવાડિ જીન વર્ધ્ધમાન પૂજ્યો પૂરિ નવિ નિધાન "—(શીલવિજયજી તીર્થમાલા)

"અઝાહરી વીરવાડીમાં એ બંભણવાડિ વીર "—જ્ઞાનવિમલસૂરિજી

"બાંભણવાડે સોહતો મન મોહતો રે વીરચરણઆધાર "—સૌભાગ્યવિ. તીર્થમાલા.

"બાંભણવાડિ જિન વર્ધ્ધમાન પૂજ્યો પૂરિ નવિ નિધાન "—શીલવિ.

"પીંડરવાડઈ સિરિ વર્ધ્ધમાન સકલસામિ ઇક બાંભણવાડ.

એકલમલ્લ કાહનઈ પાનહી પાડી........ ...

વન્દારાહિ લિઇ ભોગ ખણ વચન સવિ ટાલઇ રોગ

વીરવાડઇ ઇક ધર્મ્મ વિચાર............" —કવિ મેઘ.

ઉપરના બધા મુનિ મહાત્માઓની તીર્થયાત્રાસમયે વીરવાડામાં શ્રી. ધર્મનાથ પ્રભુનો એક જ મંદિરનો ઉલ્લેખ છે, જ્યારે અત્યારે ગામ બહાર શ્રી. વીર પ્રભુનુ પણ બીજું મંદિર છે. આ મંદિર નવું જ બનેલું છે.

૧૧ કેટલાક આને નંદીવર્ધ્ધનપુર પણ કહે છે. અને પ્રભુ શ્રી. મહાવીર દેવના વડીલબન્ધુ શ્રી. નંદીવર્ધ્ધન રાજાએ શ્રીવીર છદ્મસ્થકાલમાં અહીં પધાર્યા ત્યારે તેમના સ્મારકરૂપે નગરી વસાવી મંદિર બનાવી આ મૂર્તિ બનાવી છે, એમ કહે છે.

મહાવીરસ્વામીને ચંડકોશિયો નાગ ડસ્યો અને ભગવાનના પગમાંથી રૂધિરને સ્થાને ક્ષીરધારા ફૂટી તેમ જ પ્રભુજીએ નાગને પ્રતિબોધ આપ્યો એનું અહીં સ્મારકરૂપ સ્થાપના તીર્થ છે. મંદિરની પાસે જ એક ટેકરી ઉપર નાની દેરી છે એમાં પહાડમાં જ આલેખેલ પ્રભુના ચરણકમલ અને નાગ દેખાય છે.

અહીં શ્રી. વીરપ્રભુનું પ્રાચીન ભવ્ય બાવન જિનાલયનું મંદિર છે. મૂલનાયક પ્રભુની મૂર્તિ અદ્‌ભુત કલામય અને પરમદર્શનીય છે. મોટી વિશાળ ભવ્ય પ્રતિમા જાણે સાક્ષાત્ જીવંતરૂપે શ્રી વીર પ્રભુ બિરાજમાન હોય તેવી છે અને પરિકર પણ કલાના નમૂના રૂપ છે. નીચે સિંહાસનમાં બે સિંહ ઉપર ગાદી છે. પ્રભુની નીચે લાંછન નીચે ધર્મચક્ર છે અને બન્ને બાજુ નાનાં હરણિયાં પ્રભુને નમતાં ઊભાં છે. પ્રભુના અતિશયના પ્રતાપે જાણે સિંહ અને મૃગલાં સાથે જ બેસી પ્રભુચરણકમલની ઉપાસના કરે છે. બન્ને બાજુ બેઠી નાની પ્રતિમાઓ છે અંદર ઇન્દ્રરાજ પ્રભુના સેવક બનીને બન્ને બાજુ ઊભા છે, ઉપર ઇંદ્રાણીઓ પ્રભુને અભિષેક કરે છે. પ્રતિમાજીની રચના ગુપ્તકાલીન હોય એમ લાગે છે. મૂર્તિ ઉપર કે સિંહાસનમાં ક્યાંય લેખ નથી, પરંતુ મૂલ ગભારાની બહાર બન્ને બાજુ રહેલી પ્રતિમાઓની ગાદીમાં બ્રાહ્મી લીપીમાં ગુપ્ત કાલીન લેખો છે. આ ઉપરથી નિર્વિવાદ રીતે એમ સિદ્ધ થાય છે કે લગભગ બે હજાર વર્ષની જૂની આ મૂર્તિ હશે. આ જ લીપીવાળા લેખો પીંડવાડાના મંદિરમાં રહેલ પીત્તળના કાઉસગિયાની ગાદીમાં પણ છે. એ પણ પ્રાચીન જ છે.

બાકી મૂલનાયકજી શ્રી મહાવીર પ્રભુની પ્રતિમા એવી મનોહર અને આત્મિક શાંતિપ્રદ છે કે મુમુક્ષુ જીવોને તો અહીંથી ખસવાનું મન જ ન થાય. મારા અભિપ્રાય મુજબ તો હિંદુસ્તાનમાં પ્રાચીન ગણાતી મૂર્તિઓમાં અહીંની શ્રી વીરવિભુની મૂર્તિની પણ જરૂર ગણના થાય તેમ છે આજના સગવડિયા યુગમાં યાત્રિકોને અહીં આવતાં થોડી તકલીફ જેવું લાગે, પરન્તુ જે અપૂર્વ આત્મિક શાંતિ, જે અપૂર્વ આત્મિક આનંદ અને આત્મસાધનાનો લાભ પ્રાપ્ત થશે તેની પાસે પૌદ્‌ગલિક તકલીફની કાંઈ જ ગણતરી નથી.

બહાર બાવન દેરીઓમાં અત્યારે જીર્ણોદ્ધાર ચાલે છે. કેટલીક દેરીઓના ભારવટમાં ૧૪૮૭ — ૧૫૨૫[૧૨] વગેરેના લેખો જોવાયા. આ લેખો પણ સીમેન્ટ અને ચુનાની કલાઈ વખતે દબાવી દીધેલા છે, પરન્તુ હમણાં જીર્ણોદ્ધાર ચાલે છે એટલે એ કલાઈ-ઉખેડવાથી આ લેખોનાં દર્શન થયાં છે. નહિ તો એ પણ દબાયેલા જ રહેત. જીર્ણોદ્ધાર કરાવનાર ભાઈઓ આ લેખોની પણ રક્ષા માટે પ્રયત્ન કરે. દબાયેલા લેખોને બહાર કાઢી સુરક્ષિત જાળવે એમ ભલામણ છે. જીર્ણોદ્ધાર માટે મુંબઇના મહાનુભાવોનો પૂર્ણ સહકાર જોવાયો છે. મુંબઈના એ સુશ્રાવકોએ આવા પ્રાચીન તીર્થના જીર્ણોદ્ધાર માટે જે પ્રેમ અને ભક્તિ દાખવ્યાં છે એ જરૂર પ્રશંસનીય છે. આવી જ રીતે બીજાં બીજા પ્રાચીન મંદિરોના જીર્ણોદ્ધાર માટે જૈન સંઘ સવેળા જાગે એ જરૂરી છે.

---

૧૨ મંદિરની બહારની દીવાલમાં ૧૧૩૦નો એક લેખ છે જેનો આશય આ પ્રમાણે છે કે—સં. ૧૧૩૦માં નંદીશ્વર ચૈત્યની પાસે વાવ બંધાવી. આ ઉપરથી એમ પણ સમજાય છે કે આ મંદિરને નંદીશ્વર ચૈત્ય પણ કહેતા હશે.

દેરીઓમાંની કેટલીક પ્રતિમાઓ ઉપર પણ ઘસાયેલા લેખો છે.

મુસલમાની જમાનામાં આવા પહાડની તળેટીમાં, પહાડોના ઘેરાવામાં આવેલા પ્રાચીન સ્થાનો સુરક્ષિત રહ્યાં છે એ સદ્ભાગ્ય છે. મારવાડી પંચતીર્થીમાં આવનાર દરેક જૈનો પીંડવાડા સ્ટેશને ઊતરી આ પ્રાચીન તીર્થની યાત્રાનો લાભ જરૂર લ્યે. તેમને બહુ જ સારો આત્મિક લાભ પ્રાપ્ત થશે.

અહીંની પ્રતિમાજી માટે કહેવાય છે કેઃ—

" નાણા દીયાણા અને નાંદીયા જીવિતસ્વામી વાંદીયા " એ આ નાંદીયા છે. માટે જરૂર યાત્રાનો લાભ લેવા જેવું છે. ગામમાં શ્રાવકોનાં ૪૦ થી ૫૦ ઘર છે. ધર્મશાળા છે, નાનું મંદિર પણ છે.

સિરોહી સ્ટેટમા એક પ્રશસનીય વસ્તુ જોઈ કે જૈનોની ધાર્મિકતા, ઉદારતા અને ધર્મપ્રેમ જોઈ બ્રાહ્મણો અને ક્ષત્રિયોએ પણ પોતાના મંદિરો, છત્રીયો પહાડોમાં બનાવ્યાં છે. એક બાજુ જૈન મંદિર બને તો નજીકમાં જ અજૈન મંદિર પણ બન્યાના દાખલા જોવાયા છે. એક રીતે ધાર્મિક હરિફાઈ પ્રશંસનીય છે, પરન્તુ એમાં દ્વેષ કે અહંભાવની વૃત્તિ પેદા થાય તો એ મહાઅનિષ્ટ છે અને કવચિત્ એવુ નજરે પડે ત્યારે તો ભયપ્રદ જ લાગ્યું છે. મેં તો ત્યાંસુધી જોયું કે જૈન મંદિરના જીર્ણોદ્ધારમાંથી જ નજીકના અજૈન મંદિરનો પણ જીર્ણોદ્ધાર થયો હોય. આ છે જૈનધર્મીઓની ઉદારતા, મહાનુભાવતા અને સમભાવપ્રિયતા; આનો અર્થ કેઈક ઉલ્ટો કરી જૈનોને દબાવે કે સતાવે એ તો કલિકાલનું જ માહાત્મ્ય સમજવું જોઈએ.

## લાજ

નાંદીયાથી દક્ષિણે બે ગાઉ દૂર લાજ ગામ છે. અહીં એક પ્રાચીન જિનમંદિર છે. મૂલનાયક શ્રી શંખેશ્વર પાર્શ્વનાથજી છે મૂલનાયકજીની ગાદી નીચે નીચે પ્રમાણે લેખ છે:

सं० १६२० फाल्गुन शुद १० श्री संखेसर पारसनाथ × × × श्रीरतनगुणमहाराज

આગળ નથી વંચાતું.

૧૬૨૦માં શ્રી. સંખેશ્વર પાર્શ્વનાથજીની મૂર્તિ સ્થાપિત થઈ છે.

ડાબી બાજુના થાંભલા ઉપર જૂની મારવાડી લીપીમાં લેખ છે. પૂરો સાફસાફ નથી વંચાયો છતાંયે સંવત વગેરે સમજાય છે.

संवत् १२ व्रषे ४४ महा शु. ६ सोमे जेतु आसल प्रतिपत्ते माथिक कुंअरसिंह पति मूपाउद्ध

સંવત ૧૨૪૪માં મહા શુદિ ૬ ને સોમવાર. બસ આથી વધુ સમજાતું નથી.

આ તીર્થનો જીર્ણોદ્ધાર ધનારીના તપાગચ્છીય કમલકુશલ શાખાના શ્રીપૂજ્ય ધરણેંદ્રસૂરિજીએ બહુ જ મહેનત લઈને કરાવ્યો છે. તેમનો મોટો શિલાલેખ પણ મંદિરમાં છે. મંદિરની બાજુની દેરીમાં માણીભદ્રજી વીર, સરસ્વતી દેવી તથા પોતાની મૂર્તિ છે. સામે શ્રાવક હાથ જોડીને બેઠા છે.

શ્રીપૂજ્યજીએ આ સિવાય મંદિરથી થોડે દૂર જનહિતાર્થે પાણીની વાવ અને શિવાલય પણ કરાવ્યાં છે.

"જૈન" પત્રમાં એક વાર લોકપરિષદ્પત્રની ફરિયાદ આવી હતી કે જૈનો લોક હિતાર્થે અથવા અજૈન સંદિશાદિમાં કશું જ નથી ખર્ચતા. અમને એમ લાગે છે કે એ ભાઈની ગંભીર ભૂલ છે. જૈનોએ પોતાની ધાર્મિકતાને જાળવવા સાથે ખૂબ જ ઉદારતા, મહાનુભાવતા અને સમભાવિતા દર્શાવી છે કે અજૈનોમાં એ સાધુચરિત ઉદારતા ભાગ્યે જ જોવાશે. શિવગંજ, પાલડી વગેરેમાં અમે ખૂબ જોયું છે કે ત્યાંના મહાજનો જૈન શ્રીમંતોની મદદથી જ એ પ્રદેશનાં શિવાલયો, લક્ષ્મીનારાયણનું મંદિર, હનુમાનજી, કેટલીયે માતાઓનાં દેવસ્થાનો, સ્કુલો, દવાખાનાં, પરબો-પાણીના કૂવા-વાવો અત્યારે ચલાવે છે. એ ભાઈ જરા પક્ષપાતનાં ચશ્મા ઉતારીને જુએ તો એમને બરાબર સમજાશે કે ધર્મપ્રેમી દાનવીરો પોતાની ધાર્મિક સંસ્થાઓ સિવાય સાર્વજનિક ખાતાંઓમાં પણ વિપુલ ધન ખર્ચે છે. કેટલાક જૈનો તો મેં એવા જોયા છે જેમણે પોતાની સંસ્થાઓમાં ઉદાસીનતા સેવી સાર્વજનિક ખાતાઓમા વિપુલ ધન ખર્ચ્યું છે, ઘણી સેવાઓ અને ભોગ આપ્યા છે. દુષ્કાળ વખતે, અતિવૃષ્ટિ કે અનાવૃષ્ટિ સમયે જૈનો-મહાજનો મદદ આપે છે. મારવાડની સ્કુલો અને દવાખાનાર્મા, કૂવા અને વાવોમાં, પાંજરાપોળોમાં જૈનોનું કેટલું ધન વપરાયું એ તો એ ભાઈ આવીને જૂવે તો જ ખબર પડે તેમ છે.

લાજના મંદિર પાસે જ સુંદર વિશાલ ધર્મશાળા છે, ઉપાશ્રય છે, શ્રાવકનું એક જ ઘર-દુકાન છે. અહીં દર પોષ દશમીએ મેળો ભરાય છે. અહી ધર્મશાળામાં એક અદ્‌ભુત વનસ્પતિ જોઈ. શ્રીપૂજ્ય મહેંદ્રસૂરિજીના પટ્ટધર શ્રી પૂજ્ય વિજયજિનેંદ્રસૂરિજીએ બામણ વાડથી બે માઈલ દૂર દક્ષિણમાં અંબિકાદેવીનાં મંદિરનો જીર્ણોધ્ધાર કરાવ્યો છે, ધર્મશાળા સ્થાપી છે. સિરોહી સ્ટેટમાં અંબિકા અને આરાસણ છે. આરાસણના પત્થરો આ સ્ટેટમાં જાય છે. યોગીરાજ શ્રી શાંતિસૂરિજીના ઉપદેશથી અંબિકા દેવીના સ્થાને જવાના રસ્તા વગેરેની અનુકુલતા થયેલી છે. સ્થાન ધ્યાન ધરવા લાયક છે. [ચાલુ]

# पारसी भाषाका शान्तिनाथ अष्टक*

## लेखक–डा. बनारसीदासजी जैन

हिंदुओंकी फ़ारसी रचनाएं दो प्रकारकी हैं—१. वे जो उन्होंने फ़ारसीशैली पर कीं और फारसी–लिपिमें लिखीं; और २. वे जो संस्कृत–प्राकृत शैली पर कीं और देवनागरी (अथवा अन्य भारतीय लिपि)में लिखीं। इनको एक दूसरेसे पृथक् करनेके लिये हम उन्हें मुन्शी–रचनायें और पंडित–रचनायें कह सकते हैं। इनमें से प्रथम प्रकारकी रचनाओंका डा० सैयद मुहम्म अब्दुल्लाने "अदबियाते फारसीमें हिंदुओंका हिस्सा"[१] नामक अपने पुस्तकमें विस्तार पूर्वक वर्णन कर दिया है लेकिन दूसरी प्रकारकी रचनाओंका अभीतक किसीने वर्णन नहीं किया। इस न्यूनताको पूरा करनेके लिये प्रस्तुत लेखकने उर्दुमें एक निबंध लिखा है जो ओरियंटल' कालिज मेगजीन लाहौरके उर्दु विभागमें प्रकाशित होगा।[२]

फ़ारसीकी पंडित रचनायें चार भागों में विभक्त हैं—१. कविता (स्तोत्र), २. व्याकरण,

---

* इस लेखकी सब फुटनोट लेखके अन्तमें दी गई है।

३. कोश और ४. अनुवाद। इन सबसे शान्तिनाथ-अष्टक प्राचीनतम प्रतीत होता है। अतः इसे नागरी अक्षरोंमे प्रथम बार यहां प्रकाशित किया जाता है।

यह अष्टक स्तोत्रादिकी एक संग्रह-प्रतिमें पत्र १४२-४३ पर लिखा हुआ है। यह प्रति दोंनो ओरसे अधूरी है अतः इसका लिपि-काल ज्ञात नहीं हो सका। तथापि अक्षरोंकी आकृतिसे यह प्रति तीन-चार सौ बरस तक पुरानी होगी। अष्टक वाले पत्रे हमको बीकानेर निवासी श्रीयुत अगरचंद नाहटाके सौजन्यसे देखनेको मिले।

प्रतिमें अष्टकके रचयिताका नाम नहीं दिया। लेकिन हमारा दृढ अनुमान है कि यह जिनप्रभ[3]सूरिकी रचना है, क्योंकि—

(१) उन्होंने प्रतिज्ञा की थी कि प्रति दिन एक नवीन स्तोत्र रच कर आहार किया करेंगे।

(२) उनका फारसी भाषामें रचा हुआ ऋषभनाथ स्तव[4] प्रकाशित हो चुका है जिसकी भाषा और शैली शान्तिनाथ-अष्टकसे मिलती जुलती है।

(३) उन्होंने दिल्लीके सुल्तान मुहम्मद तग़लक के दर्बारमें काफ़ी आदर मान पाया।[5] अतः उन्होंने शाही दर्बारमें आने जाने के कारण या इससे भी पहले फारसी सीख ली होगी।

(४) इस स्तोत्रके अंतिम पद्यमें इसका रचना-काल अरबी शब्दोंमें मुहम्मदी सन् ६८५ दिया है जो वि० सं० १३५२ है। उस वर्ष जिनप्रभसूरि दिल्लीमें विराजमान थे।[6]

अष्टककी भाषा वर्तमान साहित्यिक फारसीसे उच्चारण तथा व्याकरणमें काफी भिन्न है। किसी अंश तक यह बात देवनागरी लिपिमें लिखे जाने तथा भारतीय छंदोंमें रचे जाने के कारण स्वाभाविक है। तो भी इस पर फारसीकी किसी प्रान्तीय बोलीका तथा प्राकृत या अपभ्रंशका प्रभाव स्पष्ट है। जो कुछ भी हो, यह अष्टक भारतमें प्रचलित तत्कालीन फारसी के स्वरूप पर काफी प्रकाश डालता है। भाषाविज्ञानियोंकी दृष्टिमें यह अष्टक बड़ा महत्त्व-पूर्ण है। एक जैन भिक्षुने म्लेच्छ कहलाने वाली फ़ारसी भाषा द्वारा अपने परम इष्टदेव श्री तीर्थंकर भगवान् की स्तुति करनेसे रत्ती भर संकोच नहीं किया। इससे जैनाचार्यों की विशाल-हृदयताका परिचय मिलता है।

इस स्तोत्रके नौ पद्य हैं। अंतिम पद्यमें रचना-काल दिया है। वास्तवमें स्तोत्र-रूपी अष्टक आठ पद्योंमें ही समाप्त हो जाता है।

## मूल पाठ

अजि कुह काफु[7] जुनूवि शहरि हथिणापुर[8] गोवनि[9]
पातसाहि विससेणु षिम्मिति ओ राया[10] जेवनि।[11]
कौम्यो[12] ऐरा देवि तविहि सीतारा मानइ।

जुजि यक्क सूहरि षास दिगरि हम पियरा[13] दानइ ।
आं दिगरि रोजि षुक्ल सि[14] पुसे दर निगार षानै निषो[15] ।
छारिदह[16] ष्वाविअह संदिवइ[17] आषरि सौ[18] विनइ हमा ॥१॥
नेकिस्पे[19] नरगाउ पीलि दरियाउ निशाना ।
वा नर्गिसि पुरु हौदु कुम्कु[20] उजल्ल[21] सदियाना ।
शमस कमर पुरु सुवो दिगरि मोहरिया तूदा
कसरि अजनिफ्लिमारिष्टिगां[22] सेरि आतसि रुषसिंदा ।
गह सुवुहु सुदा वेदार सुदु रफ्तु गुफ्तु वरिसूइ[23] षो[24]
माविनी ष्वाव दीदौमि सौ, चि सवइ घोदि ह काम गो[25] ॥ २ ॥
पातसाहि विससेणु पेसि अहरादिवि गोयइ ।
पिसरि तु हमचि सवइ मुलकि दुनिए उर[26]जेवइ ।
विस्नी दो चो चिनो कत्री पुसि सुदु दिलि षासा[27]
दमल्ल[28] नेकि परवरइ निको सीरति मे वासइ ।
चू हफ्तु रोजि नुहु माहु सुदु, शव दुपास दरि षुफ्लि गह।
विहतरी वष्ति तालिहि निको, पिसरी जादु उ हम चु मह ॥ ३ ॥
दरं सहरि मक्कूर[29] राफ्सि शादी इवि कडदनि[30] ।
कुम्वा[31] जाइ पि जाइ तवल नुहु गाना विजनि।
मीर मुकदम साहि दरां शादी हरि क्यामा[32] ।
पातसाहि विससेणि दादु हमगा रा जामा ।
द्वान्दहमि रोजि सुदु नामि उर, संतिनाथ ष्वामदि[33] महां ।
वुजुरुकु सुदो सिस्तो तष्ति, मुलकु विरानइ दरि जहा ॥ ४ ॥
गोहरि पाक दुहफ्तु[34] गंजि नुहु जरि पेरा[35]वा ।
फंदलि[36] कुननि फिरिष्टिगा[37] शांन्दह हजारि हमा वा ।
सस्तु छारि हज्जारि कौमि[38] दरि हर्मि निकोतरि ।
लख हष्टादु छहारि पीलि व अस्पि व अस्तरि ।
शशिनवदु कोडि दिहहा मिहि, कियासि पयादा हम चुनि ।
अउलाति[39]सी उदु हजारि ओ, राया पि हम व हम दुनी ॥ ५ ॥
रोजि दिगरि दानिस्तु नेसि[40] हिचि दरि जमाना ।
हरि चि ईसाति नुमाइ अवियक[41] साति न माना ।
सदका दादा गिरिफ्तु जरीं दीनार न नुकरा ।

यक कुरोडि लख हष्टि दिहइ हर रोजी[42] कदरे ।
से सदु व हष्टि हष्टा कुरोडि, हष्टा लख यकि सालि दादु ।
ई चुनी मुलकि दौलति चिनी, तरकि गिरिफ्ता सेष सुदु ॥ ६ ॥
हफ्तु तवक आसमा जमी हर हफ्तु मुदौवरि ।
वीनइ हमचु चरागु हचि दरि दुनी मुनौवरि ।
मे दानै दरि गैवि हमा मुस्किल हल विकुनै ।
रहनुमाइ गुमरहा तवह[43]वजगारी[44] विजनइ ।
ई चुनी सक्लित[45] आषरि उमरि, दरि सवावि साल्हा सुदु ।
अज उमरि चू कि पि तमामि सुदु, भिष्टि रफ्तु एमिना[46] सुदु ॥ ७ ॥
नामि तु ख्वामदि संतिनाह हरि कसे कि गोयदु ।
हमा चीजि उर सवइ फुल्लुइख्वुनो[47] वुगोयदु ।
अजि सेवस्तां[48] गहिल कुंउ पंज्या[49]उ सलामति ।
खानां विरसादारि पि हम इज्जति जरि दौलति ।
मिंजुम्लै गुनहा वकसिमं, वुकुं रहमलुरुफु[50] इं कदरि ।
अजि अदावि दुनीए निगहदारि, मरा भिष्टि वरि पो वुवरि ॥ ८ ॥
अजि तेरीष मुहम्मद सन खमस व तिसईन सित्त मिय ।
फितिरीदी[51] शशिमिसरा कडदामु[52] दौलति वामी ॥ ९ ॥
॥ पारसी भाषा चित्रकेण श्री शांतिनाथाष्टकं ॥ ९ ॥

## अनुवाद

१. कहते हैं कि काफ पर्वतके दक्षिणमें हस्तिनापुर नगर था। वहां विश्वसेन राजा था। दूसरे राजा उसकी सेवा करना चाहते थे। उसकी रानी अचिरादेवी स्वभावमें सीताके समान थी। वह अपने एक पतिको छोड़ दूसरे सब पुरुषोंको पिता समझती थी।

वह अपने विशाल चित्र—भवनमें एक दिन आनंद पूर्वक सोई हुई थी कि रात्रिके अंतिम भागमें उसको चौदह स्वप्न हुए। उसने इन सबको देखा—

२. सुंदर और श्वेत बैल, हाथी, समुद्र, झंडा, कमलोंसे भरा हुआ सरोवर,—,—, सूर्य, चन्द्र, पूर्णकलश, मोहरों का ढेर, देवताओंका विमान, सिंह और जलती हुई आग।

प्रातःकाल होने पर वह जागी और अपने पतिके पास आकर बोली, "मैंने रातको स्वप्न के अंदर (ये चीजें) देखी हैं, हे स्वामिन्! कहो क्या होगा?"

३. राजा विश्वसेनने अचिरादेवीको कहा, "तेरे ऐसा पुत्र होगा जिसको मुल्क और दुनिया ढुंढेगी"। जब उसने इतनी बडी प्रसन्नताकी बात सुनी तो उसका मनोरथ पूरा हुआ। वह गर्भको अच्छी तरह पालने लगी ताकि मेरे उत्तम स्वभाव वाला (पुत्र) पैदा हो।

जब नौ मास और सात दिन व्यतीत हो गये और दो घडी रात निकल गई, तब शयनागारमें शुभ समय और शुभ मुहुर्तमें उसके भाग्यवान पुत्रका जन्म हुआ जो मानो चन्द्रमाके समान था।

४. उस नगर में आनंद उत्सव मनाया जाने लगा। स्थान २ पर संगीत होता था, और नये २ प्रकार के ढोल बज रहे थे। इस उत्सव पर राजा विश्वसेन ने मुखिया, चौधरी समंत और हर जाति के सब लोगों को वस्त्र दान दिये।

बारह वें दिन उस (बालक) का नाम भगवान् शान्तिनाथ महाराज रखा गया। बडा हो कर वह सिंहासन पर बैठा और दुनियां में देश पर राज्य करने लगा।

५. सोलह हजार देवताओंने मिलकर (उसके) स्वर्ण और भूषण सहित चौदह रत्न और नौ निधियों की वृद्धि की। उसके अन्तःपुर में चौसठ हजार सुन्दर रानियां थीं। उसके चौरासी लाख हाथी, घोडे और खच्चर थे।

उसके ग्रामोंका विस्तार छयानवे करोड था। इतना परिमाण पैदलोंका था। बत्तीस हजार देश और उतने ही राजा उसके आधीन थे।

६. एक दिन उसने जाना कि संसार में कोई पदार्थ (स्थिर) नहीं है। जो कुछ इस घडी दिखाई देता है, वह दूसरी घडी नहीं रहता। उसने सुनहरी, न कि रूपहली, दिनारों का दान देना प्रारंभ किया। एक करोड आठ लाख, इतमें वह प्रतिदिन दे डालता था।

एक वर्ष में तीन सौ अठासी करोड और अस्सी लाख (दीनार दान किये। इतना मुल्क और इतना धन छोड़ कर वह साधु हो गया।

७. आकाश के सात भुवन और पृथ्वी के सात खंड; जो कुछ भी दुनिया में प्रकाशमान था, वह उसे दीपक की भांति देखता था। वह रहस्य की बातों को जानता था और कठनाइयों को हल कर देता था। वह पथ–भ्रष्टों को पथ दिखलानेवाला था और दुराचारको नष्ट करनेवाला था।

आयु के अंतिम भाग में इस प्रकारकी तपस्या और पुण्य-कार्य में बरसों बीत गये। जब आयुकर्म क्षय हुआ तो वह सिद्ध होकर निर्वाण को पहुंचा।

८. हे स्वामी शान्तिनाथ! जो कोई तेरा नाम लेता है, उसके (घर) सब वस्तुएं हो जाती हैं। उसे कुछ इव्व (?) कहने की जरूरत नहीं पडती। वह नरक आदि के पंजे से बचा रहता है और उसके घर मान और धनदौलत (स्वयं) पहुंचते हैं।

मेरे सब पाप क्षमा करो। मुझ पर दया और कृपा करो। संसार के कष्टों से मेरी रक्षा करो और आप स्वयं मुझे स्वर्ग में ले चलो।

९ मुहम्मदी तारीख के अनुसार सन् ६९५ (हिजरी) में फितरी ईदी के छठे दिन मैंने श्रद्धा–धन की यह टीका की है।

## फुटनोट

१. अंजमने तरक्की-ए-उर्दु (हिंद), दिहली सन् १९४२।

२. बाबत अगस्त १९४७। परिशिष्ट।

३. देखिये—पं. लालचंद्र भगवान् गांधी कृत "श्री जिनप्रभसूरि अने सुल्तान महम्मद"। जिनहरिसागरसूरि ज्ञान-भंडार; लोहावट (मारवाड़)। सं. १९९५।

४. जैन स्तोत्र समुच्चय पृ. २४७; जैन साहित्य संशोधक खंड ३, पृ. २१-२९। कुछ सुधार के साथ ओरियंटल कालिज मेगजीन(हिंदी), फर्वरी १९४६। अंगरेज़ी अनुवाद के साथ डा. सिद्धेश्वर वर्मा अभिनंदन ग्रन्थ। उर्दु लिपि तथा अनुवाद ओरियंटल कालेज मेगजीन(उर्दू) अगस्त १९४७।

५. देखिये फुट नोट ३.

६. " " "

७. कल्पित पर्वत का नाम। यहां मेरु पर्वत से तात्पर्य है।

८. अष्टक में नगरादि के नाम प्राकृत रूप में दिये हैं।

९. गोयंद। १०. प्रति में पारसी शब्दों का अंतिम अनुस्वार छोड़ दिया जाता है।

११. जोयंद। १२. कौमी+ओ। कौमी शब्द 'रानी' अर्थ में फारसी डिक्षनरी में नही मिला। १३. पियर=पिदर। १४. सि=हस्त, हसि। १५.=निको=नेक। १६.=चहार० १७ संदि=हस्तंद; वइ=व ई "और इसने"। १८=शौ=शब। १९ नेक्+इस्पे; इस्पे=इस्पेद=श्वेत। २०–२१ इनका अर्थ फूलों की माला और लक्ष्मी देवी का अभिषेक होना चाहिये। २२ पाठ संदिग्ध। २३ सूइ=शूय्=शौहर। २४ षो=खुद।

२५ खुदहकाम "स्वाधीन"। २६=ऊरा, ओरा। २७ षासा=ख्वास्त 'इच्छा'। २८=हमल (लिपि की भूल)। २९=मज्कूर। ३० कर्दद। र्द=ड्द, देखिय उर्दू=उड्दू, पर्दा=पड्दा आदि। ३१=क़व्वाल? ३२=क़ौम? ३३=खुदावंद, ख़ाविंद। ३४ दुहफ्त "चौदह"। ३५ पेरा "भूषण"। ३६=फदलि=फ़ज़ल। ३७ यहां स्त>ष्ट। ३८ कौमि=रानी। ३९ विलायत। ४०=नेस्त। ४१=बयक। ४२ रोजी=रोज़+ई। ४३ तबाह "नाश"

४४=बदकारी? ४५ सकील? ४६ एमिना 'मुक्त,' 'सिद्ध'। ४७ यह अरबी के शब्द प्रतीत होते हैं। कदाचित् कुरान शरीफ में से हों। ४८=शेब+स्तान "नीची जगह," "नरक"। ४९ गहिल कुंड का कुछ अर्थ समज में नहीं आया। पंज्या=पंजह, "पकड, बंधन"। ५० पाठ भ्रष्ट। कदाचित्=रहम "दया"+अल् अफू 'क्षमा, कृपा'। ५१ फितिरीदी? "फ़ित्र ईद का महिना, शव्वाल"। ५२ कर्द अम।

# પ્રશ્નોત્તર–પ્રબોધ

પ્રયોજક—પૂજ્ય આચાર્ય મહારાજ શ્રી વિજયપદ્મસૂરિજી

( ક્રમાંક ૧૪૧થી ચાલુ )

૨૯ પ્રશ્ન—પ્રદેશી રાજા કેશીગણધરને પૂછે છે કે–જીવની ખાતરી કરવા માટે મેં એક ચોરના (તેના શરીરના) કકડે કકડા કરી જોયા, પણ તેના શરીરના કોઈ પણ ભાગમાં જીવ જોવામાં આવ્યો નહીં. તો જીવ છે એમ કઈ રીતે માની શકાય?

ઉત્તર—હે રાજા! જેમ અરણિના લાકડામાં અગ્નિ રહેલો છે, તેના ઝીણાં ઝીણાં કકડા કરીને બારીકાઈથી કે સૂક્ષ્મદર્શક યંત્રથી પણ તપાસીએ તોપણ અગ્નિ દેખાય જ નહિ, તેમ જીવ આ શરીરમાં રહેલો છે. અગ્નિ રૂપી છે છતાં ન દેખાય, તો અરૂપી એવો જીવ કઈ રીતે દેખાય? ૨૯.

૩૦ પ્રશ્ન—પ્રદેશી રાજા કેશી ગણધરને પૂછે છે કે–હે આચાર્ય મહારાજ! જેમ ઘડા વગેરે પદાર્થો પ્રત્યક્ષ દેખાય છે, તેમ જીવ હોય, તો તે દેખાતો કેમ નથી?

ઉત્તર—જેમ ઝાડનાં પાંદડાં વાયુથી હાલે છે. અહીં પાંદડાં હાલતાં દેખાય, તે ઉપરથી નિર્ણય થાય છે કે આ ઝાડનાં પાંદડાં વાયુથી જ હાલે છે. અહીં જેમ વાયુ રૂપી છતાં દેખાતો નથી, તોપણ પાંદડાંના હાલવા ઉપરથી વાયુનો નિર્ણય થાય છે, તેમ શરીરમાં ચલનાદિ ક્રિયા અરૂપી જીવ હોવાથી જ થાય છે. જો જીવ વિના હાથ વગેરેનું હાલવું, ભાષા અને ક્રિયા થતી હોય, તો તેવું હાલવું વગેરે મડદામાં કેમ દેખાતું નથી? માટે જ સાબીત થાય છે કે ચલનાદિ ક્રિયા જીવ વિના થઈ શકે નહીં. આવી રીતે કાર્યને જોતાં જે કારણનું અનુમાન કરીએ, તે પૂર્વવદનુમાન કહેવાય, એમ સાંખ્ય દર્શનને માનનારા વગેરે પર વાદીઓ કહે છે. ૩૦.

૩૧ પ્રશ્ન—પ્રદેશી રાજા કેશી ગણધરજી પૂછે છે કે–જો કીડીનો અને હાથીનો જીવ સરખો હોય, એટલે નાનો કે મોટો ન હોય, તો કીડીનું શરીર નાનું છે, ને હાથીનું શરીર મોટું છે, તેનું શું કારણ? જેટલા આત્મપ્રદેશો હાથીના મોટા શરીરમાં માઈ શકે, તેટલા જ આત્મપ્રદેશો કીડીના નાના શરીરમાં કઈ રીતે સમાય?

ઉત્તર—કીડીનું શરીર નાનું હોવાથી તેનો જીવ નાનો છે અને હાથીનું શરીર મોટું હોવાથી તેના જીવ મોટો છે, આવી તારી માન્યતા તદ્દન ખોટી છે. કારણ કે શરીર ઉપરથી જીવનો નિર્ણય થાય જ નહિ, કારણ કે વિચિત્ર પ્રકારના નામકર્મના ઉદયથી કોઈનું શરીર નાનું હોય છે, ને કોઈનું શરીર મોટું હોય છે. જેમ મોટા ઘરના મધ્ય ભાગમાં દીવો મૂક્યો હોય, તો તેનો પ્રકાશ આખા ઘરમાં ફેલાય ને તે જ દીવો નાના ઘરમાં મૂકીએ તો તેટલા જ ભાગમાં તેનો પ્રકાશ ફેલાય. અહીં પ્રકાશ મોટા ઘરમાં ફેલાઈને અને નાના ઘરમાં સંકોચાઈને રહે છે. એટલે જેમ પ્રકાશનો સંકોચ વિકાસ ધર્મ છે તેવી રીતે આત્મપ્રદેશો પણ તે બે ધર્મોવાળા હોય છે. માટે નાના શરીરમાં લોકાકાશના પ્રદેશો જેટલા આત્મપ્રદેશો સંકોચાય છે, ને મોટા શરીરમાં તેટલા જ આત્મપ્રદેશો ફેલાય છે. તમામ જીવોના આત્મપ્રદેશો એક સરખી સંખ્યાવાળા છે. તેમાં વધઘટ છે જ નહિ, એમ શ્રી તત્ત્વાર્થસૂત્ર ટીકાદિમાં જણાવ્યું છે. ૩૧.

૩૨ પ્રશ્ન—પ્રદેશી રાજા કેશી ગણધરને પૂછે છે કે–હે સૂરિરાજ! અમારા કુલક્રમથી જે નાસ્તિકમત ચાલ્યો આવે છે, તે મારાથી કેમ છોડી દેવાય?

ઉત્તર—જે પરંપરાએ આવેલી અધર્મ બુદ્ધિને છોડે નહિ, તે લોઢાને ઉપાડનાર વેપારીની માફક દુઃખી થાય છે. તે બીના ટૂંકામાં આ પ્રમાણે જાણવી—એક ગામમાં ચાર મિત્રો રહેતા હતા. એક વખત તેઓ સાથે ધન કમાવાની ઇચ્છાથી પોતાના ગામથી નીકળી પરદેશ તરફ જતા હતા. જતાં જતાં વચમાં તેમણે એક લોઢાની ખાણ જોઈ. તેમાંથી તેમણે જોઈએ તેટલું લોઢું લીધું. આગળ ચાલતાં તેમણે રૂપાની ખાણ જોઈ તેથી ચાર મિત્રોમાંના ત્રણ જણાએ કહ્યું કે–લોઢુ ફેંકી દઈએ, ને ઉપાડી શકાય તેટલુ રૂપું લઈએ. એમ કહી ત્રણ જણાએ લોઢું ફેંકી દઈ રૂપુ લઈ ચાલવા માંડયુ. પણ ચોથો મિત્ર કદાગ્રહી હતો. તેણે રૂપું લીધુ નહી, ને ત્રણ જણાની સાથે લોઢું ઉપાડી ચાલવા માંડયું. આગળ ચાલતાં સોનાની ખાણ દીઠી, એટલે બુદ્ધિશાલી તે ત્રણ મિત્રોએ રૂપું છોડી સોનું લીધું, ને ચાલવા માંડયુ. અહીં પણ પેલા કદાગ્રહી મૂર્ખ મિત્રે પહેલાંની માફક લોઢું ઉપાડી તે ત્રણ મિત્રોની સાથે ચાલવા માંડયુ. આગળ ચાલતાં તેમણે રત્નોની ખાણ જોઈ ત્યારે સોનું છંડીને ત્રણ મિત્રોએ રત્નો લીધા, પણ પેલા ચોથા મિત્રે તો જેમ રૂપાનો ને સોનાનો ત્યાગ કર્યો, તેમ રત્નો પણ લીધા નહિ, ને લોઢુ ઉપાડી ત્રણ મિત્રોની સાથે આગળ ચાલવા માંડયુ. ત્રણ મિત્રો ઇષ્ટ નગરમાં વેપાર કરતાં ઘણો લાભ મેળવી પોતાના ગામમાં આવ્યા, ઘણા સુખી થયા ને પેલો કદાગ્રહી બુદ્ધિહીન હોવાથી કંઈ પણ કમાયો નહિ. તેના નસીબમા લોઢા જે લો જ થોડો લાભ હતો, તે મળ્યો પણ લાભ–અલાભનો, હિત–અહિતનો વિચાર ન કરવાથી કદાગ્રહી નિર્ધન થઈ ગયો, ને દુઃખી થયો. આ દૃષ્ટાંતનો સાર એ કે જયા સુધી અજ્ઞાન હોય, ત્યા સુધી લોઢા વગેરેની માફક મિથ્યાત્વરૂપી અધર્મનો ત્યાગ ન થાય. પણ જ્યારે સત્ય ધર્મ સમ જાય, ત્યારે તો ત્રણ મિત્રોની માફક અધર્મને છોડી સત્ય ધર્મનો સ્વીકાર કરવો જ જોઈએ. જો તેમ ન કરીએ તો ચોથા મિત્રની માફક અધર્મનો રાગી જીવ બહુ જ દુ:ખી થાય છે. માટે હે રાજન્ ! તમે મહાભાગ્યના ઉદયથી મનુષ્ય જન્મ પામી સત્ય ધર્મની આરાધના કરી મુક્તિનાં અવ્યાબાધ સુખ પામો, પછી કેશી ગણધરે દેવ–ગુરુ–ધર્મનું યથાર્થ સ્વરૂપ વિસ્તારથી સમજાવ્યું પરિણામે પ્રદેશી રાજા અશ્વ ઉપર બેઠા બેઠા જૈન ધર્મનો પૂર્ણ રાગી થયો.તેણે ઘોડા ઉપરથી નીચે ઊતરી ગુરુને વંદન કરીને કહ્યું કે–હે મહારાજ ! હુ સવારે તમને નમીને મારો અવિનય ખમાવીશ. એમ કહી પ્રદેશી રાજા ગુરુને વદન કરી નગરીમાં પ્રવેશ કરી રાજમહેલમા ગયા. બીજે દિવસે પ્રભાતકાળે કોણિક રાજાની માફક પ્રદેશી રાજાએ મોટા ઉત્સવથી આવી ગુરુને વદના કરી, અને તેમની પાસે શ્રાવકનાં બાર વ્રત સ્વીકાર્યાં. અંતે હિતશિક્ષા ફરમાવતા શ્રી. ગુરુમહારાજે રાજાને કહ્યું કે હે રાજા ! પુષ્પ ફળવાળા બગીચાની જેમ પ્રથમ બીજાઓને દાન દેનારા દાતાર થઈને હમણાં ધન મેળવી તમારે અદાતા ( દાન નહિ દેનાર ) થવું નહિ, એટલે કે સુકાઈ ગયેલા વનલી જેવા અરમણીય થવુ નહિ. કારણ કે તેમ થવાથી અમને અંતરાય લાગે, અને શ્રી. જિનધર્મની નિંદા થાય. ગુરુનાં આ વચન સાંભળી પ્રદેશી રાજાએ તે પ્રમાણે વર્તવા કબૂલ કરી જણાવ્યુ કે હે સૂરિમહારાજ ! હુ મારાં સાત હજાર ગામના ચાર વિભાગ કરીશ. તેમાથી એક વિભાગ વડે મારા રાજ્યના સૈન્ય અને વાહનનું પોષણ કરીશ, બીજા ભાગ વડે અંતઃપુરનો નિર્વાહ કરીશ, ત્રીજા ભાગ વડે ભંડારની પુષ્ટિ કરીશ, અને ચોથા ભાગ વડે દાનશાળા વગેરે ધર્મકાર્ય કરીશ. આ રીતે

શ્રાવક બની તે રાજા ઘેર આવ્યો, અને શ્રમણોપાસક થયો. કામભોગમાં અનાસક્ત એવા રાજાને જાણી, તેની રાણી સૂર્યકાંતા તેને મારવાનો ઉપાય ચિંતવવા લાગી. તેણીએ પોતાના પુત્ર સૂર્યકાંતને કહ્યું કે "તારા પિતા દેશની અને રાજ્યની બિલકુલ ચિંતા કરતા નથી. તે શ્રાવક થઈને ફરતા કરે છે. માટે શસ્ત્ર મંત્ર વિષ કે અગ્નિના પ્રયોગથી તું તેને મારી નાંખીને રાજ્ય લઈ લ્યે, કારણ કે કોહેલા પાનને કાઢી નાખવું, એ ન્યાય છે." આ પ્રમાણેનાં પોતાની માતાનાં વચન સાંભળી કુમાર મૌન ધરી રહ્યો. તે જોઈ રાણીએ વિચાર્યું કે "આ પુત્ર નમાલો છે. આને મેં ગુપ્ત ભેદ (વિચાર) કહી નાંખ્યો. પણ આ જરૂર મંત્રભેદ કરશે." એવું ચિંતવી તેણીએ છળ શોધી ભોજનમાં ઝેર ભેળવી પ્રદેશી રાજાને તે ઝેરી ભોજન ખવરાવ્યું. તેનાથી રાજાને અસહ્ય વેદના ઉત્પન્ન થઈ. આ કામ પોતાની રાણીનું છે, એમ જાણ્યા છતાં તેણે તેના પર કોપ કર્યો નહિ. સ્વયમેવ પૌષધાગારમાં જઈ દર્ભના સંથારા ઉપર પૂર્વાભિમુખ બેસી શક્રસ્તવ (નમુત્થુણં) ભણી મનમા પોતાના ધર્માચાર્યને સંભારી જાવજ્જીવસુધી સર્વ પાપસ્થાનોને વોસિરાવી સમાધિમાં કામધર્મ પામી પહેલા સૌધર્મ દેવલોકમાં સૂર્યાભ વિમાનને વિષે ચાર પલ્યોપમના આયુષ્યવાળો મહર્દ્ધિક દેવ થયો. આમ માત્ર ઓગણચાળીશ દિવસ સુધી શ્રાવકવ્રતની આરાધના કરવાથી સાડાબાર લાખ યોજનના વિસ્તારવાળા વિમાનને વિષે પ્રદેશી રાજા ઉત્તમ દેવપણું પામ્યા. તેણે પ્રદેશી રાજાના ભવમાં માત્ર તેર છઠ્ઠ કરી તેરમા છઠ્ઠને પારણે સંથારો કર્યો હતો. દેવપણે ઉત્પન્ન થયા પછી અવધિજ્ઞાને કરી પોતાને સમ્યક્ત્વના કારણભૂત પૂર્વ ભવની બીના જાણી તે સૂર્યાભદેવ અહીં વીર પ્રભુની પાસે આવી નાટક કરી સ્વસ્થાને ગયો. દેવાયુષ્ય પૂર્ણ કરી મહાવિદેહ ક્ષેત્રમાં જન્મ પામી દીક્ષા લઈ મોક્ષ જશે. ૩૧.

૩૨ પ્રશ્ન—લેશ્યાનું લક્ષણ શું?

ઉત્તર—જેનાથી આત્મા કર્મની સાથે જોડાય, તે લેશ્યા કહેવાય. એટલે જેમ સ્ફટિક રત્નની સામે જેવા જેવા રંગ-બેરંગી પદાર્થો ધરીએ, તેવો તેવો રંગ સ્ફટિકમાં દેખાય છે, તેમ કાળા લીલા વગેરે રંગવાળા દ્રવ્ય લેશ્યાના પુદ્ગલોના સંબંધથી જે આત્માનો પરિણામ થાય તે લેશ્યા કહેવાય. કહ્યું છે કે.

कृष्णादिद्रव्यसाचिव्यात्परिणामोऽयमात्मनः ॥
स्फटिकस्येव तत्रायं लेश्याशब्दः प्रवर्त्तते ॥१॥

આ લક્ષણ-ભાવલેશ્યાનું જાણવું. આ ભાવ લેશ્યાને ઉત્પન્ન કરનારા પુદ્ગલો દ્રવ્ય લેશ્યા કહેવાય. ૩૩.

૩૪ પ્રશ્ન—લેશ્યાનું અનુમાન શાથી થઈ શકે?

ઉત્તર—ટૂંકામાં એમ કહી શકાય કે યોગચેષ્ટાથી લેશ્યાનું અનુમાન કરી શકાય. કહ્યું છે કે-" योगचेष्टाप्रभेदेन लेश्यानुमानसंभवः ॥ " ઇત્યાદિ. અને વિસ્તારથી એમ સ્પષ્ટ કહી શકાય કે સામા માણસના વિચાર ઉચ્ચાર (ભાષા) આચાર (કાયાથી થતી ક્રિયાઓ) જોઈને. ૩૪

[ ચાલુ ]

# 'શ્રી જૈન સત્ય પ્રકાશ'નું

## बारमा वर्षनुं विषय-दर्शन

### પ્રતિકાર



### સંપાદકીય



### ઇતિહાસ, શિલ્પ, સ્થાપત્ય

## સાહિત્ય

## ચરિત્ર, કથા, વર્ણન, ઉપદેશ, પ્રકીર્ણ

તત્ત્વજ્ઞાન



## શ્રી કેસરિયાજી તીર્થ અંગે જાણવા જેવું

શ્રી. કેસરિયાજી તીર્થ અંગે 'ध्वज' અને 'જૈન' પત્રમાં પ્રગટ થયેલ સમાચાર નીચે આપવામાં આવે છે.

'ध्वज'ના તા. ૩૧-૮-૪૭ના અંકમાં નીચે મુજબ સમાચાર છપાયા છે:—

उदयपुर (डाक से)। अधिकृत सूत्र से ज्ञात हुआ है कि मेवाड़ का प्रतिक्रियावादी विधान, जो श्री कन्हैयालाल मुन्शी द्वारा गत २२ मई को मेवाड़ में लागू किया गया था, मेवाड़ प्रजा-मंडल के व्यापक विरोध के परिणाम स्वरूप महाराणा साहब द्वारा अस्वीकृत कर दिया गया है। अधिकृत रूप से यह भी मालूम हुआ है कि श्री मुन्शी ने महाराणा के वैधानिक सलाहकार पद से त्याग-पत्र देदिया है। मुन्शीजी का त्याग-पत्र महाराणा ने स्वीकार भी कर लिया बताते हैं।

'જૈન' પત્રના તા. ૨૪-૮-૪૭ના અંકમાં નીચે મુજબ સમાચાર છપાયા છે:-

સ્થળે-સ્થળના વિરોધના તારા અને ઉગ્ર ઝુંબેશને અંગે હાલ તુરત શ્રી ઉદયપુરના મહારાણાશ્રીએ પ્રતાપ વિશ્વવિદ્યાલયને અંગે શ્રી કેસરીયાજીના ભંડારમાંથી નાણાં લેવા લેવા સંબંધી પગલું પાછું ઠેલ્યું છે, દેવસ્થાનનિધિની મીટીંગ બંધાણી છે.

શ્રી કેસરીયાજીના ભંડારમાંથી દ્રવ્ય લેવા સંબંધમાં સખ્ત વિરોધ દર્શાવતો તાર અમદાવાદવાસી શ્રી લાલભાઈ ઉમેદચંદ લઠાએ પણ ઉદયપુરના ના. મહારાણાશ્રી પર મોકલાવેલ અને આ સંબધમા રાષ્ટ્રીય સરકારના હોમ મેમ્બર સરદાર વલ્લભભાઈ પટેલને પણ વિજ્ઞપ્તિ કરેલ કે આ પ્રશ્નમાં વચ્ચે પડી જૈન સમાજને સંતોષ થાય તેવી કાર્યવાહી કરો. સરદાર વલ્લભભાઈ પટેલનો શ્રી લાલભાઈ પર વળતો જવાબ પણ આવી ગયો છે કે–શ્રી-કેશરીયાજીભંડારમાંથી નાણાં ન લેવામાં આવે તેવી સલાહ મેં યોગ્ય સ્થળે મોકલી આપી છે.

શ્રી કેશરિયાજી તીર્થ અંગે 'જૈન' પત્રે તા. ૩૧–૭–૪૭ના અંકમાં 'સામયિક સ્ફુરણ'માં 'મેવાડનુ નવું રાજ્ય બંધારણ' એ મથાળા નીચે, નીચે મુજબ નોંધ લખી છેઃ–

"મેવાડનું નવુ રાજબંધારણ"

ઉદેપુરના મહારાણાએ પ્રજાના પ્રચંડ વિરોધને લક્ષમાં લઈને નવા રાજપ્રકરણી સુધારાને અભરાઈએ ચડાવી દેવાનો નિરધાર કર્યો હોય એમ ભીલવાડાથી પ્રકટ થયેલો, વર્તમાનપત્રો જોગ એક સંદેશો કહી જાય છે. જે રાજપ્રકરણી બંધારણ, લોકમતને કેંદ્રમાં રાખ્યા વિના, રાજાના ઈશ્વરાંશ ઉપર રચાય તે આજના યુગને કોઈ રીતે પણ બંધબેસતું ન બને એ દેખીતી વાત છે. રાષ્ટ્રની સર્વભૌમ સત્તા લોકમતનો સર્વથી અધિક આદર કરતી હોય એવે વખતે સર–મુખત્યારીના પાયા ઉપર રચાએલું ગમે તેવુ સુંદર બંધારણ પણ પ્રજાને અળખામણું લાગે. નવા બંધારણને આકર્ષક તેમજ લોકહિતમય બતાવવા, પ્રતાપ વિશ્વવિદ્યાલય જેવી કારીગરી આંખ આમળ ધરવામાં આવી હતી, પણ જાગૃત જનતા એમાં ભોળવાઈ નથી. નવા સુધારાનો ખરડો તૈયાર કરવાનું કામ, લોકસભામાંના રાજ્યના પ્રતિનિધિ મોહનસીંગ એસ. મહેતાને સોંપવામાં આવ્યું છે. આ કાર્યમાં બીજા રીયાસતી કાર્યકર્તાઓની પણ સલાહ લેવાશે. સરદાર વલ્લભભાઈની આખરી મંજુરી મળ્યા પછી તેનો અમલ કરવામાં આવશે એમ પણ એ સંદેશામાં કહેવાયુ છે. આ રીતે આખુ બંધારણ બદલવાનું હોય ત્યાં પ્રતાપ વિદ્યાલય અને કેસરીયાજીના દેવદ્રવ્યનો પ્રશ્ન સાવ ગૌણ બની જાય છે. કારણ રાજપ્રકરણી બંધારણનો એ ભાગ તો કેવળ આકર્ષણરૂપ જ હતો, અંદરની કરામતને ઢાંકવા પૂરતો હતો. લોકમતને અનુસરતું અને સત્કારતું કોઈ પણ બંધારણ જૈન સંઘની ઇચ્છા કે પરંપરાની અવગણના કરી શકે નહિ. એને બનાવટ કરવાની કે યોજના પ્રત્યે આકર્ષણ ઊભું કરવાની પણ જરૂર ન રહે આ રાજકારણી પલટાની પાછળ બીજાં પણ કેટલાંક બળો ભાગ ભજવતાં હશે. જૈન સંઘનો એકધારો અને સંગીન વિરોધ પણ મહત્ત્વનું સ્થાન લેશે

એક મુલાકાત દરમ્યાન જૂના સુધારાના શિલ્પી શ્રીયુત મુનશીએ કેટલીક અસંગત વાતો ઉચ્ચર્યાની હકીકત હિંદી જૈન સામયિકમા પ્રકટ થઈ છે. મુનશીજીએ એવી મતલબનું કહેલું કે જૈન તીર્થ કેસરીયાજીના દેવદ્રવ્યનો જુદો હિસાબ દેવસ્થાનનિધિ પાસે નથી–એટલે જૈનોના દેવદ્રવ્યને જુદું તારવી શકાય નહિ ખરેખર જ મુનશીજીએ આવો અભિપ્રાય આપ્યો હોય તો એમની પાસેથી આપણે વધુ સ્પષ્ટીકરણ મેળવવુ જોઈએ. ભવિષ્યમાં બીજાં તીર્થો અંગે ઉપયોગી બને એવુ માર્ગદર્શન આ પ્રકરણમાથી કદાચ મળી આવે

## દરેકે વસાવવા યોગ્ય

## શ્રી જૈન સત્ય પ્રકાશના ત્રણ વિશેષાંકો

### (૧) શ્રી મહાવીર નિર્વાણ વિશેષાંક

ભગવાન મહાવીરસ્વામીના જીવન સંબંધી અનેક લેખોથી સમૃદ્ધ અંક. મૂલ્ય છ આના (ટપાલખર્ચનો એક આનો વધુ)

### (૨) દીપોત્સવી અંક

ભગવાન મહાવીરસ્વામી પછીના ૧૦૦૦ વર્ષ પછીના સાતસો વર્ષના જૈન ઇતિહાસને લગતા લેખોથી સમૃદ્ધ સચિત્ર અંક: મૂલ્ય સવા રૂપિયો

### (૩) ક્રમાંક ૧૦૦ : વિક્રમ–વિશેષાંક

સમ્રાટ્ વિક્રમાદિત્ય સંબંધી ઐતિહાસિક ભિન્નભિન્ન લેખોથી સમૃદ્ધ ૨૪૦ પાનાનો દળદાર સચિત્ર અંક: મૂલ્ય દોઢ રૂપિયો

## શ્રી જૈન સત્ય પ્રકાશના બે વિશિષ્ટ અંકો

[૧] ક્રમાંક ૪૩–જૈનદર્શનમાં માંસાહાર હોવાના આક્ષેપોના જવાબરૂપ લેખોથી સમૃદ્ધ અંક: મૂલ્ય ચાર આના

[૨] ક્રમાંક ૪૫–ક. સ. શ્રી હેમચંદ્રાચાર્યના જીવન સંબંધી અનેક લેખોથી સમૃદ્ધ અંક : મૂલ્ય ત્રણ આના

## કાચી તથા પાકી ફાઇલો

'શ્રી જૈન સત્ય પ્રકાશ'ની ત્રીજા, ચોથા, પાંચમા, આઠમા, દસમા, અગિયારમા વર્ષની કાચી તથા પાકી ફાઇલો તૈયાર છે. મૂલ્ય દરેકનું કાચીના બે રૂપિયા, પાકીના અઢી રૂપિયા.

—લખો—

શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ
જેશિંગભાઈની વાડી, ઘીકાંટા, અમદાવાદ


મુદ્રક:–મગનભાઈ છોટાભાઈ દેસાઈ. શ્રી વીરવિજય પ્રીન્ટીંગ પ્રેસ, સલાપોસ ક્રોસરોડ, પો. બો. નં. ૬ શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય–અમદાવાદ. પ્રકાશક:–ચીમનલાલ ગોકળદાસ શાહ. શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ–અમદાવાદ.